# ॥ श्रीभक्तिग्रन्थमाला. ॥

પુષ્ટિમાર્ગીય જ્ઞાન અને ભક્તિરસથી ભરપૂર, દૃષ્ટાન્ત અને સિદ્ધાન્તોથી અલંકૃત, પ્રાચીન ગ્રન્થોમાંથી નવીન શોધ, અત્યાર સુધીમાં કોઇ પણ ઠેકાણે નહિ પ્રકટ થએલા, અત્યુત્તમ ગ્રન્થો.

## વાર્ષિક રૂા. ૩ માં ૧૦૦૦ પૃષ્ઠ પોસ્ટેજ સાથે મળે છે. (વી. પી. નો એક આનો જુદો.)

ગ્લેજ ચીકણા કાગળમાં, સુંદર મજબુત છીંટનું પાકું પુઠું, સ્ત્રીઓ પુરૂષો તેમજ બાળકોને મનન કરવા યોગ્ય, ભગવદ્‌વાર્તામાં વાંચવાલાયક, નિત્ય નિયમમાં પાઠ કરવા જેવા, મુસાફરીમાં સાથે રાખવા લાયકના ગ્રન્થો મળે છે.

**કારતક માસથી વર્ષ શરૂ થાય છે.** દરેક ગ્રાહકોને **"પ્રબોધસંબંધ કાવ્યમ્"** એ નામનું કીં. છ આનાનું પુસ્તક ભેટ મળે છે. આ વર્ષ માટે નીચેનાં પુસ્તકોની યોજના થઇ છે.

## પુ. ૧ લું. श्रीकृष्णस्तोत्ररत्नाकर.

આ ગ્રન્થમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગિરિધરજી મહાનુભાવી શ્રીહરિરાયજી મહારાજે શ્રીકૃષ્ણ ભગવાન્ (શ્રીઠાકોરજી) નું વિજ્ઞપ્તિદ્વારા કરેલા સ્તોત્રનું મૂળ શ્લોક સાથે અક્ષરશઃ ભાષાંતર (કે જે અત્યાર સુધીમાં કોઇ પણ ઠેકાણે પ્રકટ થયું નથી) આપવામાં આવ્યું છે. જેઓએ "बृहत्स्तोत्रसरित्सागर" નામનો ૨૩૭ ગ્રન્થનો પાઠ કરવાનો ગુટકો વાંચ્યો હશે અર્થાત્ જોયો હશે તેઓને તો આ ગ્રન્થ લેવા માટે ખાસ ભલામણ કરીએ છીએ.

આ ગ્રન્થમાં શ્રીકૃષ્ણ ભગવાની સ્તુતિ કરેલી હોવાથી બીજા ગ્રન્થો કરતાં આ ગ્રન્થ પ્રથમ પદે પસંદ કર્યો છે, જેથી પ્રત્યેક વૈષ્ણવે ખાસ કરીને વાંચવા જેવો થશે ને તેથી તેમની ધાર્મિક વૃત્તિ દૃઢ થશે, શ્રીભક્તિગ્રન્થમાળાના ગ્રાહકોને માટે કીંમત ૦-૧૨-૦ (પોસ્ટેજ તથા ભેટનું પુસ્તક સાથે) છુટક માટે બાર આના (ભેટના પુસ્તક પોસ્ટેજ વગર.)

## પુ. ૨ જું. श्रीपुरुषोत्तमसहस्रनाम.

(સટીક ગુજરાતી ભાષામાં ભાષાંતર કરેલું)

આ ગ્રથમાં શ્રીપુરુષોત્તમનાં હજાર નામ શ્રીમદ્‌ભાગવતમાંથી તત્ત્વરૂપે દોહન કરી શ્રીમદ્વલ્લભાચાર્યજીએ પ્રકટ કરેલાં છે કે જેનો પાઠ કરવાથી શ્રીમદ્ ભાગવતનો પાઠ કરવા જેટલું ફળ પ્રાપ્ત થાય છે, આ ગ્રન્થ ઉપર પંચમ ગૃહના તિલકાયત શ્રીરઘુનાથજી મહારાજે "**नामचन्द्रिका**" નામની સંસ્કૃતમાં વિસ્તૃત ટીકા લખી છે તે ટીકાનું મૂળ શ્લોક સાથે ભાષાંતર (કે જે અત્યાર સુધી પ્રગટ થયું નથી) આપવામાં આવ્યું છે, તેમજ શ્રુતિ, સ્મૃતિ, પુરાણ, સંહિતા, ગીતા આદિ ગ્રન્થોનાં પ્રમાણોથી તે નામોનું સમર્થ પ્રતિપાદન કરવામાં આવ્યું છે. જેથી આ પુસ્તક એક રત્ન સમાન થશે અને દરેક વૈષ્ણવને તે નિત્યનિયમમાં પાઠ કરવા ખાસ ઉપયોગી થઇ પડશે. પૃષ્ટ લગભગ ૫૦૦ ઉપરાંત શ્રી **મહાપ્રભુજી** તથા ટીકાકાર **શ્રીરઘુનાથજી** મહારાજનો ઉત્તમ ફોટો પણ આપ્યો છે. કીં. ગ્રન્થમાળાના ગ્રાહકોને **રૂપીઓ દોઢ**, (પોસ્ટેજ તથા ભેટના પુસ્તક સાથે) છુટક માટે **દોઢ રૂપીઓ** (પોસ્ટેજ તથા ભેટના પુસ્તક વગર) રાખી છે.

# પુ. ૩ જું. શ્રી વલ્લભાખ્યાન.

## ( શુદ્ધ ગુજરાતી ભાષામાં ટીકા )

વૈષ્ણવ શિરોમણિ શ્રી ગોપાળદાસજી કે જેઓ રાજનગરસ્થ ( અમદાવાદ ) ભાઇલા કોઠારીના જમાઇ હતા, તેમની વાર્તા દરેક વૈષ્ણવો જાણે છે કે તેઓ મુંગા હતા, પણ શ્રી ગુસાંઇજીની કૃપાથી તત્ક્ષણેજ બોલતા થયા ને આરંભમાંજ આ નવ આખ્યાન કર્યાં છે જેનો વૈષ્ણવો નિત્ય નિયમ પૂર્વક પાઠ કરે છે, આ આખ્યાન ઘણાં રસિક છે; સમગ્ર સિદ્ધાન્તોથી ભરપુર છે, ભક્તિનો સમુદ્ર છે, અને રસમય વાણી છે, જેથી તેની ટીકા કરવાનું કામ આરંભ્યું છે.

આ વર્ષે ઉપર જણાવેલા ત્રણ ગ્રન્થો આપવામાં આવશે. એક એક ગ્રન્થ રત્ન સમાન થશે, આશા છે કે આપ ગ્રાહક થઇ આભારી કરશો. પ્રથમ પુસ્તક વી. પી. કરી પ્રથમ વર્ષનું લવાજમ ૩, ત્રણ તથા વી. પી. નો એક આનો વસુલ કરવામાં આવશે, તે પછીના પુસ્તકો જેમ જેમ તૈયાર થશે તેમ મોકલવામાં આવશે.

---

# કીર્તન રત્નાકર. ( ચાર ભાગમાં )

**ભાગ ૧ લો**—નિત્યકીર્તન, **ભાગ ૨ જો**—વર્ષ દિવસના ઉત્સવોનાં કીર્તનો, **ભાગ ૩ જો**—દીનતા, આશ્રય, મહાત્મ્ય અને વિનતીનાં પદ, **ભાગ ૪ થો**—ગુજરાતી ભાષાનાં ધોળ મળી **૨૦૦૦ કીર્તનો** બાર માસના ઉત્સવોની કીર્તન વિધિ તથા શ્રીહરિરાયજી કૃત સેવા વિધિ સાથે કીં. રૂ. **૩-૦-૦ ત્રણ રૂપીઆ.**

# વલ્લભ પુષ્ટિ પ્રકાશ. ( ચાર ભાગમાં વ્રજભાષામાં )

**ભાગ ૧ લો**—મંગલાથી શયન પર્યંતની સાતે ઘરની સેવાવિધિ, તથા બારમાસિક ઉત્સવનો ક્રમ, સામગ્રી, સેવા, શૃંગાર, વસ્ત્ર, આભુષણ, વગેરે, **ભાગ ૨ જો**—ઉત્સવ નિર્ણય, એકાદશી નિર્ણય, વગેરે, **ભાગ ૩ જો**—બાર માસના ઉત્સવની ભાવ ભાવના, **ભાગ ૪ થો**-સેવાનાં સાહિત્યનાં વસ્ત્ર, આભુષણ, ઉત્સવની આરતિ, ડોળ, બંગલા, હીંડોળા વગેરેનાં ચિત્રો સાથેની સંપૂર્ણ હકીકતવાળું આ પુસ્તક દરેક વૈષ્ણવે પોતાના ઘરમાં રાખવા લાયક છે. કીંમત રૂ. **૩-૦-૦ ત્રણ રૂપીઆ.**

## પુષ્ટિમાર્ગની રીત પ્રમાણે સામગ્રી કરવા શીખવાની ઇચ્છા હોય તો જુઓ

# વ્યંજન પાક પ્રદીપ ( વ્રજભાષામાં પાંચ ભાગમાં )

**ભાગ ૧ લો**-ફલાહાર ૨૦ તરેહની સામગ્રી, **ભાગ ૨ જો**-દૂધઘરની ૧૩૭ તરેહની સામગ્રી, **ભાગ ૩ જો**-પુષ્ટિકારક પદાર્થો ૩૬ તરેહના, **ભાગ ૪ થો**-અન સખડી સામગ્રી ૨૫૪ તરેહની **ભાગ ૫ મો**-સખડી સામગ્રી ૧૬૬ તરેહનીવગેરે મળી કુલ ૬૧૩ જાતની સામગ્રી કરવાની સંપૂર્ણ માહિતી સાથેનું આ પુસ્તક દરેક મંદિરમાં તથા મરજાદી વૈષ્ણવોએ અવશ્ય વાંચવા લાયક છે. કીં. ૧-૮-૦

ચંગપોળ, ખતરીપોળ
**અમદાવાદ.**

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.**
વ્યવસ્થાપક—"શ્રી ભક્તિગ્રન્થમાલા" કાર્યાલય.

( ૨૦૦૦૦ વૈષ્ણવ કુટુંબમાં પ્રિય થઇ પડેલાં અતિ ઉત્તમને ઉપયોગી પુસ્તકો. )

# વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો.

જ્ઞાન અને ભક્તિ રસથી ભરપૂર, ૫૯૦ પદનો અપૂર્વ સંગ્રહ, સ્ત્રીઓ, પુરૂષો તેમજ બાળકોને હરનિશ મનન કરવા યોગ્ય, અને ભગવદ્દવાર્તામાં વાંચવા લાયક, નીચે મુજબ પ્રકરણો સાથેનું.

(૧) વૈષ્ણવોનું નિત્ય નૈમિત્તિકકર્મ, (૨) સવારથી સાંજ સુધી શ્રીની સેવામાં બોલવાનાં પદ, (૩) શ્રીયમુનાજીનાં ધોળ–પદ (૪) શ્રીનાથજી આદિ સાતે સ્વરૂપનાં પદ-ધોળ, સર્વોત્તમ, નવરત્ન, ભક્તિ પોષણ, વનયાત્રા મોટી (૫) જન્માષ્ટમીની વધાઇ તથા ધોળ (૬) શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની વધાઇ તથા ધોળ, (૭) શ્રીગુસાંઇજીની વધાઇ તથા ધોળ, (૮) શ્રીગોકુલનાથજીની વધાઇ તથા ધોળ (૯ અન્ય ગોસ્વામી બાળકોનાં ધોળ, (૧૦) રાસલીલાનાં ધોળ, (૧૧) વસંત હોરીના ખ્યાલ, રસિયા વગેરે (૧૨) શ્રીઠાકોરજીના યશ મહાત્મ્યનાં ધોળ. (૧૩) વિરહ, દિનતા અને વિનતિનાં ધોળ પદ. (૧૪) વૈષ્ણવ મહાત્મ્યનાં ધોળ ( ચોરાશી, બસોબાવન વૈષ્ણવ ) વગેરે, (૧૫) જીવશિક્ષા જ્ઞાન અને વૈરાગ્યનાં ધોળ પદ, (૧૬) આશરાનાં પદ. તથા હાલ ભૂતળ ઉપર બિરાજતા શ્રી ગોસ્વામી બાળકોના જન્મ દિવસની નોંધ, શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની ૮૪ બેઠકો કયા કયા સ્થળે છે તથા ત્યાં જવાના રસ્તાની સંપૂર્ણ માહિતિ સાથેનું છતાં કીંમત માત્ર ૦–૮–૦

# વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૨ જો.

નીચે મુજબ પ્રકરણો સાથેનો આ સંગ્રહ કે જેમાં ઘણાં અપ્રગટિત ધોળ પદનો સમાવેશ કરેલો છે.

(૧) નિત્યની શ્રીઠાકોરજીની સેવા કરવાનો પ્રકાર (૨) બારમાસિક ઉત્સવનાં કીર્તનો (૩) વલ્લભાખ્યાન ને મુળ પુરૂષ (૪) શ્રીયમુનાજીનાં ૪૦ પદ, તથા પરચુરણ (અપ્રગટિત) પદ અને ધોળ (૫) શ્રીનાથજી આદિ સાતે સ્વરૂપનાં પદ અને ધોળ (૬) રાસપંચાધ્યાઇનાં ધોળ, ગોપીગીત, યુગલગીત, ભ્રમર ગીત (નંદદાસજીકૃત) વગેરે (૭) વસંત, ધમાર, ડોલ, હોરી, રસીઆ ખ્યાલ વગેરે (૮) વૈષ્ણવ મહાત્મ્યનાં પદ, અને ધોળ, અષ્ટસખાનાં ( અપ્રગટીત ) ધોળ, ચોરાશી વૈષ્ણવનાં બે મોટાં ધોળ સાથે. (૯) ચિંત્વનનું ધોળ, વૈરાગ્ય શતક, સુરસાઠી, સુરપચિસી (૧૦) દિનતા આશ્રયનાં પદ વગેરે, તથા શ્રીમહાપ્રભુજી શ્રી ગુસાંઇજીના સેવ્ય શ્રીઠાકોરજીનાં સ્વરૂપ પ્રગટ થયાનો પ્રકાર, પ્રથમ સેવા કોણે કરેલી, હાલ કયાં ને કોને માથે બિરાજે છે તેની માહીતી, તેમજ શ્રીમદ્વલ્લભાચાર્યજી તથા શ્રીયમુનાજીના સુંદર ફોટા સાથે સુશોભીત પાકુ પુઠું, છતાં કીંમત માત્ર ૦–૮–૦ આઠ આના.

# તીર્થક્ષેત્રનો નકશો.

આખા હિંદુસ્તાનમાં આવેલાં વૈષ્ણવ સંપ્રદાયનાં સઘળાં તીર્થયાત્રાનાં સ્થળોએ જવા માટેની સંપૂર્ણ માહિતી સાથે કીં. ૦–૧–૦, પોસ્ટેજ ૦–૦–૬ મળી દોઢ આનાની ટીકીટ મોકલી મંગાવો.

॥ श्रीकृष्णाय नमः ॥



શ્રી આચાર્યજી મહાપ્રભુજી (શ્રીમદ્વલ્લભાચાર્યજી) ના

# ૮૪ वैष्णवनी वार्ता.

ઘણા પ્રાચીન ગ્રન્થોના આધારે અનેક ટિપ્પણ તથા ઐતિહાસિક પ્રાચીન અને નવીન માહિતી, દૃષ્ટાન્તો અને સિદ્ધાન્તો સહિત તૈયાર કરી રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,


લલ્લુભાઈ છગનલાલ દેસાઇ.

વ્યવસ્થાપક-"શ્રીભક્તિગ્રન્થમાળા" કાર્યાલય.

ચંગપોળ, ખતરીપોળ-અમદાવાદ.



શ્રીકૃષ્ણાબ્દ. ૫૧૪૩ | શ્રીવલ્લભાબ્દ. ૪૩૯







સંવત ૧૯૭૩. | સને ૧૯૧૭.

આવૃત્તિ ૧ લી. | પ્રત ૧૧૦૦.

કીં. રૂ. ૨-૦-૦.

ગ્રન્થસ્વામિત્વના સર્વ હક્ક
કર્તાએ સ્વાધિન રાખ્યા છે.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૬૭૭૩

॥ શ્રી નાથજી ॥



પાટોત્સવ મહા વદિ ૭.

અમદાવાદમાં
કાળુપુર, ટંકશાળની પોળ,
“શ્રીરામકૃષ્ણ” પ્રીન્ટીંગ પ્રેસમાં
શા. મગનલાલ હરિવલ્લભદાસે છાપ્યું.



# આલોચન

नाहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना ।

श्रियं चात्यन्तिकीं ब्रह्मन् येषां गतिरहं परा ॥  भागवत. स्क. ९

ज्ञानी चेत् भजते कृष्णं तस्मान्नास्त्यधिकः परः ॥  त. नि–१४

ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥

समः शत्रौ च मित्रे च तथा  मानापमानयोः ॥

शीतोष्णसुखदुःखेषु समः संग विवर्जितः ॥इति गीतायां.

ભાગવત, ગીતા, શ્રુતિ, સ્મૃતિ, પુરાણો, સંહિતા આદિ વાકયો દ્વારા, તેમજ શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજીનાં વચનામૃતોથી, વળી મહાનુભાવી શ્રીહરિરાયચરણની આજ્ઞાઓથી તદુપરાંત સર્વ સ્થળેથી માન્ય થયુંજ છે કે–ભગવાનના નિર્ગુણ, ગુણાતીત અનન્ય ભકતોએ જેવી રીતે ભગવાનને પ્રસન્ન કર્યા છે, તેવીજ રીતે તેમની અનુકરણીય ભક્તિથી, અર્થાત્ તેમના ભજનથી–ગુણગાનથી, આ અસાર, ભવસાગર, સંસાર સહેજે તરી શકાય છે. એ નિર્વિવાદ સત્યજ છે. શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં ભગવાને શ્રીમુખે આજ્ઞા કરી છે કે, **मद्भक्तपूजाभ्याधिका** મારા કરતાં પણ મારા ભકતનો આદર કરવો એ અધિક છે.

૧

## ૮૪ વૈષ્ણવોની વાર્તાનું મૂળ.

શ્રીમદગ્નિકુમારના ચતુર્થકુમાર, યવન ધર્મીઓના પ્રચંડ આક્રમણ સામે આ સંપ્રદાયની ઓજસ્વિતાને ટકાવી રાખનારા, પરમ મહાનુભવી શ્રી ગોકુલનાથજી આ વાર્તાના મૂલ પ્રકટ કર્તા છે. શ્રી મહાપ્રભુજીએ પ્રકટ કરેલા પુષ્ટિરસ લીલા સમુદ્રમાં પ્રકાશતાં આ ૮૪ રત્નોજ એઓશ્રીએ પ્રકટ કરેલાં છે. એ સંબંધે જે આખ્યાયિકા છે તે આ ગ્રન્થનાં પૃષ્ઠ ૪ થું જોવાથી ધ્યાનમાં આવી શકે તેમ છે. તે ઉપરથી સ્પષ્ટ સમજાશે કે આ વાર્તાઓ ઐતિહાસિક રીતે લખવામાં આવેલી નથી. શ્રી ગોકુલેશ પ્રભુ ભગવત્પરિચર્યાથી પરવારીને રાત્રિએ નિજ અંતરંગ ભકતોને શ્રી મહાપ્રભુજીના અને શ્રી ગુસાંઈજીના સેવકોનું રમણીય ચરિત્ર કહેતા. એઓશ્રીના શ્રોતાઓમાંના એક ભગવદીયએ વાર્તાઓને શ્રવણ કરીને પ્રતિદિન ઘેર જઇ તે લખી લેતા. એક વેળાએ શ્રી ગોકુલનાથજીએ એકવાર કહેલી વાર્તા ફરીને કહેવાનો આરંભ કર્યો. વાર્તાનો ઉલ્લેખ કરનારા ભગવદીયે વિનતિ કરી કે પ્રભો ! એ વાર્તાનું નિરૂપણ તો એકવાર શ્રીમુખથી થયું છે. એ સેવકની એવી સ્મૃતિનું કારણ પુછતાં તેમણે એ સર્વ વાર્તાઓ લખી લેવાનો પોતાનો વ્યવસાય નિર્ભય હૃદયે કબુલ્યો. ત્યાર પછી અધિકાર રહિત જીવો પાસે આવાં ચરિત્રામૃતો જાય એ આપશ્રીને ઇષ્ટ ન હોવાથી

તે દિવસથી વાર્તાનું કથન બંધ કર્યું. એ વખતે વાર્તાઓમાં શ્રી મહાપ્રભુજીના સેવકોની ૮૪ સંખ્યા અને શ્રી ગુસાંઈજીના સેવકોની ૨૫૨ સંખ્યા થઇ હતી. હાલ તેટલીજ સંખ્યામાં એ પરમ પુનીત પ્રભુ ભકતોનાં ચરિત્રો ભગવદીયો ગાય છે. મૂલ્ વાર્તા બહુજ સ્વલ્પરૂપમાં ટિપ્પણરૂપે વ્રજભાષામાં લખાયલી હતી ત્યાર પછી શ્રીનાથ ભટ્ટજી નામના એક વિદ્વાન ભટ્ટજીએ ૮૦૦ શ્લોકમાં સંસ્કૃત ભાષામાં લખી છે. પછીથી એ સ્વલ્પ વાર્તાઓને રૂચિકર અને આકર્ષક બનાવવાના ઉદ્દેશથી વ્રજભાષાના લેખકોએ ક્રમશઃ વિસ્તૃત કરી દીધી. જો કે શોધક બુદ્ધિએ અવલોકનાર પ્રભુકૃપાપાત્ર ભગવદીયને તો એ વાર્તા મૂલ કેવા સ્વરૂપમાં હશે અને તેના ઉપર મનુષ્ય વૃતિનાં કેટલાં પડ જામેલાં છે એની ખબર પડયા વીના રહે તેમ નથીજ. આ વિષય ગહન્ છે, તેનો નિર્ણય કરવાની યોગ્યતા મારામાં નથી. માટે તેનો વિશેષ વિચાર આ માર્ગના વિદ્વાનોને સ્વાધીન કરશો એજ યોગ્ય છે. ૫૦ વર્ષ ઉપર ઉત્તર હિંદુસ્તાનમાં સૂર્યદાસ નામના એક વૈષ્ણવ ક્ષત્રિયે "શ્રી વલ્લભ કુલ કલ્પદ્રુમ" નામનો સંસ્કૃત ભાષામાં ગ્રન્થ લખ્યો છે. તેમાં પણ ૮૪ વૈષ્ણવોની વાર્તા શ્લોકબદ્ધ રૂપમાં સંક્ષેપમાં વર્ણવી છે.

સદ્‌ગત ગોવર્ધનદાસ લક્ષ્મીદાસે આવી વાર્તાઓના પ્રાચીન ગ્રન્થોમાંથી શોધ ખોળ કરી ઘણું શોધન કરી તેમણે એક ૮૪ વૈષ્ણવની વાર્તાનું પુસ્તક છપાવ્યુ છે. તેની પ્રસ્તાવનામાં તેઓશ્રી જણાવે છે કે-આ વાર્તાના મૂળ પ્રાચીન ગ્રન્થોના શોધન માટે ઘણાં પુસ્તકો એકત્ર કરી જણાવ્યું છે કે–મૂળ વાર્તા ૨૦૦૦ શ્લોકની હોવા છતાં ઉત્તરોત્તર લખીઆઓએ તેમાં સ્વકપોલકલ્પિત કેટલીક વાર્તાનો વધારો કરી લગભગ ૧૦૦૦૦ શ્લોક સુધી ગ્રન્થ મોટો કર્યો છે. કદાચ તેમાં એતન્માર્ગીય ગ્રન્થોના વિષયો લેઇ વધારો કર્યો હોત તો હરકત નહોતી, પણ સ્વમત્યાનુસાર જે વધારો કર્યો છે તે ઇષ્ટ નથી. તેમજ મારા તરફથી "શ્રી ગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ" એ નામનું પુસ્તક છપાયું ત્યારે તે માટે મેં કેટલાંક હસ્ત લિખિત પુસ્તકોનો સંગ્રહ કર્યો હતો તે દ્વારા પણ જણાયું છે. ( જુઓ તે પુસ્તકની પ્રસ્તાવના. )

## ૨

અત્યાર સુધીમાં આ વાર્તાનાં ફકત ત્રણ પુસ્તકો છપાયાં છે. અને મારા તરફથી આ ચોથું પુસ્તક છપાવી તેને વૈષ્ણવોની સેવામાં મૂકવાનું થાય છે. તેથી આ વાર્તા છપાવવા માટે મેં મેળવેલો ૮૪ વૈષ્ણવની વાર્તાનાં પ્રાચીન પુસ્તકોનો સંગ્રહ, તેમજ બીજાં પુસ્તકોનું અવલોકન કરતાં મારા અનુભવથી મને જે માલુમ પડયું છે તે જણાવવાની રજા લઉં છું.

આ ૮૪ વૈષ્ણવની વાર્તા માટે બીજા ઘણા ગ્રન્થોમાંથી પણ આ વાર્તાઓ ઉપરાંત કેટલુંક અગત્યનું વૃત્તાન્ત મળી આવે છે, ને તે એટલું બધું જરૂરનું છે કે તેને આ વાર્તાઓ સાથે દરેક વૈષ્ણવે જાણવાની જરૂર છે. દાખલા તરીકે કૃષ્ણદાસ મેઘનની વાર્તા જુઓ પાનુ ૧૦ માં આવીજ બીજી વાર્તાઓ માટે પણ શ્રીવલ્લભદિગ્વિજય, શ્રીવલ્લભચરિત્ર, ભાવસિન્ધુ, વગેરે સબળ પ્રમાણના ગ્રન્થો પણ જ્યારે વધુ હકીકત બતાવે છે ત્યારે તે જણાવવા બીજા ગ્રન્થકારોએ એ પ્રયત્ન કેમ નહી કર્યો હોય? એ શંકા છે. કારણ કે આ વાર્તા ઘણા ભાગે હસ્તલિખિત છે પણ જ્યારે સૌથી પ્રથમ આ વાર્તાનું પુસ્તક ગોવર્ધનદાસ લક્ષ્મીદાસે છપાવ્યું ત્યારે તેમણે તે વાર્તાઓમાં આવા બીજા ગ્રન્થોમાંથી હકીકત લીધી નથી.

આ વાર્તાનું બીજું પુસ્તક ડાકોરના બાવા રામદાસજી તરફથી છપાઇ બહાર પડયું છે. તેમણે પોતાના તે ગ્રન્થમાં કોઇ પણ જાતનું ગ્રન્થકાર તરીકેનું કર્તવ્ય દર્શાવવા યત્ન કર્યો નથી.

ત્રીજું પુસ્તક રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તરફથી છપાયું છે. તેમણે તેનું ગુજરાતી ભાષામાં ભાષાન્તર કરાવ્યું છે, સિવાય બીજો કંઇ સુધારો કર્યો નથી.

" વળી જેને પ્રાચીન ભાષાનું સંપૂર્ણ અનુભવી જ્ઞાન નથી અને જેમણે સ્વસંપ્રદાયનું ખરૂં રહસ્ય જોયું નથી, જાણ્યું નથી, માન્યું નથી, સ્વીકાર્યું પણ નથી, તેવાઓએ આવા હરકોઇ સંપ્રદાયના સબળ પ્રમાણરૂપ મનાતા અમૂલ્ય ગ્રન્થોમાં પોતાની કપોળ કલ્પીત સ્વલ્પ બુદ્ધિદ્વારા તે ગ્રન્થો સુધારવાના પુણ્યને બદલે પાપજ લેવાનું કાર્ય વહન કર્યું છે. એતો નિર્વિવાદજ છે. અને તેવા મૂળ ગ્રન્થના કર્તા કે જે પરલોકગામી થયા હોય તેવાઓને ભુષણને બદલે દૂષણ અર્પે છે. તેથી તેમ કરવું તેમને ઇષ્ટ નથી. અસ્તુ:

૩

અમોએ આ વાર્તા પ્રગટ કરવા માટે જેજે ગ્રન્થો શોધ્યા છે, તેનું લીસ્ટ વાચક વૃન્દની જાણ માટે આપીએ છીએ.

| પુસ્તકનું નામ. | કર્તાનું નામ. |
|---|---|
| ૧ ૮૪ વૈષ્ણવની વાર્તા. ૪-૫ (વ્રજભાષા) | હસ્તલિખિત પ્રતો |
| ૨ દ્વાદશ કુંજની ભાવના | ,, |
| ૩ ૮૪ બેઠક ચરિત્ર | ,, |
| ૪ ૮૪ વૈષ્ણવની વાર્તા (વ્રજભાષા) | સદ્દગત ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ મુંબાઈ. |
| ૫ ,, ,, | બાવા રામદાસજી ગુરૂ ગોકુળદાસજી ડાકોર. |
| ૬ ,, (ગુજરાતી) | બુ. સે. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે અમદાવાદ. |
| ૭ શ્રીવલ્લભદિગવિજય (ગુજરાતી) | રા. રા. વિશ્વનાથ ગોવીંદજી જામનગર. |
| ૮ ,, ,, | બુ. સે. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. અમદાવાદ. |
| ૯ શ્રીવલ્લભાચાર્ય જન્મ ચરિત્ર ,, | સદ્દગત ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ મુંબાઇ. |
| ૧૦ શ્રીવલ્લભ ચરિત્ર ,, | રા. બ. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ નડીઆદ. |
| ૧૧ શ્રીવલ્લભ વિલાસ (વ્રજભાષા) | ચોખંબા સંસ્કૃત સીરીઝ કાશી. |
| ૧૨ નાગર સમુચ્ચય ,, | શ્રીધર શીવલાલ પંડિત મુંબાઇ. |
| ૧૩ રાગરત્નાકર ,, | હરિપ્રસાદ ભગીરથજી મુંબાઇ. |
| ૧૪ કીર્તનરત્નાકર ,, | શ્રીયુત ત્રીભોવનદાસ પીતામ્બરદાસ નડીઆદ. |
| ૧૫ શ્રીમદ્દભગવદ્દગીતા સમશ્લોકી. | શ્રીયુત વિઠ્ઠલદાસ રાજારામ દલાલ મુંબાઇ. |
| ૧૬ ભાવસિન્ધુ (વ્રજભાષા) | આણંદજી વેલજી પરમાર રાજકોટ. |
| ૧૭ પંચામૃત ,, | ,, ,, |
| ૧૮ ષોડશ ગ્રન્થોની ટીકાઓ | |
| ૧૯ પુષ્ટિભક્તિસુધા માસિક | શ્રીયુત વાડીલાલ નગીનદાસ શાહ. બી. એ. એલ. એલ. બી. મુંબાઇ. |
| ૨૦ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભા. ૧ લો | લલ્લુભાઇ છગનલાલ દેસાઇ અમદાવાદ. |
| ૨૧ ,, ભા. ૨ જો | ,, ,, |
| ૨૨ શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર. | ,, ,, |

ઉક્ત પુસ્તકોના પ્રકટ કર્તાઓએ જે પરિશ્રમ લીધો છે તે ઘણો સ્તુતિ પાત્ર છે.

આ સિવાય પણ હસ્ત લિખતિ ૮૪ વૈષ્ણવની વાર્તા ૪-૫, ધોળ, પદ, ચોખરા વગેરે ઇત્યાદિ ગ્રન્થોના આધારે આ ગ્રન્થની રચના કરી છે.

૪

હવે આપણે આ ગ્રન્થમાં આપેલી વાર્તાઓ તરફ લક્ષ કરીએ—અત્યાર સુધીમાં જે વાર્તાઓ લખાઇ છે અને છપાઇ છે તે દરેકમાં વૈષ્ણવ સંખ્યા ૮૪ ને બદલે ૮૭–૯૦–૯૧–૯૨ થાય છે. તેનું કારણ કોઇ પણ ગ્રન્થકારે જણાવ્યું નથી. તેથી અમોએ તે તરફ લક્ષ આપી સઘળા ગ્રન્થો ઉપરથી તથા ૮૪ વૈષ્ણવનાં ધોળ, તથા ચોખરા વગેરે ઉપરથી તેનું કારણ શોધી કાઢયું છે. અમુક વૈષ્ણવના કુટુંબની અવાંતર વાર્તાઓ આવે છે ને તે પણ સાથે ગણવાથી ૮૪ થી સંખ્યા વધે છે ને તે એ કે પદ્મનાભદાસજી વૈષ્ણવ ૪ થા અને તેમના કુટુંબની ૩ વાર્તાઓ. આવે છે ( જુઓ પાનું ૩૯ )

શેઠ પુરુષોત્તમદાસજી વૈષ્ણવ ૬ ઠ્ઠા તેમના કુટુંબની ૨ વાર્તા આવે છે (જુઓ પાનું ૫૨)

જગન્નાથજોશીનાં માતા વૈષ્ણવ ૩૧ મા તેમના કુટુંબની ૨ વાર્તા આવે છે (જુઓ પાનું ૧૧૦)

કુંભનદાસજી વૈષ્ણવ ૮૩ મા તેમના કુટુંબની ૧ વાર્તા આવે છે ( જુઓ પાનું ૨૬૩ )

ઉપર પ્રમાણે અવાંતર વાર્તા કુલ ૮ થાય છે એટલે કોઇ ગ્રન્થકારે આ આઠ પૈકી બે ચાર વાર્તા લીધી હોય તો તેટલી સંખ્યા વધારે થાય અને તેથીજ અમોએ આ વાર્તામાં તેમ નહિ કરતાં " કુટુંબની વાર્તા " એમ લખી તેવી વાર્તાઓ છુટી પાડી છે. અને તેથીજ આ પ્રમાણે ક્રમ ગોઠવ્યો છે.

૫

આ ૮૪ વૈષ્ણવો પૈકી જે જે વૈષ્ણવોને માથે શ્રી ઠાકોરજી બિરાજતા હતા તે પ્રથમ ક્યાંથી પ્રગટ થયા, હાલ કયાં ને કોને માથે બિરાજે છે. તે વીષેની હકીકત તે વાર્તાપ્રસંગમાં ફુટનોટમાં આપવામાં આવી છે. આવી હકીકત માટે તો મેં ખાસ કરીને વ્રજયાત્રા કરી તેમજ કાઠીયાવાડની મુસાફરી કરી બની શકે તેટલું શોધન કર્યું છે છતાં પણ કોઇ વૈષ્ણવ જણાવશે તો પુનઃ આવૃત્તિ વખતે તેને દાખલ કરીશું ને તેમનો ઉપકાર માનીશું.

૬

આ પ્રમાણે આ ગ્રન્થ છપાવતા પહેલાં ને છપાવતી વખતે વચ્ચે વચ્ચે કેટલાક મહાનુભાવી ભગવદીઓની સલાહ લેવાતી ને તેઓ જેમ સુચના કરતા તેમ તેમાં યોગ્ય ફેરફાર થતો તેથી તેઓ સલાહકારકોનો આ સ્થળે આભાર માનું છું.

૭

આવા પ્રકારનો આ ગ્રન્થ પ્રકટ કરવામાં પ્રાચીન ગ્રન્થો મેળવી તેમાંથી પણ તે વૈષ્ણવો માટેની વધુ હકીકત શોધન કરી, તે ગ્રન્થોનો આશય આ વાર્તાને લગતો હોય તો તે જણાવવાનું, તેને સઘળું એકત્ર કરી તેનું મુદ્રણ કરાવવું જેટલું અગત્યનું છે તેટલુંજ મુશ્કેલ પણ છે, આ ગ્રન્થ પ્રગટ કરવામાં ખાસ બીજા ગ્રન્થોનું અવલોકન કર્યું છે તે વાચકવૃન્દે જુદું જોવું નથીજ ને તે જે ગ્રન્થોમાંથી દાખલ કર્યું હશે તે બધું ફુટનોટથી જણાવ્યું છે, તેમજ તે કયા ગ્રન્થમાંથી લીધું છે તે પણ ત્યાં દર્શાવવામાં આવ્યું છે.

આ પુસ્તક માટે હું પોતે ખાસ વ્રજની યાત્રાએ ગયો હતો ત્યાંથી કેટલીક માહીતી મેળવી હતી તેમજ કાઠીયાવાડમાં પણ રાજકોટ, જામનગર, જુનાગઢ, વેરાવળ વગેરે સ્થળે મુસાફરી કરી સતત્ પ્રયત્ને કેટલીક હકીકત મેળવી દાખલ કરી છે.

૮

આ પુસ્તક લખવામાં મારા મિત્ર ચકલાશીનિવાસી શા. ચંદુલાલ ચુનીલાલે મને અત્યન્ત મદદ કરી કૃતાર્થ કર્યો છે. કે જેમની સલાહ સુચના ને વખતો વખતની મદદ દ્વારા આ ગ્રન્થ સૌભાગી વાચકવૃન્દ વૈષ્ણવ બન્ધુઓ સમક્ષ રજુ કરવાનું સૌભાગ્ય મેળવવા સૌભાગી થયો છું. જેથી ઉક્ત મહાશયનો આ સ્થળે શુદ્ધ અન્તઃકરણ પૂર્વક આભાર માનું છું.

૯

મહાનુભાવી ૮૪ વૈષ્ણવની વાર્તામાંથી જે બોધ મળે, ને તેની સારી અસર તેમના પછીની આવતી હાલ સુધીની પ્રજા ઉપર કેવી થાય છે, અને તેથી મહાન્ પુરૂષોના ચરિત્રોમાંથી સારાં પરિણામનો કેટલો બોધ થાય છે, એ આ વાર્તામાંથી મળી આવે છે. ને તેની સારી અસર થવા માટે અમોએ દરેક વાર્તા પ્રસંગના અન્તમાં તેમાંથી કેવો ને કટલો બોધ હાલની પ્રજાએ મેળવવો જોઇએ છે, તેનું ટુંક વૃત્તાન્ત તે પ્રસંગના અન્તમાં આપ્યું છે તે તરફ ખાસ લક્ષ ખેંચવા વિનંતી છે. વસ્તુ માત્ર આવે છે ને જાય છે, તન ને મનની સ્થિતિમાં પણ પ્રતિક્ષણે ફેરફાર થાય છે, મનુષ્યનું કૃત્ય ને બુદ્ધિની પરિસીમા ક્ષણે ક્ષણે ફરતીજ જાય છે, આ કલિકાલ એવો છે કે સત્પુરૂષોની બુદ્ધિ પણ નષ્ટ થતી જાય છે, એવા અનેક પ્રકારના ફેરફાર કરી મુકે છે; તેવામાં આ પ્રાચીન ગ્રન્થો કાળ બળની સ્થિતિનું તાદસ્ય દર્પણ છે. નાશવંત જીવતરમાં શું શું બન્યું છે. અનંત શક્તિમાન્ પ્રભુએ શું શું લીલાઓ બતાવી છે, તે આવા ગ્રન્થો ઉપરથી જણાય છે. અને આ વાર્તામાં ભક્તિ અને નીતિની પરિસીમાનું કેવું દર્શન થાય છે તે જોવાનું કે જાણવાનું મારી શક્તિ બહાર છે. તેમજ તેની તુલના કરવા હું યોગ્ય નથી તે કાર્ય તો વ્હાલા વૈષ્ણવ બન્ધુઓ વાચકવૃન્દને સોંપી આ આલોચન હવે સમાપ્ત કરૂં છું.

# ઉપસંહાર.

આ પુસ્તકના ભાષાન્તર કરવા સબન્ધે થોડુંક બોલી વાચકવૃન્દને વિનંતિ કરૂં છું કેઃ– આવા મહાનુભાવીઓનાં મહત્ ભાવોનું દિગ્દર્શન રૂપી આ વાર્તા કયાં ? તેમના હૃદયના આન્તરભાવો કયાં, તેમને સ્વપ્રભુએ કરેલાં અનવધિ દાનો કયાં, રસેશ પ્રભુએ રસ ભકતોની સાથે કરેલી રસમયલીલા કયાં, દામોદરજી, કૃષ્ણદાસજી, પદ્મનાભદાસજી આદિ ભગવદીયોની દઢીભૂત ભાવનાઓ કયાં, અને કયાં મારી આ બોબડી તોતડી વાણી ! એ શક્તિ બહારનું કાર્ય છે. છતાં તે કાર્ય આજે પૂર્ણ ઉત્સાહથી શ્રીમહાપ્રભુજીની કૃપાથી અને આ ૮૪ ભગવદીયોના અનુગ્રહથી વૈષ્ણવ બન્ધુઓ સમક્ષ મુકવાનું સૌભાગ્ય મળ્યું છે તે અખંડિત રહો એમ યાચના કરૂં છું.

ભૂલો હશે, સમજણુ દોષ હશે, રસમય ગ્રન્થ કરવા જતાં કદાચ મૂળ વાક્યોમાં કંઈ ફેરફાર કરવો પડ્યો હશે એમ સંશય તો રહે છેજ. તથાપિ આ કાર્યમાં પ્રભુએ મને નિમિત્ત બનાવ્યો એમ માનીને સંતોષ માનું છું. મહાનુભાવી ભક્તો સમક્ષ તો હું એક સ્વલ્પ બુદ્ધિનો અલ્પ પ્રાણી છું, જ્ઞાનીઓ, પંડિતો, અને સાક્ષરો સમક્ષ તો હું એક અજ્ઞાનનો ભંડાર છું. કારણ આ ગ્રન્થ સાક્ષરની બુદ્ધિથી લખાયો નથીજ. કેવળ ભકિત ભાવથીજ લખાયો છે. જેથી ભાષામાં અર્થાત્ વાક્યોમાં ભિન્નતા માલુમ પડે તો તે તરફ દૃષ્ટિપાત ન કરતાં વાર્તામાં રહેલો ભકિતભાવ અને સારનેજ ગ્રહણ કરશો. અને મારા દોષ પ્રતિ દયા દૃષ્ટિથી જોશો ને વિચારશો કે કયાં આ મહાનુભાવીઓના ભાવો ને કયાં મારી સ્વલ્પ બુદ્ધિ ? એ બેનો મુકાબલો કરવો એ નિરર્થક છે.

જે ભકતોએ આવી અનન્ય, એકાગ્રચી, પ્રભુની પ્રેમલક્ષણા ભક્તિ કરી છે, પ્રભુ માટે પોતાનું સર્વસ્વ સમર્પણ કર્યું છે ને પોતાની અખંડ કીર્તિ વિસ્તારી છે, તેવીજ સન્મતિ આ ગ્રન્થના વાચકોના હૃદયમાં પ્રેરો, પ્રેમ ભરો, યશવિસ્તરો, મહાનુભાવી થમ પ્રભુનું સ્મરણ, ભગવદીઓએ ગાયેલી–કરેલી લીલાનું અવગાહન, તેનું પાન વારંવાર કરો **इति अभ्यर्थना.**

ચંગપોળ, ખતરીપોળ–**અમદાવાદ.**
**માર્ગશીર્ષ કૃષ્ણનવમી.**
( શ્રીગુસાંઇજીનો ઉત્સવ )
સંવત ૧૯૭૩.

લી. આપનો કૃપાકાંક્ષી
દાસાનુદાસ વૈષ્ણવ,
**લલ્લુભાઇ છગનલાલ દેસાઇના**
જયશ્રીકૃષ્ણ.

**શ્રીગોકુલનાથજીકે વચનામૃત મજકે માસસું દેખનો. તીજ તેરસ ઓર પાંચમ પુનમ એક. ચૌદસ અમાવસ તજની. યા વચનામૃતપેં વિશ્વાસ રાખિકેં પ્રયાણ કરે તો મનોર્થ સિદ્ધ હોય.**

| પો. | મા. | ફા. | ચૈ. | વૈ. | જે. | અ. | શ્રા. | ભા. | આ. | કા. | મા. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | બહોત સુખ હોય, કલેશ ન હોય, અર્થ પૂર્ણ હોય. |
| ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | મહાભારત હોય, અશુભ, જીવનાશ હોય. |
| ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | અર્થ પૂર્ણ હોય, મનોરથ સિદ્ધ હોય, કામના પૂર્ણ હોય. |
| ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | કલેશ હોય, જીવનાશ હોય, કુશલસૂં ઘર નહિ આવે. |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | વસ્તુલાભ હોય, મિત્ર મિલે, વ્યાધિ મિટે, લાભ હોય. |
| ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | મહાચિંતા હોય, વિયોગ હોય, કદાચિત્ ઘર આવે. |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | સૌભાગ્ય પાવે, રત્નસહિત ભલીભાંતિસું ઘર આવે. |
| ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | મિલવો ન હોય, બહોત બુરોહોય, જીવનાશ હોય, દુઃખપાવે. |
| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | આશા પૂર્ણ હોય, સૌભાગ્યપાવે, કામના સિદ્ધ હોય. |
| ૧૦ | ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | સૌભાગ્ય પાવે, દિન બહોત લગે, કુશલસું ઘર આવે. |
| ૧૧ | ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | કલેશ હોય, જીવનાશ નહિ, સૌભાગ્ય પાવે નહિ. |
| ૧૨ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | માર્ગમેં સિદ્ધિહોય, મિત્રમિલે, વિઘ્નમિટે, ધનકો શિઘ્રલાભહોય. |


## અમારે ત્યાં મળતા ઉત્તમ ફોટાઓ.

શ્રીમદ્વલ્લભાચાર્યજી, શ્રી ગુસાંઇજી, શ્રી યમુનાજી, શ્રી ગોકુલનાથજી, શ્રી કન્હૈયાલાલજી, શ્રી વલ્લભલાલજીના ઉત્તમોત્તમ ફોટા મળે છે. દરેકની કીં. ૦-૦-૬ મગાવાની ઇચ્છાવાળાઓ તેટલી કીંમતની ટપાલમાં ટીકીટો મોકલવી.




# અનુક્રમણિકા.

તદ્દન મફત !

## શ્રીસર્વોત્તમસ્તોત્ર તથા નામાવલી.

આ સર્વોત્તમસ્તોત્રનો પાઠ અને નામાવલીનો જપ કરવાની ઇચ્છાવાળાઓએ આ પુસ્તક માત્ર અર્ધા આનાની ટીકીટ મોકલી મંગાવનારને મફત મોકલવામાં આવશે.



## હમેશાં ભગવદ્દ વાર્તામાં વાંચવા લાયક પુસ્તકો.

| | |
|---|---|
| **ચોરાશી વૈષ્ણવની વાર્તા** (નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર સાથે) | ૫-૦-૦ |
| **ચોરાશી વૈષ્ણવની વાર્તા** (ગુજરાતીમાં) ... ... | ૨-૦-૦ |
| **બસેંબાવન વૈષ્ણવની વાર્તા** (વ્રજભાષા) | ૪-૦-૦ |
| ,, ,, (ગુજરાતી) | ૧-૧૨-૦ |
| **ભાવસિન્ધુ** ... ... | ૧-૪-૦ |
| શ્રીહરિરાયજી કૃત શિક્ષાપાત્ર (ગુજરાતી) | ૨-૦-૦ |
| ,, (વ્રજભાષા) | ૩-૦-૦ |
| ષોડશ ગ્રન્થ ... ... | ૦-૧૨-૦ |
| **વિદ્વન્મંડન** ... ... | ૧-૮-૦ |
| **શ્રીવલ્લભાચાર્યજીનું જીવન ચરિત્ર** | ૧-૦-૦ |
| **શ્રીદેવકીનંદનાચાર્ય ચરિત્ર** | ૦-૪-૦ |
| શ્રીકૃષ્ણ**લીલામૃત ભાગ ૧ લો** | ૧-૦-૦ |
| ,, **ભાગ ૨ જો** | ૧-૦-૦ |
| શ્રીરાધાકૃષ્ણ તત્વ ... | ૦-૧૨-૦ |
| શ્રીગોકુલનાથજી કૃત ૨૪ વચનામૃત | ૦-૨-૦ |
| **પુષ્ટિસુધાકર** ... ... | ૦-૧૪-૦ |
| ષોડશ ગ્રન્થ (સંક્ષિપ્ત ટીકા) | ૦-૪-૦ |
| શ્રીગોવર્દ્ધનનાથજીનું પ્રાગટ્ય... | ૦-૪-૦ |

## હમેશાં નિત્ય નિયમના પાઠમાં વાંચવા યોગ્ય પુસ્તકો.

| | |
|---|---|
| શ્રીમદ્ ભાગવત (મુળ શ્લોક ગુટકો) ... ... ... | ૧—૮—૦ |
| શ્રીમદ્ ભગવદ્ ગીતા (સુબોધીની ટીકા)... ... ... | ૦—૮—૦ |
| બૃહત્ સ્તોત્ર સરિત્સાગર ... ... ... ... | ૩—૦—૦ |
| પુષ્ટિમાર્ગીય સ્તોત્ર રત્નાકર (૮૧ ગ્રન્થનો ગુટકો) ... | ૦—૬—૦ |
| નિત્યનિયમના પાઠ તથા ધોળ ... ... ... | ૦—૨—૦ |
| ષોડશ ગ્રન્થની ટીકાઓ ... ... ... | ૦—૪—૦-૦-૧૨-૦ |
| શ્રીમદ્ ભાગવત (ગુજરાતી ટીકાવાળાં) | ૫—૦—૦-૨-૦-૦ |
| શ્રીગુસાંઇજી કૃત વિજ્ઞપ્તિ ... ... ... ... | ૦—૩—૦ |
| શ્રીકૃષ્ણ સ્તોત્ર રત્નાકર ગુજરાતી ટીકા વાળું ... ... | ૧—૦—૦ |
| શ્રીવલ્લભચરિત્ર ... ... ... ... | ૧—૦—૦ |
| કામાખ્યદોષ વિવરણ ... ... ... ... ... | ૦...૨—૦ |
| બ્રહ્મસંબંધ કાવ્યમ્ .. ... ... ... ... | ૦—૬—૦ |
| દિનતા આશ્રયનાં પદ સંગ્રહ ... ... ... ... | ૦—૧૦-૦ |
| શ્રીનાથદ્વારનું વર્ણન ... ... ... ... ... | ૦—૨—૦ |
| વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભાગ ૧ લો ... ... | ૦—૮—૦ |
| ,, ,, ,, ભાગ ૨ જો ... ... | ૦—૮—૦ |



માધવભટ્ટજી. ॥ શ્રીમદ્વલ્લભાચાર્યજી ॥

દામોદરદાસજી.



અન્તર્ધાન. કાશી (હનુમાનઘાટ) અષાડ સુદિ ૨ સં. ૧૫૮૭. સ્થિત વર્ષ ૫૨.

કૃષ્ણદાસજી. પ્રાદુર્ભાવ ચંપારણ્ય ચૈત્ર વદિ ૧૧ સં૦ ૧૫૩૫.

क्वचित्पांडित्यं चेन्न निगमगतिः सापि यदि न-
क्रिया सा सापि स्याद्यदि न हरिमार्गे परिचयः ॥
यदि स्यात्सोऽपि श्रीव्रजपतिरतिर्नेति निखिलै-
र्गुणैरन्यः को वा विलसति विना वल्लभवरम् ॥ १ ॥

मायावादिकरींद्रदर्पदलनेनास्येंदुराजोद्गत-
श्रीमद्भागवताख्यदुर्लभसुधावर्षेण वेदोक्तिभिः ॥
राधावल्लभसेवया तदुचितप्रेम्णोपदेशैरपि ।
श्रीमद्वल्लभनामधेयसदृशो भावी न भूतोऽस्त्यपि ॥ २ ॥

श्रीमल्लक्ष्मणसिंधुतोऽजनि दिशन्नध्यात्मरूपामृतं ।
देवै पूर्णकलः कलंकरहितः कृष्णांतराऽपिस्मृतः ॥
यो दोषोरुतमोभिदच्युतरसांऽभोधिर्यतोऽहर्निशं ।
भ्राजिष्णुर्भुवि वल्लभद्विजपतिस्तापत्रयात् त्रायताम् ॥ ३ ॥

The Bombay Art Printing Works, Fort.



॥ श्री कृष्णाय नमः॥

॥ श्रीमदाचार्य चरण कमलेभ्यो नमः ॥

श्री

# ॥ अथ श्री आचार्यजी महाप्रभुजी ॥
# ( श्रीमद्वल्लभाचार्यजी ) ना
# ॥ ८४ वैष्णवनी वार्ता ॥

## ॥ मंगलाचरण ॥

व्रजस्त्रीविप्रयोगाग्निशमनाय य उत्थितः।
दिनान्तेऽदभुतर्जीमूतः तच्छायास्तु सदा मयि ॥ १ ॥
आचार्यचरणद्वन्द्वं भक्तिज्ञानाब्जभास्करम्।
नमस्यामि मनःकर्मवाग्भिरन्तस्तमोपहम ॥ २ ॥
मायावादिकरींद्र दर्प दलने नास्यें दुराजोद्गत-
श्रीमद्भागवताख्यदुर्लभ सुधा वर्षेण वेदोक्तिभिः।
राधावल्लभ सेवया तदुचित प्रेम्णोपदेशैरपि-
श्रीमद्वल्लभ नामधेयसदृशो भावी न भूतोस्त्यपि ॥ ३ ॥
नाश्रितो वल्लभाधीशो न च दृष्टा सुबोधिनी।
नाराधि राधिकानाथो वृथा तज्जन्म भूतले ॥ ४ ॥



॥ अथ श्रीमद्वल्लभाचार्यभक्तानां नामावली ॥

# ॥ श्रीमद्गोकुलेशजी कृता ॥



श्रीविट्ठलमहं वंदे स्वकीयजनवल्लभं ॥
चतुरशीतिभक्तानां व्यक्तिं कुर्वे यथार्थतः ॥ १ ॥
दामोदरकृष्णदासौ पुनर्दामोदरस्तथा ।
पद्मनाभश्च तुलसा पार्वती रघुनाथकः ॥ २ ॥
रजो पुरुषोत्तमो रुक्मिणी गोपालदासकः ॥
सारस्वतो रामदासो गदाधरमहांस्तथा ॥ ३ ॥
वेणीमाधवदासौ च अंमाक्षत्राणीवैष्णवी ॥
हरिवंशश्च गोविंदो क्षत्री गजनधावनः ॥ ४ ॥
नारायणो ब्रह्मचारी क्षत्राणी जीयदासकः ॥
देवाकपूरक्षत्री च दिनकरःपुरुषोत्तमः ॥५॥
मुकुंदः प्रभुदासश्च प्रभुत्रिपुरदासकौ ॥
पूर्णमल्लो यादवेंद्रःकाश्मीरो माधवस्तथा ॥६॥
गुसांईदासगोपालो पद्मारावलकस्तथा ॥
जोषीपुरुषोत्तमो ज्ञेयो जगन्नाथो समन्वयः॥७॥
नरहरी राणाव्यासः क्षत्राणी रामदासकौ ॥
गोपालो कृष्णदासश्च प्रोहितो रामदासकः॥८॥

बुल।मिश्र रामानंदौ विष्णुजीवनदासकौ॥
सारस्वतो भगवान् भगवान्मुख्यसेवकः ॥ ९ ॥
गौडो अच्युतदासश्च अच्युतश्चक्रतीर्थकः ॥
कन्हैयासालक्षत्री च नरहरीदासकस्तथा॥ १०॥
लघुपुरुषोत्तमो गोपालदासजनार्दनौ ॥
कविराजो गडुस्वामी उत्तमश्लोकदासकः॥११॥
ईश्वरोत्तमश्लोकाख्यो राजामाधवकौ तथा ॥
सिंहनंदे सासुवहु परमानंदसूरकौ ॥ १२ ॥
बाबावेणु कृष्णदासी छकडावासुदेवकः ॥
एकाक्षत्राणी आनंददासोविश्वंभरस्तथा ॥१३॥
ब्राह्मणीअथकायस्थ नारायणास्त्रियस्तथा ॥
अन्यमार्गीयकायस्थदासो दामोदरस्तथा ॥१४॥
सिंहनंदे च क्षत्राणी जगतानंदकस्तथा ॥
इंद्रप्रस्थे चैकक्षत्री जटा गोपालदासकः ॥१५॥
कृष्णदासरामदासौ वाडवो बादरायणः ॥
वैष्णवो संतदासश्च सुंदरदास मावजी ॥ १६ ॥
नरहरीदास संन्यासी पांडे सदुभवानिका ॥
श्रीमदाचार्यभक्तानां नामानि बहुतस्तथा॥ १७ ॥
तथापि स्वात्मपाठार्थे लिखितानीति क्षम्यतां ॥
वार्तायां परिशोध्यानि सर्वदा वैष्णवैर्जनैः ॥ १८ ॥
इति श्रीमद्वल्लभाचार्यभक्तानां श्रीमद्गोकुलनाथजी कृता
नामावली संपूर्णा ॥

શ્રી ગોકુલનાથજી (શ્રી ગુસાંઇજી—શ્રી વિઠ્ઠલનાથજીના ચતુર્થલાલજી) પોતાના શ્રી મુખથી પોતાના અંતરંગ કૃપાપાત્ર ભગવદીઓના આગળ હંમેશાં ભગવદ્ વાર્તા કરતા. એક વખત આ ૮૪ વૈષ્ણવ પૈકીના દામોદરદાસ સંભરવાળાની વાર્તાનો પ્રસંગ ચાલતો હતો તેવામાં એક વૈષ્ણવે વિનંતી કરી કે રાજ "આજ કંઇ ભગવદ્ વાર્તા નહી કરો!" પોતે શ્રીમુખથી આજ્ઞા કરી કે આજથી તો અમે ભગવદીયની વાર્તા કહીશું; કે જે શ્રી ઠાકોરજીને અત્યંત પ્રિય છે. એમ કહી પોતે આ ૮૪ વૈષ્ણવની વાર્તા કહેવાનો આરંભ કર્યો.

સંસ્કૃતના શોખીન વૈષ્ણવોએ આ ૮૪ વૈષ્ણવની નામાવલીનો હમેશાં નિત્ય નિયમ પૂર્વક અવસ્ય પાઠ કરવો. આ ૮૪ વૈષ્ણવની નામાવલીના શ્લોક અમને પ્રાચિન ગ્રન્થોની શોધ ખોળમાંથી મળ્યા છે. તે ઉપરથી અનુમાન થાય છે કે ૮૪ વૈષ્ણવની વાર્તા કરતાં પહેલાં પોતે કદાચ આ નામાવલી કરી હોય એમ ધારી આ વાર્તાના આરંભમાં મુખ પૃષ્ટે દાખલ કરી છે. (પ્રકાશક.)

શ્રી ગોકુલનાથજી આજ્ઞા કરે છે કે શ્રી આચાર્યજી માહાપ્રભુજીએ ત્રણ વખત પૃથ્વિ પરિક્રમા કરી ઘણા જીવોને શરણે લીધા છે, પણ તેમાં પરમ કૃપા પાત્ર અંતરંગ ભગવદીય ૮૪ મુખ્ય ગણાયા છે. આ ભગવદીઓ એવા તો પરમ કૃપાપાત્ર હતા કે જેમની સાથે આ લૌકીક દેહથી પણ શ્રી ઠાકોરજી સાક્ષાત્ વાતો કરતા હતા, અને જે જોઇએ તે માગી લેતા હતા. વળી આ ૮૪ વૈષ્ણવ એવા હતા કે જેવી રીતે શ્રી ઠાકોરજીના ગુણગાનથી જીવ કૃતાર્થ થાય છે; તેવીજ રીતે આ ભગવદીયના ગુણ ગાનથી જીવ કૃતાર્થ થાય છે. શ્રીમદ્ ભાગવતમાં, શ્રીમદ્ ભગવદ્ગીતામાં, પણ ભકતોના મહિમાનું આધિકય વર્ણવ્યું છે. માટે પ્રથમ ભગવદીયોનું ગુણ ગાન કરવાથી શ્રી ભગવાનની ભક્તિના અધિકારી થવાય છે. તેથી અમે પણ પ્રથમ ભગવદીયોની કથા કહીશું કે જેથી ભગવદ્ ભક્તિ સિદ્ધ થાય અને શ્રી ઠાકોરજીના ચરણારવિંદમાં પ્રિતિ ઉત્પન્ન થાય, શ્રી ઠાકોરજી સદા પ્રસન્ન રહે. એટલાજ માટે શ્રી ગોકુલનાથજીએ જીવના કલ્યાણ અર્થે આ ૮૪ વૈષ્ણવની વાર્તા પ્રકટ કરી છે. વૈષ્ણવ બન્ધુઓ પ્રત્યે અમારી વિનંતી છે કે તેમણે નિત્ય નિયમપૂર્વક આ વાર્તા પૈકી એકાદ વાર્તા પ્રસંગ અવશ્ય વાંચવો. અથવા જ્યાં ભગવદ્ વાર્તા થતી હોય ત્યાં વાર્તા સાંભળવા જવું.

આ વાર્તા વાંચનાર તથા સાંભળનાર દરેક વૈષ્ણવને અમારી નમ્રતા પૂર્વક વિનંતી છે કે આ વાર્તાના લેખક, "લલ્લુભાઈ છગનલાલના" દીનતાપૂર્વક જયશ્રીકૃષ્ણ કહેવા ભુલવું નહિ એવી નમ્ર વિનંતી છે. (પ્રકાશક)

# ।। અથ ૮૪ વૈષ્ણવની વાર્તા પ્રારંભ ।।

## વાર્તા ૧ લી. વૈષ્ણવ ૧ લા.

## ॥ * अथ दामोदरदास हरसानीनी वार्ता ॥

❀ प्रसंग १ लो ❀ એક વખતે શ્રી આચાર્યજી મહાપ્રભુજી પોતે પૃથ્વી પ્રદક્ષિણા કરતા વ્રજમાં પધાર્યા, ત્યારે આ દામોદરદાસજી સાથે હતા. તેમને પોતે વહાલપણામાં "દમલા" કહીને બોલાવતા અને વળી કહેતા કે "दमला तेरे लीए यह मार्ग में प्रगट कीयो हे" શ્રી ગોકુલમાં ગોવિંદ ઘાટની ઉપર એક ચોતરો છે. તેના ઉપર શ્રી મહાપ્રભુજી વિશ્રામ કરતા હતા. ત્યાં આગળ પોતાની બેઠકની પાસે શ્રી દ્વારિકાનાથજીનું મંદીર છે. ત્યાં એક દિવસે શ્રી આચાર્યજી મહાપ્રભુજીને ચિંતા થઈ કે શ્રી ઠાકોરજી-

---

* આ દામોદરદાસજીનું નામ દરેક વૈષ્ણવ જાણે છે તેમની જ્ઞાતિના સંબંધમાં રા. બ. લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ તેમના વલ્લભ ચરિત્ર ગ્રન્થમાં લખે છે કે, તેઓ ઘણું કરીને ક્ષત્રિય હતા, એમના પિતાનું નામ કપુરચંદ હતું; અને તે કાકરવાડ ગામના મુખી હતા. કપુરચંદને પાંચ દીકરા હતા, તેમાં આ દામોદરદાસજી સર્વથી નાના હતા. બાલ્યાવસ્થામાંજ તેમનાં માતુશ્રી ગુજરી જવાથી મોટા ભાઇનાં વહુના હાથ નીચે તે મોટા થયા હતા. કાકરવાડ ગામ ભાગ્યા પછી તેમના પિતા વૃદ્ધનગર (વર્ધા)માં જઇ રહ્યા હતા. દામોદરદાસ આચાર્ય શ્રી કરતાં પાંચ વર્ષ મોટા હતા. આચાર્યશ્રીના પિતા લક્ષ્મણ ભટ્ટજી તે કપુરચંદના પુરોહિત (ગોર) હતા. આચાર્યશ્રીએ પ્રથમ પરિક્રમામાં વિદ્યાનગર તરફ પ્રયાણ કર્યું ત્યારે તેઓ આચાર્યશ્રીને શરણે થયા હતા. (જુઓ શ્રી વલ્લભ ચરિત્ર પા ૪૦૬)

આ દામોદરદાસજીનો જન્મ માહા સુદી ૪ નો આવે છે. ને સંવત માટે શ્રી માહાપ્રભુજીથી પાંચ વર્ષ પહેલાં એટલે સં. ૧૫૩૦ હોવું જોઇએ. તેમની બેઠકો વ્રજ મંડળમાં ૨ છે. ૧ શ્રી ગોકુલમાં શ્રી ઠકરાણી ઘાટ ઉપર બેઠક છે, તે બેઠક હાલ પણ શ્રી દામોદરદાસજીની બેઠકના નામથી પ્રસિદ્ધ છે. ને તે સાથે શ્રી માહાપ્રભુજીની બેઠક પણ છે, ૨ જી શ્રી વૃંદાવનમાં બંસી બટમાં બેઠક છે, તે સાથે શ્રી માહાપ્રભુજી, શ્રી ગુસાંઇજી, શ્રી ગોકુલનાથજીની પણ બેઠકો છે. બંને ઠેકાણે વૈષ્ણવોથી ઝારી, ચર્ણ સ્પર્શ વગેરે સેવા થઇ શકે છે. (પ્રકાશક)

એ તો આજ્ઞા આપી કે જીવને બ્રહ્મ સંબંધ કરાવો. પણ જીવ તો દોષથી ભરેલો છે! અને શ્રી પુરુષોત્તમ તો ગુણ નિધાન છે! તેથી જીવનો અને શ્રી પુરુષોત્તમનો સંબંધ કેવી રીતે થાય! એ પ્રમાણે શ્રી મહાપ્રભુજી અત્યંત ચિંતા યુક્ત થયા તે વખતે સહેજ નિદ્રા આવી, ત્યારે શ્રી ઠાકોરજી તત્કાલ ત્યાં પ્રગટ થયા અને શ્રી મહાપ્રભુજીને જગાવીને પુછ્યું કે તમે ચિંતાતુર શા માટે થાઓ છો? શ્રી મહાપ્રભુજીએ વિનંતી કરી કે જીવનું સ્વરૂપતો દોષથી ભરેલું છે તે તો આપ જાણો છો. તેથી આપની સાથે જીવનો સંબંધ કેવી રીતે થાય! આપે તો જીવને બ્રહ્મ સંબંધ કરાવવાની આજ્ઞા આપી છે! શ્રી ઠાકોરજીએ આજ્ઞા કરી કે જે જીવને આપ નામ સંભળાવી બ્રહ્મ સંબંધ કરાવશો તેના સેવામાં પ્રતિબંધ કરનાર સઘળા દોષ દૂર થશે, અને તેની સેવા હું અંગીકાર કરીશ." તેથી તમે જીવને બ્રહ્મ સંબંધ તો અવશ્ય કરાવો. આ વાર્તાલાપ શ્રાવણ સુદી ૧૧ ની મધ્ય રાત્રીમાં થયો. તેને બીજે દીવસે સવારમાં પવિત્રા બારસ હતી. તેથી સુતરનું પવિત્રુ પોતે સિદ્ધ કરી રાખ્યું હતું તે પવિત્રુ તે વખતે શ્રી પુરુષોત્તમનેધરાવ્યું અને મિશ્રી ભોગ ધર્યો. તે વખતે શ્રી ઠાકોરજીએ શ્રીમુખથી કહેલો બ્રહ્મસંબંધના મંત્રનો ભાવાર્થ તથા જે વાર્તા થઈ તેનો શ્રી મહાપ્રભુજીએ સિદ્ધાન્ત રહસ્ય નામનોગ્રન્થ કર્યો છે કે જે ષોડશ ગ્રંથમાં પ્રસિદ્ધ છે. તેમાંનો એક શ્લોક—

**श्रावण स्यामलेपक्षे एकादश्याम् महानिशि**
**साक्षाद् भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥ १ ॥**

તે વખતે દામોદરદાસ પોતાનાથી થોડેક દુર સૂતા હતા. તેમને જગાવીને શ્રી મહાપ્રભુજીએ પુછ્યું કેદમલા તેં કંઈ સાંભળ્યું. ત્યારે દામો-

---

* આ બ્રહ્મ સંબંધ મંત્રનો અર્થ જાણવાની ઇચ્છા વાળાઓએ અમારે ત્યાં મળતું "**ब्रह्म संबंध काव्यम्**" એ નામનું પુસ્તક મંગાવી વાંચવું કે જેમાં આ મંત્રના ૮૪ અક્ષરને અનુસરતા ૮૪ શ્લોકથી સ્પષ્ટ વર્ણન કરવામાં આવ્યું છે. તેમજ "**બ્રહ્મ સંબંધ વિષે થતા આક્ષેપોનો સપ્રમાણ પ્રત્યુત્તર ગુરૂ શિષ્યના સંવાદરૂપે ૭ પ્રશ્નોથી**" ઘણીજ અસરકારક રીતે આપેલો છે. તેમજ બ્રહ્મ સંબંધના ભાવ રૂપે "**શ્રી સિદ્ધાન્ત રહસ્ય ગ્રન્થ**" તથા "**સિદ્ધાન્ત રહસ્યનું ધોળ**" ઉપરાંત "શ્રીમદ્વલ્લભાચાર્યજીનો સુંદર ફોટો આપ્યો છે. કીં. ૦—૬—૦ (પ્રકાશક)

દરદાસે જવાબ આપ્યો, કે મહારાજ મેં શ્રી ઠાકોરજીનાં વચન સાંભળ્યાં તો ખરાં પણ સમજ્યો નહિ. ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું. શ્રીઠાકોરજીએ આજ્ઞા આપી છે કે તમે જે જીવને બ્રહ્મ સંબંધ કરાવશો તેનો હું અંગીકાર કરીશ, અને તેના સેવામાં પ્રતિબંધ કરનારા સઘળા દોષ દુર થશે. તેથી બ્રહ્મ સંબંધ અવશ્ય કરવું. વળી તે વખતે શ્રી મહાપ્રભુજીએ એ માગ્યું કે મારા પહેલાં દામોદરદાસની દેહ ન છુટે. તેનું કારણ એ છે કે પોતે શ્રી ભાગવતનું અહર્નિશ મનન કરતા, અને કથા કહેતા હતા. પુષ્ટિ માર્ગનું રહસ્ય દામોદરદાસથી કંઈ પણ ગુપ્ત રાખવામાં આવ્યું ન હતું તેમજ સ્વમાર્ગનો સઘળો સિદ્ધાન્ત ( ભગવદ્ લીલા રહસ્ય ) દામોદરદાસના હૃદયમાં સ્થાપવામાં આવ્યો હતો.

❀ પ્રસંગ ૨ જો ❀ એક વખતે દામોદરદાસ અને શ્રી ગુસાંઈજી એકાંતમાં બેઠા હતા ત્યારે શ્રી ગુસાંઈજીએ દામોદરદાસને પુછયું કે તમે શ્રી આચાર્યજી મહાપ્રભુજીને કેવા સ્વરૂપથી જાણો છો ? દામોદરદાસે કહ્યું. હું તો શ્રી આચાર્યજી મહાપ્રભુજીને સંસારમાં સઘળાથી મોટા જેને જગદીશ કહે છે અગર તો જેને શ્રી ઠાકોરજી કહે છે તેમનાથી એમને અધિક જાણું છું. શ્રી ગુસાંઈજીએ પુછયું તમે એવા શા માટે કહો છો ? શ્રી ઠાકોરજી તો મોટા છે. દામોદરદાસે શ્રી ગુસાંઈજીને કહ્યું "કે મહારાજ દાન મોટું કે દાતા મોટો." કોઈની પાસે પુષ્કળ દ્રવ્ય હોય તો તે શા કામનું ? જે આપે તેનું ધન જાણીએ. શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું સર્વસ્વ ધન શ્રી નાથજી છે તેનું તેમણે અમે જીવોને પોતે દાન કર્યું. તેથી શ્રી આચાર્યજી મહાપ્રભુજીને હું સઘળાથી મોટા છે એમ જાણું છું.

( સાર ) વૈષ્ણવોએ શ્રી ઠાકોરજી કરતાં શ્રી મહાપ્રભુજીને અધિક જાણવા કારણ કે શ્રી મહાપ્રભુજી દ્વારાજ શ્રી ઠાકોરજીના સ્વરૂપને જાણવાનું છે.

❀ પ્રસંગ ૩ જો ❀ એક વખત શ્રી ગુસાંઈજી પોતે બેઠકમાં બેઠા હતા તે વખતે દામોદરદાસ ત્યાં આવ્યા. ત્યારે શ્રી ગુસાંઈજીએ તેમનું બહુ જ આદર સન્માન કર્યું. દામોદરદાસ દંડવત્ પ્રણામ કરીને બેઠા. તે વખતે બે ચાર વૈષ્ણવ શ્રી ગુસાંઈજીની પાસે હસવા ખેલવા માટે બેઠા હતા. આપ તે વૈષ્ણવોની સાથે પુષ્કળ આનંદથી હાંસી ઠઠ્ઠા અને ખેલની વાર્ત્તા કરતા

હતા. ત્યારે શ્રી ગુસાંઇજીને દામોદરદાસે કહ્યું મહારાજ! "આપણો માર્ગ નિશ્ચિન્તતાનો નથી. આ માર્ગ તો અતિ કષ્ટાતુરતાનો છે." ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું કે તમને ધન્ય છે. તમે સાચી વાત કહો છો. પણ મને તો જ્યારે શ્રી મહાપ્રભુજીની કૃપા થશે ત્યારે કષ્ટાતુરતા થશે. આ માર્ગમાં પ્રવૃત્તિતો શ્રી મહાપ્રભુજીની કૃપા વિના ન હોઇ શકે. દામોદરદાસે દંડવત્ કરી વિનંતી કરી કહ્યું. મારે તો આપને વિનંતી કરવી હતી તે કરી, પછી આપ પ્રભુ છો સારૂં જાણતા હશો તેજ કરશો. પણ આ માર્ગ તો કષ્ટાતુરતાનો છે. ત્યારે શ્રી ગુસાંઇજીએ પ્રસન્ન થઇ કહ્યું કે મને આ વાર્ત્તા શ્રી મહાપ્રભુજીએ તમારા દ્વારા કહી તમે ના કહો તો બીજું કોણ કહેશે. તમને દેખુ છું ત્યારે મારૂં મન ઘણું પ્રસન્ન રહે છે. તમે તો શ્રી આચાર્યજીના સેવકનો ધર્મ જાણીને શિક્ષાની વાર્ત્તા કહો છો. તે દીવસથી શ્રી ગુસાંઇજી દામોદરદાસની શિક્ષા માનતા હતા. તેથી મોટા તે મોટા.

(સાર) વૈષ્ણવોએ પોતાનો વખત હાંસી, મશ્કરી, ગમ્મત અને મોજ શોખમાં ન પસાર કરતાં પ્રભુના વિરહાત્મકમાંજ ગાળવો જોઇએ. પ્રભુ કૃપા વિના આ પ્રવૃત્તિ થતી નથી. છતાં પ્રાણીએ જ્યારથી અંગીકાર કર્યા છે ત્યારથીજ તેમની તો કૃપા છે એમ સમજી ભગવદ્ વાર્તામાં અને મંદિરમાં દરશન કરવા જાય ત્યારે પણ બહિર્મુખતા, નિંદા વગેરે દોષોનો ત્યાગ કરી શ્રી પ્રભુના સ્મરણમાં અને તે કરતાં વધારે વિરહાત્મક સ્મરણમાંજ ગાળવો.

❀ **પ્રસંગ ૪ થો** ❀ શ્રી આચાર્યજીએ શ્રી ઠાકોરજીની પાસે વચન માગ્યું હતું કે મારા પહેલાં દામોદરદાસની દેહ ન છુટે. તેનો હેતુ એવો હતો કે શ્રી મહાપ્રભુજીએ પોતે મનમાં સંન્યાસ ગ્રહણ કરવાનો વિચાર કર્યો હતો. તે વખતે શ્રી ગોપીનાથજી અને શ્રી ગુસાંઇજી બન્ને ભાઇ બાળક હતા. તેથી માર્ગની સઘળી વાર્ત્તા શ્રી આચાર્યજીએ દામોદરદાસને સમજાવીને તેમના હૃદયમાં સ્થાપી હતી. અને દામોદરદાસ સઘળા બાળકોને શીખવાડશે. એવું વિચારીને કેટલાક દિવસ પછી શ્રી આચાર્યજીએ સન્યાસ ગ્રહણ કર્યો. થોડા દીવસ પછી શ્રી ગુસાંઇજીએ શ્રી અક્કાજીને પુછયું કે માતાજી! શ્રી મહાપ્રભુજીએ આ માર્ગ તો પ્રગટ કર્યો પણ તેમાં ઉત્સવનો શો પ્રકાર છે, તેતો અમે જાણતા નથી. ત્યારે શ્રી અક્કાજીએ કહ્યું. માર્ગ તથા ઉત્સવનો પ્રકાર શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસને કહ્યું છે માટે તેમને તમે પુછજો તે તમને કહેશે. તેથી શ્રી ગુસાંઇજી દામોદરદાસને ઘેર પધાર્યા ત્યારે દામોદરદાસે બહુજ સન્માન કરી ભક્તિ ભાવથી ઘરમાં

પધરાવ્યા, પછી શ્રી ગુસાંઇજીએ ઉત્સવનો પ્રકાર પુછયો તે સઘળું સમજાવીને દામોદરદાસે કહ્યું.

❀ **પ્રસંગ ૯ મો** ❀ એક વખત દામોદરદાસના પિતાનું શ્રાધ હતું. તેથી તે દિવસે શ્રી ગુસાંઇજી તેમને ઘેર પધાર્યા ને શ્રાધ કરાવી આપ્યું. પછી ઉત્થાપનના સમયે જ્યારે દામોદરદાસ દર્શન કરવા આવ્યા ત્યારે શ્રી ગુસાંઇજીએ શ્રાધ કરાવ્યાની દક્ષિણા માગી. ત્યારે દામોદરદાસે દક્ષિણામાં સિદ્ધાન્ત રહસ્ય ગ્રન્થના દોઢ શ્લોકની વાર્ત્તા કહી. શ્રી ગુસાંઇજીએ તેથી વધારે કહેવાને કહ્યું. ત્યારે દામોદરદાસે કહ્યું કે મેં તો એટલોજ સંકલ્પ કર્યો હતો. ફરીથી શ્રી ગુસાંઇજી બોલ્યા નહિ. પછી દામોદરદાસે સ્વમાર્ગની પ્રનાલિકા આપના આગળ કહી, અને શ્રી ભાગવતની ટીકા, શ્રી સુબોધિનીજી તથા શ્રી આચાર્યજી મહાપ્રભુજીના ગ્રન્થની ટીકા અને રહસ્ય વાર્ત્તા જેટલી શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસને કરી હતી તેટલી બધી શ્રી ગુસાંઇજીના આગળ કહી સંભળાવી. ત્યાર પછી શ્રી ગુસાંઇજી દામોદરદાસજીને દંડવત્ કરવા ન દેતા. કારણકે શ્રી આચાર્યજી મહાપ્રભુજીનુ સ્વરૂપ સદા સર્વદા દામોદરદાસના હૃદયમાં બીરાજમાન છે. માટે દંડવત્ ન કરવા દેતા; તેમ પોતાનું ચરણોદક પણ આપતા નહિ. પછી શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસને દર્શન આપીને આજ્ઞા કરી કે શ્રી ગુસાંઇજીનું ચરણોદક નિત્ય લેજે. તેથી દામોદરદાસે પ્રાતઃકાલમાં શ્રી ગુસાંઇજીની પાસે આવી ચરણોદક માગ્યું. ત્યારે શ્રી ગુસાંઇજીએ ના પાડી, પણ જ્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીની પ્રત્યક્ષ આજ્ઞા ચરણોદક લેવાની થઇ છે એવું કહ્યું ત્યારે શ્રી ગુસાંઇજીએ ચરણોદક આપ્યું, દામોદરદાસને કૃપા કરી શ્રી મહાપ્રભુજી ત્રીજે દિવસે દર્શન દેતા, અને રહસ્ય વાર્ત્તા કહેતા હતા; કદાચિત્ ત્રીજે દીવસે આપનાં દર્શન ન થતાં તો દામોદરદાસ અત્યંત કષ્ટાતુર થતા, ને જ્યારે દર્શન થતાં ત્યારે સુખ પામતા હતા. એ પ્રમાણે ત્રણ દિવસ સુધી દર્શન થતાં અને જે વાર્ત્તા શ્રી મહાપ્રભુજીની સાથે બનતી તે સઘળી શ્રી ગુસાંઇજીના આગળ નિવેદન કરતા. અહર્નિશ માર્ગના પ્રકાશની વાર્ત્તા કહેતા તેથી દામોદરદાસના ઉપર શ્રી ગુસાંઇજીની બહુજ કૃપા હતી. અને કહેતા કે તમારા હૃદયમાં સદા સર્વદા શ્રી મહાપ્રભુજી બિરાજમાન છે તેથી પોતે દંડવત્ કરવા ન દેતા. અને વળી કહેતા કે દામોદરદાસ ! તમારા ગુણનો પાર નથી.

❀ પ્રસંગ ૬ ટ્ટો ❀ પહેલાં દામોદરદાસ શ્રી ગુસાંઇજીની અડધી ગાદી ઉપર બેસતા. એક દિવસે શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસને પુછયું કે તમે શ્રી ગુસાંઇજીને શું કરીને જાણો છો? દામોદરદાસે કહ્યું કે હું તો આપના પુત્ર છે એમ જાણું છું. ત્યારે શ્રી મુખે કહ્યું કે તું મને જેવા સ્વરૂપથી જાણે છે તેવાજ સ્વરૂપથી શ્રી ગુસાંઇજીને જાણજે. મારા સ્વરૂપમાં અને એમના સ્વરૂપમાં કોઇ પણ જાતનો ભેદ નથી.

❀ પ્રસંગ ૭ મો ❀ શ્રી મહાપ્રભુજીએ કહ્યું હતું કે આ માર્ગ તારા માટે પ્રકટ કર્યો છે તેનો હેતુ એવો છે કે જ્યાં સુધી આ માર્ગની સ્થિતિ છે ત્યાં સુધી દામોદરદાસનું પ્રાકટય ગુપ્ત રીતે છે. પ્રથમ દામોદરદાસે કહ્યું હતું કે મેં શ્રી ઠાકોરજીનાં વચન સાંભળ્યાં પણ સમજ્યો નહિ તે વખતે શ્રી મહાપ્રભુજીએ કહ્યું હતુ કે હજુ તમને દશ જન્મનો અંતરાય છે. તેનો હેતુ એવો હતો કે જ્યાં સુધી હમારા માર્ગની સ્થિતિ છે ત્યાં સુધી તમારૂં પ્રાકટય ફરી ફરીને થશે. કારણ આ માર્ગના સ્થંભ તમે છો. તેથી શ્રી મહાપ્રભુજીએ સંપુર્ણ સૃષ્ટિનો ઉદ્ધાર કરવાને માટે દામોદરદાસના હૃદયમાં ભગવદ્ લીલા સ્થાપી. તેથી જ્યાં સુધી આપના માર્ગની સ્થિતિ રહે ત્યાં સુધી દામોદરદાસની સ્થિતિ ગુપ્ત રીતે માર્ગનું રહસ્ય જણાવવા માટે રાખી છે. તેથી તે દામોદરદાસજી શ્રી આચાર્યજી મહાપ્રભુજીના પરમ કૃપા પાત્ર ભગવદીય હતા. તેમની વાર્તાનો પાર નથી. ॥ વૈષ્ણુવ ૧ લા ॥

વાર્ત્તા ૨ જી વૈષ્ણુવ ૨ જા.

# *કૃષ્ણદાસ મેઘન ક્ષત્રીની વાર્ત્તા.

❀ પ્રસંગ ૧ લો ❀ જ્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પૃથ્વિ પરિક્રમા કરી ત્યારે કૃષ્ણદાસ મેઘન સાથે હતા. એક વખતે બદ્રીનારાયણની

* આ કૃષ્ણદાસ મેઘન ક્ષત્રી કેવી રીતે શ્રી મહાપ્રભુજીને શરણે આવ્યા તે સંબંધમાં બે આખ્યાયિકા છે. ૧ રા. બ. **લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ** પોતાના "**શ્રી વલ્લભચરિત્ર**" ગ્રન્થમાં લખે છે કે—

આ કૃષ્ણદાસ મેઘને આચાર્યશ્રીના વિજયની વાત પ્રયાગમાં સાંભળી હતી ત્યાર-

પાસે પરલી અને [કિરણી નામના પર્વત છે ત્યાં આગળ પોતે પધાર્યા. એટલામાં અકસ્માત્ તે પર્વત ઉપરથી એક મોટી શિલા પડી. કૃષ્ણદાસ મેઘને તે શીલાને પોતાના હાથ ઉપર ઝીલી રાખી. ત્યારે શ્રી મહાપ્રભુજી તેમના ઉપર ઘણાજ પ્રસન્ન થયા અને કહ્યું કે કૃષ્ણદાસ આ વખતે કંઈક માગો ત્યારે તેમણે ત્રણ વસ્તુ માગી. "એકતો મુખર્તાનો દોષ જાય."

---

થા તેમને શરણે થવાની ઇચ્છા હતીજ પણ જ્યારે શ્રી આચાર્યજી પોતે પ્રથમ પરિક્રમા વખતે વિદ્યાનગરથી દક્ષિણ તરફ યાત્રાર્થે પધાર્યા ત્યારે તુંગ ભદ્રા નદી ઉતરી આગળ ચાલતાં **શુકર ક્ષેત્રમાં** કૃષ્ણદાસ મેઘન શ્રી આચાર્યજી પાસે આવી પગે લાગી શરણે થયા અને ત્યારથી તે તેમની સાથેજ રહેવા લાગ્યા. [ શ્રી વલ્લભ ચરિત્ર. પા. ૧૨૯ ]

૨ રા. **વિશ્વનાથ ગોવિંદજી** પોતાના "**શ્રી વલ્લભદિગ્‌વિજય**" એ નામના પુસ્તકમાં લખે છે કે—આ કૃષ્ણદાસ મેઘન સોરમ ગંગાની પાસે "**શ્રી નંદ**" નામનું એક શહેર છે ત્યાં રહેતા હતા. ત્યાં "**કેશવાનંદ**" નામના મહાન્ પંડિત ત્રિકાળ જ્ઞાની જોશી રહેતા હતા. તેમની પાસે તે જ્યોતિષનો ગ્રન્થ ભણતા હતા. એક દિવસે કેશવાનંદે પોતાના શિષ્યોની પાસે કહ્યું કે આવતા "**વૈશાખવદી ૧૧**" ના દિવસે એવો અપૂર્વ યોગ છે કે પૃથ્વી ઉપર કોઇ સ્થળમાં ભગવાનનો પ્રાદુર્ભાવ અવશ્ય થવો જોઇએ. આ ઉપરથી કૃષ્ણદાસે પ્રશ્ન કર્યો કે મહારાજ! તે કયા દેશમાં, અને કયા વર્ણમાં થશે ? કેશવાનંદે યોગ શક્તિથી વિચાર કરી કહ્યું કે આર્યાવર્ત્ત નામની પવિત્ર ભૂમિમાં, અને આપણા નજીકના દેશમાં ઉત્તમ બ્રાહ્મણને ઘેર પ્રાકટ્ય થશે. એમ જણાય છે. આથી અધિક બતાવવાનું મારામાં સામર્થ્ય નથી. ગુરૂનાં વચન ઉપર વિશ્વાસ રાખી તે દિવસથી ઘર છોડી પ્રભુનાં દર્શનની ઉત્કંઠાથી તે બહાર નીકળી પડયા. આર્યાવર્ત્તમાં ચારે ખુણે, ગામે ગામ, શહેરે શહેર, દરેક બ્રાહ્મણના ઘરમાં શોધી વળ્યા. પણ તેવા યોગમાં પ્રકટ થયેલો કોઇપણ બાળક તેમની નજરે આવ્યો નહિ. આમ કરતાં ૯ વર્ષ વિતિ ગયાં. આથી કૃષ્ણદાસ થાકી ગયા પણ ભગવદ્દર્શનની તીવ્ર ઉત્કંઠાથી થાકને નહિ ગણકારતાં પાછા ફરવા માંડયું, જેમ જેમ ફરવા માંડયું તેમ તેમ આતુરતા વધતી ગઇ. એવામાં કોઇ દ્વારા સાંભળ્યું કે અમુક નગરમાં એક જોષી છે તે રમલના પાસા નાખી જે પૂછો તેનો ઉત્તર આપે છે. આથી કૃષ્ણદાસ તેમને મળ્યા, પુછ્યું કે એવો કોઇ પુરૂષ પ્રકટ થયો છે? જોષીજીએ રમલ ચલાવી કહ્યું કે તે "**દક્ષિણ દીશામાં**" પ્રકટ થયા છે. કૃષ્ણદાસે મનમાં વિચાર કર્યો કે ત્યાંતો બધે હું ફરી આવ્યો. વળી પૂછયું કે તે પુરૂષ હમણાં કયાં હશે? જોષીજીએ રમલ ચલાવી કહ્યું કે "પુર્વ દિશામાં છે." વળી કૃષ્ણદાસે પુછ્યું કે કયા ગામમાં? જોષી કહે "**કાશીમાં** છે." આથી કૃષ્ણદાસ કાશીમાં આવ્યા. ને ત્યાં એક વર્ષ સુધી દરેક બ્રાહ્મણોના ઘરમાં શોધ કરતાં કરતાં જયારે શ્રી લક્ષ્મણ ભટ્ટજીના ઘરમાં આવ્યા કે ત્યાં "**શ્રી મહાપ્રભુજી**"નાં દર્શન થતાં તેમનું ચિત્ત ખેંચાયું. અને પુર્વે કહ્યો હતો તેવો યોગ વગેરે પણ જણાયો. આથી કૃષ્ણદાસે જાણ્યું કે એજ "**સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ**" છે. માટે એ જ્યારે મારૂં નામ દેઇને મને બોલાવશે ત્યારે હું તેમને શરણે થઇશ. આવો વિચાર કરી નિત્ય અજા-

બીજું "આપના માર્ગનો સિદ્ધાન્ત મારા હૃદયમાં આવે," ત્રીજું "આપ મારા ગુરૂને ત્યાં પધારો." તેમાંથી બે વસ્તુ તો પોતે આપી. પણ ત્રીજું ગુરૂને ત્યાં પધારવાનું તે ના પાડી. ત્યાર પછી પોતે બદરીકાશ્રમથી આગળ પધાર્યા કે જ્યાં જીવની ગતિ પણ પહોચી શકતી નથી. ત્યાં આગળ વેદ વ્યાસનું સ્થળ હતું ત્યાં પધાર્યા. કૃષ્ણદાસને ત્યાંજ ઊભા રહેવાનું કહી પોતે આગળ પધાર્યા. એટલામાં વેદવ્યાસજી સામા આવી શ્રી મહાપ્રભુજી ને પધરાવી ગયા. વેદવ્યાસજીએ કહ્યું. તમે શ્રીમદ્ ભાગવત્ ઉપર શ્રી સુબો-

---

ણ્યાની માફક દૂરથી શ્રી માહાપ્રભુજીનાં દરશન કરી પાછા જાય. એમ કરતાં એક મહિનો થયો, એવામાં શ્રી માહાપ્રભુજીને પોતાને જનોઇનો સંસ્કાર થવાનો દિવસ આવ્યો સઘળી તૈયારી થઇ, જનોઇની સઘળી ક્રિયા પુર્ણ થઇ ચુકી તે સમયમાં ત્યાં જનોઇના પ્રસ્તાવનાં દર્શન કરવા આવેલા કૃષ્ણદાસ મેઘન લોકોના સમુદાયમાં ઉભા હતા. શ્રી માહાપ્રભુજીએ તેની સામું જોઇ નામ દેઇ પોતાની પાસે બોલાવી પુછ્યું કે તારે શી ઇચ્છા છે? કૃષ્ણદાસે વિનંતી કરી કે આપ તો અંતર્યામી છો, તેથી સઘળું જાણો છો. હવે આપ મને શરણે લ્યો તેથી તેમને પ્રથમ અષ્ટાક્ષર મંત્રનો ઉપદેશ કરી, તુળશીની માળા પહેરાવી સેવક કર્યો ને પોતાની પાસે રહેવા આજ્ઞા કરી. કૃષ્ણદાસે પોતાની પાસે એક વીંટી હતી તે ભીક્ષામાં આપી. અને તે જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી શ્રી માહાપ્રભુજીની પાસેજ રહ્યા.

(શ્રી વલ્લભદિગ્વિજય પા. ૧૪)

વળી "ભાવસિન્ધુ" નામના ગ્રન્થમાં એમ જણાવે છે કે કૃષ્ણદાસને પૂર્ણ વૈરાગ્ય થવાથી ૧૦ વર્ષની ઉમ્મરથી ઘર છોડી નીકળ્યા હતા, સોરમજી ઉપર મર્યાદા માર્ગીય વૈષ્ણવ સ્વામિને તેમણે ગુરૂ કર્યા, બે વરસ તેમની સાથે રહ્યા, આ ગુરૂ સં. ૧૫૩૫ના વૈશાક વદી ૧૧ ના રોજ બ્રાહ્મમુહુર્તમાં યોગાભ્યાસ સાધતા હતા, કૃષ્ણદાસ પાસે બેઠા હતા. તે વખતે મંગળ શુકન થવા લાગ્યા. આ વખતે તે ગુરૂ કહે છે કે "અહો !!! આજે આ વખતે ભગવદ્ અવતાર થવો જોઇએ ! નહિ તો આવા શુભ શુકન હોયજ નહિ. એમ ત્રણ વખત કહ્યું. કૃષ્ણદાસે આ વાર્તા સાંભળી ત્યારથીજ ભગવદ્દર્શનની આતુરતા થઇ, ગુરૂની આજ્ઞા લેઇ ભગવાનના દર્શનની લાલસાથી કૃષ્ણદાસ બહાર નીકળ્યા. અહીં બે પ્રસંગ છે, કોઇ કહે છે કે કૃષ્ણદાસ ગોકુળમાં શરણે આવ્યા, કોઇ કહે છે કે કાશીમાં, આગળ ચાલતાં લખે છે કે કૃષ્ણદાસને શ્રી માહાપ્રભુજીએ કહ્યું કે "આવો કૃષ્ણદાસ" એમ કહી પાસે બોલાવ્યા પછી શરણ મંત્ર આપ્યો છે.

આ સઘળા ઉપરથી તથા અમોએ પ્રાચિન ભગવદીઓની મુખથી સાંભળેલી હકીકત ઉપરથી પણ અમને તો એમજ લાગે છે કે કૃષ્ણદાસજી શ્રી માહાપ્રભુજીના ઉપાવતના વખતે કાશીમાંજ શરણે આવ્યા છે.

આટલું કહી આ બધા પક્ષોમાંથી કયો પક્ષ વધારે માનનીય છે તે નક્કી કરવાનું કામ અમે અમારા સુજ્ઞ વાંચકોનો સોંપીએ છીએ.

ધીનીજીની ટીકા કરી છે તે કહી સંભળાવો. ત્યારે શ્રી મહાપ્રભુજીએ યુગલગીતના અધ્યાયનો. "वाम बाहु कृत वामकपोलो" એ એક શ્લોકનું વ્યાખ્યાન કર્યું જેની ટીકા ત્રણ દીવસ સુધી ચાલી. વેદવ્યાસજી સાંભળીને ઘણા જ પ્રસન્ન થયા. શ્રી મહાપ્રભુજીએ વેદવ્યાસને કહ્યું કે તમે જે વેદાંતનાં સૂત્ર કહ્યાં છે. તેના ઉપર માયાવાદીઓએ માયાઉપર અર્થ લગાવ્યે છે. ત્યારે વેદવ્યાસે કહ્યું કે હું શું કરૂં ! ભગવદાજ્ઞા અને એવી હતી કે તમે સૂત્ર કરો જેના બન્ને અર્થ હોઈ શકે ! ત્યાર પછી શ્રી મહાપ્રભુજીએ બ્રહ્મવાદ ઉપર જે અર્થ કર્યો હતો તે કહી સંભળાવ્યો. તે સાંભળીને વેદવ્યાસજી ઘણાજ પ્રસન્ન થયા. આચાર્યશ્રી ત્યાંથી વિદાય થઇને ત્રણ દીવસે કૃષ્ણદાસજીને જ્યાં ઊભા રહેવાની આજ્ઞા આપી હતી ત્યાં પધાર્યા. જોયું તો કૃષ્ણદાસ ઊભાજ છે. શ્રી મહાપ્રભુજીએ કહ્યું. "કૃષ્ણદાસજી કેમ ગયા નથી." કૃષ્ણદાસે કહ્યું મહારાજ ! હવે આપના ચરણારવિંદ છોડીને કયે સ્થળે જઊં ? એ સાંભળીને શ્રી મહાપ્રભુજી ઘણાજ પ્રસન્ન થયા અને કંઇક માગવાને કહ્યું. ત્યારે પ્રથમ જે ત્રણ વસ્તુ માગી હતી તેની જ માગણી કરી તેમાંથી બે વસ્તુ આપી પણ ગુરૂને ત્યાં પધારવાની ના પાડી.

( સાર ) સ્વામી પ્રત્યે સેવકનો ધર્મ જુઓ. ત્રણ દીવસ થયા છતાં કૃષ્ણદાસને ઉભા રહેવાની જે આજ્ઞા આપી હતી. તેજ આજ્ઞા બરાબર પાળી, પ્રભુએ તેમને તેટલું સામર્થ્ય પણ આપ્યું. અને આજ્ઞા પાળી ત્યારે પ્રભુએ પ્રસન્ન થઇ બે અલૌકિક વસ્તુઓનું દાન પણ કર્યું.

**પ્રસંગ ૨ જો** એક વખતે શ્રી મહાપ્રભુજી ગંગાસાગર પધાર્યા હતા ત્યાં એક જગાએ પોતે પોઢ્યા હતા અને કૃષ્ણદાસ પગ દાબતા હતા. તે વખતે શ્રી મહાપ્રભુજીના મનમાં એવી ઇચ્છા થઈ કે આ વખતે ધાનના સમર ( પુવા અથવા ચીડવા ) હોય તો આરોગું. શ્રી આચાર્યજીના મનની એ વાત કૃષ્ણદાસ મેઘને જાણી એટલામાં શ્રી મહાપ્રભુજીને નિંદ્રા આવી, ત્યાં કૃષ્ણદાસ ઉઠીને ગંગા સાગર ઉપર આવ્યા, જુએ છે તો સામે પાર એ

---

ગમે તેમ હો પણ આ કૃષ્ણદાસજીને ગુરૂના વચન ઉપરનો અસાધારણ વિશ્વાસ અને પોતાને ભગવદ્દર્શનની અતિતીવ્ર આકાંક્ષા, સતત્ પ્રયત્ન, અથાગ પરિશ્રમ, મહાન્ દેશાટણ, સાત વર્ષ જેટલી લાંબી મુદતથી સમસ્ત આર્યાવર્તમાં ઘેર ઘેર ફરી શોધન કરનાર કૃષ્ણદાસના જેવો બીજો કોઇ પણ વૈષ્ણવ ભાગ્યેજ નીકળશે ! !! પરિણામે પ્રભુએ તે આતુરતાનું ફળ આપ્યું ને તે દ્વારા તે શ્રી માહાપ્રભુજીના અંતરંગ કૃપાપાત્ર સેવક થયા. આવો અથાગ પ્રયત્ન કૃષ્ણદાસના નામને કેટલી શોભા આપે છે ! ! ! [ પ્રકાશક. ]

દીવો બળે છે, તેની અટકળે શ્રી ગંગાજી તરીને તે ત્યાં ગયા અને ખેતરના માલીકને જગાવી બમણી કીંમત આપી લીલી ડાંગર લીધી, પછી ભાડભુંજાને જગાવી એક ટકાને બદલે ચાર ટકા આપી તે વખતે મમરા સિદ્ધ કરાવ્યા. ને ગંગાજી તરીને પોતાની પાસે આવ્યા. ચરણારવિંદ દાબીને શ્રી મહાપ્રભુજીને જગાવ્યા અને સિદ્ધ કરી લાવેલા મમરા આગળ ધરી આરોગવાની વિનતી કરી. શ્રી મહાપ્રભુજીએ પુછ્યું કે કયાંથી લાવ્યા. ત્યારે કૃષ્ણદાસે સઘળી હકીકત કહી સંભળાવી. શ્રી મહાપ્રભુજીએ પ્રસન્ન થઈ વર માગવાને કહ્યું ત્યારે ફરીથી પણ તેજ ત્રણ વસ્તુની માગણી કરી. ત્યારે શ્રી મહાપ્રભુજી બોલ્યા કે જીવ શું માગી જાણે ? આ વખતે પ્રભુના સ્વરૂપનાં દર્શન કરાવવાનું માગ્યું હોત તો તે પણ કરાવત. પછી પોતે મમરા અંગીકાર કર્યા. ત્યાંથી બીજે દીવસે પોતે સોરોં ગામ પધાર્યા. ત્યાં કૃષ્ણદાસ મેઘને ફરી વિનતી કરીને કહ્યું કે કૃપાનાથ મારા ગુરૂને લઈઆવું, પોતે કહ્યું આ વાતમાં તને ખેદ થશે. પછી કૃષ્ણદાસ પોતાની આજ્ઞા વિના પ્રથમના ગુરૂને ત્યાં છાનામાના ગયા. તે ગુરૂએ કૃષ્ણદાસને દેખીને કહ્યું કે તમે બીજા ગુરૂ કર્યા છે : કૃષ્ણદાસે કહ્યું મહારાજ મેં બીજા ગુરૂ કર્યા નથી, મારા ગુરૂ તો તમેજ છો. પણ તમારી કૃપાથી હું પુર્ણ પુરુષોત્તમને મેળવી શકયો છું. ગુરૂએ કહ્યું. પુર્ણ પુરુષોત્તમ છે એની ખાત્રી શી ? તે વખતે ગુરૂની પાસે અગ્નિની સઘડી પડી હતી. તેમાંથી બે હાથ ભરી સળગતો દેવતા હાથમાં લીધો અને કહ્યું શ્રી આચાર્યજી મહાપ્રભુજી પુર્ણ પુરુષોત્તમ હોય તો મારો હાથ બળો જશો નહિ. અને જો એ પુર્ણ પુરુષોત્તમ ન હોય તો મારો હાથ બળીને ભસ્મ થજો. એ પ્રમાણે એક મુહુર્ત સુધી કૃષ્ણદાસે અગ્નિ પોતાના હાથમાં રાખી. પછીથી ગુરૂએ ત્યાં નંખાવી દીધી કૃષ્ણદાસ ત્યાંથી ખેદ પામીને પાછા આવ્યા. આ સઘળો પ્રસંગ શ્રી ગોકુલનાથજીએ વિસ્તાર પુર્વક શ્રી વલ્લભાષ્ટકની ટીકામાં લખ્યો છે.

( સાર ) શ્રી મહાપ્રભુજીની આજ્ઞા વિના ગયા તો ખેદ પામવો પડયો. બીજું શ્રી મહાપ્રભુજી પૂર્ણ પુરુષોત્તમ છે તે કૃષ્ણદાસે પોતાના ગુરૂના આગળ સિદ્ધ કરી બતાવ્યું. શ્રી મહાપ્રભુજી અગ્નિ સ્વરૂપ છે તે પણ આ પ્રસંગમાંથી સિદ્ધ થાય છે. આ માર્ગમાં ફક્ત દૈવી સંપત્તિવાળા જીવો શરણે આવે છે. કૃષ્ણદાસના ગુરૂને પ્રત્યક્ષ માલુમ પડયું કે શ્રી મહાપ્રભુજી પૂર્ણ પુરુષોત્તમ છે તોપણ શરણે આવ્યા નહિ.

❋પ્રસંગ ૩ જો❋ કૃષ્ણદાસ મેઘનને આ માર્ગનો સિદ્ધાન્ત હૃદયારૂઢ થયા પછી તે બધાના આગળ ગુપ્ત વાર્ત્તાઓ કહે છે એમ એક વૈષ્ણવે શ્રી મહાપ્રભુજીના આગળ કહી દીધું. શ્રી મહાપ્રભુજીએ કૃષ્ણદાસને બોલાવી કહ્યું કે ગુપ્ત વાર્ત્તાઓ તમે સઘળાના આગળ શા માટે પ્રગટ કરો છો? કૃષ્ણદાસે કહ્યું મહારાજ જે વૈષ્ણવે આપને કહ્યું છે તેને બોલાવી મારી કહેલી ગુપ્ત વાર્ત્તા પુછો ત્યારે શ્રી મહાપ્રભુજીએ તે વૈષ્ણવને બોલાવી પુછ્યું. કૃષ્ણદાસે તમને કઈ ગુપ્ત વાર્ત્તા કહી. ત્યારે વૈષ્ણવે કહ્યું મને તો યાદ નથી. પછી શ્રી મહાપ્રભુજી હસીને ચુપ રહ્યા.

(સાર) ગુપ્ત વાર્ત્તા ગમે તેટલી કહેવામાં આવે પણ અધિકાર વિના સમજણ પડી શકતી નથી. અધિકારીજ ગુપ્ત વાર્ત્તાના ભોક્તા હોઇ શકે છે.

❋પ્રસંગ ૪ થો❋ એક વખત શ્રી ઠાકોરજીની ઇચ્છાથી કૃષ્ણદાસે શ્રી મહાપ્રભુજીને વિનંતી કરી કે મહારાજાધિરાજ શ્રી ઠાકોરજીને પ્રિય વસ્તુ કઈ છે? ત્યારે શ્રી મહાપ્રભુજીએ ઉત્તર આપ્યો કે, શ્રી ઠાકોરજી ઉત્તમ વસ્તુના ભોક્તા છે. તેમાં વળી ગોરસ જેના અનેક ભાવ છે, જે અનિર્વચનીય છે. તે અતિશય પ્રિય છે. અને વળી તે સઘળાથી ભક્તોનો સ્નેહ તો ઘણોજ પ્રિય છે. જેથી શ્રી ઠાકોરજી ભક્ત વત્સલ કહેવાય છે. ત્યારે કૃષ્ણદાસે ફેર વિનંતી કરી કે શ્રી ઠાકોરજીને અપ્રિય વસ્તુ કઈ છે? શ્રી મહાપ્રભુજીએ જવાબ આપ્યો કે શ્રી ઠાકોરજીને ધુણી (ધુમાડી) બરાબર અપ્રિય વસ્તુ એકે નથી. તેના કરતાં ભક્તોના ઉપર દ્વેશ કરનારો વધારે અપ્રિય છે. વળી કૃષ્ણદાસે પુછ્યું. મહારાજ, શ્રી રઘુનાથજી સંપુર્ણ સૃષ્ટિને લઇને સ્વધામમાં પધાર્યા અને રાજા દશરથને સ્વર્ગ આપ્યું તેનું કારણ શું? શ્રી મહાપ્રભુજીએ કહ્યું. શ્રી રઘુનાથજી તો પરમ દયાળુ છે અને એમના દયાળુપણાને લીધે એમને સ્વર્ગની પ્રાપ્તિ થઈ?

(સાર) આ પ્રસંગમાં ભક્તોનો સ્નેહ શ્રી ઠાકોરજીને પ્રિય છે અને ભક્તનો દ્વેષ કરનાર અપ્રિય છે એ સિદ્ધ થાય છે. શ્રી રઘુનાથજીના દયાળુપણાને લીધેજ રાજા દશરથને સ્વર્ગની પ્રાપ્તિ થઇ કારણકે પરોપકાર, સત્ય, દયા વગેરે મર્યાદા ધર્મો છે; અને પ્રભુ સ્મરણ, પ્રભુપ્રેમ વગેરે પુષ્ટિ ધર્મો છે. મર્યાદા ધર્મનું ફળ સ્વર્ગલોક, અને પ્રભુપ્રેમનું ફળ નિજ ધામ છે. મહાન્ ધર્મો પાળવામાં નાના ધર્મોનું કવચિત્ ઉલ્લંઘન કરવાનો પ્રસંગ આવે તો તેથી ફળમાં કંઇ પણ હાનિ થતી નથી, જેમકે–પ્રલ્હાદજીએ પિતાનું વચન ન પાળ્યું તો લૌકિકમાં હાનિ નહિ થતાં ઉલટા તેમના ગુણ ઘેરેઘેર ગવાયા અને પ્રભુએ બો-

તાના નિજધામમાં અંગીકાર કર્યો. તેવીજ રીતે અહીંઆં દશરથ રાજાએ પ્રભુનું સુખ વિચારી પોતાની આજ્ઞાનું, વચનનું, ઉલ્લંઘન કર્યું હોત તો તેમને લૌકિકમાં કંઇ હાની થાત નહિ પણ અલૌકિક ફળનીજ એટલે સ્વધામમાં જવાનાજ ફળની પ્રાપ્તિ થાત. તેમ છતાં સ્વર્ગે ગયા એ શ્રી રામચંદ્રજીના કૃપાળુ પણાને લીધેજ.

❀પ્રસંગ ૧ મો❀ એક વખત કૃષ્ણદાસે શ્રી મહાપ્રભુજીને પ્રશ્ન પુછયો કે ભક્ત થઇને શ્રી ઠાકોરજીની લીલાનો ભેદ જાણતા નથી તેનું કારણ શું? શ્રી મહાપ્રભુજીએ કહ્યું. વિધિ પુર્વક સમર્પણ કરાવ્યું છે તે પ્રમાણે કરતા નથી તો અનુભવ શી રીતે થાય! ભગવદ્ ભક્તનો સંગ કરે તો શ્રી ઠાકોરજીની લીલાનો ભેદ જાણે! કોઇનો સંગ કરતા નથી. અને જે કંઈ પણ કરે છે તે અંતઃકરણ પુર્વક કરતા નથી. તેથી શ્રી ઠાકોરજીનું સ્વરૂપ તથા લીલાના ભેદ જાણતા નથી. જ્યારે ઉત્તમ ભક્તનો સંગ કરે, શ્રી સુબોધિનીજી ગ્રન્થનું અહર્નિશ અવગાહન કરે, ત્યારે ભગવદ્ ભાવ ઉત્પન્ન થાય. શ્રી ઠાકોરજી તો વ્રજ ભકતોના હૃદયમાં સદા સર્વદા બિરાજમાન છે. તેથી એતન્ માર્ગીય વૈષ્ણવ જેના હૃદયમાં શ્રી ઠાકોરજી બીરાજતા હોય તેનો સંગ કરવો. અહીંઆં ગજન ધાવન વગેરે વૈષ્ણવોનું દૃષ્ટાંત પોતે આપ્યું છે. વળી જેઓણે ભાવ પુર્વક સેવા કરી તેમના સઘળા મનોરથ પુર્ણ થયા છે. તેથી જે વૈષ્ણવ લીલા સ્થલ અને વ્રજ ભકતોના ભાવનો વિચાર કરે છે તે વૈષ્ણવ શ્રી ઠાકોરજીના સ્વરૂપને જાણે છે. જે આજ્ઞા કરે તે જાણે, અને જે કંઈ કામકાજ કરે તેમાં શ્રી ઠાકોરજી વિષે વિરહ તાપ ભાવ કરે, પોતાના દોષનો વિચાર કરે; પોતાનું સ્વરૂપ જાણે જે હું કોણ છું? પહેલાં કયાં હતો? ભગવત્ સંબંધ થવાથી શું થયો? હવે મારૂં કર્તવ્ય શું? એ પ્રમાણે રાત્રિ દિવસ વિચાર કરે ત્યારે પોતાનું સ્વરૂપ જાણે! શ્રી ઠાકોરજીનું પ્રાકટયનો વ્રજ ભકતોના માટે તથા એતન્ માર્ગીય ભક્તના માટે છે. જેને ઉત્તમ સંગ છે તે એતન્ માર્ગના ગ્રન્થનું રહસ્ય સમજે છે. શાસ્ત્ર પુરાણાદિ અનેક ઇતિહાસ છે પરંતુ શ્રી વ્રજરાજ (નંદરાય) ના ઘરમાં શ્રી ઠાકોરજીનું પ્રાગટય તે જાણી શકાય નહિ. પરંતુ જ્યારે ભગવદ્ ભક્તનો સંગ થાય ત્યારે એ શ્રી ઠાકોરજીના સ્વરૂપને જાણી શકાય. માટે ભગવદીયનો સંગ અવશ્ય કરવો. કારણકે સેવાનો પ્રકાર એતન્ માર્ગીય વૈષ્ણવ જાણે છે. તેને મળીને ભાવ પુર્વક પૂછીને સેવા કરવી. ત્યારે ભગવદ્ ભાવ ઉત્પન્ન થાય. શ્રી ઠાકોરજીની સ્નેહ યુક્ત સેવા કરે તો શ્રી ઠાકોરજીનું સ્વરૂપ

જાણવામાં આવે. [ આ પ્રસંગમાં વૈષ્ણવનું શું કર્તવ્ય છે તે યથાર્થ જણાવવામાં આવ્યું છે. ]

(સાર) માત્ર શાસ્ત્ર, પુરાણ, ઇતિહાસ, વાંચવાથી, પુષ્ટિમાર્ગમાં કયા પ્રભુ સેવ્ય છે તે જાણી શકાતું નથી, પણ પુષ્ટિમાર્ગીય ભગવદ્ ભક્તનો પ્રીતિપૂર્વક સંગ કરે તોજ માર્ગના સઘળા સિદ્ધાન્તો જાણવામાં આવે માટે માર્ગના રહસ્યનું, અને પ્રભુના સ્વરૂપનું યથાર્થ જ્ઞાન મેળવવું હોય તો ભગવદ્ ભક્તોનોજ સંગ કરવો. જેમના સંગથી પ્રભુ અવશ્ય કૃપા કરશેજ.

❋પ્રસંગ ૬ ટ્ઠો❋ એક સમય શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રી બદ્રીનારાયણના મંદીરમાં પધાર્યા ત્યાં વેદવ્યાસજી મળ્યા. ત્યારે પરસ્પર નમસ્કાર કરી શ્રી મહાપ્રભુજીએ વેદવ્યાસજીને પુછ્યું. મહારાજ, ભાગવત્ના ભ્રમર ગીતના અધ્યાયમાં શ્રી ઠાકોરજીએ ઉદ્ધવજીને વ્રજ ભક્તોની પાસે મોકલ્યા તે પ્રસંગમાં અર્ધો શ્લોક ખુટે છે તે કયો? ત્યારે વેદવ્યાસજીએ અર્ધો શ્લોક કહ્યો (आत्मत्वात् भक्तवत्सलात् सत्य वक्तात् स्वभावतः) આ અર્ધા શ્લોકની ટીકા શ્રી મહાપ્રભુજીએ પહેલેથી કરી રાખી હતી તે સાંભળીને વેદવ્યાસજી બહુજ પ્રસન્ન થયા. ત્યાર પછી શ્રી મહાપ્રભુજી બદ્રીનાથના મંદિરમાં પધાર્યા. તે દિવસે વામન્ દ્વાદશી હતી. તેથી શ્રી મહાપ્રભુજીના મનમાં વ્રત કરવાનો વિચાર હતો. શ્રી બદ્રીનાથજીએ શ્રી મહાપ્રભુજીને કહ્યું કે મેં ફલાહારની સઘળે ઠેકાણે તપાસ કરાવી છે પણ મળી શકતી નથી. તેથી તમે રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પી મહાપ્રસાદ લ્યો; શ્રી મહાપ્રભુજીએ વિચાર્યું કે શ્રી ઠાકોરજીની ઇચ્છા એવી દેખાય છે એટલામાં કૃષ્ણદાસે આવીને કહ્યું કે ફલ કોઈ ઠેકાણે મળતાં નથી. પછી તે દિવસે પોતે વામન દ્વાદશીનું વ્રત ન કર્યું. એવું વચન પણ છે કે ( उत्सवांते च पारणम् ) તે ભાવથી પ્રાગટ્ય પછી પારણાં કર્યાં. પછી શ્રી મહાપ્રભુજી બદ્રીનારાયણથી વિદાય થયા. કૃષ્ણદાસ મેઘન પણ સાથેજ હતા.

❋પ્રસંગ ૭ મો❋ પ્રથમ શ્રી મહાપ્રભુજી વેદવ્યાસને સ્થાનકે પધાર્યા હતા. ત્યારે કૃષ્ણદાસને કહ્યું હતું કે તું અંહીઆંજ ઊભો રહેજે તેથી કૃષ્ણદાસ ત્યાંજ ઊભા રહ્યા હતા. પછી જ્યારે આપ ત્રીજે દિવસે પધાર્યા ત્યારે કૃષ્ણદાસને એ પ્રમાણે ઊભેલા જોયા. ત્યારે પોતે કહ્યું તું અહીંથી ગયો નથી? અને બેઠો પણ નથી? ત્યારે કૃષ્ણદાસે કહ્યું મહારાજ આપની

આજ્ઞા હતી કે ઊભો રહેજે. સેવકનો ધર્મ તો આજ્ઞા પાળવી એ છે. આજ્ઞા ન માને તો સેવક શેનો ? કૃષ્ણદાસ મેઘન એવા કૃપાપાત્ર હતા જેમણે સ્વામી સેવકનો ભાવ દેખાડ્યો. તેથી શ્રી મહાપ્રભુજી હમેશાં કૃષ્ણદાસ ઉપર પ્રસન્ન રહેતા. અને મુખરતાનો દોષ મનમાં ન લાવતા. એવા પ્રભુ ઉદાર છે. કૃષ્ણદાસ મેઘન માર્ગમાં, તથા ઘરમાં, સદા શ્રી મહાપ્રભુજીની પાસે રહેતા. એક ક્ષણવાર પણ જુદા પડતા નહિ. કૃષ્ણદાસ મેઘન શ્રી મહાપ્રભુજીના એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. જેમની વાર્ત્તાનો પાર નથી. ॥ વૈષ્ણવ ૨ જા. ॥

## વાર્ત્તા ૩ જી. વૈષ્ણવ ૩ જા.

# दामोदरदास संभरवाला क्षत्री * कनोजना वासीनी वार्त्ता.

❀પ્રસંગ ૧ લો❀ આ દામોદરદાસને એક લેખી તામ્રપત્ર ( ત્રાંબાનું પત્રુ ) મળ્યું હતું. અને સ્વપ્નામાં આજ્ઞા કરી જણાવ્યું હતું કે આ પત્ર જે વાંચે તેમને શરણે જવું. તે પત્રમાં કેટલીક આકૃતીઓ હતી ને તેની નીચે લખ્યું હતું કે આ પત્રમાંની તમામ આકૃતિઓનું એકીકરણ કરી જે યથાર્થ રીતે અર્થ સમજાવી શકે તેમને શરણે જવું. તે ઉપરથી એ પત્ર દામોદરદાસે ઘણા વિદ્વાન્, પંડિતો, આચાર્યો, સ્વામી અને સંન્યાસીઓને બતાવ્યું પણ કોઈ તેનો યથાર્થ અર્થ કરી શકયા નહી. તેવામાં કેટલાક દિવસ પછી શ્રી આચાર્યજી કનોજ પધાર્યા, ગામની બહાર બાગ હતો ત્યાં ઊતારો કરી કૃષ્ણદાસ ને ગામની અંદર સીધુ સામગ્રી લેવા મોકલ્યા અને કહ્યું કે કોઈને જણાવશો નહિ કે શ્રી મહાપ્રભુજી પધાર્યા છે. કૃષ્ણદાસ ગામની અંદર ગયા. સઘળુ સીધુ સામગ્રી લાવતા હતા એવામાં રસ્તામાં દામોદરદાસ રાજદ્વારથી આવતા હતા તેમણે કૃષ્ણદાસને ઓળખ્યા. દામોદરદાસે ઘોડા ઊપરથી ઊતરી, કૃષ્ણદાસને દંડવત્ કરી પુછ્યું શ્રી મહાપ્રભુજી પધાર્યા છે ! પોતાની આજ્ઞા નહોતી માટે કૃષ્ણદાસે ના પાડ્યું. પણ તેથી

* કનોજને કાન્યકુબ્જ પણ કહે છે.

મહાપ્રભુજી વિના એકલા આવે નહિ એમ જાણી ઘોડાને ઘેર મોકલી દીધો ને કૃષ્ણદાસ જ્યાં જતા હતા તેમની પાછળ પાછળ ગયા. કૃષ્ણદાસને દુરથી આવતાં શ્રી મહાપ્રભુજીએ દીઠા, અને દામોદરદાસે પણ દંડવત્ પ્રણામ કર્યો. શ્રી મહાપ્રભુજીએ કહ્યું તમે એમને શા માટે કહ્યું; કૃષ્ણદાસે વિનતી કરી મહારાજ મેં તો એમને કહ્યું નહોતુ. ત્યાર પછી દામોદરદાસે શ્રી મહાપ્રભુજીને વિનતી કરી મહારાજ ! મને તો એમણે કહ્યું નહોતુ, એમની પાછળ પાછળ અનુમાનથી ચાલ્યો આવ્યો છું. શ્રી મહાપ્રભુજીએ બીજાઓને ના કહેવાનું કહ્યું હતું તેનું કારણ એ હતું કે પોતે કનોજ પધારે તે પહેલાં શ્રી ઠાકોરજીની આજ્ઞા થઈ હતી કે અહીઆંના જીવોને પાવન કરવાના છે. તેથી શ્રી આચાર્યજીએ મનમાં વિચાર્યું કે જો આજ્ઞા થઈ છે તો જીવ એની મેળે પાવન થશેજ, તેને માટે બીજા કોઇને પધાર્યા છે એમ કહેવાની ના પાડી હતી. પછી શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસની પાસે મળેલુ તામ્રપત્ર માગ્યું. દામોદરદાસે કહ્યું "મહારાજ, તામ્રપત્રનું શું કામ છે, હવે તો મને શરણે લ્યો; શ્રી મહાપ્રભુજીએ કહ્યું, તમને સ્વપ્નામાં આજ્ઞા થઈ છે કે જે એ પત્ર વાંચે તેને શરણે જજો તેથી તે પત્ર લાવો. દામોદરદાસને કહ્યું આપતો અંતર્યામી છો એમ કહી ઘેર જઇ પત્ર લઈ આવ્યા. શ્રી મહાપ્રભુજીએ તે વાંચ્યું અને તેનો*અભિપ્રાય કહી બ-

---

* આ તામ્રપત્ર શ્રી આચાર્યજીએ વાંચીને કહ્યું કે આ ગીધ અને સ્ત્રીના જેવી આકૃતિ છે તે પૂતના છે. તે અવિદ્યાનું રૂપ છે. આ જોડેની આકૃતિ છે તે ધેનુક રાક્ષસ છે. તે દેહાધ્યાસનું રૂપ છે. આ કેશી દૈત્ય છે તે ઇન્દ્રિયાધ્યાસ છે. આ પ્રલમ્બાસુર છે તે અંતઃકરણાધ્યાસ છે. આ દાવાનળનું ચિત્ર છે તે પ્રાણાધ્યાસ છે. આ સામી મૂર્તિ છે તે શ્રી કૃષ્ણની છે. તે આ અવિદ્યા પૂતના, દેહાધ્યાસ ( ધેનુક ), ઇન્દ્રિયાધ્યાસ ( કેશી ), અને અંતઃકરણાધ્યાસ ( પ્રલમ્બ ) એ બધાંનો વધ કરે છે. અને પ્રાણાધ્યાસ ( દાવાનળ )નું પાન કરે છે. આ પાસે બે સર્પ છે તે કામ અનેક્રોધનું રૂપ છે. તેના ઉપર શ્રી કૃષ્ણ નાચે છે. અર્થાત્ જ્યારે ભગવાનનો પ્રાદુર્ભાવ થાય છે ત્યારે કામ અને ક્રોધનું બળ ચાલતું નથી. આ ગોળાકાર છે તે બ્રહ્મનું ચિન્હ છે. અને તે બ્રહ્મવાદની નિશાની છે. આ શ્રી કૃષ્ણની સામે જે આકૃતિ છે તે ભક્તિની છે. તેના તરફ શ્રીહરિ પ્રસન્ન વદનથી જુએ છે. ભક્તિની પાસે બે છોકરા છે. તે તેના પુત્ર જ્ઞાન અને વૈરાગ્ય છે. તે એમ સૂચવે છે કે ભક્તિ થવાથી

તાવ્યો. પછી દામોદરદાસને નામ મંત્ર આપ્યો. તેમણે શ્રી મહાપ્રભુજીને પોતાને ઘેર પધરાવ્યા. ત્યારે દામોદરદાસની સ્ત્રી પણ શરણે આવી. દામોદરદાસને પ્રથમ નામ મંત્ર આપ્યો હતો તેથી સમર્પણ કરાવ્યું. અને દામોદરદાસની સ્ત્રીને પણ નામ મંત્ર આપી સમર્પણ કરાવ્યું. તેમણે વિનંતી કરી "મહારાજ અમને હવે શી આજ્ઞા છે? શ્રી મહાપ્રભુજીએ કહ્યું" સેવા કરો. સેવા શી રીતે કરીએ એમ જ્યારે દામોદરદાસે કહ્યું ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું જો કોઇ ઠેકાણે શ્રી ઠાકોરજીનું સ્વરૂપ હોયતો જુઓ તે ઉપરથી એક દરજીને ઘેર શ્રી ઠાકોરજીનું સ્વરૂપ હતું. તેને દ્રવ્ય આપીને શ્રી ઠાકોરજીને પોતાને ઘેર પધરાવ્યા. પછી સઘળું ઘર ધોઇ નાંખ્યું, સઘળાં વાસણ બદલી નાંખ્યાં. શ્રી મહાપ્રભુજીને પધરાવી તે સ્વરૂપને પંચામૃતથી સ્નાન કરાવ્યું અને*શ્રી દ્વારિકાનાથજી નામ ધર્યું. સિંહાસન ઉપર પાટ બેસાડયા, ભોગ સમર્પ્યો, સમયાનુસાર ભોગ સરાવી બીડાં સમર્પવા લાગ્યા. જુએ છે તો પાન કાચાં હતાં. શ્રી મહાપ્રભુજીએ કહ્યું કાચાં પાન શ્રી ઠાકોરજીને ન સમર્પવાં; ઉત્તમમાં ઉત્તમ સામગ્રી શ્રી ઠાકોરજીને સમર્પવી. શ્રી ઠાકોરજીતો ઉત્તમ વસ્તુના ભોક્તા છે. પછી બન્ને સ્ત્રી પુરૂષ રૂડી રીતે શ્રી ઠાકોરજીની સેવા કરવા લાગ્યાં. શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે ઉત્તમ કોમળ વસ્ત્ર હોય તેમાંથી શ્રી ઠાકોરજી માટે લેજો. અને સામગ્રી પણ લેતી વખતે ઉત્તમમાં ઉત્તમ હોય તેજ લેવી. અને એમાંથી બીજે ઠેકાણે વાપરવી નહિ. એવાં શ્રી મુખનાં વચન સાંભળીને દામોદર દાસે કહ્યું "રાજ આપની આજ્ઞા પ્રમાણે કરીશ. પછી તે સ્ત્રી પુરૂષ સારી રીતે સેવા કરતાં; અને સામગ્રી થતી તે તથા આમરસ એવી ચતુરાઇથી રૂપાના પાત્રમાં રાખતા કે કોઇ જાણે નહિ કે આમાં સામગ્રી ધરીછે. અર્થાત્ સામગ્રી ઘણીજ ઉજવલ અને સફેદ થતી. એ પ્રમાણે દામોદરદાસ સેવા કરવા લાગ્યા.

---

જ્ઞાન અને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. આ હાથના પંજામાં આ રેખા દીર્ઘઆયુષ્યની, આ સાધુપણાની અને આ ઐશ્વર્યની છે. પાસે ભક્તિનું ચિત્ર છે તે ઉપરથી જણાય છે કે માણસ ભક્તિ યુક્ત હોય તે દીર્ઘ આયુષ્ય ભોગવનારો, સાધુ અને તમામ પ્રકારના ઐશ્વર્ય વાળો થાય છે. (શ્રી વલ્લભચરિત્ર.)

* આ શ્રી દ્વારિકાનાથજી હાલમાં કાંકરોલી તૃતીય ગૃહના શ્રી ગોસ્વામી તિલકાયત શ્રી શ્રીદ્વારકેશલાલજી મહારાજના માથે બિરાજે છે.

(સાર)આ પ્રસંગમાંથી દૈવી જીવો સ્વતઃ શરણે આવે છે તે, તથા સમર્પણ કર્યા પછી વૈષ્ણવોનું શું કર્તવ્ય છે ને તેથી શ્રી મહાપ્રભુજીએ બતાવેલી સેવાની પ્રણાલિકા ઘણીજ સ્પષ્ટ રીતે સમજવામાં આવે છે.

❀ **પ્રસંગ ૨ જો** ❀ દામોદરદાસ શ્રી ઠાકોરજીનેમાટે જલ પોતે ભરતા હતા. એક દિવસે દામોદરદાસના સસરા તેમની પાસે આવી કહેવા લાગ્યા કે તમે જલ ભરોછો તેથી જ્ઞાતિમાં મને લજ્જા આવેછે. તેથી જલ દાસીની પાસે ભરાવો. દામોદરદાસે કહ્યું ઠીક છે. બીજે દીવસે એક-ઘડો પોતે લીધો અને બીજો ઘડો તેમની સ્ત્રીએ લીધો. બન્ને જણ જલ ભરવા તેમની દુકાન આગળ થઇને ગયા ત્યારે દામોદરદાસના સસરાને બહુજ લજ્જા (શરમ) આવી; અને કહ્યું કે કાલે હું કહેવા આવ્યો તે મારી ભુલ થઇ છે. તમે એકલા જલ ભરજો પણ સ્ત્રી જનની પાસે જલ ભરાવશો નહિ, આજ પછી હું તમને કંઈ કહીશ નહિ. ત્યારે તે એકલા જલ ભરવા લાગ્યા. પછી શ્રી દ્વારિકાંનાથજી દામોદરદાસને સાનુભાવ જણાવવા લાગ્યા, જે કંઈ જોઇએ તે માગી લેતા, અને વાર્ત્તાઓ કરતા. દામોદરદાસે સેવાકરી શ્રી ઠાકોરજીને બહુજ પ્રસન્ન કર્યા દામોદરદાસની આવી સેવા દેખીને શ્રી મહાપ્રભુજી પણ બહુજ પ્રસન્ન થતા. અને પોતે શ્રી મુખથી કહેતા કે જેમણે રાજા અંબરીષ ન જોયા હોય તેમણે દામોદરદાસને જોવા; તેમાં અંબરીષ રાજા માર્યાદા માર્ગીય હતા અને દામોદરદાસ પુષ્ટિમાર્ગીય છે. એટલી અધિકતા છે.

( સાર ) આ પ્રસંગમાં જ્ઞાતિની લજ્જા, અને દેહનું અભિમાન ન રાખ્યું એ ખાસ દામોદરદાસે શ્રી ઠાકોરજીના માટે જલભરી બતાવી આપ્યું છે. દામોદરદાસ ઘણાજ શ્રીમંત હોવાથી બહુજ વૈભવથી શ્રી ઠાકોરજીની સેવા કરતા હતા. અંબરીષ રાજાનોજ અવતાર આ દામોદરદાસ સંભળવાળા હતા તેમની અધિકતા એટલી કે પુષ્ટિમાર્ગીય રીતે પ્રભુનું અત્યંત સુખ વિચારી સેવા કરી.

❀ ( **પ્રસંગ ૩ જો** ) ❀ એક સમય ઉષ્ણકાલનો દિવસ હતો. તેવામાં શ્રી દ્વારિકાનાથજીને મંદિરમાં પોઢાવી દામોદરદાસ બહાર ચોતરા ઉપર પવનમાં સુઈ ગયા. તે દિવસે ગરમી બહુજ હતી. તેથી શ્રી દ્વારિકાનાથજીએ દાસીને આજ્ઞા કરી કે કમાડ ઊઘાડી નાખ; દાસીએ કમાડ ઊઘાડી નાખ્યાં. પછી પંખો કરવાની આજ્ઞા કરી. ત્યારે દાસીએ એક ઘડી સુધી પંખો કર્યો; પછી શ્રી ઠાકોરજીએ પંખો બંધ કરવાનું કહ્યું એટલે દાસી

કમાડ ઊઘાડાં મૂકી બહાર આવી સૂઈ રહી. સવાર થયું, એટલે દામોદરદાસે જોયું તો શ્રી ઠાકોરજીનાં કમાડ ખુલ્લાં છે. દાસીને પૂછયું કમાડ કોણે ખોલ્યાં. દાસીએ કહ્યું "મને શ્રી ઠાકોરજીએ કમાડ ખુલ્લાં મુકવાની આજ્ઞા આપી ત્યારે મેં ખુલ્લાં મુકયાંછે." દામોદરદાસ તે દાસીને બહુજ ખીજ્યા. અને કહ્યું તેં તારી મેળે કેમ ખુલ્લાં મુકયાં. મને ખોલવાનું શા માટે ન કહ્યું? અને શ્રી ઠાકોરજીએ પણ મને આજ્ઞા કેમ ન કરી! પ્રભુ તો ઘણાજ દયાળુ હોય છે. જેના વિષે સ્નેહ હોય તેની સાથે સંભાષણ કરે. શ્રી મહાપ્રભુજીએ તો બધાને સરખી રીતે અંગીકાર કર્યા છે. લૌકિકમાં ભલે કોઈ ઊંચ, નીચ હોય; શ્રી ઠાકોરજી તો કેવળ સ્નેહને વશ છે. આ અઘટિત શબ્દો સાંભળીને દામોદરદાસને શ્રી ઠાકોરજીએ કહ્યું "કમાડ મેં ખુલ્લાં મુકવાનાં કહ્યાં તેથી તેણે ખુલ્લાં મુકયાં છે તું તેને શા માટે ખીજે છે? તું તો ચોતરા ઉપર જઈને સૂતો; અને મને અંદર સુવાડયો; ત્યારે દામોદરદાસે વિનંતી કરી મહારાજ, જ્યારે નવું મંદિર બંધાવીશ ત્યારે પ્રસાદ લઈશ. દામોદરદાસની સ્ત્રીએ કહ્યું. એમ શી રીતે બને? તે કંઈ પાંચ સાત દિવસનું કામ નથી. પ્રસાદ લીધા વિના શી રીતે ચાલશે? ત્યારે દામોદરદાસે કહ્યું સખડી પ્રસાદનો નહિ લઊં કેવળ ફળાહાર કરીશ; એમ કરતાં મંદિર સિદ્ધ કરાવ્યું. સારો દિવસ જોઈને શ્રી દ્વારિકાનાથજીને નવા મંદિરમાં પાટ બેસાડ્યા. મોટો ઉત્સવ કર્યો અને ઘણા વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવ્યો. ત્યાર પછી દામોદરદાસે મહાપ્રસાદ લીધો.

(સાર) આ પ્રસંગમાં શ્રી ઠાકોરજી કયા જીવ ઉપર કૃપા કરશે તે કહી શકાતું નથી. દામોદરદાસનું અપૂર્વ ધૈર્ય, પ્રાણેશ તરફની ભકિત અને પ્રાણેશની આજ્ઞા પ્રમાણે કર્તવ્ય એજ દષ્ટિગોચર થાય છે. ધન્ય છે એવા વૈષ્ણવોને કે જેમનાં નામ લેવાથી પાપી પણ પાવન થાય છે. પોતાના દેહના કરતાં શ્રી ઠાકોરજીનું સુખ અત્યંત વિચારવું.

પ્રસંગ ૪ થો — વળી એક દિવસ દામોદરદાસ શ્રી ઠાકોરજીને રાજભોગ સમર્પી શૈયા સજ્જ કરવા શૈયા મંદિરમાં ગયા. શૈયા ઉપર બિલાડીએ બગાડેલું જોયું. ત્યારે દામોદરદાસે કહ્યું કે શ્રી ઠાકોરજી પોતાની શૈયા પણ સારી રાખી શકતા નથી. તેથી શ્રી ઠાકોરજીએ ભોગનો થાળ ચોકી ઉપરથી લાત મારી ફેંકી દીધો. અને કહ્યું કે, તું સેવક છું કે હું છું? એ પ્રમાણે બહુજ ખીજ્યા. પછી દામોદરદાસે વિનતી કરી બહુ કાલાવાલા કર્યા. સઘળી સામગ્રી ફરી સિદ્ધ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો ત્યારે

શ્રી ઠાકોરજી આરોગ્યા. પણ એક માસ સુધી બોલ્યા નહિ. પછી બહુજ વિનંતી કરતાં કરતાં ઘણા દિવસ વીત્યા ત્યારે દામોદરદાસ સાથે બોલવા લાગ્યા.

(સાર) સેવકનો ભાવ પ્રભુ તરફ કેવો જોઇએ તે સ્પષ્ટ રીતે બતાવ્યું છે. પ્રભુ જ્યારે બધું સાચવે ત્યારે સેવકને કરવાનું શું રહ્યું. માટે આ પ્રમાણે અભાવ આવવાથી પ્રભુ ઘણાજ અપ્રસન્ન થાય છે.

❀ પ્રસંગ ૯ મો ❀ એક વખત દામોદરદાસ હરસાની તેમને ત્યાં ૫–૭ દીવસ સુધી પરોણા રહ્યા. એમનું બહુ સારી રીતે સમાધાન કર્યું પછી દામોદરદાસ હરસાની ત્યાંથી વિદાય થઇને અડેલ આવ્યા. ત્યારે શ્રી મહાપ્રભુજીએ પૂછ્યું "દમલા ક્યાં ઉતર્યો હતો અને શો મહાપ્રસાદ લીધો ?" દામોદરદાસે વિનંતી કરી મહારાજ, દામોદરદાસ સંભરવાળાને ત્યાં ઉતર્યો હતો અને ત્યાં અનસખડી મહાપ્રસાદ લીધો. તે સાંભળીને શ્રી મહાપ્રભુજી દામોદરદાસ સંભરવાળા ઉપર અપ્રસન્ન થયા અને મનમાં કહ્યું મારો અંતરંગ સેવક તેને સખડી મહાપ્રસાદ શા માટે ન લેવડાવ્યો. આપના અંતઃકરણની વાત દામોદરદાસ સંભરવાળાએ ઘેર બેઠાં જાણી ત્યારે તેમણે પોતાની સ્ત્રીને કહ્યું. તું શ્રી ઠાકોરજીની સેવા બહુ સારી રીતે કરજે અને હું તો શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા અડેલ જઉ છું. એમ કહીને દામોદરદાસ કનોજથી અડેલ ગયા. કેટલાક દિવસમાં અડેલ જઈ પહોંચ્યા. શ્રી મહાપ્રભુજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. ત્યારે શ્રી મહાપ્રભુજી પીઠ દઇને બેઠા. દામોદરદાસ સંભરવાળે વિનંતી કરી મહારાજ મારો અપરાધ શો છે. અને જીવતો અપરાધથી ભરેલો છે. પણ અપરાધ જાણવામાં આવે તો સારૂ. ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું તેં મારા દામોદરદાસ હરસાનીને સખડી મહાપ્રસાદ શા માટે ના લેવડાવ્યો ? ત્યારે દામોદરદાસ સંભરવાળે વિનંતી કરી કે આપ દામોદરદાસ હરસાનીને પૂછો કે સખડી મહાપ્રસાદ શા માટે ન લીધો ? પછી શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસ હરસાનીને પૂછ્યું. દમલા ! દામોદરદાસ સંભરવાળાને ત્યાં સખડી મહાપ્રસાદ શા માટે ન લીધો ? ત્યારે દામોદરદાસે વિનંતી કરી, મહારાજ પ્રાતઃકાલમાં શ્રી ઠાકોરજી બાલભોગ આરોગતા તે હું લેતો, પછી પકવાન મેવા મીઠાઇ બહુજ લેતો તેથી સખડીની રૂચી રહેતી નહિ; તેથી ન લેતો. પછી શ્રી મહાપ્રભુજીએ કહ્યું તું તો તારી ઇચ્છાથી નહિ લેતો પણ મને તો તેના ઉપર બહુજ ખુનસ ભરાઈ હતી. હવે મારા ચિત્તનું સમાધાન થયું.

ભક્તના અંતઃકરણની ભક્તિ જોવા માટે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ આ પ્રમાણે લીલા કરી. જેવી રીતે દામોદરદાસે કનોજમાં ઘર બેઠાં શ્રી મહાપ્રભુજીના અંતઃકરણની વાત જાણી, તેવી રીતે શ્રી મહાપ્રભુજી તો પોતાના ભકતોના હૃદયમાં સદા સ્થિત છે તો ભકતોના હૃદયની વાત કેમ ન જાણે ? પણ ભક્ત પરિક્ષાર્થે આ પ્રકાર કરી દેખાડયો. પછી શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસ સંભરવાળાને બહુ જ આદર સન્માન કરી કનોજ મોકલ્યા. કનોજ પહોચ્યા પછી તે સ્ત્રી પુરૂષ બન્ને સારી રીતે સેવા કરવા લાગ્યાં.

❋ પ્રસંગ ૬ ઠ્ઠો ❋ સિહનંદના વૈષ્ણવો શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા અડેલ જતા, તે બધા કનોજમાં દામોદરદાસને મળીને આગળ જતા. તેથી જે વૈષ્ણવો આવતા તેમને દામોદરદાસ આદર સન્માન કરી પોતાને ઘેર ઊતારતા અને બધાને મહાપ્રસાદ લેવડાવતા પછી જ્યારે વૈષ્ણવો વિદાય થતા ત્યારે તેમની સાથે એક એક મ્હોર અને એક શ્રીફલ શ્રી મહાપ્રભુજીને ભેટ મોકલતા. અને એમને કહેતા કે મારા દંડવત્ ખાલી હાથે કેવી રીતે કરશો ? તેથી આ ભેટ આગળ ધરીને શ્રી મહાપ્રભુજીને મારા દંડવત્ પ્રણામ કરજો. મારા અનેક પ્રણામ પહોચે તેથી હું જુદી જુદી ભેટ મોકલું છું. તે દામોદરદાસ એવા કૃપા પાત્ર હતા.

( સાર ) કોઈ વૈષ્ણવ યાત્રાર્થે શ્રી નાથજીનાં દર્શન કરવા, અગર શ્રી યમુનાજીનાં પાન કરવા, અથવા શ્રી મહાપ્રભુજીની ઝાંખી કરવા જાય, તો ખાલી હાથે દંડવત્ કરાવવા નહિ, પણ યત્ કિંચિત્ ભેટ મોકલી, શ્રીની સાન્નિધ્યમાં શુદ્ધ કરવા વિનંતી કરવી.

❋ ( પ્રસંગ ૭ મો ) ❋ દામોદરદાસનો સસરો બહુજ ધનાઢ્ય હતો. તેમણે પોતાની દીકરીને એકસો એક દાસીઓ પહેરામણીમાં આપી હતી તે એવા હેતુથી કે મારી દીકરી બેસી રહેશે અને દાસીઓ ઘરનું સઘળું કામકાજ કરશે. પણ એ પ્રમાણે ન થતું. સેવા સંબંધી સઘળું કાર્ય પોતે જાતેજ કરતી એવી તે ભગવદીય હતી. ગમે તેટલા નોકરો હોય તો પણ સેવા સંબંધી કાર્ય જાતે કરવું એ ભગવદીયનું લક્ષણ છે.

(સાર) પૈસા આપી નોકર ( મુખીયા–ભીતરીયા ) પાસે સેવા કરાવવી એતો કેવળ પ્રમાદનુંજ કારણ છે. નોકરો સેવા કરે ને પોતે તેમાં જરા પણ ચિત્ત ના નાખે તો તેવી સેવા સાધનરૂપ થતી નથી. આ સ્થળે એક શંકા થાય છે કે સેવાના ત્રણ પ્રકાર કહ્યા છે, તનુજા–વીત્તજા–ને માનસી. તો શું આથી વિત્તજા સેવા થતી નથી ? જવાબ કે, ભગવદ્ ઇચ્છાથી પોતાને પ્રાપ્ત થયેલી ધનાદિ સમ્પત્તિનો પ્રભુમાં વિનિયોગ કરવો તેનું નામ વિત્તજા સેવા છે. આ વિત્તજા સેવા બે પ્રકારની છે. એક તો પોતાના ધનથી

મંદિર, આભરણ, પાત્ર, સાજ, ભોગ, વગેરે કરાવી પોતાના દેહથી સેવા કરવી તે, બીજી પોતે ધન ખરચી અન્ય મનુષ્યો નોકરો (મુખીયા-ભીતરીયા) દ્વારા સેવા કરાવવી તે. પરંતુ એ પ્રકારમાં પ્રથમ પક્ષજ ઉત્તમ છે. (વધુ વિગત માટે જુઓ **વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૨ જો**) પ્રકરણ ૧ લું. (પ્રકાશક.)

**( પ્રસંગ ૮ મો )** એક સમયે શ્રી આચાર્યજી મહાપ્રભુજી દામોદરદાસ સંભરવાળાને ત્યાં પોઢયા હતા. દામોદરદાસ ચરણ સેવા કરતા હતા. તે વખતે શ્રી મહાપ્રભુજીએ પ્રસન્ન થઇને કહ્યું કે તારા મનમાં કોઈ પણ વાતનો મનોરથ છે? દામોદરદાસે કહ્યું મને તો આપની કૃપાથી કોઈ પણ જાતનો મનોરથ રહ્યો નથી. ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું તારી સ્ત્રીને પૂછી આવ. જો એને કોઈ પણ જાતનો મનોરથ છે? ત્યારે દામોદરદાસે સ્ત્રીને પૂછયું તારે કોઈ વાતનો મનોરથ છે? સ્ત્રીએ કહ્યું. મારે બીજો તો કોઈ મનોરથ નથી પણ એક પુત્ર હોયતો વધારે સારૂં. આ વાત દામોદરદાસે શ્રી મહાપ્રભુજીને કહી. ત્યારે પોતે શ્રી મુખથી આજ્ઞા કરી કે તમારે એક પુત્ર થશે. પછી શ્રી મહાપ્રભુજી શ્રી ગિરિરાજ શ્રી નાથજીનાં દર્શન કરવા પધાર્યા. ત્યાં શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. અહીંઆં કનોજમાં દામોદરદાસની સ્ત્રીને ગર્ભ રહ્યો. તેવામાં કેટલાક દિવસ પછી તે ગામમાં એક તેલીઓ રાજા આવ્યો. તેને બધી સ્માર્ત સ્ત્રીઓ પ્રશ્ન પૂછવા લાગી. તેમાંથી કોઈ સ્ત્રીએ દામોદરદાસની સ્ત્રીને કહ્યું "તમને બેટા થશે કે બેટી, તે તમે પણ પૂછાવરાવો." ત્યારે એક દાસીએ જઇને તે તેલીયારાજાને પૂછયું મારી શેઠાણીને ગર્ભ રહ્યો છે. તેમને પુત્ર અવતરશે કે પુત્રી? તેલીઆ રાજાએ જવાબ આપ્યો "પુત્ર અવતરશે." ત્યાર પછી કેટલાક દિવસે શ્રી આચાર્યજી મહાપ્રભુજી કનોજ પધાર્યા. દામોદરદાસ ચરણ સ્પર્શ કરવા ગયા ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું "મારા ચરણને સ્પર્શ કરશો નહિ. કારણ કે તમને અન્યાશ્રયનો દોષ લાગુ પડયો છે." દામોદરદાસે કહ્યું મહારાજ હું તો કંઈ જાણતો નથી. શ્રી મહાપ્રભુજીએ કહ્યું તારી સ્ત્રીને પૂછી આવ. તેણે અન્યાશ્રય કર્યો છે. ત્યારે સ્ત્રીએ જે પ્રકાર તેલીઆ રાજાનો બન્યો હતો તે બધો કહી દીધો. આ વાત દામોદરદાસે શ્રી મહાપ્રભુજીના આગળ નિવેદન કરી. શ્રી મહાપ્રભુજીએ કહ્યું "તારે પુત્ર તો થશે પણ *મ્લેચ્છ થશે. ત્યાંથી શ્રી

* મ્લેચ્છ એટલે મુસલમાન નહિ પણ જેની આસુરી બુદ્ધિ હોય, પ્રભુના

મહાપ્રભુજી અડેલ પધાર્યા. આ સઘળી વાર્તા દામોદરદાસની સ્ત્રીએ સાંભળી. તે દિવસથી શ્રી ઠાકોરજીનાં પાત્ર તથા સામગ્રીને પોતે સ્પર્શ નહિ કરતી. અને કહેતી કે મારા પેટમાં મ્લેચ્છ છે. તેથી હું શ્રી ઠાકોરજીનાં પાત્રને કેવી રીતે સ્પર્શ કરૂં. એ પ્રમાણે તે અલગ રહેતી. પછી જ્યારે, પ્રસુતિનો દિવસ આવ્યો, ત્યારે પોતાની માને કહ્યું "મને પુત્ર થાય કે તરતજ તે પુત્રને તમારે ત્યાં લઈ જજો, હું એનું મોઢું જોનાર નથી. એનું મોં જોવું તો મારૂં અનિષ્ટ થાય. તેથી અમે એનું મોં ન જોઈએ એ પ્રમાણે ઉપાય કરજો. પછી જ્યારે પુત્ર અવતર્યો ત્યારે તેની માએ તેજ પ્રમાણે કર્યું અને તે પુત્રને તત્કાલ ધાવને આપી દીધો.

(સાર—અન્યાયશ્રય કરવાથી શું પરિણામ આવે છે તે આ પ્રસંગ ઉપરથી બરાબર સમજવાનું છે. ધન્ય છે દામોદરદાસની સ્ત્રીને કે સંસારનું મોટામાં મોટું લૌકિક સુખનું ફળ કે જે પુત્રની પ્રાપ્તિ તેનું મુખ પણ જોયું નહિ? કારણ, પોતે તો સર્વસ્વ અર્પણ શ્રી ઠાકોરજીને કરી દીધું હતું. પુત્ર પોતાની ધારેલી ધારણાઓ પાર પાડે ત્યારેજ સુખ આપનાર કહેવાય. પોતે શ્રી ઠાકોરજીની સેવા કરી તેવીજ રીતે આ પુત્ર સેવા કરશે નહિ, પોતાનું સર્વસ્વ શ્રી ઠાકોરજી તેમનું સુખ વિચારશે નહિ, તો પછી પુત્રનું મોં જોવાનું પણ કારણ શું! એમ વિચારી આ પ્રમાણેની વ્યવસ્થા કરી. ધન્ય છે તેમના શ્રી ઠાકોરજી પ્રત્યેના પ્રેમને! અને શ્રી મહાપ્રભુજીના વચન ઉપરની દૃઢ આસ્થાને!

પ્રસંગ ૯. મો કેટલાક દિવસ પછી જ્યારે દામોદરદાસની દેહ છુટી, ત્યારે સ્ત્રીએ તેઓના દેહને ઘરમાં છુપાવી રાખી, વૈષ્ણવોને કહ્યું અડેલ જવા માટે એક નાવ ભાડે કરી લાવો. તેથી એક વૈષ્ણવ નાવ ભાડે કરી લાવ્યા. તે નાવમાં શ્રી ઠાકોરજીની ઝાંપી તથા ઘરમાંની સઘળી સામગ્રી જે કંઇ હતું તે સઘળું નાવમાં મુકાવરાવ્યું. પછી તે વૈષ્ણવને કહ્યું આ નાવ અડેલ લઈ જઈ સઘળી વસ્તુ શ્રી મહાપ્રભુજીના મંદિરમાં પહોચાડો. પછી તે વૈષ્ણવ નાવ લઇને ગયા, તે ત્રીસ ચાલીસ કોસ પહોચ્યા પછી દામોદરદાસની દેહ છુટી છે, એમ પ્રગટ કરવામાં આવ્યું. એટલે બધા વૈષ્ણવોએ આવી સંસ્કાર કર્યો. પછી પ્રથમ જે દામોદરદાસનો છોકરો જન્મ્યો હતો, ને મ્લેચ્છ થયો હતો, તે આવ્યો અને જોયું તો કંઈ ચીજ ઘરમાં ના મળે તેથી માથું કુટવા લાગ્યો. દામોદરદાસનો સસરો આવ્યો. તેણે બેટીને કહ્યું તેં કંઇ ઘરમાં ન રાખ્યું! તું હવે ખાઇશ શું? ત્યારે

અસ્તિત્વ વિષે જેને શ્રદ્ધા ન હોય, અને જેની પુષ્ટિ માર્ગીય રીતી પ્રમાણે સેવા કરવાની વૃત્તિ થાય નહી તેવાને મ્લેચ્છ કહ્યો છે.

બેટીએ કહ્યું તમે આપશો તે હું ખાઇશ. તે વખતે સગાં સ્નેહીઓએ પાલન કરવું એવી ક્ષત્રિય જ્ઞાતિની રીત હતી. તે દિવસથી દામોદરદાસની સ્ત્રીએ જલપાન પણ ન કર્યું. તેની પણ થોડા દિવસમાં દેહ છુટી. દામોદરદાસ અને તેમની સ્ત્રી બન્નેનો લીલામાં સંગ થયો. કેટલાક દિવસ પછી આ વાર્ત્તા શ્રી મહાપ્રભુજીને કોઇ વૈષ્ણવે કહી, ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું એમને તો એવુંજ જોઇએ. એ સ્ત્રી પુરૂષ બન્ને એવાં ભગવદીય હતાં કે જેમની સરાહના શ્રી મુખથી આપ સદૈવ કરતા. તે દામોદરદાસ સંભરવાળા ક્ષત્રી શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા એમની વાર્ત્તાનો પાર નથી. તેથી કેટલીક લખીએ ॥ વૈષ્ણવ ૩ જા ॥

( સાર ) જે પ્રભુને સર્વ સમર્પણ કર્યું હતું તેમને સઘળું પોતાની હયાતીમાં પહોચાડી દીધું, આનું નામ સર્વ સમર્પણ કહેવાય.



( વાર્ત્તા ૪ થી. વૈષ્ણવ ૪ થા. )



## *પદ્મનાભદાસ કનોજિયા બ્રાહ્મણની વાર્ત્તા.

એક સમયે શ્રી આચાર્યજી મહાપ્રભુજી આપ કનોજ પધાર્યા ત્યાં પદ્મનાભદાસ દર્શન કરવા આવ્યા. પદ્મનાભદાસે શ્રી મુખથી શ્રી ભાગવત્ પ્રસંગ સાંભળ્યો. તેથી જાણ્યું કે આતો સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ છે. પહેલાં પદ્મનાભદાસ પોતાને ઘેર ઊંચા વ્યાસાસન ઉપર બેસીને કથા

*આ પદ્મનાભદાસજી કનોજના રહેવાશી હતા, જ્ઞાતે કનોજીઆ બ્રાહ્મણ હતા, તેમને માથે શ્રી મહાપ્રભુજીએ શ્રી મથુરેશજીના સ્વરૂપની સેવા પધરાવી હતી. આ શ્રી મથુરેશજી કરણાવલ કે જે હાલ શ્રી ગોકુળના સામે આરે ઉતરી લગભગ ૩ મૈલ દુર છે ત્યાંથી પ્રકટ થયા હતા. હાલ પણ તે સ્થળ ત્યાં છે. તેમ ત્યાં શ્રી મહાપ્રભુજીની બેઠક પણ છે. એક વખતે (સં. ૧૫૫૬ના ફાગણ સુદી ૭) કરણાવલમાં શ્રી મહાપ્રભુજી શ્રી યમુનાજીના કીનારા આગળ શ્રીમદ્ ભાગવતનો પાઠ કરતા હતા. સાથે પદ્મનાભદાસ, દામોદરદાસ આદિ ભગવદીયો બેઠા હતા તેવામાં શ્રી યમુનાજીના કીનારાની એક ધસ ટૂટી તેમાંથી આ મહાન્ તેજસ્વી સ્વરૂપ પ્રકટ થયા તે શ્રી મહાપ્રભુજીની ગોદમાં બિરાજ્યા તે વખતે આ પદ્મનાભદાસે વિનંતી કરી કે મહારાજ આ સ્વરૂપ મને પધરાવી આપો ત્યારથી તે સ્વરૂપની સેવા પદ્મનાભદાસજી કરતા. તે હાલ કોટામાં ગોસ્વામી શ્રી રણછોડલાલજી મહારાજના માથે બિરાજે છે.

કહેતા હતા અને બહુજ શ્રોતાઓ કથા સાંભળવા આવતા હતા. તેથી કોઇને ઘેર જવું પડતું નહિ. અને વૃત્તિ ઘેર બેઠાં ચાલી આવતી હતી. એ પ્રમાણે પદ્મનાભદાસ કાર્યક્રમ કરતા હતા. જ્યારે તેમણે આચાર્યશ્રીનો પ્રતાપ બલ દેખ્યો ત્યારે તે શરણે આવ્યા. નામમંત્ર પામ્યા પછી શ્રી મહાપ્રભુજીએ બ્રહ્મ સંબંધ મંત્ર આપી સમર્પણ કરાવ્યું. પછી ઉત્થાપન સમયે દામોદરદાસ સંભરવાળાને ઘેર શ્રી મહાપ્રભુજી આપ બિરાજ્યા હતા. ત્યાં પોથી ખોલી. દામોદરદાસ બેઠા હતા એટલામાં પદ્મનાભદાસ આવ્યા. ને દંડવત્ પ્રણામ કરીને બેઠા. ત્યારે શ્રી મહાપ્રભુજીએ નિબંધનો શ્લોક કહ્યો

अथवा सर्वदा शास्त्रं श्रीभागवतमादरात् ।
पठनीयं प्रयत्नेन सर्वहेतुविवर्जितम् ॥ १ ॥
वृत्त्यर्थं नैव युंजीत प्राणैः कंठगतैरपि ।
तदभावे यथैव स्यात्तथा निर्वाहमाचरेत् ॥ २ ॥

અર્થઃ—અથવા હંમેશ શ્રીમદ્ ભાગવત શાસ્ત્રનો પ્રયત્ન કરીને કોઈ પણ હેતુરહિત (ઇચ્છા વિના) આદરપૂર્વક પાઠ કરવો (૧) કંઠે પ્રાણ આવે તો પણ શ્રીમદ્ ભાગવતનો વૃત્તિ (ઉદરપોષણ) ના અર્થે ઉપયોગ ન કરવો, તેના અભાવમાં જે રીતે બની શકે તે રીતે નિર્વાહ કરી લેવો.

આ શ્લોક પદ્મનાભદાસજીએ સાંભળ્યો. પછી પોતે દશમસ્કંધની કથા કહી તે પણ પદ્મનાભદાસે સાંભળી. જ્યારે શ્રી મહાપ્રભુજી કથા કહી રહ્યા. ત્યારે પદ્મનાભદાસે જળની અંજુલી ભરી શ્રી મહાપ્રભુજીના આગળ સંકલ્પ કર્યો કે "આજથી કથા કહી વૃત્તિ નહિ કરૂં !" શ્રી મહાપ્રભુજીએ શ્રી મુખથી કહ્યું. "તમારી વૃત્તિ છે, તમે બ્રાહ્મણ છો, તેથી મહાભારત વગેરે તો કહેવાં. પણ શ્રીમદ્ ભાગવત વૃત્તિ અર્થે કહેવું નહિ. પદ્મનાભદાસે કહ્યું હવે તો સંકલ્પ કર્યો તેથી કંઈ પણ નહિ કહું ! ત્યારે પોતે કહ્યું તમે તો ગ્રહસ્થ છો તેથી કેવી રીતે નિર્વાહ કરશો ? પદ્મનાભદાસે કહ્યું, "મહારાજ જીજમાનોને ઘેરથી વૃત્તિ કરી લાવીશ તેથી નિર્વાહ કરીશ. પદ્મનાભદાસ યજમાનને ઘેર વૃત્તિ અર્થે ગયા. તેમણે બહુજ આદર કર્યો. તો પણ પદ્મનાભદાસના મનમાં ગ્લાની આવી કે પહેલાં તો મેં કોઈ વખતે ભિક્ષા કરી નહોતી અને હવે વૈષ્ણવ થયા પછી ભિક્ષા માગવા નીકળ્યો તે બરાબર નહિ. પહેલાં તો કેવળ ઉપવિતજ ગળામાં હતી. તેથી ભિક્ષા કરવી તેતો ઉચિત હતી પણ હમણાં તો ગળામાં માળા પહેરી છે.

તેથી ભિક્ષાવૃત્તિ કરવી તે બરાબર નથી. તેથી ફરી સંકલ્પ કર્યો કે ભિક્ષાવૃત્તિ કરીને પણ નિર્વાહ નહિ કરૂં. ત્યારે ફરીથી શ્રી આચાર્યજીએ પૂછ્યું કે હવે નિર્વાહ શી રીતે કરશો ? પદ્મનાભદાસે કહ્યું " મહારાજ, વૈશ્યવૃત્તિ કરીને નિર્વાહ કરીશ. પછી કોડી વેચતા, લાકડાં લઈ આવતા. પણ બીજી કોઈ પણ રીતે પોતાનું ગુજરાન કર્યું નહિ એ પ્રમાણે દેહ રહ્યો ત્યાં સુધી નિર્વાહ કર્યો. એવા ટેકી ભગવદીય હતા.

( સાર ) શુદ્ધ કૃપાપાત્ર જીવોને વારંવાર કહેવામાં આવતું નથી. એક વાર શ્રવણ કર્યું કે તરતજ તે કરવા ઉપર ચોટ લાગે છે. દુનિયાનાં સર્વ સુખ એક બાજુએ નષ્ટ થતાં હોય અને બીજી બાજુએ ધર્મ રહેતો હોય તો ધર્મને ગ્રહણ કરી બધાં લૌકિક સુખોનું ઉલ્લંઘન કરવું એ ઉચ્ચ કોટિ ભગવદીયનાં લક્ષણ છે.

❀ પ્રસંગ ૨ જો ❀ એક સમયે આચાર્યશ્રી પોતે પ્રયાગ પધાર્યા હતા. ત્યારે પદ્મનાભદાસ પણ સાથે હતા. એક પહોર રાત્રી ગઇ હતી, તે વખતે પદ્મનાભદાસને આજ્ઞા આપી, કે શ્રી અક્કાજી પેલે પાર છે તેમને ત્યાંથી અંહીઆં પધરાવી લાવો. એટલુ સાંભળતાંમાં પદ્મનાભદાસ ઉઠીને ચાલતા થયા. ત્યાં આગળ ૫-૭ વૈષ્ણવો બેઠા હતા. તે માંહો માંહે કહેવા લાગ્યા કે બ્રાહ્મણ બાવરો થયો છે ? આ વખતે ક્યાં જશે ? નાવ તો સઘળાં બંધ થઇ ગયાં છે, અને ઘાટવાળા પણ પોત પોતાને ઘેર ગયા છે. તેથી આ વખત પાર જવાનો નથી. પણ એમને તો શ્રી મહાપ્રભુજીની આજ્ઞાનો વિશ્વાસ છે, તેથી કામ અવશ્ય થશે. એમ ધારીને ગયા હતા પદ્મનાભદાસ ઘાટ ઉપર આવ્યા. આમ તેમ જોવા લાગ્યા એટલામાં એક દસ વરસનો છોકરો નાવ લઇને આવ્યો. તેણે પદ્મનાભદાસને પૂછ્યું કે પાર જવું છે ? ત્યારે પદ્મનાભદાસે કહ્યું હા જઇશું. તે છોકરાએ પદ્મનાભદાસ[illegible] નાવમાં બેસાડી પેલે પાર ઊતાર્યા અને પૂછ્યું ફરીથી કયારે આવ[illegible] પદ્મનાભદાસે કહ્યું બે ઘડીમાં આવું છું. પેલા છોકરાએ કહ્યું નાવ અ[illegible]આં રાખુછું તમે વહેલા આવજો. પછી પદ્મનાભદાસે અડેલમાં જઈ શ્રી અક્કાજીને [illegible] મહાપ્રભુજીની આજ્ઞા કહી તેડી લાવ્યા ને હોડીમાં બેસાડી આ પાર ઊતાર્યા. ઊતાર્યા પછી જુએ છે તો તે છોકરો તેમજ હોડી કંઇ પણ દેખાયું નહિ. પદ્મનાભદાસજી તે વખતે શ્રી અક્કાજીને પધરાવી ઘેર લાવ્યા. પછી શ્રી મહાપ્રભુજીએ પદ્મનાભદાસને સૂઇ રહેવાની આજ્ઞા આપતાં, બીજા ૫-૭ વૈષ્ણવો સૂતા હતા ત્યાં સૂઇ રહ્યા. પેલા વૈષ્ણવોએ પૂછ્યું

શી રીતે તમે તેડી લાવ્યા? ત્યારે તેમણે બધા સમાચાર તે વૈષ્ણવોના આગળ કહ્યા. એ સાંભળીને તે વૈષ્ણવોએ કહ્યું તમે આ વખતે શ્રી ઠાકોરજીને બહુજ શ્રમ કરાવ્યો. પછી તે વૈષ્ણવોએ શ્રી મહાપ્રભુજીને વિનંતી કરી મહારાજ, પદ્મનાભદાસે શ્રી ઠાકોરજીને બહુજ શ્રમ કરાવ્યો, ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું જે કંઈ થયુ છે તે બધું મારી ઇચ્છાથી થયું છે તેથી પદ્મનાભદાસને કંઈ કહેશો નહિ. શ્રી મહાપ્રભુજીના વચન ઉપર દૃઢ વિશ્વાસ રાખ્યો તો સઘળું કાર્ય સિદ્ધ થયું.

❋ प्रसंग ३ जो ❋ **એક સમયે શ્રી મહાપ્રભુજી શ્રી ગોકુલથી અડેલ જતા હતા ત્યારે એક વેપારી ક્ષત્રી કેટલોક માલ વગેરે વસ્તુ લઇને સાથે જતો હતો.** તે વેપારી કનોજની ભાગોળે રહ્યો અને શ્રી મહાપ્રભુજી કનોજમાં પધાર્યા. પછી તે વેપારીના ઉપર ચોરો આવી ચઢયા, ને તેમણે સઘળો માલ લુંટી લીધો, શ્રી આચાર્યજી દામોદરદાસ સંભરવાળા ને ઘેર ઊતર્યા હતા ત્યાં રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો એટલામાં તે વેપારી પાછળથી રોતો રોતો શ્રી મહાપ્રભુજીની તપાસ કરતો દામોદરદાસ ને ઘેર આવ્યો. આવીને પૂછયું કે, શ્રી મહાપ્રભુજી ક્યાં બીરાજે છે? પદ્મનાભદાસે કહ્યું તે તો ભોજન કરતા હશે? તે વેપારીએ કહ્યું "મહારાજ હમારો તો સઘળો માલ લુંટાઈ ગયો. અને શ્રી આચાર્યજીતો આપ ભોજન કરે છે. ત્યારે પદ્મનાભદાસે મનમાં વિચાર્યું કે જો આ વાત શ્રી મહાપ્રભુજી સાંભળશે તો ભોજન નહિ કરે, તેટલા માટે પદ્મનાભદાસ તે વેપારીનો હાથ પકડી બહાર લઇ આવ્યા અને પૂછયું, સાચું કહો, તમારો માલ કેટલાનો ગયો છે. ત્યારે પદ્મનાભદાસ તેને એક શાહુકારની દુકાને લઈ ગયા. શાહુકારે પદ્મનાભદાસની બહુજ આગતા સ્વાગતા કરી. કહ્યું કે આપનું પધારવું શા કારણથી થયું છે તે કહો? પદ્મનાભદાસે કહ્યું આ વેપારીને આટલું દ્રવ્ય આપો અને તે દ્રવ્યનું ખત પત્ર તથા વ્યાજ હું (તમે કહો તેટલું) લખી આપુ છું. તે શાહુકારે કહ્યું ખત પત્રનું શું કામ છે? દ્રવ્ય જોઇએ તેટલું લઈ જાઓ. પદ્મનાભદાસે કહ્યું પહેલાં તો ખત પત્ર લખો, પછી દ્રવ્ય લઈશ. શાહુકારે કહ્યું જેવી તમારી મરજી પછી પદ્મનાભદાસે ખત પત્ર લખી આપ્યું તેમાં પોતાનો ધર્મ ઘરેણે મુકયો. અને દ્રવ્ય લઈ તે વેપારીને આપ્યું. વેપારી દ્રવ્ય લઈ પોતાને ઘેર ગયો.

પછી પદ્મનાભદાસજી પણ ઘેર ગયા. શ્રી આચાર્યજીએ પૂછયું તમે કયાં ગયા હતા? પદ્મનાભદાસે કહ્યું મહારાજ એક કામ હતું ત્યાં ગયો હતો. પણ શ્રી મહાપ્રભુજી આપતો ઇશ્વર છે તે તત્કાલ સઘળી વાત જાણી ગયા. તેથી પદ્મનાભદાસને કહ્યું કે અમારે ને તે વેપારીને શો સંબંધ હતો? રસ્તામાં તે પાછળ રહી ગયો. તેથી અમે શું કરીએ? દેવું કરીને પૈસા આપ્યા તે, ઘણુંજ ખોટું કામ કર્યું. પદ્મનાભદાસે કહ્યું "મહારાજ, વાત તો સાચી છે પણ એ વેપારી જો પોકાર કરતો તો આપને ભોજન કરવામાં બે ઘડી વિલંબ પડત. તો મારો જન્મ વ્યર્થ જાત. દેવું તો કાલે પાછું આપીશ એમાં શું મોટી વાત છે? શ્રી આચાર્યજીએ કહ્યું તેં ધર્મ ઘરેણે શા માટે લખી આપ્યો? પદ્મનાભદાસે કહ્યું એ પ્રમાણે સખ્ત પ્રતિજ્ઞા લખી આપ્યા વિના તેનું દેવુ પાછું આપી શકાય નહિ. પછી શ્રી આચાર્યજી અડેલ પધાર્યા, પદ્મનાભદાસજી એક રાજાની પાસે ગયા. રાજાએ બહુજ આદર સન્માન કરી કહ્યું મને કૃપા કરી કથા સંભળાવો." પદ્મનાભદાસે કહ્યું રાજા, "શ્રી ભાગવત્" નહિ સંભળાવું. કહોતો મહાભારત સંભળાવું. રાજાએ કહ્યું ભલે મહાભારત સંભળાવો. ત્યારે પદ્મનાભદાસ મહાભારત કહેવા લાગ્યા. પદ્મનાભદાસની કથા કહેવામાં એટલો તો વીરરસ હતો કે જ્યારે યુદ્ધનો પ્રસંગ આવ્યો, ત્યારે બધા પાસેથી હથિયાર વેગળાં મૂકાવવાં પડયાં.છતાં અંદર અંદર સઘળા શ્રોતાઓ મુકીઓ, લાતો મારવા લાગ્યા. આ પ્રમાણે દરેક રસ કથામાં હતો. કેટલાક દિવસ પછી જ્યારે મહાભારત સમાપ્ત થયું. ત્યારે રાજા બહુજ દક્ષિણા આપવા લાગ્યો. પદ્મનાભદાસે કહ્યું "હું તો દ્રવ્ય નહિ લઊં પણ શાહુકારનું જેટલું દેવું છે તેટલું વ્યાજ સહિત આપવું છે. તેટલું આપ પરભારૂં આપી ખત ફડાવી મંગાવી લ્યો. તે સાંભળીને રાજાએ એ પ્રમાણે કર્યું. પછી પદ્મનાભદાસ પોતાને ઘેર ગયા.

(સાર) ધર્મ સાચવવામાં ન્યાય કે અન્યાય ન જોતાં એકદમ જેટલા રૂપીઆ તે વેપારીના ગયા હતા તેટલા અપાવી દીધા, દેવું કરીને ધર્મ રાખવો એ શ્રી મહાપ્રભુજીની આજ્ઞા નથી; છતાં મુખ્ય ધર્મ સ્નેહના આગળ સામાન્ય ધર્મનું ઉલ્લંઘન કર્યું. વૃત્તિ અર્થે પુરાણની કથા નહિ કહેતાં જેટલું દેવું હતું તેટલુંજ કથા કરી અપાવ્યું. હજારો રૂપીઆ કથા કહી પેદા કરી શકે એવી શક્તિ હતી, છતાં ધર્મની ખાતર આ વૃત્તિ કદી કરી નથી.

❋ ( પ્રસંગ ૪ થો ) ❋ પદ્મનાભદાસની બેટી કુંવારી હતી. તેનો વિવાહ કોઈ શ્રી મહાપ્રભુજીનો સેવક હોય તેની સાથે કરવો હતો. પદ્મનાભદાસજી વૈષ્ણવોને પૂછવા લાગ્યા. ત્યારે વૈષ્ણવોએ કહ્યું “ એક સનોડીઆ બ્રાહ્મણ શ્રી મહાપ્રભુજીનો સેવક છે. પદ્મનાભદાસને લૌકિક વ્યવહારની ખબર નહિ તેથી કહ્યું ભલે વૈષ્ણવ હોય તો આપણી કન્યાનો વિવાહ ત્યાં કરીએ. પદ્મનાભદાસે તે વૈષ્ણવને તિલક કર્યું. વિવાહ સહી કરી ઘેર આવ્યા. મોટી દીકરી તુલસાંને કહ્યું તારી નાની બહેનનો વિવાહ અમુક વૈષ્ણવની સાથે કરી આવ્યો છું. તુલસાંએ કહ્યું એતો સનોડીઆ બ્રાહ્મણ છે અને આપણે તો કનોજીઆ બ્રાહ્મણ છીએ. તેથી એમ કેવી રીતે વિવાહ થાય? પદ્મનાભદાસે કહ્યું હવે થયું તે થયું. તે બ્રાહ્મણ છે અને વૈષ્ણવ છે. દેશ જુદો એમાં શું થયું ? તેમાં વળી શ્રી મહાપ્રભુજીનો સેવક છે. તુલસાંએ કહ્યું સગાઈ ફેરવો, પદ્મનાભદાસે કહ્યું છરી લાવી જે અંગુઠાએ તિલક કર્યું છે તે અંગુઠો કાપો, તુલસાએ કહ્યું અંગુઠો કેવી રીતે કાપ્યો જાય ! ત્યારે પદ્મનાભદાસે કહ્યું સગાઈ પણ કેવી રીતે ફેરવી જાય ! અંગુઠો કપાય તો સગાઈ ફરે. પછી પદ્મનાભદાસે તે સનોડીઆ બ્રાહ્મણની સાથે લગ્ન કરી દીધું. જ્ઞાતિવાળાનું કંઈ ચાલ્યું નહિ. વૈષ્ણવ ઉપર અને વૈષ્ણવના કહેવા ઉપર પદ્મનાભદાસને એટલે બધો દૃઢવિશ્વાસ હતો કે સગાઈ ફેરવી નહિ.

❋ ( પ્રસંગ ૫ મો ) ❋ એક ક્ષત્રાણી પદ્મનાભદાસને ઘેર નિત્ય આવતી હતી. પદ્મનાભદાસની બેટી તુલસાંએ તે ક્ષત્રાણિને નિત્ય આવવાનું કારણ પૂછયું. તે ક્ષત્રાણીએ કહ્યું તમારા પિતા મહા પુરૂષ છે, મહાન્ ભગવદીય છે, તેથી આવું છું, કારણ કે મારે સંતતિ નથી તેથી તમે મારી વિનંતી પદ્મનાભદાસના આગળ કરજો કે મને કોઈ ઉપાય બતાવે. એક દિવસે તુલસાંએ પદ્મનાભદાસના આગળ કહ્યું કે પિતાશ્રી, આ ક્ષત્રાણીને સંતતિ થતી નથી; તેથી તમને વિનંતી કરે છે કે, કંઈક ઉપાય બતાવો. પદ્મનાભદાસે તુલસાંને જલ લાવવાનું કહેતાં જળ આગળ ધર્યું. ત્યારે પદ્મનાભદાસે જળ લઈને ચરણોદક મિશ્રણ કરી તે ક્ષત્રાણીને આપ્યું અને કહ્યું કે જળ પી જાઓ. તેથી પુત્રની પ્રાપ્તિ થશે. તેનું નામ તું મથુરાંદાસ રાખજે. ત્યાર પછી તેને એક પુત્ર થયો.

❀ પ્રસંગ ૬ ઠ્ઠો ❀ એક વખત મોટા રામદાસજી પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીને પદ્મનાભદાસને ત્યાં પધરાવી શ્રી નાથજીની સેવા કરવા લાગ્યા. અને શ્રી નાથજીના ભીતરીઆ થયા. તેથી પદ્મનાભદાસ તેમના શ્રી ઠાકોરજીની સેવા કરવા લાગ્યા. કેટલાક દિવસ પછી ત્યાં મોગલની ફોજે આવી. ગામ લૂટયું. તેમાં પદ્મનાભદાસનું ઘર પણ લૂટયું, તેમાં શ્રી ઠાકોરજીને એક મોગલ લઈ ગયો. પદ્મનાભદાસે પોતાની બેટી તુલસાંને કહ્યું તું ઘરમાં રહેજે અને હું જઊં છું. શ્રી ઠાકોરજી મળશે તો આવીશ. એમ કહીને મોગલની પાછળ પાછળ ગયા. સાત દિવસ મોગલની સાથે રહ્યા. જળપાન પણ ન કર્યું. ત્યારે આઠમે દિવસે તે મોગલને મોગલાણીએ કહ્યું. આ બ્રાહ્મણે સાત દિવસ થયાં અન્ન અને જળનો ત્યાગ કર્યો છે. એ મરશે તો તમારે માથે હત્યા ચઢશે. માટે તેના દેવને આપી દો. ત્યારે તે મોગલે પદ્મનાભદાસને શ્રી ઠાકોરજી આપ્યા. તે લઇને પદ્મનાભદાસ પોતાને ઘેર આવ્યા. પછી તુલસાંને કહ્યું તું રસોઈ કર. પછી પોતે સ્નાન કરી શ્રી ઠાકોરજીને પંચામૃત સ્નાન કરાવ્યું. અંગવસ્ત્ર કરી શણગાર કર્યા. પછી ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગ સરાવી શ્રી ઠાકોરજીને અનોસર કરી વૈષ્ણવોને મહા પ્રસાદ લેવડાવી પછી પોતે મહાપ્રસાદ લીધો. કનોજમાંથી શ્રી ઠાકોરજી મોગલને હાથ ગયા તે વાત રામદાસે જાણી તે દિવસથી રામદાસે પણ સાત દિવસ સુધી મહાપ્રસાદ લીધો નહિ. પણ શ્રી નાથજીની સેવા સાવધાનતાથી કરતા હતા, છતાં મનમાં બહુજ ખેદ પામતા હતા. એ વાત પદ્મનાભદાસે ઘેર બેઠાં જાણી, તેથી શ્રી નાથજીનાં દર્શન કરવા તથા રામદાસને મળવા શ્રી ગિરિરાજ આવ્યા. શ્રી નાથજીનાં દર્શન કર્યાં, પછી રામદાસજીને મળ્યા. પદ્મનાભદાસે કહ્યું તમે મારા માથે શ્રી ઠાકોરજી પધરાવ્યા હતા તેથી હું તો દુઃખ પામ્યો તે બરાબર છે પણ તમે સાત દિવસ સુધી મહાપ્રસાદ કેમ ન લીધો ? રામદાસજીએ કહ્યું “ તમે કહો છો તે સાચું છે, પણ મેં બહુ દિવસ સુધી સેવા કરી છે તેથી એટલો સંબંધ તો જોઇએ ! પછી પદ્મનાભદાસ કેટલાક દિવસ સુધી ત્યાં રહી, શ્રીનાથજીથી તથા રામદાસજીથી વિદાય થઈ પોતાને ઘેર કનોજ આવ્યા.

( સાર ) વૈષ્ણવોનું તન, મન, ધન કે પ્રાણ પોતાનું જે પ્રિયમાં પ્રિય હોય તેના કરતાં અધિક પ્રિય પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીનું સ્વરૂપ છે. પ્રાણ કરતાં વધારે સ્નેહ જેમાં છે એવા પ્રભુ ગયા તો પછી પ્રાણ શી રીતે ટકે? બધું જાઓ પણ પ્રભુ ન જશો એજ શુદ્ધ ભાવિક વૈષ્ણવોની ઇચ્છા હોય છે.

શ્રી ગુસાંઇજીના સપ્તમલાલજી શ્રી ઘનઃશ્યામલાલજી જેમના સેવ્ય શ્રી ઠાકોરજી શ્રી મદનમોહનજી (જે હાલ કામવનમાં બીરાજે છે) તે કાંઇક કારણસર ચોરીમાં પધાર્યાથી, પોતે ૭ દીવસ સુધી ભોંયરામાં પધાર્યા! અન્ન જળનો ત્યાગ કર્યો! અને મહાન્ વિપ્રયોગ દશામાં દેહનો ત્યાગ કર્યો હતો; આનું નામ સેવ્ય સ્વરૂપ તરફનો અસાધારણ પ્રેમ.

❋ પ્રસંગ ૭ મો ❋ એક વખત પદ્મનાભદાસજી પોતાના સેવ્ય શ્રી ઠાકોરજી શ્રી મથુરાંનાથજી તથા સઘળું કુટુંબ લઇને અડેલ આવી રહ્યા. દ્રવ્યનો સંકોચ બહુ હોવાથી છોલા તળી તળીને સમર્પતા. તે છોલાને બહુ સારી રીતે વીણીને ભીંજાવી રાખતા. બીજે દિવસે સારી રીતે તળીને શ્રી ઠાકોરજીને બધી સામગ્રીનું નામ લઇને એક અક મુઠી પીરસતા જાય. એક મુઠ્ઠી ભરીને કહે કે આ દાળ છે, જેટલાં શાક સંધાનાં હોય તેટલી મુઠ્ઠી ભરી નામ દઈ શ્રી ઠાકોરજીને છોલા સમર્પતા. શ્રી ઠાકોરજી ઘણીજ પ્રસન્નતાથી અંગીકાર કરતા. પછી એક વૈષ્ણવે પદ્મનાભદાસ આ પ્રમાણે છોલા અંગીકાર કરાવે છે તે શ્રી મહાપ્રભુજીને કહ્યું. તેથી એક દિવસે શ્રી મહાપ્રભુજી ભોગ સમર્પવાની વખતે પદ્મનાભદાસને ઘેર પધાર્યા. શ્રી મહાપ્રભુજીને આસન ઉપર પધરાવી પોતે નિત્ય ભોગ સમર્પતા હતા તે પ્રમાણે સમર્પ્યો. ભોગ સરાવેલો જોઇને શ્રી મહાપ્રભુજીએ પૂછયું આ ઢગલી શેની છે? પદ્મનાભદાસે કહ્યું આ ખીર છે, આ ભાત છે, આ દાળ છે, આ રોટી છે, એ પ્રમાણે કહી બધી સામગ્રીનાં નામ લઈ છોલાની ઢગલીઓ શ્રી મહાપ્રભુજીને બતાવી. દ્રવ્યના સંકોચને લીધે આ પ્રમાણે કરે છે એમ જાણી શ્રી મહાપ્રભુજીનું હૃદય ભરાઈ આવ્યું. પછી શ્રી મહાપ્રભુજી ઘેર ગયા અને ઇલ્લમાગારૂજીને કહ્યું કે પદ્મનાભદાસને ત્યાં નિત્ય રસોઇનો સામાન આપણે ત્યાંથી મોકલજો. બીજે દિવસે શ્રી ઇલ્લમાગારૂજીએ સીધુ સામગ્રી પોતાને ત્યાંથી મોકલી. પદ્મનાભદાસને પોતાની બેટી તુલસાંએ કહ્યું આજ શ્રી મહાપ્રભુજીને ત્યાંથી સીધુ સામગ્રી આવી છે. પદ્મનાભદાસે કહ્યું, આતો આપણને અહીંઆંથી બહાર જવાનો પ્રસંગ આવ્યો. પછી પદ્મનાભદાસે ચાર દિવસની ખરચની વ્યવસ્થા કરી શ્રી ઠાકોરજીને પૂછયું આપનું મન હોય તો શ્રી મહાપ્રભુજીને ઘેર

પધરાવું ત્યાં અનેક પ્રકારની સામગ્રીઓ તૈયાર છે. શ્રી ઠાકોરજીએ કહ્યું મને તો તારૂંજ કરેલુ ભાવે છે. હું ત્હારા ઉપર ઘણો પ્રસન્ન છું માટે તું કોઈ પણ જાતનો સંકોચ કરીશ નહિ. ત્યારે પદ્મનાભદાસે એક નાવ ભાડે કરી શ્રી મથુરાંનાથજીને પધરાવ્યા. પોતાના સઘળા કુટુંબને પણ નાવમાં બેસાડી શ્રી મહાપ્રભુજીની પાસે વિદાયગીરી માગવા આવ્યા. બે ચાર દીવસની સામગ્રી જે મંદિરમાંથી આવી હતી તે પાછી મંદિરમાં પધરાવી શ્રી મહાપ્રભુજીને દંડવત્ કર્યા. અને કહ્યું મહારાજ હું જાઊં છું. શ્રી મહાપ્રભુજીએ પૂછયું શ્રી ઠાકોરજી કયાં છે ? પદ્મનાભદાસે કહ્યું “ મહારાજ, શ્રી ઠાકોરજીને નાવમાં પધરાવ્યા છે, અને હું આપનાં દર્શન કરવા તથા વિદાય થવા માટે આવ્યો છું; ઘણાજ સંકોચથી શ્રી મહાપ્રભુજીએ પદ્મનાભદાસને *વિદાય

* પદ્મનાભદાસજી અડેલથી શ્રી મહાપ્રભુજી પાસેથી વિદાય થઇ પોતાના ગામ (કનોજ)માં આવી રહ્યા ને ત્યાં રહી બંને સ્ત્રી પુરૂષે તનમનથી શ્રી ઠાકોરજીની સેવા કરવા માંડી. એક દિવસે તેમની સ્ત્રીએ કહ્યું કે આપણે તો નિષ્કંચન થઇ ગયાં અને દેહના નિર્વાહ માટે તેમજ પ્રભુની સેવા માટે ધનાદિકતો અવશ્ય જોઇશેજ માટે પુરોહિત વૃત્તિનો સ્વીકાર કરો તો કેમ ? પદ્મનાભદાસે કહ્યું કે હું ભિક્ષાવૃત્તિ તો નહિ કરૂં કેમકે હવે જો ભિક્ષા કરૂં તો મૂર્ખ લોકો આ માર્ગ ઉપર દૂષણ મૂકે અને કહે કે, પદ્મનાભદાસ એવા સંપ્રદાયમાં ગયા કે એમને વ્યાસાસન મૂકી ભીખ માગવી પડી. એમ કહી તેમણે સ્ત્રીને ૪ શ્લોક કહી સંભળાવ્યા.

वसनाशनयोर्जहीहि चितामनुरागं सततं विधेहि कृष्णे ।
अयि पश्य सिकिन्नयाज्ञ सेनीमनयो रक्षयता भितःप्रयाताम् ॥ १ ॥
भोजनाच्छादने चिंता वृथा कुर्वन्ति वैष्णवाः ।
योऽसौ विश्वंभरो देवः स किं भक्तानुपेक्षते ॥ २ ॥
चीराणि किंपथिन संति दिशंति भिक्षां नैवांघ्रिपाः ।
परभृतः सरितोप्य शुष्यन् ॥
रुद्धा गुहाः किमजितो वतिनोपसन्नान् ।
कस्माद्भजंतिकवयो धन दुर्मदांधान् ॥ ३ ॥
न हि साधनसंपत्त्या हरिस्तुष्यति कर्हिचित् ।
भक्तानां दैन्यमेकं हि हरितोषणकारणम् ॥ ४ ॥

( શ્રી વલ્લભ દિગ્વિજય પા. ૭૯ )

અર્થ:—વસ્ત્રની અને અન્નની ચિંતા છોડી દે, નિરંતર શ્રી કૃષ્ણમાં પ્રેમ કર, શ્રી કૃષ્ણમાંજ પ્રેમ રાખ્યાથી દ્રૌપદીને વસ્ત્રો પણ અખુટ થઇ પડયાં હતાં.

કર્યા. ત્યાર પછી ભંડારીએ આવીને કહ્યું કે મહારાજ, પદ્મનાભદાસને ત્યાં ૨–૪ દિવસની સામગ્રી મોકલી હતી તે પાછી ભંડારમાં મૂકી ગયા છે. શ્રી મહાપ્રભુજીએ કહ્યું "સીધુ, સામગ્રી મોકલી તેથી પદ્મનાભદાસ ગયા. નહિ તો જાત નહિ. એ પ્રમાણે શ્રી મુખથી કહ્યું. શ્રી સર્વોત્તમજીની ટીકામાં શ્રી ગોકુળનાથજી મહારાજે પદ્મનાભદાસની વાર્ત્તા વિસ્તાર પૂર્વક લખી છે. તેમાં જણાવે છે કે પદ્મનાભદાસ સરીખા વિરલા કરોડો વૈષ્ણવોમાં પણ દુર્લભ છે. તે પદ્મનાભદાસ શ્રી મહાપ્રભુજીના સેવક પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેમની વાર્ત્તાનો પાર નથી. ॥ વૈષ્ણવ ૪ થા ॥

આ પદ્મનાભદાસે શ્રી મહાપ્રભુજીના રસરૂપ સ્વરૂપના વર્ણનનાં ૪૦ પદ ગાયાં છે. તે શિવાય બીજાં ઘણાં પદ ગાયાં છે. વાચકની જીજ્ઞાસા અર્થે એ પદ અહીં આપ્યાં છે.

### રાગ સારંગ.

કેસરકી ધોતી પહરે કેસરી ઉપરેના ઓઢે,
તિલક મુદ્રા ધરે બેઠે શ્રી લક્ષ્મણભટ્ટ ધામ,
જન્મ ઘોસ જાનજાન અદ્‌ભૂત રૂચિ માન માન;
નખ શિખકી શોભા ઉપર વારોં કોટી કામ. ૧

---

અને અન્ન પણ અખુટ થઇ પડ્યું હતું. શું એ તારા જાણવામાં નથી ? (૧) વૈષ્ણવો અન્નની અને વસ્ત્રની ચિંતા વૃથાજ કરે છે, કારણકે જે પ્રભુ વિશ્વંભર કહેવાય છે. તે પોતાના ભક્તોની ઉપેક્ષા કેમ કરશે.(૨)શું માર્ગમાં ફાટેલ વસ્ત્રો નથી હોતાં? શું પરનું પોષણ કરનારાં વૃક્ષો ભિક્ષા નથી આપતાં ? નદીઓ સુકાઇ ગઈ છે ? શું ગુફાઓ રોકાઇ ગઇ છે ? અને શું પ્રભુ શરણાગતોનું રક્ષણ નથી કરતા ? કે જેથી વસ્ત્રની, અન્નની, જળની, ઘરની અને શરીરના રક્ષણની આપણે ચિંતા કરીએ ? અન્ન વસ્ત્રાદિક તો સહજ મળે એમ છે. તે છતાં વિદ્વાન લોકો, ધનના દુષ્ટમદથી આંધળા થયેલા લોકોની ખુશામત શા માટે કરે છે ? (૩)પ્રભુ સાધનોની સમ્પતિથી કદી પ્રસન્ન થતા નથી, કારણકે ભકતોની એક દીનતાજ પ્રભુને પ્રસન્ન થવાના કારણ રૂપ છે. (૪) માટે તું સર્વથા ચિંતાનો ત્યાગ કર. પ્રભુ સર્વ કરણ સમર્થ છે.

તે પછી ઘણા દિવસ સુધી સ્ત્રી પુરૂષ બન્ને જણે પ્રભુની પ્રેમ પૂર્વક સેવા કરી. અંતે તેઓ સુખ સંતોષથી શ્રી હરિના ધામમાં પધાર્યા.

( શ્રી વલ્લભચરિત્ર. પા. ૩૯૫)

સુંદરતાઇ નિકાઇ તેજ પ્રતાપ અતુલતાઇ,
આસપાસ જુવતીજન કરતહે ગુણ ગાન;
પદ્મનાભ પ્રભુ વિલોક ગિરિવરધર વાગધીશ,
યહી અવસર જે હુતે તે મહા ભાગ્યવાન. ૨

**રાગ નટ.** શ્રીમદ વલ્લભ રૂપ સુરંગે.
અંગ અંગ પ્રતિ ભાવનકે ભૂષણ, વૃંદાવન સંપતિ અંગ અંગે. ૧
ચટક મટક ગિરિધરજુકી નાંઇ, એન મેન વ્રજરાજ ઉછંગે;
**પદ્મનાભ** દેખે બની આવે, સુધિ રહી રાસ રસાલ ભુવ ભ્રંગે. ૨

આ સ્થળે આ પદની ટીકા આપવી જરૂરની છે. પણ ગ્રંથ વિસ્તારના અભાવે આપી શકયા નથી.

આ પદ્મનાભદાસજીના સંબંધમાં "**ભાવસિન્ધુ**" નામના ગ્રન્થમાં એવી વાર્તા છે કે તેમના પિતાનું ધર કનોજમાં તેમની જ્ઞાતિમાં મુખ્ય મનાતું હતું, તેમને શ્રી ભાગવત્ ઉપર પૂર્ણ શ્રદ્ધા હતી, શ્રીમદ્દ ભાગવતને પધરાવવા માટે એક ખાસ મંદિર જુદુંજ હતું, શ્રી ભાગવત્‌ની પોથી સિંધાસન ઉપર પધરાવતા, બે વખત આરતી ઉતારતા, ફુલની માળા ધરાવતા, નૈવેદ્ય ભોગ ધરતા, તેમને પ્રજા નહિ હોવાથી તે તરફનું મનમાં દુઃખ રહેતું. એક વખત તેઓ "**નૈમિષ્યારણ્ય**" યાત્રાર્થે ગયા હતા ત્યાં રાત્રિમાં ભગવદ્દ આજ્ઞા થઇ કે તમે અહીં શ્રીમદ્દ ભાગવત્‌ની સપ્તાહ કરો, ફક્ત દૂધ શિવાય બીજું કંઇ ખાશો નહિ. તેથી તમારે ત્યાં પુત્રની પ્રાપ્તિ થશે. ને તે **હરિભક્ત** થશે. આથી તેમણે સવારમાંજ સપ્તાહનો આરંભ કર્યો. સપ્તાહ પૂર્ણ કર્યા પછી તેઓ કનોજ પોતાને ઘેર આવ્યા. થોડા દિવસમાં આ "**પદ્મનાભદાસજી**"નું પ્રાકટ્ય થયું. આ બાળક નાનપણમાંથીજ શ્રી ઠાકોરજીની સેવા કરતા. પિતાએ તેમને વિદ્યાભ્યાસ કરાવ્યો. એમ કરતાં તેઓ સર્વ શાસ્ત્રજ્ઞ થયા. પિતાના કરતાં પણ તેમનો પ્રભાવ ઘણો વધ્યો. થોડા દિવસ પછી તેમના પિતા હરિ શરણ થયા. પદ્મનાભદાસજી ભાગવતની કથા વાંચી નિર્વાહ કરતા. પણ જ્યારે પુરુષોત્તમ માસ આવતો ત્યારે તે મહિનામાં ભાગવત વાંચીને કંઇ લેતા નહિ. એક મહિના સુધી ભાગવત્ વાંચતા એક વખત તેમણે ફકત દુધનોજ આહાર કરી સપ્તાહ કરી. તે પૂર્ણ થયા પછી તે રાત્રે શ્રી મથુરાંનાથજીએ જણાવ્યું કે અહીં શ્રી મહાપ્રભુજી પધાર્યા છે તેમને શરણે તમે જજો હું તમારે ઘેર તમારા હાથથી સેવા અંગીકાર કરવા પધારીશ. સવારે પદ્મનાભદાસજી શ્રી માહપ્રભુજી અડેલથી પધારતા હતા ત્યાં પોતાનો સંગી સમાજ બ્રાહ્મણ, ક્ષત્રી વગેરેને લેઇ એક કોસ સુધી પધરાવવા સામા ગયા. શ્રી મહાપ્રભુજી પાસે જઇ દંડવત્ કરી ચરણારવિંદમાં પડયા, રોમાંચ પુલકિત થઇ ગયા, શરિરની શુદ્ધિ રહી નહી, શ્રી મહાપ્રભુજીએ તેમને હાથ ઝાલી ઉભા કર્યા, શ્રી હસ્ત માથા ઉપર ધર્યો, તેથી શુદ્ધિ આવી, ત્યારે વિનંતી કરી કે કૃપાનાથ "**આજ જન્મ ધર્યાનું ફળ પ્રાપ્ત થયું**" પછી ગાજતે વાજતે શ્રી માહપ્રભુજી કનોજમાં પધાર્યા પોતે સહ કુટુંબ શરણે આવ્યા તેમજ તેમના સંગી બીજા હજારો જીવ પણ શરણે આવ્યા. તેમને માથે શ્રી મથુરાંનાથજીની સેવા પધરાવી આપી. ( ત્યાર પછી વાર્તામાંનો બીજો પ્રસંગ સઘળો આવે છે. )

(સાર) પદ્મનાભદાસજીની શ્રીમદ્ ભાગવત ઉપરની સંપૂર્ણ આસ્થા, શ્રી મહાપ્રભુજીના વચન ઉપરનો દૃઢ વિશ્વાસ, કે મધ્ય રાત્રે શ્રી અક્કાજીને પધરાવી લાવી, વિયોગનો શ્રમ દુર કરાવ્યો; વાણીયાને લુટાઈ ગયેલું દ્રવ્ય અપાવ્યું તે દ્વારા જણાવ્યું કે જે ભકત પોતાના ચરણારવિંદને વળગી રહે છે (દૃઢતાં રાખે છે, વિશ્વાસ રાખે છે, અન્યાશ્રય કરતા નથી.) તે બચે છે, અને ચરણારવિંદ છોડીને જાય છે તો લૌકિક દ્રવ્યથી તો લુંટાય છે પણ અલૌકીક દ્રવ્ય જે ધર્મ તેનાથી પણ લુંટાય (ધર્મ ભ્રષ્ટ થાય). જેથી તે વેપારી લુંટાયો. પણ પોતે પોતાનું બિરદ વિચાર્યું કે શ્રી મહાપ્રભુજીના ચરણારવિંદ ખોળતો ખોળતો આવ્યો તો દ્રવ્ય આપી તેનું દુઃખ નિવૃત કર્યું. શ્રી ઠાકોરજી લુંટમાં પધાર્યા તે દ્વારા તેમણે કરેલી અન્ન, જળની સખ્ત પ્રતિજ્ઞા રૂપી વૈરાગ્ય ગુણ પ્રગટ જણાવ્યો (શ્રી ઠાકોરજી માટે દેહ, ગેહ, વગેરે ત્યાગ કર્યું) કે સર્વ અર્થ પૂર્ણ શ્રી ઠાકોરજી તેમનો વિયોગ થયો ને પછી પોતે લૌકિક સુખ ભોગવે તો દાસ ધર્મ શેનો!!!

કેટલાક દિવસ પછી પદ્મનાભદાસનો દીકરો હરિ શરણ થવાથી તેની માતાને મનમાં લૌકીક લાગણીથી દુઃખ થવા લાગ્યું, પણ શ્રી ઠાકોરજીએ લીલામાં તેમનો અંગીકાર કરેલો હોવાથી અનોસરના વખતમાં તેને પંખો કરતાં તેની માએ જોયો. તેથી તેનું દુઃખ નિવૃત્ત થયું. એમ કરતાં તે પણ (પદ્મનાભદાસનાં સ્ત્રી) હરિ શરણ થયાં. પછી પોતે પણ અશકત થયા, ત્યારે શ્રી ઠાકોરજીને વિનંતી કરી કે રાજ! ઇચ્છા હોય તો અડેલ પધારો. મારી તો આ દશા થઇ છે. શ્રી ઠાકોરજીએ આજ્ઞા કરી કે તમે સુખે લીલામાં આવો, તમારા કુટુંબમાં તુલસા, પાર્વતિ, રઘુનાથદાસ છે તેમની પાસે સેવા કરાવીશ પછી મારી પ્રસન્નતાથી શ્રી મહાપ્રભુજીને ઘેર પધારીશ. તમે મારી સેવા કરી છે તેની હુ શું પ્રશંસા કરૂં. કંઇકતો શ્રી યશોદાજીને ઘેર સુખ પામ્યો. કે કંઇકતો તમારે ઘેર સુખ પામ્યો. તે વખતે શ્રી ઠાકોરજીએ તેમને લીલા સામગ્રીનાં દરશન કરાવ્યાં. દરશન કરતાં કરતાં તે લીલામાં પધાર્યા.

(ભાવસિન્ધુ)

આ પદ્મનાભદાસના સંબંધમાં શ્રી **પંચામૃત ગ્રન્થમાં** નીચે પ્રમાણે લખે છે.

હરિજન હરિપદમેં રતિ, છિનુ છિનુ નવ અનુરાગ,
કોટિનમેં વિરલા જના, પદ્મનાભ મહા ભાગ. ૩૯૮
વિલંબ હોત ભોજન સમે, વ્યાપારી દીયે દામ;
સુતા સગાઇ જહાં કરી, તહાં વર વૈષ્ણવ નામ. ૩૯૯
એક સમે સુખ સેજમેં, અનુભવ આજ્ઞા પાય;
દીયે સંયોગી યુગલ રસ, મહાલક્ષ્મી પધરાય. ૪૦૦

[શ્રી પંચામૃત. પા. ૫૫]

# ॥ *પદ્મનાભદાસના કુટુંબની વાર્તા. ॥

## (પદ્મનાભદાસનાં બેટી *તુલસાંની વાર્ત્તા.)

❀પ્રસંગ ૧ લો❀ એક સમે એક વૈષ્ણવ (શ્રી મહાપ્રભુજીનો સેવક) તુલસાંને ઘેર આવ્યા. શ્રી ઠાકોરજીનાં દર્શન કર્યાં. રાજભોગ સર્યા હતા. તેથી તુલસાંએ વૈષ્ણવને કહ્યું "ઊઠો સ્નાન કરી મહાપ્રસાદ લ્યો. તે વૈષ્ણવે કહ્યું ઘેર જઇને સ્નાન કરીશ. ત્યારે તુલસાં કંઈ બોલ્યાં નહિ. ચુપ રહ્યાં. પછી તે વૈષ્ણવ ઊઠી પોતાને ઘેર ગયા. તુલસાંના મનમાં બહુજ ખેદ થયો કે અરેરે! મારે ઘેરથી વૈષ્ણવ ભુખ્યા ગયા. પણ મનમાં આવ્યું કે જ્ઞાતિ વ્યવહારને લીધે સખડી મહાપ્રસાદ નહિ લીધો હોય તો ઠીક પણ કાલ સવારે તેમને અનસખડી પૂરી વગેરે મહાપ્રસાદ લેવડાવીશ. એમ વિચારી રાત્રીએ મેંદો છાણી સિદ્ધ કરી રાખ્યો, પછી સૂઇ ગયાં. રાત્રીએ પદ્મનાભદાસના શ્રી ઠાકોરજીએ સ્વપ્નામાં જણાવ્યું કે તે વૈષ્ણવ કાલે પોતાને ઘેર મહાપ્રસાદ લેશે નહિ તું અંહીઆં લેવડાવજે. પ્રાતઃકાલમાં તુલસાંએ ઊઠી સ્નાન કરી પુરી સિદ્ધ કરી. પછી શ્રી ઠાકોરજીને જગાવી સેવા કરવા લાગ્યાં. એટલામાં તે વૈષ્ણવ સવારમાં વહેલો આવ્યો. રાત્રીએ શ્રી મથુરાંનાથજીએ સ્વપ્નામાં જણાવ્યું હતું કે કાલે તુલસાંને ઘેર મહાપ્રસાદ શા માટે ન લીધો? હવે આજ અવશ્ય મહાપ્રસાદ લેજે. તેથી તે વૈષ્ણવ શ્રી ઠાકોરજીનાં દર્શન કરીને બેસી રહ્યા. તે વખતે

* આ વાર્ત્તાઓ છુટી પાડવાનું તેમ વૈષ્ણવનો નંબર નહિ ચઢાવવાનું કારણ કે મુળ ૮૪ વૈષ્ણવની વાર્તા છે અને તે પ્રમાણે ૮૪ વૈષ્ણવ થવા જોઇએ પણ આવા કુટુંબની અવાંતર વાર્તા લેતાં દરેક પુસ્તકોમાં કોઇમાં ૮૭, કોઇમાં ૯૧, તો કોઇમાં ૯૨ એમ દરેક પુસ્તકોમાં જુદી જુદી સંખ્યા હોયછે; પણ કોઇમાં ૮૪ તો નથીજ. મેં આનો તપાસ કરવા માટે લગભગ ૧૦–૧૫ પુસ્તકો હસ્ત લીખીત પ્રતો જોઇને નિશ્ચય કર્યો છે કે, તેમ થવાનું કારણ માત્ર એજ છે કે પદ્મનાભદાસના કુટુંબની ૩ વાર્તા, શેઠ પુરૂષોત્તમદાસના કુટુંબની ૨ વાર્તા; જગન્નાથ જોશીના કુટુંબની ૨ વાર્તા અને કુંભનદાસજીના દીકરા કૃષ્ણદાસની ૧ વાર્તા મળી કુલ ૯૨ થાય છે. (વધુ વિગત માટે પ્રસ્તાવના તથા ઉપોદ્‌ઘાત વાંચો.)

* આ પદ્મનાભદાસનાં બેટી તુલસાંના અત્યંત સ્નેહથી શ્રી મથુરેશજીએ સ્વઇચ્છાથી પોતાનું બીજું સ્વરૂપ પ્રગટ કર્યું તે શ્રી મહાપ્રભુજીએ સેવ્ય કરી તુલસાંને સેવા કરવા પધરાવી આપ્યું જે હાલ **શ્રી છોટા મથુરેશજીના** નામથી ઓળખાય છે ને તે **કોટામાં** બિરાજે છે.

તુલસાં શ્રી ઠાકોરજીને ભોગ સમર્પી બહાર આવી. અને વૈષ્ણવને કહ્યું ઉઠો સ્નાન કરો, સ્મરણ કરો. તે વૈષ્ણવે કહ્યું બહુ સારૂ. પછી તેમણે સ્નાન કરી, તિલક મુદ્રા કરી શ્રી ઠાકોરજીનું નામ સ્મરણ કર્યું. પછી ભોગ સર્યો. તુલસાં શ્રી ઠાકોરજીને અનોસર કરી બહાર આવ્યાં. તે વૈષ્ણવને અનસખડી, પુરી, સંધાનો વગેરે મહાપ્રસાદ ધર્યો અને કહ્યું મહાપ્રસાદ લ્યો; ત્યારે તે વૈષ્ણવે કહ્યું "એતો હું નહિ લઊં, સખડી મહાપ્રસાદ લઇશ. ત્યારે તુલસાંએ કહ્યું સંકોચ કરશો નહિ. આતો જ્ઞાતિ વ્યવહાર છે. તે વૈષ્ણવે કહ્યું પહેલાં તો મનમાં જ્ઞાતિ વ્યવહાર આવ્યો હતો પણ હવે તો ભગવદાજ્ઞા થઇ છે તેથી સખડી મહાપ્રસાદ લઇશ પછી તે વૈષ્ણવે સખડી અનસખડી બન્ને મહાપ્રસાદ લીધો તેથી બન્ને જણાં અત્યંત પ્રસન્ન થયાં.

❋પ્રસંગ ૨ જો❋ એક સમે તુલસાંને ઘેર શ્રી ગુસાંઇજી પધાર્યા. તુલસાંએ બહુ સારી રીતે સેવા કરી. તેથી આપ પ્રસન્ન થયા. ભોજન કરીને પોઢયા પછી તુલસાંની સાથે ભગવદ્ વાર્ત્તા કરતાં અતિ પ્રસન્નતા પૂર્વક આપે કહ્યું કે " पद्मनाभदासकी संतति ऐसीहि चहीये " પદ્મનાભદાસની સંતતિ એવીજ જોઇએ." પછી તુલસાંને પૂછ્યું તને શ્રી ઠાકોરજી સાનુભાવ જતાવે છે? તુલસાંએ કહ્યું મહારાજ, પેટ ભરીને ખાઊં છું. અને આખી રાત્રી અઘોરીની માફક ઉંઘ્યા કરૂં છું. અને બને તો શ્રી મહાપ્રભુજીના ગ્રન્થના પાઠ કરૂં છું. તેમાં અનુભવ શો? શ્રી ગુસાંઇજી સાંભળીને તેના ઉપર બહુજ પ્રસન્ન થયા. અને ત્યાંથી પધાર્યા. આ તુલસાં શ્રી મહાપ્રભુજીની એવાં પરમ કૃપાપાત્ર ભગવદીય હતાં તુલસાંના ઉપર શ્રી ગુસાંઇજી સદા પ્રસન્ન રહેતા.

(સાર) મોટા પોતાની મોટાઈ જણાવતાજ નથી. સાનુભાવ જણાવતા હોવા છતાં તુલસાંએ પોતાના દોષ વર્ણવ્યા એજ તુલસાંની મોટાઇ. વૈષ્ણવને મહાપ્રસાદ લેવડાવવા માટે કેટલો બધો પ્રેમ તે પહેલા પ્રસંગમાંથી નીકળી આવે છે.

## पद्मदामदासनां नानी बेटीनी वार्त्ता.

❋પ્રસંગ ૧ લો❋ પદ્મનાભદાસજીની નાની દીકરીનો વર ઘણો સારો વૈષ્ણવ હતો. શ્રી મહાપ્રભુજીનાં દરશન કરવા જે વૈષ્ણવો અડેલ જતા તે આ પદ્મનાભદાસજીને ઘેર ઉતરતા, નાની દીકરીનો વર આવેલા વૈષ્ણવો-

ની સારી રીતે પ્રીતિ પૂર્વક સેવા, સમાધાન કરતા; તેમણે કનોજથી એક મજલ ઉપર બે ગાડાં, અને એક માણસ રાખી મુકેલો. જે વૈષ્ણવ આવે તેમને બેસાડી પદ્મનાભદાસજીને ઘેર પધરાવી જાય ને કનોજથી નાવમાં બેસાડી અડેલ વિદાય કરે એવો તે (નાની દીકરીનો વર) વૈષ્ણવ હતો. એક વખત પદ્મનાભદાસના મનમાં આવ્યું કે નાની દીકરીને ઘેર શ્રી ઠાકોરજી બિરાજતા નથી તેથી તે ભોગ શી રીતે ધરતા હશે? (અન પ્રસાદી લેતા હશે?) એમ વિચાર થવાથી અચાનક ત્યાં ગયા જુએ છે તો બેટીએ શ્રી ઠાકોરજીને ભોગ ધર્યો છે, ટેરો આવ્યો છે. પદ્મનાભદાસે પુછ્યું બેટા!! શું સમય છે? બેટીએ કહ્યું સમય તો આપને ત્યાં હોય, હું તો આપનું ધ્યાન કરી પેટ ભરી લેઉં છું. ટેરો ખોલી દરશન કરે છે તો પોતાનાજ સેવ્ય ઠાકોરજી શ્રી મથુરેશજી ભોગ આરોગે છે તે જોઈ ગદ ગદ કંઠ થઇ ગયા, કહે કે બેટી! તારા ઉપર આવી અતુલ કૃપા કયાંથી થઇ? બેટીએ વિનંતી કરી કે પહેલી તો આપની કૃપા છે, બીજી વૈષ્ણવોની સેવા, ટહેલથી શ્રી ઠાકોરજી ભલી બુરી, જેવી તેવી માની લે છે. તે વખતે પદ્મનાભદાસે બેટીને ઘેર તે મહાપ્રસાદમાંથી ચાર ગ્રાસ પ્રસાદ લીધો, કહ્યું કે બેટી તું ધન્ય છે!! હું તો જાણતો હતો કે તુલસાના ઉપરજ કૃપા છે પણ તેના કરતાં તું વધી. જુઓ! હરિજન (વૈષ્ણવ)ની ટહેલમાં રહે છે તો શ્રી ઠાકોરજી પણ તેને વશ રહે છે. ત્યારથી પદ્મનાભદાસજી નિત્ય તેને ઘેર આવતા, આ નાની દીકરી એવી પરમ વૈષ્ણવ હતી. (ભાવસિન્ધુ)

(સાર) વૈષ્ણવોની સેવાથી પ્રભુ પ્રસન્ન થાય છે. માટે પ્રભુ કૃપા મેળવવા અવશ્ય વૈષ્ણવોની ટહેલ કરવી. એટલે વૈષ્ણવોને પોતાને ઘેર પધરાવવા, અને પ્રસન્ન ચિત્તથી દીનતાયુક્ત તેમની જે બને તે ટહેલ (સેવા) કરી તેમને પ્રસન્ન કરવા.

## પદ્મનાભદાસના બેટાની વહુ પાર્વતીની વાર્ત્તા.

❀ પ્રસંગ ૧ લો ❀ આ પાર્વતી શ્રી ઠાકોરજીની સેવા બહુ સારી રીતે કરતાં હતાં. પુરૂષોત્તમદાસ મેહરા વૈષ્ણવ પાર્વતીને સારી રીતે ભગવદીય જાણતા હતા, તેથી તેઓ જ્યારે કનોજમાં આવતા ત્યારે પાર્વતીને ઘેર ઊતરતા. કેટલાક દિવસ પછી પાર્વતીના હાથ પગ કોડ નીકળવાથી સફેદ થઈ ગયા તેથી શ્રી ઠાકોરજીની સામગ્રી સિદ્ધ કરતાં તથા સ્પર્શ કરતાં

બહુજ ગ્લાનિ આવતી. ત્યારે પુરૂષોત્તમદાસ મહેરાને પત્ર લખ્યો કે શ્રી ગુસાંઇજીને મારા માટે વિનંતી કરજો કે મારા દેહની આ સ્થિતિ થઇ છે. તેથી સેવા કરતાં તથા સામગ્રી કરતાં બહુજ ગ્લાનિ આવે છે. આ પત્ર જ્યારે પુરૂષોત્તમદાસ મહેરાને પહોચ્યો ત્યારે શ્રી ગુસાંઇજીના આગળ એક મહોર ભેટ ધરીને વાંચી સંભળાવ્યો. શ્રી ગુસાંઇજીએ પુરૂષોત્તમદાસ મેહરાને પત્ર લખવાની આજ્ઞા કરી કે સેવા સુખેથી કરજો. તમારા મનમાં કોઇ પણ વાતની ગ્લાનિ લાવશો નહિ. શ્રી ઠાકોરજીની કૃપાથી તારો રોગ થોડા દીવસમાં દુર થશે. પુરૂષોત્તમદાસ મેહરાએ શ્રી ગુસાંઇજીની આજ્ઞાનુસાર પાર્વતીને પત્ર લખ્યો. તેમાં શ્રીમુખનાં વચનામૃત લખી મોકલ્યાં. પાર્વતીને પત્ર મળ્યો ત્યારથી શ્રી ગુસાંઇજીની આજ્ઞાથી ઘણી પ્રસન્નતાથી સેવા કરવા લાગ્યાં, સેવા કરતાં કરતાં ૩–૪ મહિને તેના હાથ પગ સારા થઇ ગયા, એટલે ઘણી પ્રસન્નતાથી સેવા કરવા લાગ્યાં અને શ્રી ગુસાંઇજીને ભેટ મોકલી પત્ર લખી જણાવ્યો કે આપના પ્રતાપથી હું સારી થઇ છું. તે પત્ર વાંચીને શ્રી ગુસાંઇજી બહુજ પ્રસન્ન થયા. પાર્વતી એવાં ભગદીય હતાં કે પ્રભુની આજ્ઞા પ્રમાણે ચાલતાં. તેથી શ્રી ગુસાંઇજી તેના ઉપર સદા પ્રસન્ન રહેતા.

(સાર) શ્રી ગુસાંઇજીનાં વચન ઉપરના દૃઢ વિશ્વાસથી કોડ જેવો મહાન્ રોગ તે પણ નિવૃત થઇ ગયો. જોકે આવા રોગથી ભગવદીઓએ ચિંતા કરવી જોઇએ નહિ, પણ ભગવત્ સેવામાં વિઘ્નકર્તા હોવાથીજ આ પાર્વતી ચિંતાયુકત થયાં હતાં.

## પાર્વતીના બેટા રઘુનાથદાસની વાર્ત્તા.



પ્રસંગ ૧ લો આ રઘુનાથદાસ બનારસમાં ઘણાં શાસ્ત્ર ભણીને શ્રી ગોકુલ આવ્યા. ત્યારે શ્રી ગુસાંઇજી મોટાઓ (પદ્મનાભદાસ) ની કાનિથી તેમના ઉપર કૃપા કરતા. કથા કહેતા તે રઘુનાથદાસ સાંભળતા. એક દિવસ પરમાનંદ સોનીએ પૂછ્યું, તમે બહુ ભણીને પંડિત થયા છો ત્યારે શ્રી ગુસાંઇજીએ શી કથા કહી તે કહો. રઘુનાથદાસે કહ્યું જો તમે સાચુ કહેવડાવતા હો તો મને તો કંઇ સમજ પડતી નથી. તેમ શ્રીમહાપ્રભુજીની પ્રણાલિકા પણ જાણતો નથી. પરમાનંદદાસ સોનીએ શ્રી ગુસાંઇજીને કહ્યું મહારાજ, રઘુનાથદાસતો કંઇ કથા સમજતા નથી,

તેમ શ્રી મહાપ્રભુજીની પ્રણાલિકા પણ જાણતા નથી. ત્યાર પછી શ્રી ગુસાંઇજીએ રઘુનાથદાસને કૃપા કરી બે ચાર ગ્રન્થ ભણાવ્યા. અને માર્ગની પ્રણાલિકા કહી. ત્યાર પછી રઘુનાથદાસ સઘળું સમજવા લાગ્યા અને મોટા પંડિત થયા. કેટલાક દિવસ પછી ત્યાંથી વિદાય થઇ કનોજ પોતાને ઘેર આવ્યા. પોતાની માતા પાર્વતીને કહ્યું હું તો ન્યારી રસોઈ કરી શ્રી શ્રી ઠાકોરજીની સેવા કરીશ. પાર્વતીએ કહ્યું ભલે તેમ કરો. પછી તે જુદી રસોઈ કરતા. તેમની માતા પાર્વતી જલ ભરી લાવતાં, પાત્ર માંજતાં, અને શ્રી ઠાકોરજીની સેવાની બધી પ્રચારગી કરતાં. જ્યારે રાજભોગ સરે ત્યારે પોતાને ત્યાં આવે એકલી રોટી કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પી, ભોગ સરાવ્યા પછી મહાપ્રસાદ લે, એ પ્રમાણે નિત્ય પાર્વતી કરતાં. ૨–૩ દીવસ વીત્યા પછી પાર્વતીના સેવ્ય શ્રીઠાકોરજીએ કહ્યું "એકલી લીટી આરોગવાથી મારા ગળામાં ખુંચ્યા કરેછે. તું દાળતો કર ! પાર્વતીએ કહ્યું મહારાજ, તમે તો શાક સલોંના આરોગતા હશો ? શ્રી ઠાકોરજીએ કહ્યું હું તો તારી કરેલી રોટીજ આરોગું છું. ત્યાર પછી તે નિત્ય દાળ, ભાત, શાક સલોનાં બધું કરવા લાગ્યાં. તે પાર્વતી એવાં પરમ કૃપાપાત્ર હતાં કે જેમણે શ્રીઠાકોરજીને એવા પ્રસન્ન કર્યા. આ સઘળી વાર્ત્તા પદ્મનાભદાસના કુટુંબની થઈ. તે પદ્મનાભદાસ શ્રીમહાપ્રભુજીના એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા.

( સાર ) ગમે તેટલા ગ્રન્થોનો અભ્યાસ કરી પંડિત બને પણ શ્રી ગુરૂદેવની કૃપા વિના ભકિત માર્ગીય ગ્રન્થોનું જ્ઞાન થતું નથી. પદ્મનાભદાસના વંશજ તરીકે રઘુનાથદાસ ઉપર શ્રી ગુસાંઇજીની કૃપા ઊતરી અને મહાન્ ભગવદીય થયા.

## વાર્ત્તા ૫ મી વૈષ્ણવ ૫ મા.

# * रजोबाइ क्षत्राणी अडेलमां रहेतां तमनी वार्त्ता.

**❀ પ્રસંગ ૧ લો ❀** આ રજો ક્ષત્રાણી નિત્ય પોતાને ઘેરથી દુધ ઘરની સામગ્રી કરી રાત્રે લઇને આવતાં. અને શ્રી મહાપ્રભુજીને આરોગાવતાં.

* આ રજોબાઇને શ્રી મહાપ્રભુજીના સ્વરૂપની ઘણી આશક્તિ હતી, એક ક્ષણવાર પણ તે શ્રી મહાપ્રભુજી વિના રહી શક્તી નહિ, તેથી તેની વિનંતી ઉપરથી પોતે શ્રીહસ્તથી **શ્રીબાલકૃષ્ણજીનું સ્વરૂપ** પધરાવી આપી સેવા કરવાની આજ્ઞા કરી. આ સ્વરૂપ હાલ મુંબઇમાં **શ્રીગોકુળનાથજી માહારાજના** માથે બિરાજે છે. તે "મોટું મંદિર" એ નામથી પ્રખ્યાત છે.

એવો તેમનો નિયમ હતો. એક દિવસ લક્ષ્મણ ભટ્ટજીનો શ્રાદ્ધનો દિવસ આવ્યો. તે દિવસે શ્રી મહાપ્રભુજીએ બ્રાહ્મણને ભોજન કરવા બોલાવ્યા હતા. તેમાં થોડું ઘી જોઇતું હતું ત્યારે શ્રી મહાપ્રભુજીએ એક વૈષ્ણવને રજોને ત્યાંથી ઘી લાવવા મોકલ્યા. તેમણે જઇને રજોને કહ્યું કે શ્રી મહાપ્રભુજીએ થોડું ઘી મગાવ્યું છે. રજોએ પુછયું કે આ વખતે ઘીનું શું કામ પડયું છે ? વૈષ્ણવે કહ્યું કે આજે લક્ષ્મણ ભટ્ટજીના શ્રાદ્ધનો દિવસ છે, બ્રાહ્મણોને ભોજન કરવા બોલાવ્યા છે, તેમાં થોડું ઘી ઘટયું છે. રજોએ કહ્યું મારે ઘેર શ્રી ઠાકોરજીના ભંડાર વિના જુદુ ઘી નથી. વૈષ્ણવે આવી શ્રી મહાપ્રભુજીને કહ્યું રજો ને ત્યાં ભંડાર વિના જુદું ઘી નથી માટે તે આપવાની ના પાડે છે. શ્રીમહાપ્રભુજીએ રજોને ત્યાં ફરીથી મોકલ્યો. વૈષ્ણવે રજોને કહ્યુંકે શ્રીમહા પ્રભુજી ખીજે છે માટે ઘી આપો. ત્યારે ફરીથી પણ રજોએ ના પાડી. વળી ત્રીજીવાર મોકલ્યો, ત્રીજીવાર પણ રજોએ ઘી આપ્યું નહિ અને કહ્યું કે મારૂં નથી. પછી શ્રી મહાપ્રભુજીએ બીજે ઠેકાણેથી ઘી મંગાવી ચલાવી લીધું. તે રાત્રીએ રજો સામગ્રી સિદ્ધ કરીને લાવી ત્યારે શ્રી મહાપ્રભુજી પીઠદઇને બેઠા, રજોએ કહ્યું કૃપાનાથ! મારો શો અપરાધ છે ? શ્રી મહાપ્રભુજીએ કહ્યું હમારા પિતાજીનું આજે શ્રાદ્ધ હતું તેમાં તમે ઘી કેમ નહિ મોકલ્યું ? રજોએ કહ્યું મારી પાસે જુદું ઘી નહોતુ માટે ના કહ્યું. આપને ત્યાંતો ઘી બહુ હતું તે કેમ ના કાઢયું ? શ્રી મહાપ્રભુજીએ કહ્યું એ ઘી તો શ્રી ઠાકોરજીનું હતું તે કેમ કરીને કઢાય ? રજોએ કહ્યું મારે ત્યાં પણ શ્રી ઠાકોરજીનું હતું તે કેમ કરીને કાઢું ? ત્યારે શ્રી મહાપ્રભુજી બોલ્યા નહિ. પછી રજોએ સામગ્રી ધરી આરોગવાનું કહ્યું, શ્રી મહાપ્રભુજીએ કહ્યું આજે શ્રાદ્ધનો દિવસ છે, તેથી બીજીવાર લેવાય નહિ. રજોએ કહ્યું મહારાજ આતો દુધ ઘર છે. તે તો લેવું પડશે. રજો ઉપર અનુગ્રહ કરીને તે દિવસે સામગ્રી આરોગ્યા. આ રજો ક્ષત્રાણી શ્રી મહાપ્રભુજીનાં સેવક એવાં પરમ કૃપાપાત્ર ભગવદીય હતાં. તેથી તેમની વાર્તાનો પાર નથી. ॥ વૈષ્ણવ ૫ મા ॥

( સાર ) શ્રીમહાપ્રભુજીએ ભકતની પરિક્ષા કરવા માટે ત્રણ વખત આજ્ઞા કરી પણ રજો પરમ કૃપાપાત્ર ભગવદીય હોવાથી માર્ગનું રહસ્ય હૃદયારૂઢ થયેલું હોવાથી શ્રી મહા પ્રભુજીની પણ ત્રણ ત્રણ વારની આજ્ઞાઓનું ઉલ્લંઘન કર્યું.

આ રજો બાઇનું ઘર શ્રી મહાપ્રભુજીના સસરા ( શ્રી અક્કાજીના પિતા ) જોષીસન ભટ્ટજીના ઘરની પાસે હતું. શ્રી અક્કાજીની સાથે તેમને ઘણો સ્નેહ હતો બન્ને જણાં સાથે શ્રીગંગાજી સ્નાન કરવા હંમેશાં જતાં હતાં. રજો નિત્ય ફુલની છાબડી, કંકુ, ભોગ ધરવાનું

લેઇને જાય ને શ્રી અક્કાજી પાસે શ્રી ગંગાજીની પુજા કરાવતાં ને પ્રાર્થના કરતાં કે અમને અલૌકિક પૂર્ણ પુરુષોત્તમ પતિ આપો અને જ્યાં અક્કાજીને કૃપા થાય તેના ચરણારવિન્દની રજ મને મળે. એમ હંમેશાં પુજન કરે ને વિનંતી કરે. રજોના પિતા દ્રવ્ય સંપન્ન હતા. તેમને કંઇ સંતાન ( પ્રજા ) નહી હોવાથી તે ગંગાજીની પુજા પ્રીતિ પૂર્વક કરતા. ગંગા સપ્તમીનો ઉત્સવ બહુ ભારે માનતા ગંગાજીમાં બહુ દુધ પધરાવતા, બહુ ભોગ ધરાવતા, બ્રાહ્મણની કન્યાનું પુજન કરતા, છતાં પણ કંઇ પણ પ્રજા થઇ નહિ એમ કરતાં ૬૦ વર્ષની અવસ્થા થવા આવવાથી મનમાં એમ આવ્યું કે આ દ્રવ્ય હવે શું કામનુ છે. મારા છતાં પુન્યદાન કરી દેવું એમ નિશ્ચય કર્યો. તેજ રાત્રે શોળે શણગાર સજી સાક્ષાત્ શ્રી ગંગાજી પધાર્યાં ને તેમને દરશન આપ્યાં આજ્ઞા કરી કે થોડા દિવસમાં તમારે ત્યાં એક કન્યા **"વ્રજ ભક્તના રજરૂપ સાક્ષાત્ આધિદૈવીક રૂપે "** પ્રકટ થશે. એમ આજ્ઞા કરી શ્રીગંગાજી પધાર્યા થોડા દિવસમાં કન્યા થઇ તેનું નામ " **રજો** " રાખ્યું તે સાક્ષાત્ **" વ્રજભક્તના રજરૂપ " પ્રકટ થયાં** તેથી તેમનાથી પ્રભુ વિયોગ સહન ન થઇ શકયો. તેથી તેમની સાથેજ શ્રી મહાલક્ષ્મીજી ( શ્રી અક્કાજી ) નું પ્રાગટય થયું. આ બન્ને દીકરીઓને પરસ્પર અત્યંત સ્નેહ થયો. રજો ઉમરે મોટાં થવા આવ્યાં, તેમનું રૂપ મહાન્ અલૌકીક જોઇને ન્યાતના બધા પાછા ફરે. તેમનાં માતાપિતાના મનમાં પણ વિચાર થવા લાગ્યો કે શું કરવું આને લાયક પતિ કયાંથી મળશે ? રજો નિત્ય શ્રી અક્કાજીને ઘેર રહે. એક દિવસે રજોના પિતાએ જેકીસનભટ્ટજીને કહ્યું કે તમારી ને મારી કન્યા બેઉ મહાન્ તેજસ્વી છે. કોઇ અલૌકીક અવતાર છે આપે તેના વિવાહ માટે શું વિચાર કર્યો છે. ભટ્ટજીની આંખમાંથી જળ વહેવા લાગ્યું કહે કે મારી લાજ તો શ્રી ગંગાજી રાખશે. જો તેના લાયક પતિ મળશે તો વિવાહ કરીશ, નહિ તો લૌકીક જીવનો સંબંધ તો મારી કન્યા સાથે સર્વથા નહિ કરૂં. નહિ તો શ્રી ગંગાજીમાં પ્રવેશ કરીશ. આ સાંભળી રજોના પિતા કહે તમારી ને મારી લાજ શ્રી ગંગાજી રાખશે. પ્રભુએ તે બેઉના મનોરથ પૂર્ણ કરવા શ્રી અક્કાજીનો શ્રી મહાપ્રભુજીએ અંગીકાર કર્યો. શ્રી અક્કાજીના વિવાહમાં રજોના પિતાએ ઘણું દ્રવ્ય આપ્યું. રજોના પિતા શ્રી મહાપ્રભુજીના શરણે આવ્યો. રજોને જોઇ શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે આ કોઇ અલૌકીક સ્વરૂપ છે તેણે વિનતી કરી રાજ ! આના વિવાહ માટે કેમ કરવું. પોતે આજ્ઞા કરી અલૌકીક સંબંધ થશે તમે સંદેહ કરશો નહિ પણ લોકવ્યવહાર માટે તેનો લૌકીક સંબંધ કરવો જોઇએ, નહિ તો લોક વિરૂદ્ધ થશે. માટે તમે ન્યાતમાં કોઇ સારો સુપાત્ર છોકરો હોય તો જુઓ અમે તેને સેવક કરીએ ને તમે તેની સાથે રજોનો વિવાહ કરો. આજ્ઞા માથે ચઢાવી તે ન્યાતમાં ખોળવા લાગ્યો. કોઇ ગરીબ ક્ષત્રિનો છોકરો હતો તેને કહેવરાવ્યું કે તમે શ્રી મહાપ્રભુજીના શરણે આવો તો મારી કન્યાનો વિવાહ કરૂં. ગ્રહસ્થ ઘરની કન્યા મળે છે તેથી તે તો હરખાતો સહકુટુંબ શરણે આવ્યો. થોડા દિવસ પછી રજોનો તેની સાથે વિવાહ કર્યો. આપ (શ્રી મહાપ્રભુજી)ની કૃપાથી તેની દિવ્ય દૃષ્ટિ થઇ ગઇ તેથી રજોને જોઇને તે કહેવા લાગ્યો કે આ તો કોઇ જગતની સ્ત્રીમાંની હોય એમ જણાતું નથી આનું તો રૂપ, રંગ, તેજ દુનિયાની સ્ત્રીઓ કરતાં જુદું જ છે; માટે હું તો તેની સાથે લૌકીક સંબંધ સર્વથા નહિ રાખું. તેમની કૃપાથી મારી પણ મુક્તિ થશે. આવું જ્ઞાન તેને થયું. આ વાત તેણે ઘરમાં કોઇને જણાવી નહિ. શ્રી મહાપ્રભુજી ત્યાંથી વિજય

કરી પધાર્યા, ત્યારે શ્રી અક્કાજીએ રજોદ્વારા વિનંતી કરાવી કે અમને શું આજ્ઞા છે. અમે આપ વિના કેવી રીતે રહી શકીશું. પોતે આજ્ઞા કરી કે શેઠ પુરુષોતમદાસના ઘરમાં મારૂં સ્વરૂપ સદાસર્વદા બિરાજે છે ત્યાં નિત્ય પધારજો. ન્હાઇ, ચરણસ્પર્શ કરી ઘેર આવી ભોજન કરજો. શ્રી અક્કાજી આજ્ઞા પ્રમાણે વર્તતાં. નિત્ય શેઠને ઘેર જાય, ન્હાઇ, ચરણસ્પર્શ કરી, ભોગ ધરી પ્રસાદ લે. રજો પણ હમેશાં તેમની સાથે જતાં તેથી તેને પણ સાક્ષાત્ દર્શન થતાં. કેટલાક દિવસ પછી શ્રી મહાપ્રભુજી કાશી પધાર્યા ત્યારે શ્રી અક્કાજીને અંગીકાર કર્યા. તેમના પિતાએ બધું તેમને અર્પણ કરી દીધું, અને ઘરમાં પંચપૂજા હતી તે પણ આપના આગળ ધરી તેમાં **શ્રીગોકુલનાથજી**નું સ્વરૂપ હતું કે જે સ્વરૂપ સાક્ષાત્ શ્રીમહાપ્રભુજીનું હતું કારણકે શ્રી અક્કાજીનું પતિવ્રત રાખવા માટે પ્રથમથીજ તે સ્વરૂપે ભટ્ટજીને ઘેર બિરાજતા હતા તેથી તે સ્વરૂપ શ્રી અક્કાજી સાથે પધરાવી લાવ્યાં. બાકીનાં સ્વરૂપ મર્યાદાવ્યુહ રૂપ હતાં તેથી શ્રી ગંગાજીમાં પધરાવ્યાં. શ્રી મહાપ્રભુજી અડેલમાં દઢ વાસ કરી રહ્યા એવામાં તેમનાં સાસુ સસરો બન્ને હરિશરણ થયાં. રજોએ વિનતી કરી હે નાથ! આપે મારી શું વિચારી છે. નહિ તો દેહ ત્યાગ કરીશ. પોતે પોતાની વસ્તુનો કદિ ત્યાગ કરતાજ નથી. સાક્ષાત્ દર્શન આપી આજ્ઞા કરી કે તું ચીંતા કરીશ નહિ. હમેશાં મારા ચરણારવિંદ પાસેજ રહીશ. પોતાની પ્રતિજ્ઞા પણ એવીજ. જુઓ શ્રીમદ્ ભગવદ્ગીતામાં [અ. ૪-૧૧]

**ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ।**

**અર્થ**—જે જેવી રીતે મારી શરણે આવે છે, તેઓને તેવી રીતે હું ભજું છું.

રજોના પ્રસંગમાં આ પ્રકાર સિદ્ધ કરી બતાવ્યો. જે કૃપાપાત્ર જીવ છે. તેને તો લૌકીક સબંધની ગંધ પણ નહિ લાગે. આધુનિક સાધારણ જીવને તો આ ભાવ દુરારાધ્ય છે. ( શ્રી સર્વોત્તમ સ્તોત્રમાં આપનું નામ છે. **दुराराध्याय नमः** દુખે કરી આરાધના કરવા યોગ્ય ) કેટલાક દિવસ પછી રજોના પિતા રજો સાથે અડેલમાં આવી શ્રી મહાપ્રભુજીના ચરણારવિંદમાં વાસ કર્યો, શ્રી મહાપ્રભુજીએ તેમને માથે શ્રી બાળકૃષ્ણજીની સેવા પધરાવી આપી. રજો તેમની તથા શ્રી મહાપ્રભુજીની આનંદ પૂર્વક અનેક પ્રકારનાં લાડ લડાવી સેવા કરવા લાગી ( આવી અનેક પ્રકારની વાર્તા "ભાવસિન્ધુ"માં છે. પણ ગ્રન્થ વિસ્તારથી આપી શકયા નથી. ઉત્સુકજનોએ "ભાવસિન્ધુ" જાવો. )

આ રજોબાઇના સંબંધમાં "**શ્રી પંચામૃત ગ્રન્થમાં**" નીચે પ્રમાણે લખે છે.

**ક્ષત્રાણી રજો કહી, સબ ભક્તન શીર મોર;**
**આપ આરોગે સાંજ, પુનિ લોક વેદ વિધિ તોર. ૪૦૧**

## વાર્તા ૬ ઠ્ઠી. વૈષ્ણવ ૬ ઠ્ઠો.

# पुरुषोत्तमदास क्षत्री बनारस ( काशी )ના રહેવાસીની વાર્તા.

**❋પ્રસંગ ૧ લો❋ શેઠ પુરુષોત્તમદાસને શ્રી મહાપ્રભુજીની આજ્ઞા હતી કે તમારી પાસે જે નામ મંત્ર લેવા આવે તેને સુખેથી નામ મંત્ર**

આપજો. તેથી શેઠ પુરુષોત્તમદાસ નામ મંત્ર આપતા. તેઓ પોતાને ઘેર * શ્રી મદનમોહનજીની સેવા રૂડી રીતે કરતા, અને બાવન બીડાં નિત્ય આરોગાવતા. એ પ્રમાણે બહુજ પ્રસન્નતાથી સેવા કરતા પણ કાશી વિશ્વેશ્વર મહાદેવનાં દર્શન કરવા ન જતા. એક દિવસ વિશ્વેશ્વર મહાદેવજીએ પુરૂષોત્તમદાસને સ્વપ્નુ આપ્યું તેમાં જણાવ્યું કે હમારી સાથે ગામનો તો વ્યવહાર રાખો ! કોઈ વખતે શ્રી ઠાકોરજીનો મહાપ્રસાદ તો આપો ! બીજે દિવસે સવારે પુરૂષોત્તમદાસ ઊઠી સ્નાન કરી નિત્ય સેવાથી પહોંચીને બહાર આવ્યા, વસ્ત્ર પહેરી પ્રસાદી બીડાં અને પ્રસાદનો ડબરો ( પડીઓ ) લઈ શ્રી વિશ્વેશ્વરનાથજીનાં દર્શન કરવા ચાલ્યા, ગામના લોકો આશ્ચર્ય પામ્યા કે કોઈ વખતે શેઠ મહાદેવ ન આવે અને આજે કેમ આવ્યા! પછી શેઠ પુરૂષોત્તમદાસે મંદિરમાં આવી શ્રી મહાદેવજીના આગળ ચાર બીડાં અને મહાપ્રસાદનો ડબરો ધરી શ્રી કૃષ્ણ સ્મરણ કરી ઊઠી ચાલ્યા. મોટા મોટા શૈવી બ્રાહ્મણો શેઠને કહેવા લાગ્યા કે તમે શ્રી મહાદેવજીને દંડવત્ નમસ્કાર ન કરતાં કેવળ શ્રી કૃષ્ણ સ્મરણ કરી ઉઠી ચાલ્યા તે બરાબર કર્યું નથી. પુરૂષોત્તમદાસ શેઠે કહ્યું કે આ વાત તમે મહાદેવજીને પૂછજો તે કહેશે. તેથી તે બધા બ્રાહ્મણોમાંથી એક મહાદેવજીનો કૃપાપાત્ર ભક્ત હતો તેણે મહાદેવજીને પૂછયું, રાત્રે મહાદેવજીએ સ્વપ્નામાં કહ્યું કે મેં શેઠ પાસે શ્રી ઠાકોરજીનો મહાપ્રસાદ માગ્યો હતો તેથી તે આપવા આવ્યા હતા. અમારે એમની સાથે શ્રી કૃષ્ણ સ્મરણનો સંબંધ છે. તેથી તમો એમને કંઈ કહેશો નહિ. પછી મોટા મોટા ઉત્સવોનો મહાપ્રસાદ પુરૂષોત્તમદાસ શેઠ અવશ્ય મહાદેવજીને ત્યાં લઈ જતા. એક દિવસ મહાદેવજીએ કાલ ભૈરવને આજ્ઞા કરી કે, પુરૂષોત્તમદાસ શેઠ રાત્રે ભગવદ્ વાર્ત્તામાં જાય છે ત્યાંથી મોડા પોતાને ઘેર આવે છે માટે ત્યાં સુધી તમે દરરોજ રાત્રે તેમના ઘરની ચોકી કરજો, તેથી તે દિવસથી કાલભૈરવ દરરોજ પુરુષોત્તદાસના ઘરની ચોકી કરતો. એક દિવસ પુરુષોત્તમદાસ શેઠ વૈષ્ણવોને ત્યાંથી ભગવદ્ વાર્ત્તામાંથી રાત્રે બહુજ મોડા આવ્યા. ઘર આગળ જોયું તો એક

* આ શ્રી મદનમોહનજી શ્રી સ્વામીનીજી સહીત શ્રી ગંગાજીમાંથી શ્રી મહાપ્રભુજી સ્નાન કરતા હતા તે વખતે સ્વઇચ્છાથી પ્રકટ થયા હતા. તેમણે શેઠ પુરૂષોત્તમદાસને માથે પધરાવી આપ્યા. તે હાલ જોધપુરમાં બિરાજે છે.

કાલ ભૈરવ જેવો ઊભેલો જોયો. તેને પૂછ્યું તું કોણ છે? તેણે કહ્યું હું કાલ ભૈરવ છું. મને શ્રી મહાદેવજીએ તમારા ઘરની ચોકી કરવાની આજ્ઞા કરી છે તેથી ચોકી કરૂં છું. પુરૂષોત્તમદાસે ઠીક છે એમ કહી ખડકીનું બારણું વાસી અંદર ગયા.

(સાર) ભગવદ્ વાર્તામાં જવાથી પ્રભુ પોતાના જનનું આવી રીતે લૌકિકનું પણ રક્ષણ કરે છે.

❋ પ્રસંગ ૨ જો ❋ દક્ષિણ દેશનો એક મહા શૈવી બ્રાહ્મણ હતો તે બહુ વિદ્વાન્ હતો. અને શ્રી મહાદેવજીનો કૃપાપાત્ર હતો. તે કાશીમાં આવ્યો તેને હમેશાં શ્રી મહાદેવજીનાં સાક્ષાત્ દર્શન થતાં. દર્શન થયા વિના તે જલપાન નહિ કરતો. એક વખતે *જન્માષ્ટમીનો ઉત્સવ આવ્યો ત્યારે મહાદેવજી શેઠ પુરૂષોત્તમદાસને ઘેર પધાર્યા હતા તેથી તે બ્રાહ્મણને તે દિવસે દર્શન થયાં નહિ. નવમીને દીવસે બપોર પછી શ્રી મહાદેવજી શેઠ પુરૂષોત્તમદાસને ત્યાંથી વિદાય થઈ મંદિરમાં પધાર્યા, ત્યારે તે બ્રાહ્મણને દર્શન થયાં. તેણે પ્રણામપૂર્વક વિનંતી કરી મહારાજ મને કાલે ને આજે બપોર સુધી આપનાં દર્શન કેમ ન થયાં? મહાદેવજીએ કહ્યું પુરુષોત્તમદાસને ઘેર કાલે ઉત્સવ હતો તેથી દરશન કરવા ગયો હતો ત્યાંથી હમણાંજ વિદાય થઇને આવું છું. તે મોટા ભગવદ્ ભક્ત છે. તે બ્રાહ્મણે કહ્યું મને પણ ભગવદ્ ભક્ત કરો. શ્રી મહાદેવજીએ કહ્યું શેઠ પુરૂષોત્તમદાસ પાસે જઇને નામ પામો. બ્રાહ્મણે કહ્યું તમે મને નામ આપો શ્રી મહા-

---

* જન્માષ્ટમીના બીજે દિવસે નંદ મહોત્સવ થાય છે. સૌથી પહેલાં શેઠ પુરષોતમમદાસને ત્યાંથી નંદ મહોત્સવ કરવો શરૂ થયો હતો. એક વખત શ્રી મહાપ્રભુજી શેઠ પુરષોતમદાસને ત્યાં બિરાજતા હતા તે વખતે શેઠને ઇ: 'ચ્છા થઇ કે શ્રી નંદરાયજીને ત્ય શ્રી ઠાકોરજીનું પ્રાકટ્ય થયું ત્યારે શું આનંદ થયો હશે' કેવા પ્રકારની લીલા થઇ હશે? આવી ઇચ્છા થઇ. પ્રભુ સર્વ કરણ સમર્થ છે, વળી भक्त नोर्थ पूरकाय नमः એવું શ્રી મહાપ્રભુજીનું નામ છે. તેથા શેઠ પુરષોતમદાસનો આ મનોર્થ પુર્ણ કરવા પોતે કૃપા કરી. તેમના ઘરમાં એક કુવો છે તે કુવામાંથી સાક્ષાત્ અલૌકીક સ્વરૂપે શ્રી નંદરાયજી, શ્રી યશોદાજી, વ્રજભક્ત, ગોપીજન, ગાય, ગ્વાલ વગેરે પ્રકટ થઇ નંદ મહોત્સવનો આનંદ કરી શેઠને આ નંદ મહોત્સવના ઉત્સવનાં અલૌકીક દર્શન કરાવ્યાં. ત્યારથી દર સાલ જન્માષ્ટમીના બીજે દીવસે નંદ મહોત્સવ થવો શરૂ થયો. જે કુવામાંથી આ અલૌકીક સ્વરૂપો પ્રગટ થયાં હતાં તે કુવો શ્રી યમુનાજીના ભાવથી મનાય છે. અદ્યાપી પણ તે કુવો તેમના ઘરમાં છે, તેમજ શ્રી મહાપ્રભુજીની બેઠક પણ તેમના ઘરમાં છે ને ત્યાં વૈષ્ણવોથી ઝારી, ચરણ સ્પર્શ વગેરે સેવા થઇ શકે છે. ૮૪ બેઠક ચરિત્રમાં આ ૨૭ મી બેઠક છે.

દેવજીએ કહ્યું હું નામ આપીશ ખરો પણ શ્રી વલ્લભાચાર્યજીની આજ્ઞાથી શેઠ પુરૂષોત્તમદાસ નામ આપે છે. તેથી તું શેઠ પુરૂષોત્તમદાસ પાસે જા. તેથી તે બ્રાહ્મણ શ્રી મહાદેવજીને પ્રણામ કરી આજ્ઞા લઈ શેઠ પુરૂષોત્તમદાસને ઘેર આવ્યો. બહારથી અંદર ખબર કહેવડાવી કે એક બ્રાહ્મણ બહાર આવ્યો છે. પુરૂષોત્તમદાસ શેઠે કહ્યું કે આસન આપી બેસાડો. પછી શેઠ શ્રી ઠાકોરજીની સેવાથી પહોચી બહાર આવ્યા. ત્યારે તે બ્રાહ્મણે દંડવત્ કર્યા. શેઠે કહ્યું આવું અનુચિત કર્મ કેમ કરો છો? હું ક્ષત્રિય છું, તમે બ્રાહ્મણ છો, તેથી એવું અયોગ્ય કામ ન કરીએ. તે બ્રાહ્મણે કહ્યું તમારી યોગ્યતા એવીજ છે. હવે મને નામ મંત્ર આપો. શેઠે કહ્યું હું તો નામ મંત્ર નહિ આપુ, તે બ્રાહ્મણે બહુજ આગ્રહ કર્યો તો પણ શેઠે ના પાડી. ત્યારે તે બ્રાહ્મણ ઉદાસ થઇને શ્રી મહાદેવજીની પાસે આવ્યો. અને સઘળા સમાચાર કહ્યા. શ્રી મહાદેવજી કહ્યું ફરીથી જઈ મારૂં નામ દઇને કહે કે શ્રી મહાદેવજીએ મોકલ્યો છે તેથી અવશ્ય નામ આપો. ત્યારે તે બ્રાહ્મણે ફરીથી શેઠ પાસે આવીને કહ્યું મને શ્રી મહાદેવજીએ મોકલ્યો છે તેથી અવશ્ય નામ આપો. ત્યારે શેઠ પુરૂષોત્તમદાસે તે બ્રાહ્મણને નામ આપ્યું; અને પ્રણામ કરી હાથ જોડી શ્રી કૃષ્ણ સ્મરણ કર્યા. તે બ્રાહ્મણે કહ્યું તમે તો મારા ગુરૂ થાઓ અને પ્રણામ શા માટે કરો છો ? ત્યારે શેઠે કહ્યું તમે બ્રાહ્મણ છો, વળી ભગવદ્ ભક્ત થયા, તેથી મારે તો વંદનીય છો. શેઠે કહ્યું તમારા અને મારા ગુરૂ તો એક શ્રી આચાર્યજી મહાપ્રભુજી છે. તેમની આજ્ઞાથી હું નામ આપું છું. પછી તે બ્રાહ્મણને શ્રી મહાપ્રભુજીની પાસે મોકલી સમર્પણ કરાવ્યું. ત્યાં કેટલાક દિવસ રહી તે સ્વમાર્ગીય ગ્રન્થ ભણ્યા પછી પોતાને દેશ આવ્યા.

( સાર ) **दीनता मार्ग बोधक । दीनता मात्र संतुष्ट.** પુરૂષોત્તમદાસની બ્રાહ્મણ વૈષ્ણવ પ્રત્યે કેટલી બધી દીનતા આની દીનતાથીજ પ્રભુ પ્રસન્ન થાય છે.

❀ **प्रसंग ३ जो** ❀ એક દિવસ શેઠ પુરૂષોત્તમદાસ શ્રી ઠાકોરજીના મંદિરમાં બેઠા બેઠા મંદિર વસ્ત્ર કરતા હતા તેવામાં તેમના બેટા ગોપાળદાસ મંદિરમાં આવ્યા. જુએ છે તો શેઠ મંદિર વસ્ત્ર કરે છે. ગોપાળદાસના મનમાં આવ્યું કે શેઠનું શરીર વૃદ્ધ થયું છે તેથી હું સેવામાં તત્પર થાઊં તો ઠીક, ગોપાળદાસના મનની વાત શેઠે જાણી તેથી આગળ બોલાવ્યો

જુએછે તો શેઠ ૨૦–૨૫ વર્ષની ઉમ્મર જેવા દેખાયા. શેઠે કહ્યું બેટા, ભગવદીયનું મનમાં કંઇ લાવીએ નહિ ભગવદીય ભગવત્ સેવામાં સદા તરૂણજ છે. પણ અવસ્થા થઈ હોય તેને તો માન આપવું. સેવા એ વ્રજભકતોના ભાવની છે. વ્રજ ભકતો હમેશાં કિશોર વયનાં છે. માટે ભગવદીય પણ ભગવત્ સેવામાં તરૂણાવસ્થા વાળાજ હોય છે. ચર્મ ચક્ષુએ તે જણાય નહિ પણ ગોપાળદાસને જ્યારે જ્ઞાન ચક્ષુ પ્રાપ્ત થયાં ત્યારે શેઠ પુરૂષોત્તમદાસને ૨૦–૨૫ વર્ષની ઉમર જેવા દીઠા.

❀ **પ્રસંગ ૪ થો** ❀ એક સમયે શેઠ પુરુષોત્તમદાસ ઝાડખંડમાં મંદાર પર્વત ઉપર શ્રી મંદાર મધુસૂદન ઠાકોરજી બિરાજે છે તેમનાં દર્શન કરવા કાશીથી ગયા હતા. ત્યાં આગળ પહેલાં શ્રી મહાપ્રભુજી પણ પધાર્યા હતા. તે મંદાર પર્વતની ટેકરી જેના ઉપર શ્રી મંદાર મધુસૂદનજીનું મંદિર છે તેનો એવો પ્રભાવ છે કે જો કોઈ નિષ્કામ જન તે પર્વત ઉપરથી પડે તો તેને કંઇ પણ વાગે નહિ, અને જે કામનાવાળો પુરૂષ પડે તેની દેહ છુટી જાય. બધાં પાપ દુર થાય. અને " अंते या मति सा गति " એ શ્રી મુખનાં વાકય પ્રમાણે મનમાં જે વાંચ્છના હોય તે બીજા જન્મમાં પુર્ણ થાય ત્યાં શેઠ પુરુષોત્તમદાસ અને શ્રી આચાર્યજીનો સેવક એક બ્રાહ્મણ એ બન્ને જણ શ્રી મંદાર મધુસુદનજીનાં દર્શન કરવા તે પર્વત ઉપર ચઢયા. ત્યાં શ્રી ઠાકોરજીનાં . દર્શન કર્યા, રાત્રી પડી ગઈ તેથી ત્યાંજ સૂઇ રહ્યા. રાત્રીએ એક સિદ્ધ બ્રાહ્મણે આવી પુછયું તમે કોણછો ! તે વૈષ્ણવ બ્રાહ્મણ બોલ્યો. હું વૈષ્ણવ છું અને શ્રી મહાપ્રભુજીનો સેવકછું. તે સિદ્ધે કહ્યું મારી પાસે મણિ છે તે તમે લ્યો. બ્રાહ્મણે કહ્યું મણિ શા કામમાં આવતો હશે ? સિદ્ધે કહ્યું કે જેની જેવી ઇચ્છા હશે તે આ મણિમાંથી ફળીભુત થશે, જે કંઈ માગશો તે પણ મળશે. બ્રાહ્મણે કહ્યું હું તો વિરક્ત છું મણી લઇને શું કરૂં. પણ મારી સાથે એક ક્ષત્રી છે તે ગ્રહસ્થ છે. તે સૂતા છે તેમને મણી આપો. સિધ્ધે કહ્યું તેમને જગાવો. ત્યારે તે બ્રાહ્મણ વૈષ્ણવે શેઠ પુરૂષોત્તમદાસને જગાડયા અને કહ્યું આ સિદ્ધ મણી આપે છે તે તમે લ્યો, શેઠે કહ્યું તે મણી શા કામમાં આવતો હશે ? તેણે મણીનો પ્રભાવ કહ્યો. ત્યારે શેઠે કહ્યું આ મણી હમારા કામનો નથી. તેથી હું તો નહિ લઉં. પછી તે સિદ્ધ ચાલ્યો ગયો. શેઠ પુરુષોત્તમદાસ પાસેનો વૈષ્ણવ બોલ્યો. કે શેઠજી

તમેતો ગ્રહસ્થછો, બહુ કુટુંબીછો, તમારે માથે સેવા બિરાજે છે તેથી તમે મણી શા માટે ન લીધો ? તમારે મણી લેવાનું વ્યાજબી કારણ હતું. શેઠ પુરુષોત્તમદાસે કહ્યું, અરે બાવરે ! હું શ્રીઠાકોરજીનો આશ્રય છોડીને મણીનો આશ્રય કરૂં ! તું તો બ્રાહ્મણ છું તેં મણી શામાટે ન લીધો? હું મણી લઇને શું કરૂં ! મારે શેર ચુન જોઇએ છે તેતો શ્રી જગદીશ આપે છે, અને આપશેજ. શેઠે કહ્યું, તને જગદીશ શેર ચુન આપશે તો મને ૧૦ શેર ચુન નહિ આપે ? શ્રી ઠાકોરજીને કઇ વાતનો તોટો છે ! તેમને શ્રી ઠાકોરજીના ઉપર એવો દ્દઢ વિશ્વાસ હતો. તેથી બન્ને જણે મણી ના લીધો તે બન્ને શ્રી ઠાકોરજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા.

( સાર ) કેટલો બધો દ્દઢ વૈરાગ્ય, કેટલો બધો શ્રીઠાકોરજીના ઉપરનો વિશ્વાસ; આથીજ પ્રભુની સાક્ષાત્ લીલાનો અનુભવ કરવાને તેઓ કૃપાપાત્ર થયા હતા.

❀ પ્રસંગ ૫ મો ❀ એક દિવસ શ્રી મહાપ્રભુજી પુરુષોત્તમદાસને ઘેર પધાર્યા. દામોદરદાસ હરસાની સાથે હતા. પુરુષોત્તમદાસના સેવ્ય ઠાકોરજી શ્રીમદનમોહનજીને શ્રી મહાપ્રભુજીએ પંચામૃતથી સ્નાન કરાવ્યું. ભોગ સમર્પી ભોગ સરાવ્યા પછી પોતે ભોજન કર્યું. દામોદરદાસે પુછયું મહારાજ, આમ કેમ ! પોતે શ્રી મુખથી કહ્યું એ શેઠ મારી આજ્ઞાથી નામ આપે છે તેથી મારે પણ એમની એટલી મર્યાદા રાખવી જોઇએ ( અર્થાત્ એટલી અધિક કૃપા કરવી જોઇએ ) આ શેઠ પુરુષોત્તમદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીયહતા તેથી એમની વાર્તા કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૬ ઠ્ઠા ॥

આ પુરૂષોત્તમદાસના સંબંધમાં " **શ્રી પંચામૃત ગ્રન્થ**"માં લખે છે કે

પુરુષોત્તમ જન રૂક્મિની, બેટા દાસ ગોપાળ;
મદન મોહન નિજ વપુ દીયે, પ્રેમ પ્રિતિ પ્રતિપાલ. ૪૦૫
ઉમગ્યો આનંદ પ્રેમકો, અપનો અંતર ખોલ,
લલના ગાયે રસભરે, સહે વિરહકે બોલ. ૪૦૬



# ॥ शेठ पुरुषोत्तमदासना कुटुंबनी वार्ता. ॥

## शेठ पुरुषोत्तमदासनी बेटी *रुक्माणीनी वार्त्ता.

❁ प्रसंग १ लो ❁ એક સમે શ્રી ગુસાંઇજી કાશી પધાર્યા હતા, સૂર્ય ગ્રહણ હોવાથી પોતે મણિકર્ણિકાના ઘાટ ઉપર ગંગા સ્નાન માટે પધાર્યા. રૂક્ષ્માણી પણ પોતાના પિતાના સેવ્ય ઠાકોરજી શ્રી મદન મોહનજીને સ્નાન કરાવી મણિકર્ણીકા ઘાટ ઉપર પોતે નહાવા આવ્યાં. ત્યારે એક વૈષ્ણવે શ્રી ગુસાંઇજીને કહ્યું શેઠ પુરૂષોત્તમદાસનાં બેટી રૂક્ષ્માણી પણ સ્નાન કરવા આવ્યાં છે. ત્યારે શ્રી ગુસાંઇજીએ રૂક્ષ્માણીને કહ્યું આગળ આવ. રૂક્ષ્માણીજી પાસે આવ્યાં એટલે શ્રી ગુસાંઇજીએ પુછયું રૂક્ષ્માણી તું કેટલા દિવસે ગંગાસ્નાન માટે આવી છું ? તેણે કહ્યું મહારાજ ! ચોવીસ વર્ષે આજ સ્નાન કરવા આવી છું. આ સાંભળીને શ્રી ગુસાંઇજીનું હૃદય ભરી આવ્યું. અને કહ્યું જુઓ ! એવા પણ ભગવદીય છે કે જેમને સેવા કરતાં એક ક્ષણ પણ અવકાશ મળતો નથી કે ગંગાજી સ્નાન કરવા પણ આવે. પછી શ્રીગુસાંઇજી તેમના ઉપર બહુ પ્રસન્ન થયા અને કહેતા કે શ્રી ઠાકોરજી તેના ઋણમાંથી કયારે મુક્ત થશે ?

( સાર ) રૂક્ષ્માણીજીની સેવા ઉપરની આશક્તિ એટલી બધી હતી કે ગંગાજી જેવા તીર્થનું સ્નાન કરવા પણ અવકાશ મળતો નહિ.

❁ પ્રસંગ ૨ જો ❁ ક્ષત્રી લોક કાર્ત્તિક માસમાં ગંગાજીમાં સ્નાન કરે છે. શેઠ પુરૂષોત્તમદાસને રૂક્ષ્માણીએ કહ્યું. જો તમે આજ્ઞા આપો તો હું પણ સ્નાન કરૂં ! શેઠે કહ્યું ભલે સ્નાન કરો, જોઈએ તે લેજો. રૂક્ષ્માણીએ કહ્યું ખાંડ અને ઘી અપાવો. મેદો તો ઘરમાં છે, શેઠે તેને બધું અપાવી દીધું.

* આ રૂકિમણી નાનપણથીજ સેવા પરાયણ હતાં તે પાંચ વર્ષનાં હતાં ત્યારે શ્રી ઠાકોરજીના ફુલના હાર–માળા કરતાં, સાત વર્ષનાં થયાં ત્યારે તે મોતીના, જડાવના હાર પરોવા લાગ્યાં, તેમનામાં લૌકીક વાંચ્છનાનો ગંધ પણ નહોતો. શ્રી મદનમોહનજીનાં એકટક દર્શન કર્યા કરતાં. ટેરો આવે તો સ્વરૂપ વિયોગ સહ્યો ન જાય તેથી નેત્રમાંથી આંસુની ધારા ચાલે. તેમણે શ્રી મદન મોહનલાલને એવા તો વશ કર્યા હતા કે વ્રજભકતો ( ગોપીજનો ) એ શ્રી ઠાકોરજીને જેવી રીતે વશ કર્યા હતા " તેવી રીતે તે લાડ લડાવતા હતા. ( આ સિવાય ઘણી વાર્તા છે; ઇચ્છા હોય તેમણે " ભાવસિન્ધુ " જોવો )

પાછલી એક પહોર રાત્રી રહે એટલે ઊઠે, નૌતમ નૌતમ સામગ્રી કરીને રાજભોગ સમય સુધી બધા સમયમાં સમર્પે, ફરીથી ઊત્થાપનમાં જે સામગ્રી કરે તે સેનભોગ સુધીમાં સમર્પે. એ પ્રમાણે કાર્ત્તિક માસમાં કર્યું. એક દિવસ શેઠ પુરૂષોત્તદાસે પૂછયું, રૂક્ષ્માણી સ્નાન કરવા કયારે જાયછે? તહને કોઇ વખતે દેખતા નથી તું કાર્તિક સ્નાન કયે વખતે કરે છે? રૂક્ષ્મણીએ કહ્યું મારે સ્નાનનું શું કામ છે. હું તો આ પ્રમાણે સ્નાન કરૂં છું. આ વાત સાંભળીને શેઠ બહુજ પ્રસન્ન થયા. શ્રીગુસાંઇજી પણ શ્રીમુખથી રૂક્ષ્માણીજીની સરાહના કરતાં. એવાં તે ભગવદીય હતાં.

(સાર) ગંગાસ્નાન કરવાથી ઘણું તો વૈકુંઠ ધામની પ્રાપ્તી થાય! તો તેથી શું! સેવાના સુખ આગળ વૈકુંઠનું સુખ કંઇ લેખામાં નથી. જુઓ પરમાનંદદાસજી કહે છે કેઃ—

કહા કરૂં વૈકુંઠહી જાય.
જહાં નહિ નંદ, જહાં ન યશોદા, જહાં ન ગોપી ગ્વાલ ન ગાય. ૧
જહાં ન યમુનાકો નિર્મલ જલ, ઓર નહિ કદમનકી છાંય;
પરમાનંદ પ્રભુ ચતુર ગ્વાલિની, વ્રજ રજ તજ મેરી જાય બલાય.
(રાગ રત્નાકર.)

❋પ્રસંગ ૩ જો❋ કેટલાક દિવસ પછી રૂક્ષ્માણીની દેહ અશકત થઇ ત્યારે કહ્યું દેહ છુટે તો સારૂં શ્રી ઠાકોરજીની સેવા ન થાય તો આ દેહ શા કામની છે! કેટલાક દિવસ પછી તેની દેહ છુટી ત્યારે એક વૈષ્ણવે શ્રી ગુસાંઇજીના આગળ કહ્યું ગંગાએ રૂક્ષ્માણીને પવિત્ર કર્યાં. શ્રીગુસાંઇજીએ શ્રી મુખથી કહ્યું. એમ ના કહો પણ રૂક્ષ્મણીજીએ ગંગાને પવિત્ર કર્યાં. આ રૂક્ષ્માણી એવાં પરમ ભગવદીય હતાં.

(સાર) પાપી માણુસો તીર્થ ક્ષેત્રમાં જઇ તીર્થના મહિમાથી પોતાનાં પાપ દુર કરે છે. અર્થાત્ તીથમાં પાપી માણુસોનું પાપ આવે છે. અને તીર્થમાં રહેલુ શુદ્ધ તત્ત્વ પાપી માણુસોના હૃદયમાં પ્રવેશ કરી તેમની દુર્બુદ્ધિ હરણ કરે છે. પણ તિર્થને પવિત્ર કરનાર, તીર્થમાંના પાપી માણુસોના પાપને ધોનાર, ભગવાન્‌ના ભકતોના ચરણની રજ છે. તેવીજ રીતે રૂક્ષ્માણીજીએ ગંગાને પાવન કર્યાં તે બરાબર ને યોગ્યજ છે.

# શેઠ પુરુષોત્તમદાસના બેટા ગોપાળદાસની વાર્ત્તા.

❋પ્રસંગ ૧ લો❋ આ ગોપાળદાસને શ્રી મદનમોહનજી સાનુભાવ જણાવતા અને જે જોઇએ તે માગી લેતા. એ પ્રમાણે શ્રીઠાકોરજી તેમના ઉપર સદૈવ કૃપા કરતા. પછી ગોપાળદાસની દેહ અશક્ત થઇ અને જ્યારે ભગવદ્ નામનો ઉચ્ચાર કરતા ત્યારે શ્રી મદનમોહનજી હુંકારો દેતા એવી કૃપા કરતા. તે શ્રી મહાપ્રભુજીના તથા શ્રી ગુસાંઇજીના ગ્રન્થના પાઠ કર્યા કરતા, અને શ્રીભાગવત્, શ્રી સુબોધિનીજી, નિબંધ અને રહસ્ય ગ્રન્થનું અવલોકન કરતા હતા. તેથી ભગવદ્ લીલામાં મગ્ન રહેતા. અને સદૈવ લીલાનો વિચાર કરતા. એ પ્રમાણે કાળ નિર્ગમન કરતા. પછી જ્યારે ગોપાળદાસની દેહ છુટી, અને શ્રી ગુસાંઇજીએ સાંભળ્યું ત્યારે શ્રીમુખથી કહ્યું કે એવા ભગવદીય થવા બહુ દુર્લભ છે, એ પ્રમાણે ગોપાળદાસની સરાહના શ્રી મુખથી કરતા અને તે ગોપાળદાસે અહર્નિશ ભગવદ્ વાર્ત્તા કરીનેજ પોતાનો કાળ નિર્ગમન કર્યો છે. આ ગોપાલદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેથી એમની વાર્ત્તા કેટલીક લખીએ.

( સાર ) "तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम" એ શ્રીમહાપ્રભુજીના વાક્યને યથાર્થ રીતે પાળી બતાવ્યું જણાય છે. એક ક્ષણવાર ભગવદ્નામ વગર જાયતો આસુરાવેશ થાય એ શ્રી મહાપ્રભુજીના વચનામૃતને ગોપાળદાસે પોતાના અશક્ત દેહમાં બરાબર અનુભવ્યું છે.

આ ગોપાળદાસની દેહ ઘણીજ અશક્ત થઇ ત્યારે તેમણે કેવળ ભજન કરવા માંડયું તેમણે પોતાના અંત સમયે પદ એ ધમાર ગાઇ છે.

૧ રાગ સારંગ—શ્યામ છબીલે મન હર્યો, શ્રી વૃંદાવન કે ચંદ લલના.

આ ધમારની છેલ્લી ટુંકમાં

શ્રી મદન મોહનકે વારને બલ બલ દાસ ગોપાલ લલના.

આ પછી બીજી ધમાર ગાઈ છે તેની છેલ્લી ટુંકમાં

ગોપાલદાસ પ્રભુ લાલ રંગીલો, હસીલીની ઉર લાય લલના.

આ પદ ગાઇ શ્રી મદનમોહનલાલની લીલામાં પ્રાપ્ત થયા. ( ભાવસિન્ધુ. )

## વાર્ત્તા ૭ મી. વૈષ્ણવ ૭ મા.

# रामदास सारस्वत ब्राह्मणनी वार्त्ता.

❀ પ્રસંગ ૧ લો ❀ રામદાસ પોતાના સેવ્ય શ્રી ઠાકોર *શ્રી નવનીત પ્રિયાજીની સેવા બહુજ સારી રીતે કરતા હતા. અપરસમાં જલ ભરતા, અપરસમાં બીડાં રાખતા, અને લેતા એવી રીતે સદા અપરસમાં રહેતા. રામદાસની પાસે દ્રવ્ય બહુજ હતું. પણ ખર્ચ ઘણું કરવાથી થોડુ રહ્યું એટલે મનમાં વિચાર્યું કે કંઈક આવક હોય તો સારૂં તેથી દ્રવ્ય વ્યાજે મુકયું. લોભથી તાતીનસાથે પૈસાની લેવડદેવડ કરવાથી વ્યાજ બહુ આવવા લાગ્યું (પૂર્વ દેશમાં વસ્ત્ર તૂણનારને તાતીન કહેછે.) રામદાસના સેવ્ય ઠાકોર શ્રી નવનિતપ્રિયાજીએ રામદાસજીને કહ્યું કે તું ા મને તાતીન ઉપર રાખું છું. આ વાત સાંભળીને રામદાસજી ચમકયા અને મહારાજ મારી ભુલ થઈ. પછી રામદાસજી તાતીન પાસે ગયા અને બધું દ્રવ્ય માગ્યું. તાતી લોલોએ કહ્યું એક સંગાથે દ્રવ્ય માગો છો તેનું કારણ શું ? રામદાસે કહ્યું મારે છોકરા સાથે કામ પડયું, છે તે છોકરાની મરજી એવી છે અને તેનું મન મારે રાખવું પડે છે, માટે બધું દ્રવ્ય આપો. તેથી તાતીન લોકોએ બધું દ્રવ્ય પાછું સોંપી દીધું.

પછી બધું દ્રવ્ય તાતીનને ત્યાંથી લાવી અને તેમાંથી ખર્ચ કરવા લાગ્યા. ખર્ચ કરતાં બધું દ્રવ્ય ખૂટી ગયું ત્યારે એક વાણીઆને ત્યાંથી કરજે રૂપીઆ ઉપાડવા લાગ્યા. ઋણ (દેવું) બહુ થઈ ગયું એટલે બીજા વાણીઆને ત્યાંથી રૂપીઆ ઉપાડયા અને પેલા વાણીઆની દુકાન આગળ થઇને જાય નહિ. તે વાણીઓ એક ગલીમાં મળ્યો ત્યારે કહ્યું રામદાસજી અમારા રૂપીઆ ચૂકવી જાઓ. એ પ્રમાણે બહુજ તગાદો કર્યો એટલે રામદાસ ખસીઆણા પડી ગયા અને પોતાને ઘેર આવ્યા. આ દુઃખ શ્રી ઠાકોરજીથી સહન ન થયું, ત્યારે શ્રી ઠાકોરજીએ રામદાસનું રૂપ લઈ તે વાણીઆની દુકાને જઈ હીસાબ કરી બધા પૈસા ચૂકાવી

* આ શ્રીનવનીતપ્રિયાજી હાલ શ્રી ગોકુળમાં બિરાજે છે, તે રાજા ઠાકોર કહેવાય છે. ને તેમનું મંદિર ગોસ્વામી તિલકાયત શ્રી ગોવર્દ્ધનલાલજી મહારાજના હસ્તકમાં છે. આ સિવાય આ મંદિરમાં બીજા પણ શ્રી નવનીતપ્રિયાજી બિ : છે તે મેહાઢીમરના ઠાકોરજી છે કે જેઓ ૨૫૨ વૈષ્ણુવની વાર્તામાં છે તે.

આપ્યા. તે ઉપરાંત રૂપીઆ સોએક અધિક આપીને તેના ચોપડામાં શ્રી હસ્તથી લખી આપ્યું. એક દિવસ રામદાસજીને એક વૈષ્ણવ બોલાવવા આવ્યા એટલે રામદાસજી તે વૈષ્ણવની સાથે ચાલ્યા. રસ્તામાં તે વાણીઆની દુકાન આવી એટલે રામદાસજી નીચું જોઇને ચાલ્યા. એટલામાં તે વાણીઆએ જોયું તેણે આવી કહ્યું રામદાસજી તમે મારી દુકાનેથી રૂપીઆ લેતા નથી તે તો મારૂં અભાગ્ય છે પણ તમારા અધિક રૂપીઆ છે તે તો લઈ જાઓ રામદાસજીએ કહ્યું હું હમણાં આવું છું. પછી મનમાં વિચાર્યું કે મેં તો એને કાંઈ આપ્યું નથી અને એતો કહે છે કે તમારૂં અધિક દ્રવ્ય છે તે લઈ જાઓ. તેનું કારણ શું? પણ જાણવામાં આવે છે કે એ શ્રી ઠાકોરજી તરફથી કંઈ કામ થયું હોવું જોઇએ પછી રામદાસજી ફરીને જ્યારે વૈષ્ણવને ઘેરથી આવ્યા ત્યારે તે વાણીઆની દુકાને જઈ હીસાબ માગ્યો. તે વાણીઆએ કહ્યું તમે તો લખી ગયા છો એમ કહી ખાતાવહી દેખાડી, તેમાં રામદાસજીએ શ્રી ઠાકોરજીના હસ્તાક્ષર દીઠા તેથી ચુપ રહ્યા. પછી રામદાસજીએ ઘેર આવી પોતાની સ્ત્રીને કહ્યું હવે હું ઘરમાં નહિ રહું હું તો કોઇની ચાકરી કરીશ. ત્યાર પછી તેમણે સીપાઇગીરીનો વિચાર કર્યો તેથી ઘોડો વેચાતો લીધો અને બધાં હથીઆર બાંધવા લાગ્યા. પહેલાં જલ અને બીડાં જે અપરસમાં લેતા હતા તે અપરસ પણ છૂટી ગઈ. પછી અપરસ વગર બીડાં અને જળ લેવા લાગ્યા. કેટલાક દિવસ પછી રામદાસજી અડેલ શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા આવ્યા. હથીઆર બાંધેલાં ને દંડવત્ કર્યાં. એટલે શ્રી મહાપ્રભુજીએ કહ્યું ધન્ય છે રામદાસજી! ધન્ય છે તમને! બીજા વૈષ્ણવો પાસે બેઠા હતા. તેમણે કહ્યું મહારાજ, રામદાસજી પ્રથમ બીડાં અને જલ અપરસમાં લેતા હતા. હવે તો સીપાઇગીરી કરે છે અને અપરસ છોડી છે તો ધન્ય છે એમ શા માટે કહો છો! શ્રી મહાપ્રભુજીએ કહ્યું શ્રી ઠાકોરજીને એ શ્રમ કરાવતા નથી તેથી એમની બરાબર કોઇ ધીર પુરૂષ નથી. પછી તે સમે શ્રી મહાપ્રભુજી ગંગાજી સ્નાન કરવા પધાર્યા. ત્યાં માર્ગમાં એક મોટો ખાડો દેખ્યો, એટલે પોતે કહ્યું હજુ સુધી આ ખાડો ભર્યો નથી, એ સાંભળતાં બીજા વૈષ્ણવો ખાડો ભરવા લાગ્યા અને રામદાસજી પણ પહેરેલાં કપડાં સાથે તે ખાડો ભરવા લાગ્યા. પછી

શ્રી મહાપ્રભુજી સ્નાન કરીને પાછા પધાર્યા ત્યારે ખાડો ભરેલો જોયો અને રામદાસજીને પણ ખાડો ભરતાં દેખીને બહુજ પ્રસન્ન થયા.

(સાર) આજીવિકા; નિર્વાહનો ઉદ્યમ પણ પ્રભુની આજ્ઞાથી ત્યાગ કર્યો એમના જેવા બીજા પ્રભુના આજ્ઞાકારી અને દૃઢ વૈરાગ્યવાન ભક્ત કોણ હોઇ શકે !

મર્યાદા ભક્તો અને પુષ્ટિ ભક્તોમાં તારતમ્ય મોટું એ છે કે "પુષ્ટિભક્તો પ્રભુને શ્રમ કરાવતા નથી." પ્રભુને શ્રમ ન થાય એટલા માટે સિપાઇગીરીની નોકરી કરી પ્રભુને અંગીકાર કરાવવા લાગ્યા. પહેરેલાં કપડાં સાથે ખાડો પૂરવા લાગ્યા એટલે પ્રભુની આજ્ઞાનું તત્કાલ પાલણ કર્યું અને અધિકારનું અભિમાન છોડી દઇ મજુરી જેવું કામ કરવા લાગ્યા.

❀પ્રસંગ ૨ જો❀ રામદાસજીને કંઇ સંતાન નહોતાં ત્યારે એક દિવસ તેમની સ્ત્રીએ કહ્યું તમે ફરીથી લગ્ન કરો તો બાલક થાય. રામદાસજીએ કહ્યું મારે તો ઇચ્છા નથી. સ્ત્રીએ કહ્યું મારે બાલકની ઇચ્છા છે એટલે રામદાસજીએ કહ્યું એક મહિના સુધી હમારા ઠાકોર શ્રી નવનિત પ્રિયાજીની સેવા બાલભાવથી કર ! જેવી રીતે બાળકને ખવડાવીએ, પીવડાવીએ, રમાડીએ, તેવી રીતે તું શ્રી નવનિત પ્રિયાજીને લાડ લડાવ એટલે તારે બાલક થશે. પછી રામદાસજીની સ્ત્રીએ તે દિવસથી શ્રી નવનિત પ્રિયાજીની બહુજ રૂડી રીતે સેવા કરી. એ પ્રમાણે સેવા કરતાં કરતાં એક બાળક થયો. આ રામદાસજી એવા કૃપાપાત્ર હતા. એમના ઉપર શ્રી મહાપ્રભુજી સદૈવ પ્રસન્ન રહેતા. તેથી એમની વાર્ત્તાનો પાર નથી. તે કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૭ મા ॥

---

વાર્ત્તા ૮ મી. વૈષ્ણવ ૮ મા.

## गदाधरदास कपिल सारस्वत ब्राह्मण कडामां रहेता तेमनी वार्त्ता.

---

ગદાધરદાસને માથે *શ્રી મદનમોહનજીની સેવા હતી તે ઠાકોરજી ગૌર હતા. તે ગદાધરદાસને ભગવદ્ ઇચ્છાથી જે પ્રાપ્ત થતું તે સમર્પતા. એક દિવસ યજમાનની વૃત્તિમાંથી કંઇ આવ્યું નહિ ત્યારે બાળભોગમાં શ્રી ઠાકોરજીને કેવળ જળ ગાળીને સમર્પ્યું. શ્રૃંગારમાં જલ સમર્પ્યું વળી રાજભોગમાં પણ જલ સમર્પીને ચલાવ્યું. પણ મનમાં બહુ ખેદ થયો.

---

* આ શ્રી મદનમોહનજી (શ્રીસ્વામીનીજી સહિત) ત્રવેણીમાંથી પ્રકટ થયા હતા. હાલ તે જામનગર (કાઠીયાવાડ)માં શ્રી વ્રજનાથલાલજી મહારાજના માથે બિરાજે છે.

છાતિમાં અગ્નિના જેવી બળતરા થવા લાગી, એમ કરતાં રાત્રી પડી ત્યારે સૂઈ રહ્યા. જ્યારે દોઢ પહોર રાત્રી ગઈ ત્યારે એક યજમાને આવી બૂમ પાડી અને કહ્યું બારણું ઉઘાડો. ગદાધરદાસે ઉઠીને બારણું ઉઘાડયું. તે યજમાને એક વાગો, ચાર રૂપીઆ, અને કંઇક સામગ્રી ગદાધરદાસને આપી અને કહ્યું મારે ત્યાં શ્રાદ્ધ હતું તેની દક્ષિણા લો, ગદાધરદાસે વાગો અને સામગ્રી ઘરમાં મૂકી અને બજારમાં હલવાઇ ( કંદોઇ ) સારી તાજી મીઠાઇ બનાવતો હતો તેને ઘેર ગયા અને પૂછયું તમારે ત્યાં મીઠાઇ સારી છે ? ત્યારે હલવાઇએ કહ્યું હમણાંજ તાજી જલેબી બનાવી છે, અને તે-માંથી કંઈ વેચી પણ નથી. ગદાધરદાસે જલેબીનું મૂલ આપ્યું અને ઘેર લઇને આવ્યા. તુરત સ્નાન કરી શ્રી ઠાકોરજીને જગાવી ભોગ સંમર્પ્યો. સમયાનુસાર સરાવી અનોસર કરી વૈષ્ણવને બોલાવી લાવ્યા અને બધાંને મહાપ્રસાદ લેવડાવ્યો તે બહુજ સ્વાદિષ્ટ લાગ્યો, એવો કે કંઈ કહ્યો પણ જાય નહિ. તે સઘળો મહાપ્રસાદ વૈષ્ણવોને લેવડાવી દીધો અને પોતે ભુખ્યા સૂઇ રહ્યા. પછી સવારે ઉઠી ગદાધરદાસ સીધું સામગ્રી લઇ આવ્યા. સ્નાન કરી રસોઇ કરી શ્રી ઠાકોરજીને સેવા શણગાર કરી ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગ સરાવી શ્રી ઠાકોરજીને અનોસર કરી ફરીથી વૈષ્ણવોને બોલાવી લાવ્યા. વૈષ્ણવો મહાપ્રસાદ લેવા બેઠા ત્યારે પૂછવા લાગ્યા કે રાત્રીએ મહાપ્રસાદ લીધો હતો તેનો બહુજ સ્વાદિષ્ટ થયો હતો. તે કોણે કર્યો હતો? ગદાધરદાસે બધો પ્રકાર કહ્યો એટલે વૈષ્ણવો બહુજ પ્રસન્ન થયા અને કહ્યું જુઓ ગદાધરદાસ કેવું સત્ય કહે છે.

✻પ્રસંગ ૨ જો✻ એક દિવસે ગદાધરદાસે બધા વૈષ્ણવોને મહાપ્ર-સાદ લેવા બોલાવ્યા હતા પણ શાક સામગ્રી કંઇ ઘરમાં નહોતી. ત્યારે ગદાધરદાસે કહ્યું એવો કોઇ વૈષ્ણવ છે કે કંઇ શાક લઇ આવે. તે વૈષ્ણ-વોમાં એક વૈષ્ણવ વેણીદાસના ભાઈ માધવદાસ કરીને હતા તે મહાન્ વિષયી હતા. તેણે કહ્યું હું લઇ આવું ! ગદાધરદાસે કહ્યું ભલે લઇ આવો ત્યારે માધવદાસ જઇને બથવાની ભાજી લાવ્યા. તેમણે બહુ સારી રીતે ધોઇને સિદ્ધ કરીને રસોઇમાં આપી. પછી જ્યારે રસોઈ સઘળી સિદ્ધ થઈ, ત્યારે શ્રી ઠાકોરજી આરોગ્યા પછી જ્યારે વૈષ્ણવો પ્રસાદ લેવા બેઠા ત્યારે તે ભાજી ઘણીજ સ્વાદિષ્ટ લાગી એટલે ગદાધરદાસે માધવદાસને આશિ-

ર્વાદ આપ્યો કે તમને હરિભક્તિ દૃઢ થશે. તેમના આશિર્વાદથી તે ભલા વૈષ્ણવ થયા તે ગદાધરદાસ એવા ભગવદીય હતા કે જેમના આશિર્વા-દથી માધવદાસ જેવા વિષયીની બુદ્ધિ ફરી ગઈ તેથી તે ગદાધરદાસ શ્રી મહાપ્રભુજીના એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેથી તેમની વાર્ત્તા-નો પાર નથી. ॥ વૈષ્ણવ ૮ મા ॥

( સાર ) સંગ કરવો, તો ભગવદીયનો કરવો, કારણ કે તેમના સંગથી ભગવદ્‌ભક્તિ ઉત્પન્ન થાય છે. માધવદાસની સેવાથી ગદાધરદાસના પ્રભુ પ્રસન્ન થયા એટલે ગદાધરદાસના હૃદયમાં બીરાજેલા પ્રસન્ન થયેલા પ્રભુએજ આશીર્વાદ આપ્યો. તેથી માધવદાસનું અલૌકિક ઘણુંજ સુધરી ગયું.

---

વાર્ત્તા ૯ મી. વૈષ્ણવ ૯ મા.

## वेणीदास, माधवदास, बन्ने भाइनी वार्त्ता.

વેણીદાસ મોટા ભાઈ હતા અને માધવદાસ નાના ભાઈ હતા. જે મા-ધવદાસે ગદાધરદાસને ત્યાં બથવાની ભાજી લાવી આપી હતી તેજ મા-ધવદાસ આ હતા. તે મહાન્ વિષયી હતા. તેમણે ઘરમાં એક વેશ્યા રાખી હતી તેથી સઘળા વૈષ્ણવો તેમની નિંદા કરતા હતા. તે વાત શ્રી મહા-પ્રભુજીએ સાંભળી એટલે પોતે માધવદાસને બોલાવી કહ્યું કે તેં આ કામ કર્યું છે, તેથી સઘળે નિંદા થાય છે. માધવદાસે કહ્યું મારૂં મન તેના ઉપર આશક્ત થયું છે તેથી રાખી છે. એ પ્રમાણે ત્રણવાર એ જવાબ મળ્યો કે મારૂં મન તેનાથી આશક્ત થયું છે. ત્યારે પોતે ચુપ રહ્યા. વૈષ્ણવોએ વિનંતી કરી કે મહારાજ, હજુ સુધી તો તેણે છાનું રાખ્યુ હતુ. હવે તો તેણે આપના આગળ પણ કહી દીધું છતાં આપે કંઈ તેને કહ્યું નહિ. શ્રી મહાપ્રભુજીએ તે વૈષ્ણવોને કહ્યું. તેનું મન તેમાં આશક્ત થયું છે. શ્રી ઠાકોરજીને તેનું મન ફેરવવામાં કેટલી વાર છે? તેમાં વળી ગદાધરદાસે એવો આશીર્વાદ આપ્યો છે કે તેને હરિભક્તિ દૃઢ થશે; તેજ એ માધવ-દાસ છે. કેટલાક દિવસ વિત્યા પછી શ્રીજીએ માધવદાસની બુદ્ધિ ફેરવી એટલે વેશ્યાને દુર કરી શ્રી મહાપ્રભુજીની કૃપાથી ભલા વૈષ્ણવ થયા.

( સાર ) " दुराचारोऽपि भजते माम् अनन्य भाक् साधुरेव मंतव्यो "

એ શ્રી મુખથી ઉચ્ચારેલું ગીતાજીમાંનું વાક્ય માધવદાસને માટે બરાબર યોગ્યજ છે. એકાશ્રયથી મહાન્ વિષયી પણ ભગવદ્ ભક્ત થયા.

❀પ્રસંગ ૨ જો❀ એક દિવસે મોતીની માળા બહુજ કીંમતની વેચાવા આવી હતી તે ઘણીજ સારી હતી, તે જોઇને માધવદાસે પોતાના મોટા ભાઈ વેણીદાસને કહ્યું કે આ માળા તો આપણા શ્રી નવનિતપ્રિયાજીના કંઠને લાયક છે. મોટાભાઈ વેણીદાસે કહ્યું એમાં શું લેવું છે? આપણા ઘરમાં જે કંઈ છે તે બધું શ્રી ઠાકોરજીનું છે. એમ કહી તે વાત ઉડાવી દીધી માધવદાસે કહ્યું જ્યારે બધું શ્રી ઠાકોરજીનું છે ત્યારે આ માળા કેમ લેતા નથી? વેણીદાસે કહ્યું આપણે ગૃહસ્થ છીએ, વિવાહ કાર્ય વગેરે કરવાં છે, તેથી એમ શી રીતે બને? નાનાભાઈ માધવદાસે કહ્યું હું તો જુદો રહીશ. તે દિવસથી પોતે જુદા રહ્યા અને જે બધું દ્રવ્ય હતું તે વહેંચી લીધું પોતાના ભાગમાં જે દ્રવ્ય આવ્યું હતું તેનો માલ વગેરે ખરીદ કરી વેપાર અર્થે દક્ષિણમાં ગયા. ત્યાં તે વેચી બહુજ કીંમત ઉપજાવી, તેમાંથી પહેલાં મોતીની માળા વેચાવા આવી હતી તેના કરતાં પણ વધારે સુંદર અને બહુજ કીંમત આપીને એક માળા લેઈ પોતાને ઘેર આવતા હતા. રસ્તામાં એક મોટી નદી આવતી હતી. તે નદીની પેલે પાર જવા એક હોડીમાં બેઠા. શ્રી નાથજી શ્રી હસ્તમાં લાલ છડી લઇને પધાર્યા અને કહ્યું આ નાવ ડુબાઊં ત્યારે માધવદાસે કહ્યું निजेच्छातः करिष्यति. શ્રી ઠાકોરજી એ કહ્યું તું કયાં ગયો હતો? માધવદાસે કહ્યું આપના માટે મોતીની માળા લેવા ગયો હતો. શ્રી નવનિતપ્રિયાજીએ કહ્યું શું અમારે માળા નહોતી? અમારે તો બહુએય માળાઓ છે. માધવદાસે કહ્યું આપને તો બહુ માળાઓ છે. પણ સેવકે તો પોતાનો ધર્મ કરવો જોઇએ. ત્યારે શ્રી ઠાકોરજીએ તે નાવને જરા દબાવી એટલે નાવ ડુબવા લાગી, તે જોઇને જેટલાં મનુષ્ય અંદર બેઠાં હતાં તે બધાં શોકાતુર થઈ કોલાહલ કરવા લાગ્યાં અને માધવદાસ તો આવી આપત્તિના વખતે પણ પ્રસન્નજ રહ્યા.

પ્રભુને ગમે તે સમે સૌ સહેવું, સદા રાજી રાજી હૃદેમાંય રહેવું.

તેથી સઘળાના મનમાં આવ્યું કે આ કોઈ મહા પુરૂષ છે એમ જાણી બધા તેમને શરણે ગયા; માધવદાસે શ્રી ઠાકોરજીને વિનતી કરી તે નાવ ડુબતાં બચાવરાવી, પછી ત્યાંથી માધવદાસ અડેલ આવ્યા અને શ્રી મહાપ્રભુજીને દંડવત્ કરી તે માળા હાથમાં આપી. શ્રી મહાપ્રભુજીએ કહ્યું જુઓ તેજ માધવદાસ કે જેમણે વેશ્યા રાખી હતી. શ્રી ઠાકોરજીએ

મન ફેરવ્યું અને ભગવદ્ ભાવ ઉત્પન્ન થયો. જે આશક્તિ બીજાના ઉપર હતી તે શ્રી ઠાકોરજીના ઉપર થઈ, પછી આપ માધવદાસના ઉપર બહુજ પ્રસન્ન થયા. આ વેણીદાસ અને માધવદાસ બન્ને ભાઈ શ્રી મહાપ્રભુજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા ॥ વૈષ્ણવ ૯ મા ॥

## વાર્તા ૧૦ મી. વૈષ્ણવ ૧૦ મા.

# हरिवंश पाठक सारस्वत ब्राह्मणनी वार्त्ता.

આ હરિવંશ બનારસમાં રહેતા હતા તેઓ એક વખતે વેપાર માટે પટણા ગયા હતા. ત્યાંના હાકેમની સાથે તેમને બહુજ મેળાપ હતો. તેથી તે હાકેમ મનમાં વિચારતો કે એ મારી પાસે કંઈ માગે તો હું આપું. પણ તે કંઇ માગે નહિ એવામાં ડોલોત્સવના બે દિવસ બાકી રહ્યા ત્યારે તેમના સેવ્ય *શ્રીઠાકોરજી જે તેમને ઘેર બીરાજતા હતા તેમણે જણાવ્યું કે મને તું ડોલ નહિ ઝુલાવું ? હરિવંશ પાઠકે મનમાં વિચાર કર્યો કે હવે શું કરવું ! ઘેર કેવી રીતે જઉં. પછી તે હાકેમની પાસે ગયા અને કહ્યું હું આપની પાસે કંઈ માગવા આવ્યો છું. હાકેમે કહ્યું બોલો તમારે શું જોઇએ. તેમણે કહ્યું મારે બે દીવસમાં બનારસ પહોચવું જોઇએ, પછી તે હાકેમે બે ઘોડા અને ચાર મનુષ્ય સાથે આપ્યાં. રસ્તામાં ટપાલની માફક ઘોડા ચાલવા લાગ્યા. એમ કરતાં બનારસમાં ઘેર આવી પહોંચ્યા અને પોતાની સાથવાળાને વિદાય કર્યાપછી પોતે મંદિરમાં જઈ તરત ડોલ સિદ્ધ કર્યો. અને ડોલની બધી સામગ્રી સિદ્ધ કરીને શ્રી ઠાકોરજીને ડોલમાં ઝુલાવ્યા અને બહુજ સુખ પામ્યા. થોડા દિવસ ત્યાં રહી પાછા પટણા ગયા. ત્યાં હાકેમને મળ્યા. તેણે પૂછ્યું તમારે એવી શી જરૂર હતી કે તરતજ બનારસ ગયા. હરિવંશ પાઠકે કહ્યું કંઈક અવશ્યનું કામ હતું પણ મનની વાત કહી નહિ.

આ હરિવંશ પાઠક શ્રી મહાપ્રભુજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૧૦ મા ॥

(સાર) ભગવદ્ ધર્મ ગુપ્ત રાખવો તે આનું નામ. અલૌકિક કરે અને લૌકિક જણાવે તે ઉત્તમ ભક્તનાં લક્ષણ છે.

* આ હરિવંશ પાઠકના સેવ્ય ઠાકોરજી શ્રી નવનિત પ્રિયાજી શ્રી મહાપ્રભુજીના સેવ્ય શ્રી ગંગાજીમાંથી પ્રગટ થયા હતા હાલ કોટામાં ગોસ્વામી શ્રી મુરલીધરજીમહારાજના માથે બિરાજે છે.

## વાર્ત્તા ૧૧ મી. વૈષ્ણવ ૧૧ મા.

# ગોવિંદદાસ ભલ્લા થાનેશ્વરના રહેવાસીની વાર્ત્તા.



આ ગોવિંદદાસ ભલ્લાની પાસે દ્રવ્ય બહુજ હતું. જ્યારે તે શ્રી મહાપ્રભુજીના સેવક થયા ત્યારે કહ્યું કે મારી પાસે દ્રવ્ય બહુ છે તેને હું શું કરૂં ! પોતે આજ્ઞા કરી કે શ્રી ઠાકોરજી પધરાવીને સેવા કરો; ત્યારે ગોવિંદદાસે કહ્યું, સ્ત્રી અનુકુળ નથી એટલે સેવા શી રીતે કરૂં ! શ્રી મહાપ્રભુજીએ, અનુકુળ ન હોય તો સ્ત્રીનો સેવામાંથી ત્યાગ કરવાનું કહ્યું. ગોવિંદદાસે તે પ્રમાણે કર્યું. ફરીથી વિનંતી કરી કે દ્રવ્યની શી વ્યવસ્થા કરૂં. શ્રી મહાપ્રભુજીએ કહ્યું તારી પાસે જે દ્રવ્ય છે તેના ચાર ભાગ કર. તેમાંથી એક ભાગ શ્રી નાથજીને અર્પણ કર, એક ભાગ તારી સ્ત્રીને નિર્વાહાર્થે આપ, અને બે ભાગ બાકી રહ્યા તે તું શ્રી ઠાકોરજીની સેવા માટે રાખ. ગોવિંદદાસે વિનતી કરી કૃપાનાથ આપ કંઈક અંગીકાર કરો. શ્રી મહાપ્રભુજીએ કહ્યું ભલે એક ભાગ અમોને આપ. પછી બધા દ્રવ્યનો શ્રી મહાપ્રભુજીએ કહ્યું હતું તે પ્રમાણે ભાગ પાડી જેનું જ્યાં ત્યાં મોકલાવી દઈ, પોતાના ભાગનું દ્રવ્ય લઇ મહાવન રહેવા આવ્યા. ત્યાં *શ્રી મથુરાંનાથજીની સેવા કરવા લાગ્યા. નિત્ય ૨૪ ટકાની સામગ્રી સમર્પતા અને મહાપ્રસાદ વૈષ્ણવોને લેવડાવતા. કદાચ વૈષ્ણવ ના મળે તો ગાયોને મહાપ્રસાદ લેવડાવતા. પરંતુ પોતે તેમાંથી જરા પણ લેતા નહિ. પોતે તો જુદિ રોટલી (લીટી) કરી બીજો ભોગ સમર્પીને લેતા. એ પ્રમાણે સેવા કરતાં બધું દ્રવ્ય ખુટી ગયું ત્યારે શ્રી ગોવર્દ્ધનનાથજીની સેવામાં રહ્યા. શ્રી નાથજીની પરચારગી કરતા અને રસોઈની ટહેલ કરતા, બે વખત પાત્ર માંજતા, જ્યારે દોઢ પહોર પાછલી રાત્રી રહે ત્યારે ઉઠે. કમંડલુ બાંધીને શ્રી ગિરિરાજથી નીકળતા તે મથુરામાં વિશ્રાંત ઘાટ ઉપર આવી સ્નાન કરી, શ્રી યમુનાજીમાંથી ગાગર ભરીને ચાલતા, તે રાજ-

* આ શ્રી મથુરાંનાથજી શ્રી યમુનાજીમાંથી શ્રી મહાપ્રભુજીને પ્રાપ્ત થયા હતા તેમણે સેવ્ય કરી આ ગોવીંદદાસ ભલ્લાને માથે સેવા કરવા પધરાવી આપ્યા, હાલ તે શ્રી કાંકરોલીમાં શ્રીમદ્ ગોસ્વામી શ્રી **ગોપાલલાલજી** ( **લાલા લ્હેરી** ) મહારાજનાં વહુજી શ્રી **મહારાણી વહુજી મહારાજ**ના માથે બિરાજે છે.

ભોગ પહેલાં શ્રી ગિરિરાજ આવી પહોંચે. પછી પાત્ર માંજે, રસોઇ *પોતે; પછી પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીની સેવાથી પહોચી નીચે આવે, પછી તિલક ભુસી નાખી, માળા ઉતારી ધોતીઆને છેડે બાંધે અથવા ઓટીમાં ઘાલે. પછી આસપાસના ગામમાં કોરી ભિક્ષા માગવા જાય તેમને ચાર શેર, પાંચ શેર જેટલો આહાર હતો તેથી એટલી ભિક્ષા મળે એટલે પાછા ઘેર આવે અને જે કાંઇ મળ્યું હોય તેનું પોતે દળીને રોટી કરી શ્રીનાથજીની ધ્વજા સન્મુખ દેખાડી તેમાં ચરણોદક મેળવી પ્રસાદ લે. એ પ્રમાણે નિર્વાહ કરે, એ પ્રમાણે કરતાં બહુજ દીવસ વિત્યા પણ આવી રીતનો નિર્વાહ શ્રી ઠાકોરજીને ગમે નહિ, તેથી એક દીવસ અડેલમાં શ્રી નાથજીએ શ્રી મહાપ્રભુજીને જણાવ્યું કે તમારો એક સેવક મને દુઃખ દે છે. શ્રી મહાપ્રભુજી અડેલથી નિકળી આગ્રે આવ્યા. ત્યાં આગળ વૈષ્ણવોને પૂછયું કે શ્રી ઠાકોરજીને કોણે અપ્રસન્ન કર્યા છે ? વૈષ્ણવોએ કહ્યું અમે તો કંઇ જાણતા નથી, ત્યાંથી મથુરાં પધારી વૈષ્ણવોને પૂછયું પણ ખબર મળી નહિ. ત્યાંથી શ્રી ગિરિરાજ પધાર્યા સ્નાન કરી ઉપર ગયા, શ્રી નાથજીના બન્ને કપાળને સ્પર્શ કરી પૂછયું "બાબા ઉદાસીન કેમ છો ? શ્રી નાથજીએ કહ્યું તમારો એક સેવક મને બહુજ ખીજવે છે ? ત્યારે શ્રી મહાપ્રભુજીએ બધા વૈષ્ણવોને પૂછયું કે તમે કઇ કઇ સેવા કરો છો અને શું મહાપ્રસાદ લ્યોછો ? બધા સેવકોએ પોતાની સેવા અને મહાપ્રસાદ લેવાનો પ્રકાર કહી બતાવ્યો. પછી પોતે ગોવિંદદાસને પૂછયું ત્યારે ગોવિંદદાસ જે પ્રકાર કરતા હતા તે શ્રી મહાપ્રભુજીના આગળ જણાવી દીધો. તે સાંભળીને શ્રી મહાપ્રભુજીએ જાણ્યું કે આમણેજ શ્રી નાથજીને રૂઠાયા છે. શ્રી મહાપ્રભુજીએ ગોવિંદદાસને કહ્યું આજથી તમે મહાપ્રસાદ અહીંઆંજ લેજો. તેમણે "દેવ અંશ કેવી રીતે લઉં" એ પ્રમાણે ગોવિંદદાસનું કહેવું થતાં પોતાને ત્યાંથી મહાપ્રસાદ લેવાનું કહ્યું. ગોવિંદદાસે કહ્યું "ગુરુ અંશ શી રીતે લઉં" ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું આજથી સેવા કરશો નહિ. ત્યારે ગોવિંદદાસ અહંકારથી સેવા છોડી મથુરાં ચાલ્યા ગયા ત્યાં જઈ ત્યાંના પઠાણ પાસેથી શ્રી કેશવરાયજીની સેવાનો ઇજારો લીધો અને ત્યાં સેવા કરવા લાગ્યા. એક વાર તેમણે શ્રી કેશવરાયજીની

* રસોઇની જગાએથી એઠું વગેરે કાઢી નાખી ચોખ્ખું કરી દેવું તે.

શૈયા નવારથી વણાવી તે વણવાવાળાને મેવા વગેરે પ્રસાદ ખવડાવી બહુજ ઉત્તમ શૈયા બનાવરાવી અને તે શૈયા બહુજ અદ્‌ભુત થઇ ત્યારથી શ્રી કેશવરાયજી તે શૈયાની ઉપર પોતે પોઢવા લાગ્યા, ત્યાર પછી તેજ કારીગરને તે ગામના હાકેમે બોલાવી પોતાને માટે તેવી શૈયા કરાવરાવી. પણ કારીગરે કહ્યું શ્રી કેશવરાયજીની શૈયા જેવી આ શૈયા બની નથી. તે હાકેમે કહ્યું તે શૈયા હું જોઉં એમ કહી શ્રી કેશવરાયજીના મંદિરમાં જઇ તે શૈયાની ઉપર ચઢીને બેઠો તે વખતે ગોવિંદદાસ બહાર ગયા હતા ત્યાં તેમણે સાંભળ્યું એટલે હાથમાં ગુપ્તી લઇને દોડતા આવી તે હાકેમને કહ્યું "તું એવો કોણ છે કે શ્રી ઠાકોરજીની શૈયા ઉપર બેઠો, એમ કહી તેને ઠેર મારી નાંખ્યો. તેથી તે હાકેમના માણસોએ ગોવિંદદાસને ઠેર મારી નાંખ્યો. આ વાત કોઇ વૈષ્ણવે જઇને શ્રી મહાપ્રભુજીને કહી કે મહારાજ એવા વૈષ્ણવની એવી ગતિ કેમ થઇ! ત્યારે પોતે કહ્યું તેનું પરલોકમાં તો કંઇ બગડયું નથી પણ તેણે અમારી આજ્ઞા ન માની અને પૂર્વ જન્મમાં તે હાકેમે તેને ઠેર માર્યો હતો તેનું વેર આ જન્મે તેણે લીધું તેથી તેની દેહ આ પ્રમાણે છૂટી. એ ગોવિંદદાસ પૂર્વ જન્મમાં શ્રી નંદરાયજીને ત્યાં શ્રી ઠાકોરજીના મંદિરમાં માટી પાણી બહુજ લાવતા હતા.

આ ગોવિંદદાસ શ્રી મહાપ્રભુજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૧૧ મા ॥

(સાર) શરીરને અત્યંત કષ્ટ આપી પ્રભુની સેવા પ્રીતિપુર્વક કરે તે શ્રી ઠાકોરજીને રૂચતુ નથી, સેવા કરી પ્રભુને સમર્પેલી સામગ્રી અર્થાત્ મહાપ્રસાદ લેવામાં કોઇ પણ જાતનો દોષ નથી. "શિવ નિર્માલ્ય લેવામાંજ દોષ રહેલો છે." ગોવિંદદાસને અહંકાર થયો તો પ્રભુની સેવા છુટી, શ્રી મહાપ્રભુજીની આજ્ઞા ઉલ્લંઘન કરી અને કમોતે મરણ થયું.

---

## વાર્ત્તા ૧૨ મી. વૈષ્ણવ ૧૨ મા.

# अम्मा क्षत्राणी कडा गाममां रहेतां तेमनी वार्त्ता.

---

આ અમ્માને બે દીકરા હતા તે પણ પરમ ભગવદીય હતા. અમ્મા શ્રી ઠાકોરજીની સેવા રૂડી રીતથી કરતાં હતાં, તેમના દીકરા તેમને અમ્મા

કહેતા તેથી તેમના સેવ્ય શ્રી ઠાકોરજી *શ્રી બાલકૃષ્ણજી પણ તેમને અમ્મા કહેતા. કેટલાક દિવસ પછી તેમનો એક દીકરો મરણ પામ્યો, ત્યારે અમ્મા નિત્ય શ્રી ઠાકોરજીની સેવા કરી, રસોઇ કરી, ભોગ ધરી, સમયાનુસાર ભોગ સરાવી શ્રી ઠાકોરજીને અનોસર કરી, રોવા બેસતાં. અમ્માને રોતાં દેખીને શ્રી ઠાકોરજીને ખેદ થતો, ત્યારે શ્રી ઠાકોરજી કહેતા કે અમ્મા તું રોઇશ નહિ, પણ અમ્મા રોતાં રહે નહિ, એમ કરતાં કેટલાક દીવસ પછી તેમનો બીજો દીકરો પણ મરણ પામ્યો, ત્યારે તો તે બહુજ રોવા લાગ્યાં. શ્રી ઠાકોરજી રોતાં રાખે પણ છાનાં રહે નહિ. શ્રી ઠાકોરજીએ શ્રી ગુસાંઇજીને કહ્યું અમ્મા રડ્યા કરે છે તેથી હું બહુ ખેદ પામું છું. શ્રી ગુસાંઇજી અમ્માને ઘેર પધાર્યા, અને ખીજ્યા કે તું રોઇશ નહિ. શ્રી ઠાકોરજી ખેદ પામે છે. ત્યારે અમ્મા રોતાં રહ્યાં. પછી નિત્ય સ્નાન કરી મંદિરમાં જઇ બે હાથને ફુલેલ લગાવી શ્રી ઠાકોરજીને જગાવે એ પ્રમાણે તે સેવા કરતાં.

❋**પ્રસંગ ૨ જો**❋ એક દિવસ શ્રી ઠાકોરજીના આગળ અમ્માએ દુધનો કટોરો ભરી રાખ્યો હતો. તેમાંથી શ્રી ઠાકોરજી દુધ આરોગતા હતા તે વખતે શ્રી ગુસાંઇજી અમ્માને ઘેર પધારી, મંદિરનો ટેરો સરકાવી દર્શન કરવા લાગ્યા. શ્રી ઠાકોરજીને દુધ આરોગતા દેખીને પાછા ફર્યા. અમ્માએ કહ્યું મહારાજ પાછા કેમ ફર્યા, શ્રી ગુસાંઇજીએ કહ્યું શ્રી ઠાકોરજીતો દુધ આરોગે છે. અમ્માએ કહ્યું એ તો લરિકા છે, તમે કેમ જતા નથી ? પછી શ્રી ગુસાંઇજી દર્શન કરી પોતાને ઘેર પધાર્યા અને અમ્માને કહ્યું આ પ્રસાદી દુધ અમારે ત્યાં મોકલજો. અમ્માએ કહ્યું "આપજ આ-

* આ શ્રી બાલકૃષ્ણજી શ્રી મહાપ્રભુજીના સેવ્ય છે, અમ્માનો એક છોકરો મરી ગયો ત્યારે તેમણે બહુ કલેશ કરવા માંડયો, વળી બીજો છોકરો મરી ગયો ત્યારે તો તેથી પણ વધારે કલેશ કરે ને રડયા કરે. તે કલેશ શ્રી ઠાકોરજીથી સહન ન થઇ શકવાથી શ્રી ઠાકોરજીએ શ્રી ગુસાંઇજીને કહ્યું અમ્મા બહુ રડે છે તે મારાથી સહન થઇ શકતું નથી. તેથી શ્રી ગુસાંઇજી અમ્માને ઘેર પધાર્યા ને કહ્યું કે તું બહુ રડે છે ને કલેશ કરે છે તે શ્રી ઠાકોરજીથી સહન થતું નથી તે વખતે શ્રી ઠાકોરજીએ અમ્માને કહ્યું તારા બે છોકરાનો શોક હું રાખીશ, કે-બધા શણગાર, વસ્ત્ર તો ધારણ કરીશ પણ મસ્તક ઉપર ટોપી કે મુકુટ વગેરે કંઇ પણ ધારણ નહિ કરૂં. જે અદ્યાપિપર્યંત પણ આ શ્રીબાલકૃષ્ણલાલજી મસ્તક ઉપર કંઇ ધરતા નથી હાલ તે શ્રી નાથદ્વારામાં શ્રી નવનીતપ્રિયાજીની ગોદમાં બિરાજે છે. ગોસ્વામિ તિલકાયત શ્રી ગોવર્ધનલાલજી મહારાજ તેમની સેવા કરે છે.

રોગવાવાળા છો તો રૂચે તો અહીંઆં આરોગો અગરતો ઘેર આરોગો. ત્યારે શ્રી ગુસાંઇજીએ ઘેર મોકલવાની આજ્ઞા કરી. તેથી અમ્માએ દુધ ત્યાં મોકલ્યું. અમ્મા સાથે શ્રી ઠાકોરજી એવા સાનુભાવ હતા કે પ્રત્યક્ષ વાતો કરતા અને જે જોઇએ તે માગી લેતા. આ અમ્મા ક્ષત્રાણી શ્રી મહાપ્રભુજીનાં સેવક એવાં પરમ કૃપાપાત્ર ભગવદીય હતાં. ॥ વૈષ્ણવ ૧૨॥

(સાર) પ્રભુને વહાલામાં વહાલો સ્નેહ છે, અને કલેશ અપ્રિય છે. અમ્માએ કલેશ કર્યો તે શ્રી ઠાકોરજીને ન ગમ્યો. અમ્માની અંગીકાર કરાવેલી વસ્તુ (સામગ્રી) શ્રી ઠાકોરજી સાક્ષાત્ અંગીકાર કરતા હતા કે જે મહાપ્રસાદ શ્રી ગુસાંઇજીને પણ લેવાનું મન થયું.

## વાર્ત્તા ૧૩ મી. વૈષ્ણવ ૧૩ મા.

# ગજ્જન ધાવન ક્ષત્રી આગ્રાના રહેવાસીની વાર્ત્તા.

આ ગજ્જન ધાવન ક્ષત્રી *શ્રી નવનિતપ્રિયાજીની સેવા કરતા હતા શ્રી નવનિત પ્રિયાજી તેમને સાનુભાવ જણાવતા અને ગજ્જનની સાથે ખેલ્યા કરતા. કોઈ વખતે ગાય કરે, કોઇ વખતે ઘોડો કરે, કોઇ વખતે વાછરૂ તો કોઇ વખતે હાથી એ પ્રમાણે કરતા. જ્યારે ગાય કરતા ત્યારે ગાયનું મોં પીતાંબરથી લો'તા. અને જ્યારે વાછડુ કરતા ત્યારે પકડી રાખતા, અને ચાલવા પણ ન દેતા. ઘોડો કરે ત્યારે પીઠ ઉપર સ્વારી કરતા, હાથી કરતા ત્યારે તેના ગળા ઉપર બેસતા, એ પ્રમાણે ખેલ કરતાં કરતાં ગજ્જનની ઘુંટણીઓ પણ ઘસી ગઇ. એવી કૃપા શ્રી નવનિતપ્રિયાજી તેના ઉપર કરતા અને જે અંગીકાર કરવાની ઇચ્છા થતી તે માગીલેતા. એક દિવસ આગ્રામાં શ્રી નવનિતપ્રિયાજીએ કહ્યું કે મને શ્રી મહાપ્રભુ-

* શ્રી મહાપ્રભુજીનાં એક સેવક મહાવનની ક્ષત્રાણી શ્રી યમુનાજી સ્નાન કરવા ગયાં હતાં ત્યાંથી (શ્રી યમુનાજીમાંથી) તેમને ચાર સ્વરૂપ પ્રાપ્ત થયાં તે લેઇ શ્રી મહાપ્રભુજી પાસે આવી કહેવા લાગ્યાં કે રાજ, મને આ ચાર સ્વરૂપ શ્રી યમુનાજીમાંથી પ્રાપ્ત થયાં છે ને તે આજ્ઞા કરે છે કે આપની પાસે લેઇ જા. તેથી આવી છું. પોતે તે વખતે પધરાવ્યાં. પાસે બેઠેલા વૈષ્ણવોની વિનંતીથી (૧) શ્રી ત્રિભંગીરાયજી-દેવાકપુર ક્ષત્રીને માથે પધરાવ્યા, (૨) શ્રી ગોકુલ ચંદ્રમાજી-નારાયણદાસ બ્રહ્મચારીને માથે પધરાવ્યા, (૩) શ્રી લાડિલેશજી-જીયદાસ ક્ષત્રીને માથે, (૪) શ્રી નવનીતપ્રિયાજી-આ ગજ્જન ધાવનને માથે પધરાવ્યા. તે હાલ શ્રી નાથદ્વારામાં ગોસ્વામી તિલકાયત શ્રી ગોવર્ધનલાલજી મહારાજને માથે બિરાજે છે.

જીને ત્યાં પધરાવી ચાલો. તે વખતે શ્રી મહાપ્રભુજી શ્રી ગોકુલમાં બીરાજતા હતા તેથી તે શ્રી નવનિત પ્રિયાજીને પધરાવી શ્રી ગોકુલ આવ્યા. શ્રી મહાપ્રભુજીને દંડવત્ પ્રણામ કરી કહ્યું "મહારાજ, શ્રી નવનિતપ્રિયાજી પધાર્યા છે. શ્રી મહાપ્રભુજીએ કહ્યું બહુ સારૂં. પછી તેમનાથી જેટલો સત્કાર બન્યો તેટલા સત્કારથી શ્રી નવનિત પ્રિયાજીને પોતાને ત્યાં પધરાવ્યા પછી ભોગ સમર્પ્યો. પોતાના શરીરે અત્તર ફુલેલ લગાવી શ્રી નવનિત પ્રિયાજીને પોતાની શૈયામાં લઇને પોઢયા. પછી બીજે દિવસે નવી શૈયા તૈયાર કરાવી તેના ઉપર શ્રી નવનિત પ્રિયાજીને પોઢાવ્યા પણ તે શૈયા નાની થઈ તેથી શ્રી નવનિત પ્રિયાજીએ કહ્યું "એ શૈયા નાની છે તેના ઉપર હું નહિ પોઢું" તમારી પાસે પોઢીશ. શ્રી મહાપ્રભુજીએ કહ્યું એમ કેવી રીતે બને ત્યારે શ્રી નવનિત પ્રિયાજીએ કહ્યું કે એમાં કંઈ હરકત નહિ. એટલે પોતાના શ્રી અંગને અત્તર ફુલેલ લગાવી શ્રી નવનિત પ્રિયાજીને સાથે લઈ પોઢયા. પછી બીજે દિવસે મોટી શૈયા કરાવી તેના ઉપર શ્રી નવનિત પ્રિયાજી પોઢયા (પોઢવા લાગ્યા). શ્રી ગોકુળમાં થોડા દીવસ રહીને શ્રી મહાપ્રભુજી અડેલ પધાર્યા ત્યારે શ્રી નવનિત પ્રિયાજીને પધરાવીને ગજ્જન ધાવન પણ સાથે ગયા. ગજ્જન ધાવન વિના શ્રી ઠાકોરજી એક ક્ષણ પણ રહી શકતા નહિ. એક દિવસ શ્રી અક્કાજીએ ગજ્જન ધાવનને શ્રી ઠાકોરજી માટે પાન લઇ આવવાનું કહ્યું. ગજ્જન ધાવનથી એમ તો ન કહેવાયું કે શ્રી ઠાકોરજી મારાથી હળ્યા છે તો હું શી રીતે જઊં. તેથી તેતો બોલ્યા વગર પાન લેવા ચાલ્યા, થોડેક દુર ગયા એટલામાં જ્વર ચઢી આવ્યો એટલે ત્યાંજ પડી રહ્યા. અહીંયાં શ્રી નવનિત પ્રિયાજીને શ્રી અક્કાજીએ રાજભોગ સમર્પ્યો ત્યારે શ્રી નવનિત પ્રિયાજીએ શ્રી અક્કાજીને કહ્યું "મારા ગજ્જનને બોલાવો એટલે હું ભોજન કરીશ. તેથી તરતજ બે માણસો બોલાવવા મોકલ્યા, થોડે દુર આવીને જુએ છે, તો જ્વરથી ગજ્જન રસ્તામાં પડયા છે, ત્યાંથી બોલાવી લાવ્યા. સ્નાન કરી તરત મંદિરમાં ગયા અને કહ્યું બાબા ભોજન કેમ કરતા નથી! હવે ભોજન કરો ત્યારે શ્રી નવનિત પ્રિયાજીએ ભોજન કર્યું. તે ગજ્જન ધાવનને અને શ્રી ઠાકોરજીને એવો સ્નેહ હતો કે એક ક્ષણવાર પણ જુદા પડતા નહિ. જુદા પડયા તો જ્વર ચઢી આ-

વ્યો અને ભીતર ગયા એટલે જ્વર ઉતરી ગયો. આ ગજ્જન ધાવન ક્ષત્રી શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥વૈ. ૧૩॥

(સાર) વૈષ્ણવો ! ગજ્જનધાવનની સ્થિતિ અને આ કળિકાળમાં ફસાયલા વૈષ્ણવોની સ્થિતિનું તારતમ્ય જરા લક્ષમાં રાખો, સેવા અર્થે એક ક્ષણવાર ગજ્જન ધાવનને શ્રી ઠાકોરજીથી જુદું પડવું પડયું, શ્રીનું મુખારવિંદ ન જોઇ શકયા તેથી એટલો વિરહાગ્નિ વ્યાપ્યો કે એકાએક જ્વર ચઢી આવ્યો અને રસ્તામાંજ બેભાન થઇને પડયા. ભક્તવત્સલ કહેવાતા પ્રભુની પણ કેવી સ્થિતિ થઇ, ગજ્જન વિના આરોગું નહિ, એવો અત્યંત સ્નેહ અને વિરહાત્મક સ્થિતિ બતાવી. ત્યારે વૈષ્ણવો ! પ્રભુની સેવા અર્થે તો શું, પણ લૌકિક અને માયાના કાર્યોમાં આખો દિવસ અને રાત્રીઓ વ્યતીત કરતાં કોઇ સમયે પ્રભુના મુખારવિંદ નિરખવા માટે આતુરતા કરી છે ? આ માગનું રહસ્ય, શુદ્ધ તત્ત્વ, વિરહનું જ્ઞાન થવું અને તે પ્રમાણે શ્રી મહાપ્રભુજીની કૃપાથી અનુભવવું એજ છે. શ્રી ઠાકોરજીના સ્વરુપની ઝાંખી અને ટહેલનો કંઇક નિત્ય નિયમ રાખવો, અને લૌકીક કાર્યોથી કદાચ વિઘ્ન આવી પડે તો અત્યંત આતુરતા કરવી એજ માર્ગનું, પ્રેમનું અને શ્રી મહાપ્રભુજીની કૃપાનું પ્રથમ પગથાઉં છે.

શ્રી ઠાકોરજી શ્રી મહાપ્રભુજીની સાથે પોઢવાના હોવાથી પોતે તેલ ફુલેલ અત્તર પોતાના શ્રી અંગે લગાવ્યું, એ ઉપરથી એ જણાવ્યું કે પ્રભુનું સુખ વિચારી બધા મોહક પદાર્થોનો અંગીકાર કરી શકાય છે.

આ ગજ્જન ધાવનના સંબંધમાં "ભાવસિન્ધુ" નામના ગ્રન્થમાં એવી વાર્તા છે કે, તેઓ આગ્રામાં રહેતા, કાપડની દુકાન કરતા, પહેલાં તે મર્યાદા માર્ગમાં પ્રવિણ હતા, તે એકાદશી વ્રત નિર્જળ કરતા, રાત્રે જાગરણ કરતા, વ્રતના દિવસે દુકાન ખોલતા નહિ, તે દિવસે તો આખો દિવસ શ્રીમદ્ ભાગવતજ શ્રવણ કરતા, આખી રાત સંત, વેરાગીને બોલાવી હરિકીર્તન કરતા. એમ કરતાં થોડા દિવસમાં તેમની સ્ત્રી મરી ગઈ તેથી મનમાં વૈરાગ આવ્યો કે હવે ગ્રહસ્થાશ્રમ નહિ કરૂં. તે દીવસે એકાદશીની પાછલી રાત્રિ હતી તેથી તે કંઈ સુતા, કંઇ જાગતા, તે વખતે ભગવદ્ આજ્ઞા થઇ કે તમે શ્રી ગોકુળમાં જઇ શ્રી મહાપ્રભુજીના શરણે થાઓ, તેથી તમારો જન્મ સફળ થશે. એટલામાં તેમની આંખ ખુલીગઇ, તેમણે ગોકુળ જવાની તૈયારી કરી, લોકોને કહ્યું કે હું તો મથુરાં જઉં છું. ત્યાં જઇ શ્રી યમુનાજીમાં સ્નાન કરીશું. પણ રાત્રીની ભગવદ્ આજ્ઞાની વાત કોઇને કહી નહિ. એક માણસ લેઇ શ્રી ગોકુળ ચાલ્યા. મથુરાં આવી પુછ્યું કે શ્રી ગોકુળ કયાં છે ? લોકોએ કહ્યું સામે પાર દેખાય છે તેજ. તેથી કોયલા ઘાટેથી નાવમાં બેશી શ્રીગોકુળ આવ્યા. પુછ્યું કે શ્રી મહાપ્રભુજી કયાં છે? વ્રજવાસી કહે કે ગોવીંદઘાટ ઉપર બિરાજે છે. ત્યાં જઈ દર્શન કરી, દંડવત્ કરી, એક મોહોર ભેટ ધરી. આપે હસીને આજ્ઞા કરી કે "ગજ્જન આવ્યો !" રાજ ! આગ્રાથી હમણાંજ

ચાલ્યો આવું છું. દર્શન કરી રોમરોમ આનંદ થયો. શ્રી મહાપ્રભુજીએ તેમને સાક્ષાત્ શ્રી નવનીત પ્રિયાજીના સ્વરૂપે દર્શન આપ્યાં, કારણ કે તેમનો તે સ્વરૂપમાં નિરોધ સિદ્ધ કરાવી ફલદાન દેવાનું હતું. પોતે આજ્ઞા કરી કે કાલનું વ્રત છે કે નહિ? તેમણે કહ્યું કે નિર્જળ વ્રત છે. તેથી આજ્ઞા કરી કે શ્રી યમુનાજીમાં નાહી, કોરૂં વસ્ત્ર પહેરી આવો, એ પ્રમાણે નાહીને આવ્યા પછી નામ મંત્ર આપી શ્રી નવનીતપ્રિયાજીના સન્મુખ નિવેદનનું દાન આપ્યું, તે વખતે ગજ્જન ધાવનને એવાં દર્શન થયાં કે એક સ્વરૂપે તુલસી સમર્પે ને બીજા સ્વરૂપે સિંધાસન ઉપર બિરાજી રહ્યા એમ બે સ્વરૂપનાં દર્શન થયાં. તેમના ભાગ્યનો પાર નહી તેથી તેઓ સ્વરૂપાશક્ત થઈ ગયા મનમાં નક્કી કર્યું કે હવે કોની દુકાન ને કોનું ઘર, હું તો આપના ચરણારવિંદ છોડીને ક્ષણ માત્ર વેગળો નહિ રહું તેથી પોતે વિચાર્યું કે એને માથે શ્રી નવનીત પ્રિયાજીને પધરાવી બાળલીલા, કીશોરલીલાનું સુખ આપવાનું છે, માટે આજ્ઞા કરી કે ગજ્જન તું ઘેર જઇને શ્રી ઠાકોરજીની સેવા કર, તેણે કહ્યું રાજ! મને સંસારમાં ના નાખો, રાજના ચરણારવિંદમાંજ રાખો. પોતે આજ્ઞા કરી કે તમને અમારી પાસેજ રાખીશું. આ શ્રી ઠાકોરજીની સેવા કરો, તે સાક્ષાત્ મારૂં સ્વરૂપ છે, જે મનોરથ વિચારશો તે પુરણ કરશે. કેટલાક દિવસ પોતાની પાસે રાખી સેવાની રીત શીખવાડી, પોતે ઘેર જઈ સેવા કરવા લાગ્યા. એમ કરતાં શ્રી નવનીત પ્રિયાજી તેની સાથે હળી ગયા, ને કહેતા કે તું અષ્ઠ પહોર મારી સાથેજ રહ્યા કર. તારા શિવાય મને ગમતું નથી, દુકાન કાઢી નાખ. એક માણસ રાખી તેની પાસે બજારની વસ્તુ મંગાવવી, અને તું કંઇ બહાર જઇશજ નહિ. આ આજ્ઞા પ્રમાણે તેમણે સેવાની પ્રનાલિકા બાંધી. એક વખત એ માણસ પાસે સામાન મગાવી લે પછી બારણું બંધ કરે; ગામના લોકોને એક વખત શૃંગારનાં દર્શન કરાવી બારણાં બંધ કરી દે. ફરીથી ઉઘાડે નહિ. તે સામગ્રી કરવા જાય તોપણ શ્રી ઠાકોરજી બોલાવે, ગજ્જન આવ હું એકલો છું, ગજ્જન કહે રાજ! હું આપની પાસેજ છું. એવી સ્વરૂપાશક્તિ થઇ ગઈ હતી. વ્રજભક્તોને તો લૌકિકનો સાસુ, સસરા, સ્વામિનો પ્રતિબંધ હતો, પણ આ ગજ્જન ધાવનને તો કોઇનો પ્રતિબંધ નહોતો કેવળ રસ રીતિથી પ્રભુ સાથે નિર્ભયપણે રમણ કરવા લાગ્યા. વાર્તામાં જણાવ્યા પ્રમાણે તેની સાથે શ્રી ઠાકોરજી ખેલતા, રમતા, જે જોઈએ તે માગી લેતા. સંતદાસજી કોઇ કોઇ વખત તેમને ઘેર આવતા, તે દર્શન કરીને બહુ પ્રસન્ન થતા ને કહેતા કે ગજ્જન તું ધન્ય છે. એમ વખતોવખત કહેતા. એમ કરતાં ગજ્જનનો પૂર્ણ નિરોધ સિદ્ધ

થયો. એમ કરતાં શ્રી મહાપ્રભુજીની ઇચ્છાથી શ્રી નવનીત પ્રિયાજીએ આજ્ઞા કરી તું મને શ્રી મહાપ્રભુજીની પાસે શ્રી ગોકુળ લેઇ જા. તેણે વિનતી કરી કે રાજ! આપે મારી શું વિચારી છે? આપ બિના હું કેવી રીતે જીવી શકીશ. એમ કરતાં તે વ્યાકુળ થઇ ગયા તેથી શ્રી ઠાકોરજીએ આજ્ઞા કરી કે તું ફીકર કરીશ નહિ; જ્યાં હું ત્યાં તું, ને જ્યાં તું ત્યાં હું, એવી મધુર વચને આજ્ઞા કરી ત્યારે તેને ધીરજ આવી. સવારે રાજભોગથી પહોચીને શ્રી ઠાકોરજીને ઝાંપીમાં પધરાવી ઘર-માંની વસ્તુ ભાવ સઘળી લેઇ ગાડામાં ભરી શ્રી ગોકુળ ગયા. જતી વખતે ગા-મના વૈષ્ણવો બહુ ખેદ કરવા લાગ્યા. સંતદાસજી બધાને ધિરજ આપવા લાગ્યા. કેટલાક વૈષ્ણવો શ્રી નવનીત પ્રિયાજી તથા ગજજન ધાવનને શ્રી ગોકુળ પહોંચા-ડવા તથા શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા સાથે ચાલ્યા. શ્રી નવનીત પ્રિયાજીના જવાથી મહેલ્લામાં બધે શુન્યકાર જેવું ભાસ્યું, ને સ્વમાર્ગિય તથા અન્યમાર્ગીય બધાઓને શ્રીના જવાથી દુઃખ લાગ્યું. શ્રી ગોકુળમાં રાત્રે શ્રી મહાપ્રભુજી કથા કહેતા હતા તે વખતે પહોંચ્યા. સાષ્ટાંગ દંડવત્ કરી, વિનતી કરી. રાજ! શ્રી નવનીતપ્રિયાજી પધાર્યા છે. પોતે કહ્યું અચાનક કેમ પધાર્યા? પોતાની આજ્ઞાથી. તે વખતે શૈયા નહોતી તેથી પોતે સાથે લેઈ પોઢયા. પછી તો ત્યાંજ બિરાજ્યા. કેટલાક દિવસ પછી ગજજનની દેહ અશક્ત થઇ, એક વખત તે રાત્રે સુતા હતા, અને જળની તૃષા બહુ લાગી હતી, તેથી શ્રી નવનીતપ્રિયાજીએ પોતાની ઝારી લેઈ મંદિરમાંથી આવી તેને જળ પાયું. સવારે તો ગજજન ધાવન શ્રીના ચરણારવિંદમાં પ્રાપ્ત થયા. તે વખતે શ્રી નવનીત પ્રિયાજીને ઘણો શ્રમ થયો. તેથી શ્રી મહાપ્રભુજીએ શ્રી નવનીત પ્રિયાજીને ધીરજ આપી ને ગજજનને અલૌકીક દેહ આપી શ્રીની સેવામાં પ્રવેશ કરાવ્યો. ને હમેશાં અલૌકીક દેહથી નિત્યલીલામાં પ્રાપ્ત થયા. અહીંઆં લૌકીક દેહને વૈષ્ણવોએ મળી અગ્નિસંસ્કાર કર્યો. પછી કેટલાક દિવસ સુધી શ્રી નવનીતપ્રિયાજીનું મુખારવિંદ ઉદાસ રહ્યું. એવી ગજજન ધાવનના ઉપર પુર્ણ કૃપા હતી. એવી તો અનેક વાર્તાઓ છે. (વધુ વિગત માટે વાંચો "ભાવસિન્ધુ")



## વાર્ત્તા ૧૪ મી. વૈષ્ણવ ૧૪ મા.

# नारायणदास ब्रह्मचारी सारस्वत ब्राह्मणनी वार्त्ता.

આ નારાયણદાસ મહાવનમાં રહેતા હતા. તેમનાઠાકોરજી *શ્રી ગોકુલચંદ્રમાજી હતા. તેમની સેવા રૂડી રીતથી કરતા અને તેમની પાસે જે ગાય હતી તેને ઘાસ ધોઇને લુછી નાખી ખવડાવતા તેનું કારણ એ હતું કે શ્રી ઠાકોરજી દુધ આરોગે છે તેમાં રજ આવે નહિ. આવો શુદ્ધ સ્નેહ હતો. શ્રી મહાપ્રભુજી જ્યારે શ્રી ગોકુલ પધારતા, ત્યારે નિત્ય પ્રાતઃકાળ શ્રી ગોકુલથી મહાવન શ્રી ગોકુલચંદ્રમાજીની સેવા કરવા પધારતા. નારાયણદાસ જ્યાં હાથ પગ ધોવા જતા ત્યાં માટી ખોદે તે જગાએ માટીમાંથી દ્રવ્ય નીકળતું. તે દ્રવ્ય ઉપર માટી નાંખીને ઉઠી જતા પણ દ્રવ્યને સ્પર્શ કરતા નહિ. એવા તે ત્યાગી હતા. એક દિવસ જ્યાં તે સૂતા હતા ત્યાં ખાટલાની આસપાસ દ્રવ્યના ઢગલા થયા. સવારે ઉઠીને જુએ છે તો ખાટલાની આસપાસ ઠેકાણે ઠેકાણે દ્રવ્યના ઢગલા પડેલા છે. ત્યારે નારાયણદાસે પોતાની ભત્રીજીને બોલાવી કહ્યું, બેટા વહેલી ઉઠ ઘરમાં ઠેકાણે ઠેકાણે બગાડ થયો છે, તેને તું બુહારીથી વાળીને બહાર નાખી આવ. એમ કહી પોતાનું દેહકૃત્ય કરવા ગયા. ત્યાર પછી તેમની ભત્રીજીએ તે બધું દ્રવ્ય બુહારીથી સાફ કરી બહાર નાંખી દીધું. અને સઘળી જગાએ લીંપી નાંખ્યું. પછી નારાયણદાસ આવ્યા. સ્નાન કરી મંદિરમાં ગયા. સેવા શ્રૃંગાર કરી શ્રી ઠાકોરજીના સામું જોયું તો શ્રી ગોકુલચંદ્રમાજીએ અતિ પ્રસન્નતાથી સુંદર દર્શન આપ્યાં. સુંદર દર્શન દેખીને નારાયણદાસે કહ્યું આ ઘટા ક્યાંથી આવી અને ક્યાં વરસશે! શ્રી ગોકુલ ચંદ્રમાજીએ કહ્યું એ શ્રી મહાપ્રભુજીનું સર્વસ્વ છે માટે તે ત્યાં વરસશે.

પછી તે શ્રી ઠાકોરજીને રાજભોગ સમર્પીને બહાર આવ્યા અને તેમનું હૃદય ભરી આવ્યું. મનમાં એવો વિચાર આવ્યો કે શ્રીઠાકોરજી કેવી

* ગજજન ધાવનની વાર્તામાં જણાવ્યા પ્રમાણે આ શ્રી ગોકુલચંદ્રમાજી શ્રી યમુનાજીમાંથી પ્રકટ થયા હતા અને હાલ તે શ્રી વ્રજમંડળમાં શ્રી **કામવનમાં** પંચમ પિઠાધિશ્વર **શ્રી વલ્લભલાલજી મહારાજ**ના માથે બિરાજે છે. પ્રથમ તો તે શ્રી જયપુરમાં બિરાજતા હતા ત્યાંથી રાજાના ઉપદ્રવને લીધે બિકાનેરમાં પધાર્યા ત્યાં કેટલોક વખત બિરાજ્યા પછી હાલ શ્રી કામવનમાં બિરાજે છે.

રીતે આરોગતા હશે ? તેમની ભત્રીજીએ કહ્યું શ્રી ઠાકોરજી તો શ્રી મહાપ્રભુજીની કાનીથી આરોગે છે. તો તમે તેમના પરમ કૃપાપાત્ર સેવક છો તો તમારૂ કરેલુ શ્રી ઠાકોરજી કેમ ન અંગીકાર કરે. ત્યારે નારાયણદાસે કહ્યું બેટા, જો કોઇ વૈષ્ણવ અચાનક આવી મહાપ્રસાદ લે ત્યારે જાણીએ કે શ્રી ઠાકોરજી આરોગ્યા છે. નારાયણદાસને વૈષ્ણવઉપર એવો સ્નેહહતો.

( સાર ) દ્રવ્યને સ્પર્શ કરતા નહિ, એટલુંજ નહિ પણ ઘરમાં ઢગલા થઇ પડેલા દ્રવ્યને બીગાડ થયો છે એમ સમજી ફેંકી દેવડાવ્યું એજ બ્રાહ્મચારી ( ત્યાગી ) ના ધર્મો બતાવ્યા છે.

❋પ્રસંગ ૨ જો❋ વળી એક દિવસ નારાયણદાસ શ્રી ગોકુલ ચંદ્રમાજીના શણગાર કરી રસોઈમાં ગયા. ત્યાં શૃંગાર ભોગની ખીર સિદ્ધ કરીને ટાઢી કરવા થાળમાં ધરી એટલામાં એક વૈષ્ણવે આવી વધાઇ કહી કે શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રી ગોકુલ પધાર્યા છે. એટલું સાંભળતામાંજ ઉની ખીર ડબરામાં મૂકી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પી, નારાયણદાસ શ્રી આચાર્યજીનાં દર્શન કરવા શ્રી ગોકુળ આવ્યા, આવીને શ્રી મહાપ્રભુજીના ચર્ણારવિંદમાં માથું ધર્યું. શ્રી મહાપ્રભુજીએ શ્રી હસ્તથી ઉઠાવી પૂછયું. શ્રી ગોકુલ ચંદ્રમાજીને શો સમય છે. નારાયણદાસે કહ્યું આપનું પધારવું સાંભળી શ્રી ઠાકોરજીને રાજભોગ સમર્પી તત્કાળ દર્શન કરવા આવ્યો છું. એ સાંભળીને શ્રી મહાપ્રભુજી આપ તત્કાળ ઉઠીને મહાવન પધાર્યા. પહોંચ્યા કે તરતજ સ્નાન કરી મંદિરમાં જઈ હાથ ધોઇ આચમનની ઝારી લઇ ભોગ સરાવાને ભીતર પધાર્યા. જુએ છે તો શ્રી ઠાકોરજીનો હસ્તકમલ ખીરથી ભરેલો છે. અને હાથ ખેંચી રહ્યા છે. શ્રી આચાર્યજીએ શ્રી ગોકુલ ચંદ્રમાજીને પૂછયું શ્રી હસ્ત કેમ ખેંચી રહ્યા છો. શ્રી ઠાકોરજીએ કહ્યું મને નારાયણદાસ ઉની ખીર સમર્પી તમારાં દર્શન કરવા આવ્યો. તે ખીર મારા હાથને ઉની લાગી એટલે એકદમ હાથ ખેંચી લઇ ખંખેર્યો, તેથી બધેઠેકાણે ખીરથી છંટાઇ ગયું અને મારા હોઠ પણ દાઝેલા છે. શ્રી ગોકુલ ચંદ્રમાજીના હાથ અને હોઠ બને રાતા થએલા શ્રી મહાપ્રભુજીને દેખાડયા (તે અદ્યાપિ સુધી હાથ અને હોઠ રાતાનાં દર્શન કામવનમાં થાય છે) પછી શ્રી મહાપ્રભુજીએ ખીરને પંખાવતી ઠંડી કરી ભોગ સમર્પી બહાર આવ્યા. અને નારાયણદાસને ખીજ્યા કે શ્રી ઠાકોરજીને ઉની ખીર કેમ સમર્પી ? તેમણે વિનતી કરી

કહ્યું. મહારાજ આપનું પધારવું સાંભળી એકદમ ભોગ સમરપીને દોડયો શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી આજ પછી એવું કામ કોઈ દિવસે કરશો નહિ. પછી શ્રી મહાપ્રભુજીએ ભોગ સરાવ્યો, ત્યારે શ્રી મહાપ્રભુજીના બે હસ્ત પકડી શ્રી ઠાકોરજીએ કહ્યું આ પ્રસાદિ ખીર તમે લ્યો. શ્રી મહાપ્રભુજીએ જ્ઞાતિના વ્યવહારનું કારણ બતાવ્યું ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યું મારી આજ્ઞા છે તેથી કંઈ વિચાર કરશો નહિ. તેથીજ ખીરનો મહાપ્રસાદ હતો તે શ્રી ગોકુલ ચંદ્રમાજીના આગળ લઈ લીધો. તે દિવસથી ખીર અનસખડીમાં ગણાય છે. આ નારાયણદાસની પાસે શ્રી ઠાકોરજી આવી રીતે સેવા કરાવતા.

(સાર) પોતાને ઘેર જે સ્વરુપ બિરાજે છે તેના સ્નેહમાં ખામી આવે ત્યાં સુધી શ્રી ઠાકોરજી પ્રસન્ન થતા નથી. શ્રી મહાપ્રભુજીનાં દરશન કરવા ગયા એ પોતાનું સુખ વિચાર્યું અને પોતાના પ્રભુને ઉની ખીર સમર્પી એકદમ ગયા તેમાં પ્રભુનું સુખ વિચારવું ભુલી ગયા.

❀ પ્રસંગ ૨ જો ❀ પછી નારાયણદાસની દેહ થાકી અને બહુજ અશક્ત થઈ ત્યારે એક દિવસ શ્રી ગોકુલ ચંદ્રમાજીએ કહ્યું, નારાયણદાસ કંઈક માગો, નારાયણદાસે માગ્યું આપ શ્રી ગુસાંઈજીને ત્યાં પધારી સેવા કરાવો કારણ કે તે સિવાય બીજે ઠેકાણે સુખ નહિ પામો. શ્રી ગુસાંઈજીને ત્યાં સેવા સારી રીતે થશે. પણ શ્રી ઠાકોરજી તો તેમને ઘેરજ બીરાજ્યા. કેટલાક દિવસ પછી નારાયણદાસની દેહ છુટી. ત્યાર પછી પણ કેટલાક દિવસ સુધી શ્રી ગોકુલચંદ્રમાજીએ કૃષ્ણદાસ સ્વામીની પાસે સેવા કરાવી. પછી આપ શ્રી ગુસાંઈજીને ત્યાં શ્રી મથુરાં પધાર્યા. શ્રી ગુસાંઈજીએ પોતાના પંચમ પુત્ર શ્રી રઘુનાજીને માથે પધરાવ્યા. આ નારાયણદાસ બ્રહ્મચારી શ્રી મહાપ્રભુજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૧૪ મા ॥

(સાર) માગવાનું કહ્યું તોપણ તેમના દેહ પછી શ્રી ઠાકોરજીનું સુખ વિચાર્યું, પોતાના મોક્ષના માટે પણ માગવું એમાં કાંઇ સ્વાર્થ રહેલો હોવાથી એને મર્યાદા ભક્તિ કહી છે. પુષ્ટ પુષ્ટિ ભક્તિનાં લક્ષણ નારાયણદાસેજ બતાવ્યાં છે. વહાલાઓનું જીવતાં અને જીવતાં પછી પણ સુખ વિચારવું એનું નામજ ખરેખરો સ્નેહ કહેવાય.

આ નારાયણદાસના સંબંધમાં "ભાવસિન્ધુ" નામના ગ્રન્થમાં એવી વાર્તા છે કે—તેઓ બે ભાઇ હતા, તેમાં આ નારાયણદાસ નાના હતા, તેમના માતા પિતા તેમની બાલ્યાવસ્થામાંજ ગુજરી ગયાં હતાં, તેથી મોટાભાઇની

દેખરેખ નીચે તેઓ મોટી ઉમ્મરના થયા હતા, પણ તે બાલ્યાવસ્થાથીજ ત્યાગી હતા, તેથી શરીરે કંઇ પણ વસ્ત્ર પહેરતા નહી અને શ્રી યમુનાજીના કીનારે જઇ શ્રી યમુનાજીના ધ્યાનમાં મસ્ત બની બેસી રહેતા. ખાવાની વખતે મોટાભાઈ તેમનો હાથ ઝાલી ખેંચી લાવી ખવડાવતા, ખાધા પછી પણ પાછા શ્રી યમુના-જીના કીનારે જતા રહેતા, એટલે ઘરમાં રહેવું તેમને ગમતુંજ નહી, તેમજ પ્રાકૃત વસ્તુને અડકતા પણ નહિ. એક વખતે રાત્રે શ્રી યમુનાજીએ આજ્ઞા કરી કે તું રાત્રે એમજ (નગ્ન) બેસી રહે છે તેથી અમને લજ્યા આવે છે, માટે એક વસ્ત્ર પહેરવાનું અને એક ઓઢવાનું તો રાખ! એ અમારી આજ્ઞા છે. નારાયણ-દાસે તરતજ ઘેર જઈ મોટાભાઇ પાસે બે વસ્ત્ર માગ્યાં તેમણે પ્રસન્ન થઇને આપ્યાં અને કહે કે આજે તમે વસ્ત્ર પહેર્યાં તે શું! કેટલાક દિવસ પછી શ્રી મહાપ્રભુજી પધાર્યા સાંભળી તેમણે મોટાભાઇને કહ્યું કે હું શ્રી મહાપ્રભુજીના શ-રણે જઉં? તમારી ઈચ્છામાં આવે તે ભેટ આપજો, મોટાભાઇએ કહ્યું તમારી નજરમાં આવે તે લ્યો, પછી જે કંઇ આપ્યું તે લેઇને તેઓ શ્રી ગોકુલ જઇ સાષ્ટાંગ દંડવત્ કરી બેઠા. શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી "નારાયણ આવ્યો?" તેમણે કહ્યું, રાજ! આજ જન્મ ધર્યાનું ફલ પ્રાપ્ત થયું. પછી નામ નિવેદન ક-રાવ્યું, પછી તેમણે વિનતી કરી રાજ! હવે મને શી આજ્ઞા છે. પોતે કહ્યું ભગ-વદ્ સેવા કરો, તો કહે રાજ! બતાવો તેની સેવા કરૂં, પોતે આજ્ઞા કરી કે થોડા દિવસ શ્રીયમુનાજીની સેવા કરો, પછી ઘેર આવી પોતાના ભાઈ, ભત્રીજાને સેવક કરાવ્યા, તે શિવાય બીજા પણ મહાવનના ઘણા જીવો તેમનાદ્વારા શરણે આવ્યા છે. ઘણે ભાગે આખું મહાવન શરણે આવ્યું. તેમના મોટાભાઇએ કહ્યું મારે પ્રજા નથી માટે તમે બીજો વિવાહ કરો ને ઘર સંભારો, તેમણે કહ્યું કે મેં તો શ્રી ગોકુળ વિવાહ કર્યો છે. વિવાહતો એકજ વખત થાય છે, ફરી ફરી થતો નથી "અલૌકીક કલ્પવૃક્ષ છોડીને શું થોરનું સેવન કરવું?" પછી શ્રી મહાપ્રભુજી શ્રી ગોકુળ પધાર્યા, ત્યારે નારાયણદાસ શ્રી ગોકુળ આવ્યા, સાષ્ટાંગ દંડવત્ કરી ભેટ ધરી વિનંતી કરી કે આપ આજ્ઞા કરો તેમ કરૂં, તેથી પોતે શ્રી ગોકુલચંદ્રમાજીની સેવા પધરાવી આપી સેવા કરવાની આજ્ઞા કરી. આ શિવાય તેમાં (ભાવસિન્ધુ-માં) આ વાર્તામાં આપેલી હકીકત ઉપરાંત ઘણા વિસ્તારથી વાર્તા લખી છે. અત્રે સ્થળ સંકોચના લીધે આપી શકયા નથી. ઉપરાંત તેમાં લખે છે કે નારાયણદાસ જ્યારે ભગવદ્ ચરણારવિંદમાં પહોંચ્યા, એ સાંભળી શ્રી ગુસાંઇજી રોમાંચ થઈ ગયા ને શ્રી મુખથી આજ્ઞા કરી કે આ વખતમાં એવા ભગવદીયનાં દર્શન થવાં

બહુ દુર્લભ છે. આ શ્રી ગુસાંઈજીના અભિપ્રાય ઉપરથી શ્રી ગોકુલનાથજી પણ ઘણા હરખયુક્ત પ્રશંસા કરી પોતાના શ્રી મુખથી કહે છે કે નારાયણદાસ સરખા ભક્ત કે જેમણે અંત વખતે પણ શ્રી ઠાકોરજીના સુખ શિવાય બીજું કંઇ માગ્યું નથી એવા તે વિરલા ભક્ત હતા. (વધુ વિગત માટે વાંચો "ભાવસિન્ધુ").

વાર્ત્તા ૧૫ મી. વૈષ્ણવ ૧૫ મા.

## एक क्षत्राणी महावनमां रहेतां हतां तेमनी वार्ता.

એક સમયે શ્રી આચાર્યજી મહાપ્રભુજી પૃથ્વી પરિક્રમા કરતા કરતા મહાવન પધાર્યા. ત્યાં એક ક્ષત્રાણી તેમની સેવક થયાં. તેમને શ્રી યમુનાજીમાંથી ચાર સ્વરૂપ પ્રાપ્ત થયાં હતાં તે સ્વરૂપને શ્રી મહાપ્રભુજીના આગળ પધરાવ્યાં. તેમનાં નામ. ૧ શ્રી નવનિતપ્રિયાજી, ૨ શ્રીગોકુલ ચંદ્રમાજી, ૩ શ્રી લલિત ત્રિભંગીજી, ૪ શ્રી લાડિલેશજી, આ ચારે સ્વરૂપ તેમની પાસેથી લઇને ચાર વૈષ્ણવોને માથે પધરાવી આપ્યાં. (૧) શ્રી નવનીત પ્રિયાજીને ગજ્જન ધાવન ક્ષત્રીને માથે પધરાવ્યા, (૨) શ્રી ગોકુલ ચંદ્રમાજીને નારાયણદાસ બ્રહ્મચારીને માથે પધરાવ્યા, (૩) શ્રી લલિત ત્રીભંગીજીને દેવા કપુર ક્ષત્રીને માથે પધરાવ્યા, (૪) શ્રીલાડીલેશજી ને જીયદાસ ક્ષત્રીને માથે પધરાવ્યા. એ પ્રમાણે ચારે સ્વરૂપને ચારે વૈષ્ણવને માથે પધરાવી આપ્યા અને આજ્ઞા કરી કે આ મારૂં સર્વસ્વ છે. તે તમારા માથે પધરાવ્યા છે માટે બહુ સારી રીતે સેવા કરજો અને તમારાથી સેવા ન બની શકે ત્યારે અમારે ઘેર પધરાવજો. તેઓએ જેવી આપની આજ્ઞા એમ કહી ઘણાજ હર્ષથી શ્રી ઠાકોરજીને પોતાને ઘેર પધરાવી ગયા. તેમાંથી શ્રી નવનિત પ્રિયાજીની કેટલાક દિવસ સુધી ગજ્જન ધાવને સેવા કરી પછી શ્રી મહાપ્રભુજીને ત્યાં પધાર્યા. આ પ્રકાર વિસ્તારથી ગજ્જન ધાવનની વાર્ત્તામાં લખ્યો છે. શ્રી ગોકુલ ચંદ્રમાજીએ નારાયણદાસ બ્રહ્મચારી પાસે સેવા કરાવી, પછી કૃષ્ણદાસ સ્વામી પાસે કેટલાક દિવસ સેવા કરાવી, પછી શ્રી ગુસાંઇજીને ઘેર પધાર્યા, શ્રી ગુસાંઇજીએ શ્રી રઘુનાથજી (પંચમલાલજી) ને માથે પધરાવ્યા. આ પ્રકાર નારાયણદાસની વાર્ત્તામાં લખ્યો છે. શ્રી લલિત ત્રીભંગીજી અંતર્ધાન થયા. એ પ્રકાર

દેવાકપુર ક્ષત્રીની વાર્ત્તામાં આવશે અને શ્રી લાડિલેશજીનો પ્રકાર જીયદાસ ક્ષત્રીની વાર્ત્તામાં આવશે. આ સવળાં સ્વરૂપ હાલ શ્રી મહાપ્રભુજીના કુળમાં બીરાજે છે. આ ક્ષત્રાણી એવાં પરમ કૃપાપાત્ર ભગવદીય હતાં કે જેમને મહાન્ સાક્ષાત્ પુષ્ટિ પુષ્ટ પૂર્ણ પુરુષોત્તમનાં ચાર સ્વરૂપ પ્રાપ્ત થયાં હતાં. ॥ વૈષ્ણવ ૧૫ મા ॥

( સાર ) લૌકિક અને મર્યાદા ફળો સાધનથી મળી આવેછે પણ પુષ્ટિ પુરુષોત્તમનું સ્વરૂપ પ્રાણેશની કૃપાથીજ પ્રાપ્ત થાય છે.

જો શ્રી વિઠ્ઠલનાથ વિચારે, તેને પ્રગટ પદારથ ચારે;
ઉપરાંત ભજન ફળ આપે, વ્રજ મંડલ સ્થીર કરી સ્થાપે.

જેમના ઉપર પ્રાણેશની કૃપા થાય છે તેને કેવાં ફળ પ્રાપ્ત થાય છે, તે કેવા અધિકારી છે, એ પંચમ વલ્લભાખ્યાનનું મનન કરવાથી ધ્યાનમાં આવ છે.

---

વાર્ત્તા ૧૬ મી. વૈષ્ણવ ૧૬ મા.

## जीयदास क्षत्री सूरतना वासी तेमनी वार्त्ता.

આ જીયદાસને માથે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કૃપા કરીને શ્રી લાડિલેશજીની સેવા પધરાવી આપી હતી. તેમની પાસે શ્રી લાડિલેશજીએ માત્ર ચાર પહોર સેવા કરાવરાવી. પછી તેમની દેહ છુટી ગઈ. જીયદાસને પુરૂષોત્તમદાસ અને છબીલદાસ બે બેટા હતા તેમણે સેવા કરી. આ બે ભાઇને સંતતિ ન હોવાથી તેમના મામા કૃષ્ણદાસ ચોપડા કરીને હતા તેમને માથે શ્રી લાડિલેશજી પધાર્યા તેમણે બહુ સારી રીતે સેવા કરી. એક સમે તે ગામમાં મોટો રાગ ચાલ્યો તેમાં કૃષ્ણદાસનાં સવળાં કુટુંબી માણસો મરી ગયાં અને પોતે એકલા રહ્યા, તેથી તેમના મિત્ર હરજીતથા મથુરાંમલ્લ હતા તેમને ઘેર જઇને રહ્યા. ત્યાં કૃષ્ણદાસે અને હરજીભાઇએ મળીને સેવા કરી. કૃષ્ણદાસની દેહ છુટયા પછી હરજીભાઇએ દોઢ વર્ષ સુધી સેવા કરી. ત્યાર પછી *શ્રી લાડિલેશજી શ્રી ગુસાંઇજીના કુલમાં

* શ્રી લાડિલેશજી પાછળ વાર્તામાં જણાવ્યા પ્રમાણે મહાવનની ક્ષત્રાણીને પ્રાપ્ત થયા હતા. આ વાર્તામાં જણાવ્યા પ્રમાણે સેવા કરાવ્યા પછી બુરાનપુરમાં કાંકરોલીવાળા મહારાજના મંદિરમાં બિરાજતા હતા ત્યાંથી **શ્રી ગોકુલનાથજી મહારાજે** ( હાલના શ્રીગોવર્ધનલાલજીના પિતા શ્રી નૃસિંહલાલજી, તેમના પિતા શ્રી મગનલાલજી ને તેમના પિતા શ્રી ગોકુલનાથજી ) તે મંદિરમાંથી શીતકાળના વખતમાં એક ખંભાલીયાના ભાટીયા વૈષ્ણવને

પધાર્યા છે. આ જીયદાસ ક્ષત્રી શ્રી મહાપ્રભુજીના એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૧૬ મા ॥

(સાર) જીયદાસને પોતાની નિજલીલામાં લેવાના હતા તો અંતિમનો વખત ચાર પહોર પણ સેવા કરાવી, ભુલી ગએલા સંબંધને તાજો કરી આપ્યો, ને તે દ્વારા પોતે નિજલીલામાં અંગીકાર કર્યો.

## વાર્ત્તા ૧૭ મી. વૈષ્ણવ ૧૭ મા.

# देवा कपूर क्षत्री कडा गाममां रहेता तेमनी वार्त्ता.

આ દેવા કપૂર ક્ષત્રીને માથે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ કૃપા કરીને *શ્રી લલિત ત્રીભંગીજીની સેવા પધરાવી આપી હતી. જ્યાં સુધી તેમની દેહ રહી ત્યાં સુધી બહુ સારી રીતે સેવા કરી. જ્યારે તેમની દેહ છુટી ત્યારે તેમની સ્ત્રીએ સેવા કરી. કેટલાક દીવસ પછી સ્ત્રીની દેહ છુટી. તેમને ચાર દીકરા હતા. સંસ્કારાદિ ક્રિયા કરીને આવ્યા પછી મંદિર ઉઘાડીને જુએ છે તો શ્રી ઠાકોરજી નહિ ને બધી સામગ્રી જ્યાંની ત્યાં પડેલી છે. શ્રી ઠાકોરજી અંતર્ધાન થયા તેની ખબર ન પડી. દેવા કપૂરને ચાર દીકરા હતા પણ તેમની પાસે સેવા ન કરાવરાવી. શ્રી ઠાકોરજી તો કેવળ સ્નેહને વશ છે. સ્નેહને લીધે શ્રી આચાર્યજીની કૃપાથી દેવા કપૂરની સ્ત્રી સુધી શ્રી ઠાકોરજીનો સંબંધ રહ્યો. પછી ભગવદ્ ઇચ્છા એવી જ થઇ. આ દેવા કપૂર શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૧૭ મા ॥

પધરાવી આપ્યા. (તસ્કરવિદ્યાથી) પછી મહારાજશ્રી ત્યાંથી આવી તરતજ ખંભાલીયાથી પધરાવી લાવી વેરાવળમાં પધરાવ્યા જે હાલ પણ ત્યાંજ સ્થાત બિરાજે છે. આ વેરાવળનું મંદિર શહેર વચ્ચે હોઇ ઘણું ભવ્ય બંધાવ્યું છે. નેક ભોગ ઘણો સારો છે. પ્રભુ બડી પ્રસન્નતાથી બિરાજે છે. ભાવિક વૈષ્ણવે દર્શન કરવા જવા જેવું છે.

* પાછળ ગજ્જન ધાવનની વાર્તામાં જણાવ્યા પ્રમાણે આ શ્રી લલિત ત્રિભંગીજીનું પ્રાકટય થયું હતું. કેટલાક દિવસ સુધી ઉપર પ્રમાણે સેવા કરાવ્યા પછી પોતે અંતર્ધાન થયા હતા. એવું કહેવાય છે કે મહાવનમાં અલીખાન પઠાણ (શ્રી ગુસાંઇજીના ૨૫૨ વૈષ્ણવમાંના)ની દીકરીને રહેવા માટે જ્યારે મહેલ બંધાવવાનો પાયો ખોદ્યો ત્યારે તેમાંથી આ શ્રી ઠાકોરજી પ્રકટ થયા તેથી તેમણે (અલીખાનની દીકરી ખાનજાદીએ) કેટલોક વખત સેવા કરી પછી તે કોટામાં પધાર્યા ત્યાંથી મુંબઈમાં શ્રી ગોવર્ધનલાલજી મહારાજના માથે બિરાજે છે તેમનો પાટોત્સવ ફાગણ સુદિ ૬ નો આવે છે.

(સાર) જ્યાં સુધી પ્રભુની કૃપા હોય ત્યાં સુધીજ શ્રી ઠાકોરજીની સેવા કરવાની મળે છે. અને શ્રી ઠાકોરજીની સેવા મળી એટલે સર્વસ્વ-આ લોક, પરલોક વગેરે બધું સુખ મળી ગયું, એવા આગળ ત્રિલોકનું સુખ પણ હલકું ગણવામાં આવે છે.

## વાર્ત્તા ૧૮ મી. વૈષ્ણવ ૧૮ મા.

# दीनकरदास शेठनी वार्त्ता.

આ દિનકરદાસ શેઠને કથા શ્રવણ (સાંભળવાની) કરવાની બહુજ રૂચી હતી. જ્યાં શ્રી મહાપ્રભુજી કથા કહેતા ત્યાં દીનકરદાસ શેઠ નિત્ય સાંભળતા. એક દીવસ દીનકરદાસ શેઠ રસોઇ કરતા હતા. ચુન છીણીને ઉપરાં (છાણાં-અંગાખરી સેકવા માટે) બાળીને દેવતા તૈયાર કરી લીટી કરી રાખી હતી, એટલામાં શ્રી મહાપ્રભુજીનો સેવક જલઘરીઓ શ્રી ઠાકારજી માટે જલ ભરવા આવ્યો. દીનકરદાસે પૂછ્યું શ્રી મહાપ્રભુજી શું કરે છે? તેણે કહ્યું પોથી ખોલી છે, હવે કથા કહેશે. તેથી દીનકરદાસે અંગાખરી શેકી નહિ, અને કાચી ઉતારી શ્રી ઠાકોરજીને ભોગ ધરી પોતે ખાઇ લીધી પછી જલદીથી હાથ ધોઈ સોપારી લઈ, વસ્ત્ર પહેરીને તુરતજ કથા સાંભળવા ગયા. શ્રી મહાપ્રભુજી કથા કહી રહ્યા પછી જલઘરીઆએ કહ્યું મહારાજ, દીનકરદાસ શેઠ કાચી અંગાખરી ખાઇને આવ્યા છે. શેકી પણ નથી. શ્રી મહાપ્રભુજીએ પૂછ્યું દીનકરદાસ કાચી અંગાખરી ખાઇનેકે મ આવ્યા? અને ઠપકો દીધો કે જેને તમે તમારા પ્રભુ માનો છો તેને કાચી સામગ્રી ધરાવી કથાને માટે ઉતાવળથી આવવાનું શું પ્રયોજન છે? કથામાં શ્રી હરિનાજ ગુણનું ગાન છે, એ ગાન સાંભળવાને શ્રી હરિનીજ ઉપેક્ષા કરવી એ યોગ્ય નથી. શેઠે વિનતી કરી. અંગાખરીતો નિત્ય લઇશ પણ વચનામૃતનું પાન કયારે કરીશ! શ્રી મહાપ્રજીએ કહ્યું આજથી અમારી કથાના શ્રોતા તમે છો. તેથી જ્યારે તમે રસોઇ કરી ભોગ સમર્પી મહાપ્રસાદ લઈ પહોંચીને આવશો ત્યારે પોથી ખોલીશું, તમારા આવ્યા વિના કથા કહીશું નહિ. તેથી તમે નિશ્ચિંતતાથી પહોચીને આવજો. તે દીવસથી દીનકરદાસ શેઠ જલદીથી રસોઇ કરી ભોગ સમરપી પ્રસાદ લઈ કથાના વખતે આવતા. દીનકરદાસ શેઠને કથા (શ્રી મહાપ્રભુજીના વચનામૃત) પ્રત્યે આવી આશક્તિ હતી. આ દીનકરદાસ શેઠ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૧૮ મા ॥

(સાર) આ વાર્તામાંથી ઘણો સાર લેવાનો છે. શ્રી મહાપ્રભુજીનાં વચનામૃતનું પાન કરવા, પણ શ્રી ઠાકોરજીને જેવો તેવો કાચો ભોગ સમર્પવાની દીનકરદાસની વૃત્તિ થઇ તેમાંથી શ્રી મહાપ્રભુજીએ કેવો બોધ આપીને બચાવ્યા તે જુઓ. વાર્તાનું શ્રવણ કરી ઘેર બીરાજતા શ્રી ઠાકોરજીમાં પ્રેમ ઉત્પન્ન કરવો એજ મુખ્ય કર્ત્તવ્ય છે, વચનામૃત ઘણાં પ્રિય લાગતાં હતાં પણ વેળાસર પ્રેમપૂર્વક શ્રી ઠાકોરજીની સેવા કર્યા પછીજ વચનામૃતનું પાન કરવાનું સુચવ્યું.

## વાર્તા ૧૯ મી. વૈષ્ણવ ૧૯ મા.

# मुकन्ददास कायस्थनी वार्त्ता.

આ મુકુન્દદાસ કવિ હતા, અને કવિત કરતા હતા તેમણે શ્રીઠાકોરજી શ્રી મહાપ્રભુજી, શ્રી ગુસાંઇજીનાં બહુજ કવિત કર્યાં છે. તેનો એક "મુકુન્દસાગર" નામનો ગ્રન્થ કર્યો છે. એક સમયે મુકુન્દદાસ ઉજ્જેનમાં કારકુન થઇને ગયા, ત્યાંના સઘળા પંડિતોએ આવીને કહ્યું કે તમે અમારી પાસે આવીને શ્રી ભાગવત્ સાંભળો. મુકુન્દદાસે કહ્યું તમે અમારૂં ભાગવત્ જાણો છો? તેમણે પૂછ્યું તમારૂ ભાગવત્ કંઇ જુદું છે? ત્યારે મુકુન્દદાસે એક શ્લોક કહ્યો. તેનું વ્યાખ્યાન ૬ મહિના સુધી તે પંડિતો ને સંભળાવ્યું, પણ તેમણે કોઇની પાસેથી કંઈ સાંભળ્યું નથી. કદાચિત્ કોઈ પંડિત વ્યાખ્યાન કરતા તો તેનામાં અનેક ભુલ કહાડતા કારણ કે તેમને શ્રી સુબોધિનીજી કંઠાગ્રે હતાં. અને શ્રી મહાપ્રભુજીના ઉપર પૂર્ણ વિશ્વાસ હતો તેથી શ્રી સુબોધીનીજી ફલરૂપ થયાં હતાં. કેટલાક દીવસ પછી મુકુન્દદાસની દેહ ઉજ્જેનમાં છુટી ત્યારે કોઇ વૈષ્ણવે શ્રી મહાપ્રભુજીને કહ્યું, "મુકુન્દદાસ અવન્તિકાને પામ્યા" ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું એમ નહિ "અવન્તિકા મુકુન્દદાસને પામી એમ કહો. આ પ્રમાણે પોતે તેમની શ્રી મુખથી સરાહના કરતા. આ મુકુન્દદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૧૯ મા ॥

(સાર) મુકુન્દદાસ જેવા ભગવદીયનો અવન્તિકામાં દેહ છુટવાથી અવન્તિકાનાં પાપ દૂર થયાં અને પુણ્યવાળું ક્ષેત્ર બન્યું. જેમ રૂક્ષમાણીજીથી ગંગા પાવન થયાં તેમ અવન્તિકા મુકુન્દદાસથી પાવન થઇ. એમ શ્રી મુખે સરાહના કરી, એક શ્લોકનું વ્યાખ્યાન ૬ મહિના સુધી કર્યું. એજ મુકુન્દદાસની અદ્વિતીય વિદ્વતા બતાવી આપે છે. ઉજ્જેન જેવા પુણ્ય તિર્થના પંડિતો પણ તેમના આગળ હારી જતા.

## વાર્ત્તા ૨૦ મી. વૈષ્ણવ ૨૦ મા.

# * પ્રભુદાસ જલોટા ક્ષત્રી સિહનંદના વાસીની વાર્ત્તા.

એક સમે શ્રી આચાર્યજી મહાપ્રભુજી મથુરામાં પધાર્યા ત્યારે પ્રભુદાસ સાથે હતા. શ્રી મહાપ્રભુજી વિશ્રાંતઘાટ ઉપર યમુના સ્નાન કરી સંધ્યા વંદન કરતા હતા, પ્રભુદાસ અને બીજા ચાર વૈષ્ણવો સાથે બેઠા હતા. ત્યાં આગળ કૃષ્ણ ચૈતન્યના સેવક રૂપ સનાતન પણ શ્રી આચાર્યજીનાં દર્શન કરવા આવ્યા તેમણે શ્રી મહાપ્રભુજીને પૂછયું, મહારાજ, આ કોણ છે, પોતે કહ્યું એ અમારા સેવક છે. ત્યારે તેણે કહ્યું એવા દુર્બલ કેમ રહે છે? શ્રી મહાપ્રભુજી બોલ્યા, મેં બહુ ખીજીને કહ્યું કે આ માર્ગમાં પડશો નહિ તોપણ એમણે માન્યું નહિ તેનું ફળ તે ભોગવે છે. આ વાતનો મર્મ રૂપ સનાતન કંઇ સમજ્યો નહિ. એટલે ચુપ થઇ શ્રી મહાપ્રભુજીને પ્રણામ કરી પોતાને ઠેકાણે ગયા. કેટલાક દિવસ પછી રૂપ સનાતનના સંગનો એક વૈષ્ણવ શ્રી જગન્નાથરાયજીનાં દર્શન કરવા ગયો, ત્યાં કૃષ્ણ ચૈતન્ય મળ્યા તેમણે તે વૈષ્ણવને શ્રી મહાપ્રભુજીના કુશળ સમાચાર પૂછયા કે તમને તે કયાં મળ્યા હતા? તે વૈષ્ણવે કહ્યું, શ્રી મહાપ્રભુજી મથુરા પધાર્યા હતા. ત્યારે મેં વિશ્રાંતઘાટ ઉપર દર્શન કર્યાં હતાં. પોતે કુશળ હતા. ત્યાં આપનો શિષ્ય રૂપ સનાતન પણ આવ્યા હતા અને તેમણે શ્રી મહાપ્રભુજીને

* આ પ્રભુદાસના ઠાકોરજી શ્રી મદન મોહનજી વૃંદાવનના એક વૃક્ષમાંથી પ્રકટ થઇ શ્રી મહાપ્રભુજીની ગોદમાં પધાર્યા. શ્રી મહાપ્રભુજીએ સેવ્ય કરી પ્રભુદાસને પધરાવી આપ્યા તે હાલ શ્રી ગોકુળમાં બિરાજે છે. તે મંદિર શ્રી કાકાજી મહારાજનું કહેવાય છે હાલ તે મંદિર **રાજનગર** (અમદાવાદ) વાળા શ્રી **મધુસુદનલાલજી** મહારાજના તાબામાં છે.

આ સંબંધમાં બીજી આખ્યાયિકા એવી છે કે—

શ્રી મહાપ્રભુજી **કુરૂક્ષેત્ર** પધાર્યા હતા ત્યાં તમાલવૃક્ષ નીચે પારાયણ કરી બેઠક સ્થાપિત કરી છે ત્યાં સરસ્વતિ નદીના તીર આગળથી પાણીના પ્રવાહને લીધે એક રેતીનો ઢગલો ખસી પડયો તેમાંથી શ્રી મદનમોહનજી પ્રકટ થયા તે પ્રભુદાસ જલોટાને સેવા કરવા પધરાવી આપ્યા, ત્યારે કૃષ્ણદાસ મેઘને પુછયું કે આ સ્વરૂપ અહીં કયાંથી આવ્યું? શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે આ **પૃથ્વિરાજ ચોહાણના શ્રી ઠાકોરજી છે.** પૃથિરાજ જ્યારે પાદશાહ સાથેની લડાઇમાં મરણ પામ્યો, ત્યારે તેણે આ શ્રી ઠાકોરજીને સરસ્વતીમાં પધરાવ્યા હતા. તે વાતને હાલ ૭૦૦ વર્ષ થયાં.

(શ્રી વલ્લભાચાર્ય જન્મચરિત્ર. પા. ૧૮. કર્તા. વિઠ્ઠલદાસ રાજારામ દલાલ.)

પૂછયું કે તમારા સેવક આટલા બધા દુબલા કેમ છે? શ્રી મહાપ્રભુજીએ કહ્યું મેં તો એમને કહ્યું હતું કે તમે આ માર્ગમાં ન પડશો છતાં તેમણે માન્યું નહિ ત્યારે તેનું ફળ આ ભોગવે છે તેમાં અમે શું કરીએ! આ વાત સાંભળીને કૃષ્ણ ચૈતન્ય મર્મ સમજ્યા અને એકદમ મુર્છાગત થયા. એક મુહુર્ત સુધી મુર્છા રહી પછી સાવધાન થયા એટલે ફરી તે સેવકને પુછયું કે તેં શી વાત કહી. તે સેવકે શ્રી મહાપ્રભુજીનું કહેલું ફરીથી કહ્યું, એટલે કૃષ્ણ ચૈતન્યને ફરીથી મુર્છા આવી. એ પ્રમાણે મુર્છા વળ્યા પછી ત્રીજીવાર કહેવડાવ્યું તો ત્રીજીવાર પણ એમજ થયું. ચોથીવાર કહેવાને કહ્યું ત્યારે તે સેવકે કહ્યું કે હવે મારાથી કહ્યું જતું નથી. ત્યારે કૃષ્ણ ચૈતન્યે કહ્યું એ વાત એવી છે. કેવળ વિરહી ભકતોજ આ માર્ગનો મર્મ સમજી શકે છે, રૂપ સનાતન આ માર્ગનો મર્મ શું સમજે.

(સાર) શ્રી મહાપ્રભુજીએ ભક્તજનોને માથે શ્રી ઠાકોરજીનું સ્વરૂપ પધરાવી બે પ્રકારના રસમાં મગ્ન રહેવાને શીખવ્યું. સેવા સમયમાં સંયોગ રસ, અને અનોસરમાં વિપ્રયોગ રસ. પ્રભુના તરફ અત્યંત લગ્નિ હોવાથી અનોસરમાં પ્રભુ વિના બીલકુલ રહી શકાતું નથી અને પ્રાણેશના વિપ્રયોગથી ભકતનાં શરીર દુર્બલ બની જાય છે. શ્રી મહાપ્રભુજીના કૃપાપાત્ર આ રસનો અનુભવ કરી શકે છે.

❀ પ્રસંગ ૨ જો ❀ એક દિવસ પ્રભુદાસે વહેલી રસોઈ કરી લેવા એકલી દાળ અને અંગાખરી કરી. તેમાં દાળ કાચી રહી અને અંગાખરી બળી ગઈ ત્યારે તેમના મનમાં આવ્યું કે આવી સામગ્રી શ્રીઠાકોરજીને શી રીતે સમર્પું. તેથી તેમાં શ્રી ઠાકોરજીનું ચરણોદક મેળવીને મહાપ્રસાદ લીધો અને શ્રી ઠાકોરજી તો વાટ જોતા રહ્યા કે પ્રભુદાસ હમણાં ભોગ સમર્પશે અને હું આરોગીશ પણ તેમણે ભોગ ન સમર્પ્યો. ત્યારે શ્રી ઠાકોરજીએ શ્રી મહાપ્રભુજીને જણાવ્યું કે આજે મને પ્રભુદાસે ભોગ સમર્પ્યો નહિ. મેં વાટ બહુજ જોઈ પણ ભોગ સમર્પ્યો નહિ. પછી જ્યારે ઉત્થાપનના વખતે પ્રભુદાસ શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા આવ્યા ત્યારે પોતે કહ્યું આજે શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યા વિના પ્રસાદ કેમ લીધો? ત્યારે પ્રભુદાસે સાચી વાત કહી દીધી કે મહારાજ, રસોઇમાં દાળ કાચી રહી અને અંગાખરી બળી ગઈ તેથી મેં સમર્પ્યો નહિ. કેવળ ચરણોદક મેળવીને મહાપ્રસાદ લીધો. શ્રી મહાપ્રભુજીએ કહ્યું શ્રી ઠાકોરજીએ બહુ વાર સુધી તારી વાટ જોઈ કે પ્રભુદાસ હમણાં ભોગ સમર્પશે અને હું આરો-

ગીશ. તેથી તેં એવી રસોઈ કેમ કરી? પ્રભુદાસે કહ્યું મહારાજ ભુલ થઇ. પછી તે સાવધાનતાથી રસોઈ કરતા.

❀ **પ્રસંગ ૩ જો** ❀ એક સમય શ્રી મહાપ્રભુજી વ્રજમાં પધાર્યા હતા, ત્યારે પ્રભુદાસ સાથે હતા. એક દીવસ શ્રીમહાપ્રભુજીએ ગોવર્ધનની પાસેના સ્થળમાં ભોગ સમર્પ્યો. અને ભોગ સરાવ્યા પછી પોતે પ્રભુદાસને આજ્ઞા કરી કે મહાપ્રસાદ લ્યો, પ્રભુદાસે કહ્યું મહારાજ મેં હજુ સ્નાન કર્યું નથી. પોતે પ્રભુદાસને એક શ્લોક કહી સંભળાવ્યો.

वृक्षे वृक्षे वेणु धारी पत्रे पत्रे चतुर्भुजः
यत्र वृंदावनं तत्र लक्ष्या लक्ष्य कथा कुतः ॥ १ ॥
रजसोऽपि जलं पुण्यं जलादपि रजो वरम्
यत्र वृंदावनं तत्र स्नानास्नान कथा कुतः ॥ २ ॥

**શબ્દાર્થ**—વૃન્દાવનનાં દરેક વૃક્ષમાં વેણુધારી, દરેક પાંદડે પાંદડે ચતુર્ભુજ પ્રભુ બિરાજે છે; માટે જ્યાં વૃંદાવન છે ત્યાં લક્ષ્ય અને અલક્ષ્ય (જોવા લાયક ને નહિ જોવા લાયક) ની વાતજ કેવી! (સાધારણ) રજ કરતાં જળ પવિત્ર છે, પણ (વૃંદાવનની) રજ, જળ કરતાં પણ પવિત્ર છે. માટે જ્યાં વૃંદાવન છે, ત્યાં સ્નાન અને નહિસ્નાનની વાતજ કયાં છે.

એ શ્લોક કહીને તેમને વ્રજનાં દરેક વૃક્ષમાં વેણુધારી હાથમાં બંસી બજાવતા (શ્રી કૃષ્ણ ભગવાન્) અને વૃક્ષના દરેક પાને પાને ચતુર્ભુજ પ્રભુ (શંખ, ચક્ર, ગદા, પદ્મ યુક્ત) એ પ્રમાણે શ્રી ઠાકોરજીના સ્વરૂપનું દર્શન કરાવ્યું. વ્રજ એજ શ્રી ઠાકોરજીનું સ્વરૂપ છે, એવું શુદ્ધાદ્વૈત સ્વરૂપનું જ્ઞાન કરાવ્યું. પછી પ્રભુદાસે દંડવત્ કરીને તે પ્રસાદ લીધો. તેમના ઉપર શ્રી મહાપ્રભુજીની એવી કૃપા હતી કે તેમને વ્રજનું સાક્ષાત્ શ્રી ઠાકોરજીનું સ્વરૂપ પ્રત્યક્ષ દેખાડ્યું.

❀ **પ્રસંગ ૪ થો** ❀ એક સમે શ્રી મહાપ્રભુજી મંદિરમાં હતા તે વખતે મનમાં આવ્યું કે આજે દહી સમરપીએ તો સારૂં. તે વખતે પ્રભુદાસ બહાર હતા અને તેમણે શ્રી મહાપ્રભુજીના મનની વાત જાણી એટલે તરતજ ગામમાં દોડ્યા. એક આહિરીણી ગામમાં મળી તેને પૂછ્યું તારી પાસે દહીં છે, તેણે કહ્યું, હા! મારી પાસે છે. પ્રભુદાસે કહ્યું લાવો, એટલે તે દહીં લઇ આવી પ્રભુદાસે કહ્યું આની કીંમત શી? આહિરિણીએ કહ્યું તમે શું આપશો. પ્રભુદાસે કહ્યું તું માગીશ તે આપીશ. તેણે કહ્યું વળી એક ટકો આપ, બીજું શું મુક્તિ આપીશ? પ્રભુદાસે કહ્યું આ એક ટકો

લે અને તે ઉપરાંત તને મુક્તિ પણ આપી. આહિરીણીએ કહ્યું મુક્તિ આપી એવું લખી આપો. ત્યારે પ્રભુદાસે એક પત્રમાં લખી આપ્યું. આ પત્રને તેના સાલ્લાના છેડે હમેશાં પ્રેમથી બાંધી રાખતી. પછી તે દહીં લઇંને પ્રભુદાસ ઘેર આવ્યા અને ભીતર મંદિરમાં આપ્યું. તે શ્રી મહાપ્રભુજીએ શ્રી ઠાકોરજીને સમર્પ્યું. તે દહીં શ્રી ઠાકોરજીએ આરોગ્યું તેનો સ્વાદ ઘણોજ સુંદર સ્વાદિષ્ટ થયો, પછી સાંજના સમયે ગુસાંઇદાસ કરીને એક વૈષ્ણવ શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં દર્શન કરવા આવ્યો ત્યારે સઘળી વાત તેણે શ્રી મહાપ્રભુજીને કહી, આજે જે આહીરીણી પાસેથી પ્રભુદાસ દહીં લાવ્યા તેને મુક્તિ આપી છે. શ્રી મહાપ્રભુએ પ્રભુદાસને કહ્યું આજનું દહીં બહુજ સુંદર હતું, તેં એનું મુલ શું આપ્યું. પ્રભુદાસે વિનંતી કરી કહ્યું મહારાજ એક ટકો અને મુક્તિ બન્ને તે આહીરીણીએ માગ્યું. એટલે મેં તો બન્ને આપ્યું શ્રી મહાપ્રભુજીએ કહ્યું તેં એને કાંઇ ના આપ્યું. પ્રભુદાસે કહ્યું મહારાજ, જે માગ્યું તે આપ્યું, ભક્તિ માગી હોત તો ભક્તિ આપત, પછી તે આહીરીણીએ પોતાની સખીને પ્રભુદાસે જે મુક્તિપત્ર લખી આપ્યો હતો તે સાલ્લાના છેડેથી છોડીને બતાવ્યો. તે સખીએ કહ્યું અરે ગાંડી! તને તો એણે ઠગી લીધી, એમ મુક્તિ આપી મળતી નથી. એતો ઘણાજ પરિશ્રમથી મોક્ષ પદવીને પમાય છે. તેણે પોતાની સખીને કહ્યું તું શું જાણે ? એતો પરમ ભક્ત છે, તેમનું વચન સત્ય છે. કેટલાક દિવસ પછી તે આહીરીણિની દેહ છુટી. યમદુત આવ્યા, એટલામાં વિષ્ણુદુત પણ આવી પહોંચ્યા અંદર અંદર ઝઘડો થયો. યમદુતોને વિષ્ણુદુતોએ કહ્યું એને તો શ્રી મહાપ્રભુજીના સેવક પ્રભુદાસે મુક્તિ આપી છે. તે કાગળ તેની સાડીના છેડાએ બાંધેલો છે. આ વાત આહિરીણિનાં સગાંવહાલાં સાંભળે પણ આંખથી દેખી શકે નહિ. પછી તેને વિષ્ણુદુત લઇ જવા લાગ્યા, ત્યારે તેણે વીનંતી કરી મહારાજ, મારી સખીને દર્શન આપો કારણ કે તેને અવિશ્વાસ છે, એટલે વિષ્ણુદુતે તેની સખીને દર્શન આપ્યાં. તે કહેવા લાગી કે મને લઇ જાઓ. વિષ્ણુદુતે કહ્યું અમારા હાથમાં શું છે ? અમે તો આજ્ઞાધારી છીએ તમે પ્રભુદાસને કહો. તે આહીરીણીની સખી પ્રભુદાસની પાસે દોડી આવી, પ્રભુદાસે શ્રીમહાપ્રભુજીની પાસે નામ અપાવરાવ્યું, એટલે તેનું પણ કાર્ય સિદ્ધ થયું. પછી જે આહિરીણીને વિષ્ણુદુત લઇ ગયા તેની મુક્તિ થઇ. તે આહિરીણીનાં સગાંવહાલાંએ

તેના દેહનો અગ્નિસંસ્કાર કરતી વખતે સાડીના છેડે ગાંઠમાં કાગળ દેખ્યો વાંચીને જોયું તો મુક્તિ લખેલી છે, તે વાંચીને સગાં સંબંધી રોતાં રહ્યાં અને કહેવા લાગ્યાં કે એની તો મુક્તિ થઈ છે. આ પ્રભુદાસ શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર સેવક હતા કે જેમણે ભરવાડણને દહીંને બદલે મુક્તિ આપી તેથી તેમની વાર્તાનો પાર નથી. ॥ વૈષ્ણવ ૨૦ મા ॥

(સાર) અનેક જન્મો સુધી ઘણાં કષ્ટ વેઠીને તપ, યમ, નિયમાદિક કરવામાં આવતાં તેનું ફળ જ્ઞાન પ્રાપ્ત થતું, અને તેજ જ્ઞાનથી જીવ બ્રહ્મમાં લીન થાય છે, અર્થાત્ મોક્ષ ગતિને પામી શકે છે. દરેક માર્ગમાં અંતિમ પ્રાપ્તવ્ય હેતુ એ મોક્ષ હોય છે. ત્યારે આ પુષ્ટિ માર્ગમાં પ્રભુની ભક્તિ અને તેનાથી વ્રજમાં પ્રભુની ભક્તિ કરવાને વાસ કરવો એજ મુખ્ય હેતુ છે, અન્ય માર્ગોમાં ગણાતું મોટામાં મોટું, જન્મ મરણનો ફેરો ટાળનારૂં, ઘણાં કષ્ટો વેઠી મળનારૂં, સુખ મોક્ષ હોય છે; ત્યારે તે મોક્ષ આ માર્ગમાં ભક્તિ કરતાં ઘણાજ ઉતરતા દરજ્જાનું છે, એમ શ્રી મુખે પ્રભુદાસને કહી બતાવ્યું; કે તમે આને કંઈ આપ્યું નહિ. જેટલે દરજ્જે ફળની ઊત્તમતા, તેટલા દરજ્જે માર્ગની ઊત્તમતા સમજવી, આવા ઉત્તમોત્તમ માર્ગમાં પ્રીતિ નહી થતાં અન્ય ઠેકાણે પ્રીતિ થાય એ આ ફળના ભોક્તાનો અધિકારી નથી, એ સ્પષ્ટ રીતે પ્રતીત થાયછે. પ્રેમલક્ષણા ભક્તિના આગળ મોક્ષ તદ્દન લુખ્ખો લાગે છે.

આ પ્રભુદાસના સંબંધમાં "શ્રી પંચામૃત ગ્રન્થ" માં લખે છે કેઃ—

અખીલ સ્વાર્થ ઉઝત કીયે, સીંચે સુખકી રાસ;
શ્રી વલ્લભકે લાડીલે, પ્રાન પ્રિયે પ્રભુદાસ. ૪૦૩
પંચામૃતકો રસ પીયો, એ સુખ વિલસન હાર,
દધિ પલટે મુક્તિ દઇ, એસે રસિક ઉદાર. ૪૦૪

---

## વાર્ત્તા ૨૧ મી. વૈષ્ણવ ૨૧ મા.

# प्रभुदास भाट सिहनंदना वासीनी वार्त्ता.



આ પ્રભુદાસ ભાટ શ્રી ઠાકોરજીની બહુજ સારી રીતે સેવા કરતા. તેમણે બહુ દિવસ સુધી સેવા કરી, પછી જ્યારે તે વૃદ્ધ થયા ત્યારે એવું જણાવ્યું કે તેમની દેહ પાંચ સાત દિવસમાં છુટી જશે. તેમના દેહનું ભાન ન રહ્યું ત્યારે તેમનાં સઘળાં કુટુંબીઓ મળીને તેમને પૃથોદક તીર્થમાં લાવ્યા, જ્યારે તીર્થ આવ્યું ત્યારે પ્રભુદાસ સાવધાન થયા. તેમણે બધાંને કહ્યું મને અહિંઆં શા માટે લાવ્યા? સગાં સંબંધીઓએ કહ્યું "આ પૃથોદક તીર્થ છે" તમારી અંત અવસ્થા દેખીને તમને અહીં લાવ્યા

છીએ, ત્યારે તેમણે કહ્યું મારે આ તીર્થનું શું કામ છે ? હું તો શ્રી મહાપ્રભુજીનો સેવક છું, મને તીર્થ શું કૃતાર્થ કરવાનું છે ? મને એક વર્ષ અહીંઆં રાખશો તોપણ મારો દેહ અહીંઆં છુટશે નહિ. તેથી મને સિંહનંદ લઈ જાઓ. મારા શ્રી ઠાકોરજીના ચરણારવિંદ દેખીશ ત્યારે મારી દેહ છુટશે. તોપણ સઘળાઓએ ૫–૭ દીવસ સુધી પૃથોદક તીર્થમાં રાખ્યા, દીવસે દીવસે પ્રભુદાસ સાવધાન થતા ગયા. ત્યારે તેમના કુટુંબીઓ પાછા સિંહનંદમાં લાવ્યા. તેમણે પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીને કહ્યું. આપને શ્રી મહાપ્રભુજીએ મારે માથે પધરાવ્યા છે. અને આ બાવરા લોક આપનો આશ્રય છોડાવી મને તીર્થના આશ્રમમાં લઇ ગયા, પણ શ્રી મહાપ્રભુજી એમ શા માટે થવા દે! કે મારી દેહ ત્યાં છુટે. પછી સ્નાન કરી શ્રી ઠાકોરજીની સેવા, શણગાર કરી ભોગ સમર્પ્યો. સમયાનુંસાર ભોગ સરાવી શ્રી ઠાકોરજીને અનોસર કર્યા, પછી તેમણે સઘળાઓને કહ્યું. તમે સઘળા જલદી મહાપ્રસાદ લઇ લો, પછી મારી દેહ છુટશે. સઘળાઓએ મહાપ્રસાદ લીધા પછી પ્રભુદાસે બધાંને "જય શ્રી કૃષ્ણ" કહી પોતાની દેહ છોડી. ત્યાર પછી સિહનંદમાં એક કીર્ત્તિ ચોધરી હતો તે પ્રભુદાસની નિંદા કરવા લાગ્યો કે પ્રભુદાસ પૃથોદક તીર્થમાંથી પાછા આવ્યા અને સિહનંદમાં મરણ પામ્યા. એ પ્રમાણે નિત્ય નિંદા કરતો હતો. એક દિવસ રાત્રીએ જ્યાં તે સૂઇ ગયો હતો, ત્યાં કોઈ ચાર જણા હાથમાં મુદગળ લઇને આવ્યા. તેમણે કીર્ત્તિ ચોધરીને મારી ચુર્ણ કર્યો, તેણે કહ્યું તમે મને શા માટે મારો છો? તેમણે કહ્યું તું પ્રભુદાસની નિત્ય નિંદા કરે છે તેથી, હવેથી જો નિંદા કરીશ તો આ પ્રમાણે દરરોજ તારા હાલ બનશે. પછી તે કીર્ત્તિ ચોધરીએ ઘણીજ નમ્રતા પૂર્વક વિનંતી કરી કહ્યું, હું આજથી તેમની નિંદા નહિં કરૂં. ત્યારે તે દુતોએ તેને છોડયો. ત્યાર પછી જ્યાં જ્યાં પ્રભુદાસની વાત નીકળે ત્યાં કહે કે એતો મહાપુરૂષ છે. સઘળા લોકો કહેવા લાગ્યા કે પહેલાં તો તમે નિંદા કરતા હતા, અને હવે સ્તુતિ શા માટે કરો છો ? તે ચોધરીએ પોતાના દેહની અવસ્થા સઘળાઓને કહી બતાવી અને કહ્યું. રાત્રીએ મારાં હાડ કોઇએ મારીને ચુરણ કર્યાં તેથી ભગવદીયની નિંદા નહિ કરવી. જો કરે તો આ લોકમાં આવા હાલ થાય, અને પરલોકમાં અઘોર નર્કમાં જાય. પ્રભુદાસ ભાટ શ્રી મહાપ્રભુજીના આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૨૧ મા ॥

(સાર) વૈષ્ણવોએ તીર્થાદિકના ઉપર આશ્રય નહી રાખતાં ભગવદ્ ચરણારવિંદ ઉપર દૃઢ આશ્રય રાખવો. ભગવદીઓએ ગાયું છે કે:—

તીર્થ કોન કરે હમારે, ઘટમેં ગંગા, ઘટમેં કાશી, ભટકત કોન ફીરે—હમારે ॥૧॥

માટે ભગવદ્ ચરણારવિંદ, ભગવદ્ નામ ઉદ્ધારનાર છે. ભગવદીયની નિંદા કરવાથી કેવાં પરિણામ આવે છે તે પણ આથી જણાવ્યું.



## વાર્ત્તા ૨૨ મી. વૈષ્ણવ ૨૨ મા.

# पुरुषोत्तमदास आग्रामां रहेता तेमनी वार्त्ता.



એક વખત શ્રી ગુસાંઇજી આગ્રે પધાર્યા હતા. ત્યારે રાજઘાટ ઉપર આ પુરૂષોત્તમદાસને ઘેર ઉતર્યા હતા. પુરૂષોત્તમદાસનાં સ્ત્રી સંતાઈ રહ્યાં હતાં. શ્રી ગુસાંઇજીએ પુરૂષોત્તમદાસને પૂછયું તારી સ્ત્રી કયાં છે, ત્યારે પુરૂષોત્તમદાસે મશ્કરીમાં કહ્યું રાજ, જનોઇ તુટી હશે. શ્રી ગુસાંઇજીએ જલદીથી તેમને ઘેર રસોઇ કરી તેમાં દાળ, ભાત તથા ચાર પાંચ શાક કર્યાં, પછી રોટલી કરવાની વખતે પુરૂષોત્તમદાસનાં સ્ત્રી આવ્યાં તેને શ્રી ગુસાંઇજીએ પૂછયું તું કયાં હતી? તેણે કહ્યું રાજ, કામ કરતી હતી. પછી તેણે આપની પાસે બેસીને રોટી વણી આપી, જ્યારે બધી રસોઇ સિદ્ધ થઈ ત્યારે *શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. સમય થયે ભોગ સરાવ્યો. એટલે તે જ થાળ, કટોરા અને સઘળાં પાત્રોમાં પોતાને ભોજન કરવાની વિનંતી કરી. શ્રી ગુસાંઇજીએ કહ્યું, આ તો શ્રી ઠાકોરજીનાં પાત્ર છે, તેમાં ભોજન કેવી રીતે કરાય, તેથી અમે તો એ પાત્રમાં ભોજન કરીશું નહિ. ત્યારે પુરૂષોત્તમદાસની સ્ત્રીએ કહ્યું, મહારાજની કૃપાથી દ્રવ્ય કંઇ ઓછું નથી, બીજાં નવાં પાત્ર મંગાવીએ. તે વખતે તેમણે જ્યારે નવાં પાત્ર મંગાવ્યાં ત્યારે શ્રી ગુસાંઇજી તેમાં ભોજન કરવા બેઠા. તે વખતે સ્ત્રી પંખો કરવા લાગી અને કહ્યું મહારાજ બીજી સામગ્રી આરોગો. પોતે કહ્યું મારાથી લેવાશે તેટલી લઇશ. પુરૂષોત્તમદાસે કહ્યું મહારાજ, શ્રી નંદરાયજીને ઘેર કેવી રીતે આરોગો છો? એમ કહીને બન્ને સ્ત્રી પુરૂષે શ્રી ગુસાંઇજીને અ-

* આ પુરૂષોત્તમદાસના ઠાકોરજી શ્રી વૃંદાવનચંદજીને શ્રી મહાપ્રભુજીએ સેવ્ય કરી પધરાવી આપ્યા હતા, હાલ તે શ્રીજીદ્વારમાં શ્રી વિઠ્ઠલેશરાયજીની ડોલ તીબારીમાં બિરાજે છે. દ્વિતીય ગૃહના તિલકાયત ગોસ્વામી શ્રીગોપેશ્વરલાલજી મહારાજ તેમની સેવા કરે છે.

હુજ સામગ્રી આરોગાવી. ભોજન કર્યા પછી તેમણે પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીની શૈયા ઉપર પોઢવાનું કહ્યું; પોતે કહ્યું અમે શ્રી ઠાકોરજીની શૈયા ઉપર પોઢીશું નહિ. ત્યારે બન્નેએ કહ્યું મહારાજ શ્રી ઠાકોરજી માટે નવી શૈયા મંગાવીએ છીએ, એમ કહી નવી શૈયા લેવા મનુષ્યોને મોકલ્યા અને શ્રી ગુસાંઇજીને પહેલાંની શૈયા ઉપર પોઢાડયા. પુરૂષોત્તમદાસ ચરણ સેવા કરવા લાગ્યા, અને તેમની સ્ત્રી પંખો કરવા લાગ્યાં. એક ઘડી પછી શ્રી ગુસાંઇજીએ કહ્યું હવે જઇને મહાપ્રસાદ લ્યો. તેમણે કહ્યું મહારાજ! પ્રસાદ તો નિત્ય લઇએ છીએ પણ આ સેવા કયારે કરીશું. તે બન્ને સ્ત્રી પુરૂષ શ્રી મહાપ્રભુજીનાં સેવક એવાં પરમ કૃપાપાત્ર ભગવદીય હતાં કે જેમણે શ્રી ગુસાંઇજીના માટે પાત્ર ને શૈયા જુદીજ રાખી હતી. જ્યારે આપ પધારતા ત્યારે તેનો ઉપયોગ કરતા. શ્રી ગુસાંઇજી તેમના ઉપર ઘણા પ્રસન્ન રહેતા તેથી એમની વાર્તાનો પાર નથી. ॥ વૈષ્ણવ ૨૨ મા ॥

( સાર ) છિત્તસ્વામી ગિરિધરન શ્રી વિઠ્ઠલ, એહી તેહી તેહી એહી કછુ ન સંદેહ. એ છિત્તસ્વામી ભગવદીયની ગાએલી વધાઇ, જેમાં શ્રી ઠાકોરજી અને શ્રી ગુસાંઇજી બન્ને એકજ સ્વરૂપ છે, તેનું પ્રત્યક્ષ દર્શન આ ભગવદીયોને બરાબર થયેલું જણાય છે. શ્રી ગુસાંઇજીને સાક્ષાત્ પ્રભુજ જાણતા હોવાથી તેમની આ પ્રમાણે સેવા કરી. શ્રી ગુસાંઇજીએ પણ પોતાનું પુરુષોત્તમપણું કેવી રીતે જણાવ્યું. પ્રભુ તરફનો પ્રેમ કેટલો? જ્યારે નવાં પાત્રો અને નવી શૈયા આવી ત્યારેજ ભક્તજનોના મનોરથ પૂર્ણ કર્યા. પોતે એક સ્વરૂપ હોવા છતાં, પોતે જે પાત્રો અને શૈયાનો ઉપયોગ કર્યો તે પ્રભુના કામમાં ન લેવી જોઇએ. એવી મર્યાદા જણાવી.

## વાર્ત્તા ૨૩ મી. વૈષ્ણવ ૨૩ મા.

# त्रिपूरदास कायस्थ शेरगढना वासीनी वार्त्ता.

આ ત્રિપુરદાસને શ્રી નાથજીના ઉપર બહુજ મમત્વ હતું. તેઓ જ્યાં બેસતા અથવા ઉભા રહેતા ત્યાં શ્રીનાથજીને પીઠ થાય એમ બેસતા કે ઉભા રહેતા નહિ. આ ત્રિપુરદાસ એક તુરકની ચાકરી કરતા હતા તેથી તેઓ બહુ પ્રગણાં (ગામ) કમાયા હતા, ત્યાંથી જે કંઇ વસ્તુ શાક સામગ્રી વગેરે આવતી તેમાંથી પહેલી શ્રીનાથજીને પહોચાડતા પછી પોતે લેતા. એક વખત તે તુરકે તેમને બંદીખાનામાં કેદ કર્યા અને કહ્યું કે મારૂં દ્રવ્ય તમે બહુજ ખાધું છે, પછી તે તુરક જયારે રાત્રીએ સૂઇ રહ્યો ત્યારે

ચાર જણા મુદગળ લઇને આવ્યા અને તેને ખાટલા ઉપર ઊંધો નાખીને ખુબ માર્યો. તુરકે કહ્યું તમે મને શા માટે મારો છો? તેમણે કહ્યું ત્રિપુરદાસને કેમ કેદ કર્યા છે? જ્યાં સુધી તેમને તું નહિ છોડું ત્યાં સૂધી આ પ્રમાણે મારીને તને કચ્ચર કરી નાંખીશું. તેથી તે તુરક પૃથ્વી ઉપર નાક ઘસીને કહેવા લાગ્યો કે મને મારશો નહિ, હું તેમને હમણાંજ છોડાવી દઊં છું. તેજ વખતે તે તુરકે રાત્રીએ આવી પોતાના માણસોને કહ્યું ત્રિપુરદાસને હમણાંજ બંદીખાનામાંથી છોડી દો. એટલે દરવાન આવી ત્રિપુરદાસને બંદીખાનામાંથી છોડવા લાગ્યા ત્યારે ત્રિપુરદાસે કહ્યું હમણાં તો રાત્રી બહુ ગઈ છે માટે સવારે છોડજો. પેલા માણસે આવી તૂરકને કહ્યું કે સાહેબ, રાત્રી બહુ ગઇ છે માટે સવારે છોડજો એમ ત્રીપુરદાસ કહે છે. તૂરકે કહ્યું હમણાં જઇને તેમને છોડી લાવો. એટલે તે મનુષ્ય જલદી જઇને છોડી લાવ્યા. ત્રિપુરદાસને તૂરકે કહ્યું તમે તમારે ઘેર જાઓ, તેમણે કહ્યું આ વખતે રાત્રી બહુ ગઇ છે તેથી સવારે જઇશ. અત્યારે કયાં જાઊં? તૂરકે કહ્યું, તું કોઇનો જીવ લઇશ કે શું! તેથી આ વખતે જ તારે ઘેર જા. તેથી ત્રીપુરદાસ પોતાને ઘેર આવ્યા.

(સાર) શ્રીનાથજી તરફ પીઠ કરતા નહિ એ નિયમથી ચાલતાં, બેસતાં, ઉઠતાં, સઘળે ઠેકાણે, અને સઘળા વખતે શ્રીનાથજીનું સ્મરણ કાયમ રહે માટે એ ઘણોજ સરસ નિયમ હતો. એનાથી તો પ્રભુ ઘણાજ પ્રસન્ન થઇ તેને મોક્ષતો શું પણ ભક્તિનું દાન સ્હેજમાં કરે. એ સિવાય બીજો પણ તેમનો એક નિયમ હતો કે જે કંઇ વસ્તુ પહેલીવારની પોતાને ત્યાં આવે, તો તેમાંથી પ્રથમ શ્રીનાથજીને અંગીકાર કરાવવી. (દરેક વૈષ્ણવે બનતા સુધી આ નિયમ ધ્યાનમાં રાખવા જેવો છે.)

❀ પ્રસંગ ૨ જો ❀ કેટલાક દિવસ પછી ત્રિપુરદાસ તે તૂરકને ત્યાં ફરીથી નોકરી રહ્યા. ત્યારે એક દિવસ રસોઇયાએ રાત્રીએ તેમને કહ્યું કે શ્રીનાથજીનો ચરણોદક મહાપ્રસાદ થઇ રહ્યો છે, બીલકુલ નથી. ત્રિપુરદાસે કહ્યું રંચક પણ રહ્યો છે કે નહિ, રસોઇયાએ કહ્યું રંચક પણ નથી. ત્રિપુરદાસે કહ્યું, અરે મુર્ખ! તેં મને પહેલાં કેમ ન કહ્યું? કહ્યું હોત તો ચરણોદક મહાપ્રસાદ વધારી લેત, હવે શું કરીએ, પેલો રસોઇઓ ચુપ થઈ બેસી રહ્યો. સવાર થયું એટલે ત્રિપુરદાસ દરબારમાં ગયા; રસોઇયાને કહ્યું તું રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમરપી મહાપ્રસાદ લેજે, મારી વાટ જોઇશ નહી, મારૂં આવવું બનશે નહિ, તેમણે મનમાં એવો નિશ્ચય

કર્યો કે જ્યાં સુધી દેહ ચાલશે ત્યાં સુધી કામકાજ કરીશું. દેહ નહિ ચાલે ત્યારે પડયા રહીશું પણ શ્રીનાથજીના ચરણોદક મહાપ્રસાદ વિના જલપાન નહિ કરૂં. આ વાતનો નિશ્ચય કરીને પોતે દરબારમાં ગયા. રસોઇઓ સ્નાન કરી રસોઇમાં જઈ રસોઇ કરવા લાગ્યો, એટલામાં એક નાનો છોકરો ત્રણ થેલી લઇને આવ્યો, તેણે તે થેલીઓ રસોઇઆને આપીને કહ્યું એક થેલીમાં શ્રીનાથજીનું ચરણામૃત છે, બીજી થેલીમાં શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું ચરણામૃત છે અને ત્રીજી થેલીમાં શ્રીનાથજીનો મહાપ્રસાદ છે. ત્રીપુરદાસે આ ત્રણે થેલીઓ મોકલી છે તે લ્યો. એ પ્રમાણે ત્રણે થેલીઓ આપી તે છોકરો ચાલતો થયો, પછી જ્યારે રસોઇ સિદ્ધ થઇ એટલે શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. ભોગ સરાવી ત્રિપુરદાસને બોલાવા માણસ મોકલ્યો પણ ત્રિપુરદાસ આવ્યા નહિ. જ્યારે બે ત્રણ વાર માણસ બોલાવા ગયો ત્યારે તે આવ્યા. આવીને રસોઇઆને કહ્યું કે તું મને શામાટે બોલાવે છે. હું તો ચરણામૃત મહાપ્રસાદ વિના જલપાન નહિ કરૂં. તે રસોઇઆએ કહ્યું તમે હમણાંજ એક છોકરા સાથે ચરણામૃત અને મહાપ્રસાદની ત્રણ થેલી મોકલી છેને ! એટલે ત્રિપુરદાસે જાણ્યું કે આતો શ્રી ઠાકોરજીનું કામ છે, મેં શ્રી ઠાકોરજીને બહુજ શ્રમ કરાવ્યો. એમ કહી પોતાને ધિક્કારવા લાગ્યા. પછી પોતે સ્નાન કરી ચરણામૃત મહાપ્રસાદ લીધો, ત્યાર પછી પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીનો ભોગ સર્યો હતો તે પ્રસાદ લીધો.

( સાર ) આ ઉપરથી સમજવું કે ભકતજને કોઇ પણ કાર્યની હઠ કરવી નહિ. કારણ કે પ્રભુને પરિશ્રમ થાય. ભકતજનને શાની જરૂર છે, તે શું જોઇએ છે, તે પ્રભુ જાણે છે. શ્રીની ઇચ્છાએ સમયાનુસાર જે હોય તે પ્રમાણે વર્તવું. સમર્પિત વસ્તુ ન લેવાય તો ચરણામૃત પધરાવીને લેવાનો નિયમ રાખવો જોઇએ.

❀ પ્રસંગ ૩ જો ❀ કેટલાક દિવસ પછી ત્રિપુરદાસની તે તુરકને ત્યાંથી ફરીથી ચાકરી છુટી. ઘેર બેઠા પણ કંઇ ઉદ્યમ રહ્યો નહિ એટલે ખર્ચનો બહુ સંકોચ થવા લાગ્યો. ત્રિપુરદાસ દર વરસે શ્રીનાથજીને રેશમી ગદલ મોકલતા હતા. આ વરસે શ્રીનાથજીને ગદલ મોકલવા જેટલું સાધન પણ હતું નહિ. ત્રિપુરદાસે મનમાં વિચાર્યું કે હવે શું કરવું. ત્યારે ઘરમાં એક પીતળનો ડબો હતો તે વેચ્યો. તેની જે કીમત આવી તેનું ગજીયું લઈ રંગાવી એક કબાય ( ગદલ ) બનાવી શ્રીનાથજીને મોકલી. આ

કભાય રંગેલી છે જાણીને ભંડારીએ ભંડારમાં મુકી દીધી. કેટલાક દિવસ પછી જ્યારે શ્રી ગુસાંઇજી શ્રી ગિરિરાજ ઉપર શ્રીનાથજીનાં દર્શન કરવા પધાર્યા, અને શૃંગાર કરવા લાગ્યા, એટલે શ્રીનાથજીએ આજ્ઞા કરી કે મને ટાઢ બહુજ લાગે છે. શ્રી ગુસાંઇજીએ બીજી અંગીઠી મંગાવી, તો પણ આજ્ઞા કરી કે હજુ બહુજ શીત લાગે છે, ત્યારે શ્રી ગુસાંઇજીએ ગદલ ઓરાઢયો. તોપણ શીત કમી ન થઈ; ત્રીજી સવડી મંગાવી તો પણ બહુજ શીત લાગે છે એમ આજ્ઞા કરી, એટલે શ્રી ગુસાંઇજીએ ભંડારીને બોલાવીને પૂછ્યું કે આ વખતે કયા કયા વૈષ્ણવોનાં ગદલ આવ્યાં છે? જેજે વૈષ્ણવોનાં ગદલ આવ્યાં હતાં તે તે વૈષ્ણવોનાં નામ લીધાં. પોતે પૂછ્યું ત્રિપુરદાસની કભાય આવી છે? ભંડારીએ કહ્યું તેમની તો આવી નથી પણ તેમણે એક રંગીન ગદલ મોકલી છે તે ભંડારમાં પડી છે. શ્રી ગુસાંઇજીએ કહ્યું તે રંગીન કભાય લઈ આવો, ત્યારે ભંડારી તે કભાય લઈ આવ્યો. શ્રી ગુસાંઇજીએ જોયું તો તે મેલી ને કચરાવાળી થઇ રહી છે. તે ગદલને પોંછી સાફ કરી તત્કાળ દરજીને બોલાવ્યો અને તેનો ફરગુલ સિદ્ધ કરાવ્યો. તે ફરગુલ જ્યારે શ્રીનાથજીને ઓરાઢયો ત્યારે તેમણે કહ્યું હવે મારી ઠંડી ઓછી થઈ છે. એ પ્રમાણે પ્રભુ પોતાના ભક્તનો પક્ષપાત કરે છે, કેવળ ભાવનેજ અંગીકાર કરે છે. તે વસ્તુનો અંગીકાર નથી. આ ત્રિપુરદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૨૩ મા ॥

( સાર ) પ્રભુ વસ્તુઓના ભૂખ્યા નથી, પણ કેવળ ભકતોના ભાવનાજ ભૂખ્યા છે. ગમે તેવી મેલી અને કચરાવાળી હલકી કીમતની ત્રિપુરદાસની ગદલ હતી, છતાં તેમની ગદલ શ્રી ઠાકોરજીએ માગીને અંગીકાર કરી, કારણ કે અતિશય ભાવપૂર્વક તે મોકલવામાં આવી હતી. ભકતજન પ્રભુને શું અંગીકાર કરાવી શકે તેમ છે. કારણ કે **किमासनंते गरुडासनाय, किंभूषणम् कौस्तुभ भूषिताय, लक्ष्मी कलत्राय किमस्तिदेयं, वागीश ते किमवचनीय मस्ति.** હે પ્રભુ! આપ કયા આસનથી પ્રસન્ન થશો? આપને ગરૂડનું ( સુવર્ણ ) આસન છેજ. કયું આભૂષણ આપું તો પ્રસન્ન થશો? કારણ કે કૌસ્તુભ મણી આપનું આભુષણ છેજ. કેટલું દ્રવ્ય આપું તો પ્રસન્ન થશો! કારણ કે લક્ષ્મીજી (દ્રવ્ય) તો આપનાં પત્નીજ છે આપના કેટલા ગુણો વર્ણન કરૂં તો પ્રસન્ન થશો! કારણ વાણીદેવીના તો આપ પતિ છો. માટે હે પ્રભુ! મારાથી આપનું કોઇ રીતે સમાધાન થઇ શકે તેમ નથી, હુંતો દીન છું, જીવ છું, દોષયુક્ત છું, એમ અનેક ભાવના કરીને જે અંગીકાર કરાવવામાં આવે છે તે પ્રભુ પ્રીતિપૂર્વક અંગીકાર કરે છે.

## વાર્ત્તા ૨૪ મી. વૈષ્ણવ ૨૪ મા.

# पूर्णमल्ल क्षत्री आग्राना वासीनी वार्त्ता.

આ પૂર્ણમલ્લની પાસે પુષ્કળ દ્રવ્ય હતું. તેમને શ્રીનાથજીની આજ્ઞા થઈ કે મારે માટે મંદિર તૈયાર કરાવો. તેથી તેમણે શ્રી મહાપ્રભુજીની પાસે આવી વિનતી કરી; મહારાજ મને શ્રીનાથજીની એવી આજ્ઞા થઇ છે કે મારે માટે મંદિર તૈયાર કરાવો, પોતે કહ્યું બહુ સારૂં. જલદી કામ શરૂ કરો. પછી પૂર્ણમલ્લે શ્રી મહાપ્રભુજીની પાસે શરણ મંત્ર લીધો. પછી મંદિર કરાવવા લાગ્યા, પોતાની પાસે જેટલું બધું દ્રવ્ય હતું તેતો પાયો ખોદવામાંજ પૂરૂ થઇ ગયું. તેથી હવે દ્રવ્યવિના કામ કેવી રીતે ચાલે એમ જાણી પૂર્ણમલ્લ પૂર્વ દેશમાં વેપાર કરવા ગયા. બીજા રાજસી લોકો રાજા વગેરેએ શ્રી મહાપ્રભુજીને પૂછયું કે મહારાજ આજ્ઞા આપો તો અમે મંદિર કરાવરાવીએ. શ્રીમહાપ્રભુજીએ શ્રીનાથજીને પૂછયું કે આ રાજવંશી લોકો મંદિર કરાવવાનું કહે છે. શ્રીનાથજીએ આજ્ઞા કરી કે પૂર્ણમલ્લ જયારે આવશે ત્યારે તે મંદિર કરાવશે. શ્રીનાથજીની ઇચ્છા બીજા કોઇ પાસે મંદિર કરાવવાની નથી તેવું શ્રી મહાપ્રભુજીએ તે રાજસી લોકોને કહ્યું. કેટલાક દિવસ પછી પૂર્ણમલ્લ પૂર્વથી બહુજ દ્રવ્ય કમાઇને લઈ આવ્યા. પછી મંદિર સિદ્ધ કરાવ્યું, તેમાં મણિકોઠા, જગમોહન, મંજુશધર, શૈયા મંદિર સઘળું સિદ્ધ થયું. ત્યારે શ્રી મહાપ્રભુજીએ સુંદર મુહુર્ત જોઇ નવા મંદિરમાં શ્રીનાથજીને પાટે બેસાડયા તે વખતે પૂર્ણમલ્લે બહુજ ખર્ચ કર્યું. પછી વિદાય થઇને પોતાને ઘેર ગયા.

❀ प्रसंग २ जो ❀ એક સમયે શ્રી ગુસાંઇજી શ્રી ગિરિરાજમાં બિરાજતા હતા. તે વખતે પૂર્ણમલ્લ શ્રીનાથજીનાં દર્શન કરવા આવ્યા. શ્રી ગુસાંઇજીએ કહ્યું પૂર્ણમલ્લ, ત્હારા મનમાં જે મનોરથ હોય તે પૂર્ણ કર. મનમાં કંઈ રાખશો નહિ, ત્યારે તેમણે વિનંતી કરી, મહારાજ મ્હારા મનમાં એક એવો મનોરથ છે કે હું મારા હાથથી અતિ ઉત્તમ સુગંધવાળો અરગજા કરીને શ્રીનાથજીને સમર્પું. પોતે કહ્યુ ભલે સુખેથી સમર્પો. ત્યારે તેમણે અતિ ઉત્તમ સુગંધવાળો અરગજા તૈયાર કરીને શ્રીનાથજીને સમર્પ્યો. જેથી અતિ આનંદ થયો, શ્રી ગુસાંઇજીએ કહ્યું હવે તારો મનોરથ પૂર્ણ થયો. પૂર્ણમલ્લે કહ્યું કૃપાનાથ આપની કૃપાથી મારો મનોરથ

**પૂર્ણ થયો. શ્રી ગુસાંઇજીએ અતિ પ્રસન્ન થઇને પોતે ઓઢેલો ઉપરણો તેને ઓરાઢયો. તેથી પૂર્ણમલ્લને ઘણોજ આનંદ થયો. પછી શ્રી ગુસાંઇજીએ શ્રી નાથજીને પંચામૃત સ્નાન કરાવી અંગવસ્ત્ર કરી શ્રૃંગાર કરી ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગ સરાવ્યા પછી પોતે શ્રીનાથજીની પ્રસાદી ગદ્દલ પૂર્ણમલ્લને ઓરાઢી, એ પ્રમાણે દરવરસે શ્રી ગુસાંઇજી પૂર્ણમલ્લને શ્રીજીની પ્રસાદી ગદ્દલ મોકલતા. આ પૂર્ણમલ્લ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની વાર્ત્તાનો પાર નથી. ॥વૈ. ૨૪॥**

(**સાર**) પૂર્ણમલ્લનું દૈવી દ્રવ્ય અંગીકાર કરવાનું હતું તો બીજા રાજસી લોકોને મંદિર તૈયાર કરાવવાની આજ્ઞા આપી નહિ. પ્રભુએ પણ તેનો મનોરથ પૂર્ણ કરાવ્યો.

આ પૂર્ણમલ્લને શ્રીનાથજીએ મંદિર બંધાવવાની આજ્ઞા કરી તે પહેલાં શ્રી નાથજીને શ્રી મહાપ્રભુજીએ શ્રી ગિરિરાજજી ઉપર એક *નહાનું મંદિર બંધાવી તેમાં પધરાવ્યા, પોતાને હાથે ભોગ ધર્યો ને રામદાસ ચોહાણને સેવા કરવાની આજ્ઞા કરી. **સંવત ૧૫૫૬ ના ચૈત્ર સુદી ૨** પછી શ્રી મહાપ્રભુજી વ્રજયાત્રા કરવા પધાર્યા. ત્યાર પછી શ્રીનાથજીની પ્રેરણાથી શ્રી મહાપ્રભુજીની આજ્ઞાથી પુર્ણમલ્લે **આગ્રાના ઉત્સાહીરામ** પાસે મંદિરનો નકશો કરાવ્યો તે મુજબ સંવત ૧૫૫૬ ના વૈશાખ સુદી ૩ થી કામ શરૂ કર્યું તે સંવત ૧૫૭૬ ના વૈશાખ સુદી ૩ વીશ વર્ષે મંદિર તૈયાર થયું ત્યારે તે +મંદિરમાં શ્રી મહાપ્રભુજીએ શ્રીનાથજીને પાટ પધરાવ્યા, અને બંગાળી બ્રાહ્મણોને તેમની સેવામાં રાખ્યા, કૃષ્ણદાસને અધિકારી નીમ્યા, કુંભનદાસજીને કીર્તન સેવા સોંપી, શ્રી મહાપ્રભુજી ત્યાંથી આગળ પધાર્યા. (શ્રી વલ્લભ ચરિત્ર. પા. ૩૪૦)

---

* હાલ શ્રી ગિરિરાજજી ઉપર આ નહાના મંદિરના ચોકની નીશાની ત્યાંના વ્રજવાસીઓ બતાવે છે. ને કહે છે કે, આ મંદિરમાં પ્રથમ શ્રી મહાપ્રભુજીએ શ્રી નાથજીને પધરાવ્યા હતા. હાલ તે ચોકની નિશાનીઓ દેખાય છે. માત્ર થોડીજ નાની જગામાં તે છે. આ મંદિર રામદાસ ચૌહાણે પોતે પોતાના હાથથી બાંધ્યું હતું. (જુઓ વાર્તા ૪૮ મી.)

+ હાલ પણ શ્રી ગિરિરાજજી ઉપર આ મંદિર પ્રગટ છે. ને તે મંદિરમાં જવા માટે શ્રી ગિરિરાજ ઉપર થોડે ઉંચે ગયા પછી સિંધપોર આવે છે, ત્યાંથી લગભગ ૫૦ પગથીયાં ચઢી એક પડી ગએલો મંદિરનો ભાગ આવે છે, તેને ત્યાંના વ્રજવાસીઓ કૃષ્ણભંડાર છે, એમ બતાવે છે. ત્યાંથી આગળ ચાલતાં મણિકોઠા, ડોલતીબારી, જગમોહન વગેરે ચોક પણ છે. તેની નીચે ચાર ટાંકા જેવું છે. તે અનાજ, તેમજ ઘી, તેલના ભંડાર છે, એમ બતાવે છે, નિજ મંદિરમાં શ્રીનાથજીને બિરાજવાનું છે, તેની સાથે શૈયા મંદિરમાં એક ગુફા છે. તે ગુફાના સંબંધમાં ત્યાંના વ્રજવાસીઓ દંતકથા કહે છે કે આગળ કોઇ એક રાજા આ ગુફાની શોધ કરવા માટે માણસો સાથે ગયો હતો, ૧૨૦૦ મણ તેલના કાકડા બળી ગયા પણ કંઇ પત્તો લાગ્યો નહિ (ખરૂં હશે કે પ્રભુની ઇચ્છાને કૃપા શિવાય કંઇ થતું નથી તેની કૃપા થાય તો સમુદ્ર પણ સહેજે તરાય, નહિ તો ખાડામાં પણ ડુબી જવાય.) હાલ તો આ ગુફામાંથોડે દૂર સુધી માણસથી જઇ શકાય છે, પછી ગમ્ય પડતી નથી. કહેવાય છે કે તેમાં નિજ લીલાના જીવોનો વાસ છે, ને ત્યાં શ્રી ઠાકોરજીની સેવા સદા સર્વદા નિત્ય છે.

## વાર્ત્તા ૨૫ મી. વૈષ્ણવ ૨૫ મા.

# यादवेन्द्रदास कुंभारनी वार्त्ता.

જ્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજી પરદેશ પધારતા ત્યારે આ યાદવેન્દ્રદાસ સઘળો સામાન લઇને સાથે ચાલતા; શૈયા, અડવાઇ, વિનાવાંસની કનાત, નાની રાવટી, તથા એક દીવસનું સીધું સામગ્રી, એટલો ભાર ઉઠાવી ચાલતા હતા. બધી રસોઇની પરચારગી કરતા, અને રાત્રીએ પહેરો દેતા, આ પ્રમાણે અહર્નિશ ટહેલ પ્રીતિપૂર્વક કરતા.

❋ પ્રસંગ ૨ જો ❋ એક સમયે શ્રી ગુસાંઇજી શ્રી ગોકુલમાં બિરાજતા હતા, તેવામાં એક દિવસ દોઢ પહોર રાત્રી ગઇ હતી તે વખતે પોતે કહ્યું કે આ વખતે એવું સુંદર મુહુર્ત છે કે જો મંદિરનો પાયો ખોદવામાં આવે તો મંદિર બહુજ મોટું, સુંદર, અને મજબુત થાય એમ કહી શ્રી ગુસાંઇજી પોઢયા, પછી યાદવેન્દ્રદાસે ઉઠી એક પહોરમાં નીમ (પાયો) ખોદીને તૈયાર કરી રાખી. પાછલી રાત્રીએ શ્રી ગુસાંઇજી ઉઠયા ત્યારે જુએ છે તો માટીનો ઢગલો પડયો છે; પોતે પૂછયું આ માટી શેની ? વૈષ્ણવોએ કહ્યું મહારાજ યાદવેન્દ્રદાસે મંદિરની *નીમ ખોદી છે. પોતે યાદવેન્દ્રદાસને પૂછયું આ નીમ તેં કઇ વખતે ખોદી છે? તેણે વિનંતી કરી, મહારાજ જે વખતે આપે રાત્રીએ કહ્યું હતું તેજ વખતે ખોદી છે. યાદવેન્દ્રદાસે નીમ એવી ખોદી કે ૧૦–૧૫ મજુર એક મહિના સુધી કામ કરે તો પણ આવું કામ થાય નહિ. તેમનામાં એવું અતુલ સામર્થ્ય હતું. આ પ્રમાણે શ્રી ઠાકોરજીની કૃપાથી અને શ્રી ગુસાંઇજીના વચન ઉપરના દૃઢ વિશ્વાસને લીધે યાદવેન્દ્રદાસે આટલું મહત્ કાર્ય કર્યું હતું.

❋ પ્રસંગ ૩ જો ❋ યાદવેન્દ્રદાસે ગિરિરાજમાં શ્રી નાથજીનો કુવો પોતાને હાથે ખોદ્યો. તેમાંથી જે માટી નીકળી તેની ઇંટો બનાવી, પકા-

* આ યાદવેન્દ્રદાસે જે નીમ ખોદી હતી તેની ઉપર એક મોટું વિશાળ મંદિર શ્રી ગુસાંઇજીએ બંધાવેલું છે. અગાઉ શ્રી ગુસાંઇજીના વખતમાં તેમજ તે પછી પણ જ્યાં સુધી સાત સ્વરૂપના ભાગની વહેંચણ થઇ નહોતી ત્યાં સુધી, આજ મંદિરમાં સઘળાં સ્વરૂપ બિરાજતાં હતાં; હાલ પણ તે મંદિર **શ્રી ગોકુળમાં** છે, ને તે શ્રી સાત સ્વરૂપના મંદિરના નામથી ઓળખાય છે, મંદિર પ્રાચીન હોઇ, વિશાળતા ઘણી છે, હજુ પણ તેમાં શ્રી ગુસાંઇજીના વખતની કેટલીક પ્રાચિન વસ્તુઓ બિરાજે છે.

વીને પોતાને હાથે તે કુવો ચણી તૈયાર કર્યો પણ તેમાં જળ ખારૂં નીકળ્યુ એટલે પશ્ચાત્તાપ કરતા શ્રી ગંગાજીમાં જઈ જલમાં પ્રવેશ કર્યો અને શ્રી ગંગાજીમાંથી જલની અંજુલી ભરી ભરીને શ્રી ગંગાજીમાં નાંખી તર્પણ કર્યું અને કહ્યું કે તે કુવાનું જળ આપ સમાન કરો. પછી શ્રી ગંગાજીએ જણાવ્યું કે તે કુવાનું જળ મીઠું થયું છે, ત્યારે તે શ્રી ગંગાજીમાંથી નીકળી ગિરિરાજ આવ્યા, તે કુવાનું નામ જલધરા પાડ્યું. શ્રી નાથજીએ તે કુવાનું જલ અંગીકાર કર્યું. યાદવેન્દ્રદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૨૫ મા ॥

(સાર) યાદવેન્દ્રદાસની દૃઢ ભક્તિથી કુવાનું જળ ગંગાજીના જળની બરાબર થયું. પોતાના હાથેજ કુવો ખોદી જળ શ્રી નાથજીને અંગીકાર કરાવ્યું એ કંઇ ઓછી પ્રેમલક્ષણા ભકિત નથી. "सोइ कुलिन दास परमानंद सो हरि सन्मुख धाइ" કુંભાર જ્ઞાતિના હોવા છતાં આવા કુલીન પ્રભુના ભકતો સર્વ પ્રકારે સ્મરણ કરવા યોગ્ય છે.

---

## વાર્ત્તા ૨૬ મી. વૈષ્ણવ ૨૬ મા.

# ગુસાંઇદાસ સારસ્વત બ્રાહ્મણની વાર્ત્તા.

એક વખતે શ્રી ઠાકોરજીનું એક સ્વરૂપ શ્રી આચાર્યજી મહાપ્રભુજીને પ્રાપ્ત થયું હતું. તે સ્વરૂપ ગુસાંઇદાસને માથે પધરાવી આપ્યું અને કહ્યું કે આ સ્વરૂપની બહુ સારી રીતે સેવા કરજે. આ ગુસાંઇદાસ શ્રી મહાપ્રભુજીની કૃપાથી શ્રી ઠાકોરજીની સેવા કરવા લાગ્યા, કેટલાક દિવસ પછી એક વૈષ્ણવ શ્રી આચાર્યજીનો સેવક તેમને ત્યાં દરરોજ દરશન કરવા આવે તે વૈષ્ણવને ગુસાંઇદાસે કહ્યું જો તમે અહીંઆં રહો તો મને સહાયતા થાય, આપણે બન્ને મળીને શ્રી ઠાકોરજીની સેવા કરીશું. તે વૈષ્ણવ હા, ના, કરે. એક દિવસ શ્રી ઠાકોરજીએ ગુસાંઇદાસને કહ્યું તું મને તે વૈષ્ણવને માથે પધરાવી આપ, પછી તે વૈષ્ણવને ગુસાંઇદાસે કહ્યું મને શ્રી ઠાકોરજીની આજ્ઞા તમારા માથે પધરાવવાની થઇ છે. ભગવદ્ ઇચ્છા પણ એવી જ જણાય છે, તે વૈષ્ણવે ગુસાંઇદાસને કહ્યું તમે પછી શું કરશો ? ગુંસાઇદાસે કહ્યું હું બદ્રિકાશ્રમ જઇશ, ત્યાં મારી દેહ છુટશે. તે વૈષ્ણવે કહ્યું શ્રી ઠાકોરજીની ગતિ જાણી શકાય તેમ નથી, તમારી દેહ બદ્રિકાશ્રમમાં

ન પડે અને તમે પાછા આવો તો તમારા શ્રી ઠાકોરજીને પાછા આપું નહિ. ગુસાંઇદાસે કહ્યું શ્રી ઠાકોરજી એમ તો ન કરે અને કદાચિત્ ભગવદ્ ઇચ્છાથી એમ થાય તો તારા દ્વાર આગળ પોરીઓ (દ્વારપાળ) થઇને રહીશ અને શ્રી ઠાકોરજીનાં દરશન કરીશ. ત્યારે તે વૈષ્ણવે શ્રી ઠાકોરજીને પોતાને ત્યાં પધરાવી બહુ સારી રીતે સેવા કરવા લાગ્યા. ગુંસાઇદાસ બદ્રિકાશ્રમ ગયા અને ત્યાં તેમનો દેહ છુટયો છે એવી ખબર જ્યારે તે વૈષ્ણવને મળી ત્યારે બહુજ નિશ્ચિન્તતાથી સુખપુર્વક સેવા કરવા લાગ્યા અને તે પણ શ્રી મહાપ્રભુજીની કૃપાથી ઉત્તમ વૈષ્ણવ થયા. શ્રી ગુંસાઇદાસ શ્રીમહાપ્રભુજીના સેવક પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ા વૈ. ૨૬ા

( સાર ) જ્યાં સુધી પ્રભુમાં પોતાનું મમત્વ થતું નથી ત્યાં સુધી પૂર્ણ પ્રેમથી સેવા થઇ શકતી નથી. ગુંસાઇદાસના દેહ પડી એટલે તે વૈષ્ણવનું મમત્વ થયું અને પૂર્ણ પ્રેમથી સેવા કરવા લાગ્યા; મુખીઆ ભીતરીઆનું પ્રભુમાં મમત્વ નહિ હોવાથી અને ફકત પેટનેજ વાસ્તે નોકરી કરવાની છે એ હેતુ હોવાથી પ્રભુનો સાનુભાવ અને સાક્ષાત્ દરશન થતાં નથી.

## વાર્ત્તા ૨૭ મી. વૈષ્ણવ ૨૭ મા.

# माधवभट्ट काश्मीरना वासीनी वार्त्ता.

આ માધવભટ્ટ પ્રથમ કેશવભટ્ટ કાશ્મિરીના સેવક હતા. એક સમે કેશવભટ્ટ શ્રી મહાપ્રભુજીની પાસે આવ્યા ત્યાં બહુ દિવસ રહ્યા, જ્યારે શ્રી મહાપ્રભુજી કથા કહેતા ત્યારે તે સાંભળતા. તેમના શિષ્ય માધવભટ્ટ શ્રી મહાપ્રભુજીના સેવકોમાં જઈ બેસતા ત્યાં ભગવદ્ વાર્ત્તા કરતા. એક દિવસ માધવભટ્ટને કેશવભટે કહ્યું તું હમારો સંગ છોડીને તેમના સેવકોમાં જઇને હાંસી ઠઠ્ઠા કરે છે? માધવભટે કહ્યું મને તમારા સંગ કરતાં તેમના હાંસી ઠઠ્ઠા સારા લાગે છે તેથી હું ત્યાં જઊં છું. કેશવભટે મનમાં જાણ્યું કે આ મારા કામથી ગયો તેથી તેમણે શ્રી મહાપ્રભુજીને કહ્યું મેં તો આપના મુખથી કથા સાંભળી પણ કાંઇ બોધ થયો નહિ અને માધવભટ્ટને શ્રી ભાગવત્ની સ્ફુર્તિ થઈ. (આ કેવળ દૈવી સૃષ્ટિનો પ્રકાર જાણવો) પછી કેશવભટે શ્રી મહાપ્રભુજીને વિનંતી કરી કે હમારી પાસેથી કંઇ ગુરૂ દક્ષિણા લ્યો. આપે કહ્યું અમે તો કંઇ લેતા નથી, કેશવભટે કહ્યું હું આપને એક સેવક સમર્પણ કરૂં છું, એમ કહી માધવભટ્ટ શ્રી મહાપ્રભુજીને

સોંપી. કેશવભટ્ટ ત્યાંથી વિદાય થઇ પોતાને દેશ કાશ્મિર ગયા. માધવભટ્ટ શ્રી મહાપ્રભુજીની પાસે નામ પામ્યા અને સમર્પણ કરાવ્યું.

(સાર) દૈવી જીવો સ્વતઃ શરણે આવે છે તે આ પ્રસંગથી સમજાય છે. માધવભટ્ટ અને કેશવભટ્ટ બંને જણ કથા સાંભળતા હતા પણ કેશવભટ્ટને સંગ લાગ્યો નહિ ને માધવભટ્ટ દૈવી જીવ હતા તો સ્વતઃ શરણે આવ્યા.

❋પ્રસંગ ૨ જો❋ જે ગામમાં માધવભટ્ટ રહેતા હતા તે ગામમાં એક મોટો ગ્રહસ્થ રહેતો હતો. તેને એકનો એક દીકરો હતો તે મરણ પામ્યો. તેથી તે બહુજ રોવા લાગ્યો અને વિલાપ કરવા લાગ્યો કે મારા દીકરાને કોઈ જીવાડશે તો જીવીશ નહિતો હું મરી જઇશ એમ કહી બહુજ રોવા લાગ્યો તેટલામાં એક વૈષ્ણવ ત્યાં થઇને જતો હતો તેણે તેનો વિલાપ જોઇ દયા આવી તેથી તેમણે કહ્યું આ ગામમાં માધવભટ્ટ કરીને રહે છે. તે મોટા ભગવદીય મહાપુરૂષ છે. તેમની પાસે જાઓ. તે કૃપા કરશે તો તમારો દીકરો જીવશે. તે ગ્રહસ્થ માધવભટ્ટની પાસે દોડી આવ્યો અને બહુજ વિલાપ કરીને કહેવા લાગ્યો કે જો મારો દીકરો જીવશે તો હું જીવીશ નહિ તો હું પણ મરણ પામીશ. એ પ્રમાણે કહે અને બહુજ રડે. તેનું દુઃખ જોઇને માધવભટ્ટને પણ દયા આવી. મનમાં વિચાર કરવા લાગ્યા કે આ ગ્રહસ્થ બહુજ દુઃખ પામે છે. માધવભટ્ટે મંદીરમાં જઈ શ્રી ઠાકોરજીના આગળ વિનતીનો શ્લોક કરીને ધર્યો તે શ્લોક.

दयालोर समर्थस्य दुःखायै व दयालुता ।
विश्वोद्धरणदक्षस्य सा तवैकस्य शोभते ॥ १ ॥

અર્થ—દયાળુ પણ અસમર્થની દયાળુતા દુઃખને માટેજ છે (સુખ કરી શક્તી નથી) તેથી વિશ્વોદ્ધારદક્ષ એવા તમને એકલાનેજ દયા શોભે છે. (બીજાને શોભે નહિ.)

શ્રી ઠાકોરજીએ આ શ્લોક જોઇને કહ્યું. એમાં શું મોટી વાત છે. જો તમને દયા આવી હોય તો તેમને કહો કે જા, તારો દીકરો જીવ્યો છે. પછી માધવભટ્ટ શ્રી ઠાકોરજીને પોઢાવીને બહાર આવ્યા. અને તે ગ્રહસ્થને કહ્યું જા તારો દીકરો જીવ્યો છે, પણ તેના મનમાં વિશ્વાસ ન આવ્યો પોતે મનમાં વિચાર્યું જો હું ઘેર જઇશ અને જીવ્યો નહિ હોય તો શું કરીશ પણ મોઢેથી માધવભટ્ટને કંઈ કહી શકાય નહિ, તેમ વિશ્વાસ પણ પડે નહિ એટલામાં તેને ઘેરથી લોકો દોડતા આવીને કહેવા

લાગ્યા કે તમારો દીકરો જીવ્યો છે તેની ખુશખબરનું કંઈ આપો. તે ગ્રહસ્થ ઘણાજ હર્ષથી માધવભટ્ટને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પોતાને ઘેર ગયો અને પેલા વધૈયાઓને વધાઈ આપી, કુટુંબી લોકોને પણ બહુજ હર્ષ થયો. પછી માધવભટે મનમાં વિચાર કર્યો કે મેં બહુજ અનુચિત કામ કર્યું છે, આ લોક રાત્રી દીવસ એ પ્રમાણે મને દુઃખ આપશે તેથી આ ગામમાં રહેવાનું કામ નથી. એવો વિચાર કરી જ્યારે અર્ધી રાત્રી થઈ ત્યારે શ્રી ઠાકોરજીને જગાવી ઝાંપીજીમાં પધરાવી તરતજ ગામ છોડીને ચાલ્યા, અડેલમાં શ્રી મહાપ્રભુજીની પાસે આવી રહ્યા.

( સાર ) એવી દયા કરવાથી એકતો પોતાનું સ્થળ છુટયું, અને બીજું શ્રી ઠાકોરજીને અર્ધી રાત્રીએ લઇ નાસવુ પડ્યું. તેથી ભગવદીયે કામ કરવું તે વિચારીને કરવું જોઇએ. (૨) ભગવદીયમાં સર્વ સામર્થ્ય હોય છે. પણ જે થયું છે તે પ્રભુ ઇચ્છાથી થયું છે એમ જાણી કોઇ પણ જાતના ફેરફાર કરતા નથી.

❀પ્રસંગ ૩ જો❀ અડેલમાં શ્રી મહાપ્રભુજી શ્રી ભાગવતની ટીકા *શ્રી સુબોધિનીજી કહેતા તે માધવભટ્ટ સમજીને જલદીથી લખી લેતા જે ઠેકાણે સમજ નહિ પડતી ત્યાં આગળ કલમ છોડીને બેસી રહેતા જ્યારે શ્રીમહાપ્રભુજી સમજાવીને કહેતા ત્યારે તે લખતા. વળી તે શ્રીમહાપ્રભુજીના આગળ એવી સાવધાનતાથી બેસતા કે પોતાના પગ પણ દેખાય નહિ.

❀પ્રસંગ ૪ થો❀ એક સમય શ્રી મહાપ્રભુજી પરદેશ પધાર્યા હતા ત્યારે માધવદાસ સાથે હતા. એક ગામમાં મુકામ કર્યો હતો દોઢ પહોર રાત્રી ગઈ હતી તે વખતે માધવભટ્ટ લઘુશંકા માટે બહાર ગયા, ત્યાં ચોરોએ તીર માર્યું તે તેમને વાગ્યું, તેથી શ્રી મહાપ્રભુજીનું નામ લેતાં લેતાં તેમની દેહ છૂટી ગઇ. જ્યાં તેમણે મુકામ કર્યો હતો ત્યાં ખબર પડી એટલે વૈષ્ણવોએ જઇને તેમનો અગ્નિસંસ્કાર કર્યો. બીજા વૈષ્ણવોના મનમાં સંદેહ થયો કે માધવભટ્ટ સરખા વિદ્વાન્ વૈષ્ણવની એવી ગતિ કેમ થઇ ! શ્રી મહાપ્રભુજીએ કહ્યું માધવભટ્ટની ગતિ શ્રી ઠાકોરજીના ચરણારવિંદમાં થઇ છે, એમને તો કંઇ કર્ત્તવ્ય બાકી રહ્યું નથી. કારણ કે એ તો મોટા ભગવદીય છે. પણ એમનાથી એક મોટો અપરાધ થયો હતો વૈષ્ણવોએ

* શ્રીમદ્વલ્લભાચાર્યજીએ શ્રી ભાગવતના સ્કંધ ૧-૨-૩-૧૦-૧૧ અને ૧૨ મા સ્કંધના ચાર અધ્યાય સુધીની શ્રી સુબોધિનીજી ટીકા કરી છે તે આ માધવભટ્ટ શ્રી આચાર્યજીના કહેવા પ્રમાણે લખી લેતા હતા.

પૂછ્યું મહારાજ, એવો કયો મોટો અપરાધ પડયો હતો ? પોતે કહ્યું પહેલાં પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીની શૈયામાં ફુલમાં સોય રહી ગઇ હતી તેનો શ્રી ઠાકોરજીના શ્રી અંગમાં સ્પર્શ થયો તે અપરાધથી તેમની એ પ્રમાણે લૌકિક ગતિ થઇ. પણ એમની દેહ સાવધાનતાથી ભગવદ્ નામ લેતાં લેતાં છૂટી છે, તેથી તેતો શ્રી ઠાકોરજીની પાસેજ છે. અમારી કાનીથી શ્રી ઠાકોરજી તેની બુરી ગતિ કોઇ દીવસ ન કરે. શ્રી મહાપ્રભુજીએ કહ્યું વૈષ્ણવોએ શ્રી ઠાકોરજીની સેવા બહુજ સાવધાનતાથી કરવી કે અપરાધ પડે નહિ, માધવભટ્ટ શ્રી મહાપ્રભુજીના સેવક પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેથી તેમની વાર્ત્તાનો પાર નથી. ॥ વૈષ્ણવ ૨૭ મા ॥

( સાર ) આ પ્રસંગથી વૈષ્ણવોએ સમજવું કે માધવદાસની આવી ગતી થઈ નથી પણ વૈષ્ણવોએ પ્રભુની સેવા ઘણીજ સાવધાનતાથી કરવી તે જણાવવા ખાતર મનુષ્ય નાટય બતાવ્યું છે. કેટલાકો સેવા કરતી વખતે વાતો કરે છે તેમ કરવાથી ચોખા, ઘઉં કે દાળ વીણાતી હોય તેમાં કાંકરા વગેરે રહી જાય છે, સેવા કરતાં અપરાધ ઘણા થાય પણ મનમાં પ્રભુનો ડર રાખવો કે આ સામગ્રી પ્રભુને અંગીકાર કરાવવાની છે માટે ઘણીજ સાવચેતીથી ને એક ચિત્તથી સેવા કરવી. સેવા કરતી વખતે અન્યત્ર ચિત્ત રાખવું નહિ. એ ખાસ લક્ષમાં રાખવાનું છે.

---

## વાર્ત્તા ૨૮ મી. વૈષ્ણવ ૨૮ મા.

# * ગોપાળદાસ વાંસવાડામાં રહેતા તેમની વાર્તા.

ગોપાલદાસે પોતાના ગામમાં પોતાના ઘરની પાસે પરગામ જતા લોકો માટે વિશ્રાન્તિ સારૂ એક મુકામ કરી રાખ્યો હતો. એક વખતે ઉજ્જનના વતની પદ્મારાવલ દ્વારકાંથી આવતાં રાત્રીએ તે ગામમાં આવી ગોપાલદાસના બંધાવેલા મુકામમાં ઉતર્યા, ગોપાલદાસ સેવાથી પહોંચીને તેમની પાસે આવીને બેઠા અને પૂછ્યું તમે કયાંથી આવ્યા ? તેમણે કહ્યું હું દ્વારિકાંથી આવ્યો છું, ત્યારે ગોપાલદાસે શ્રી રણછોડજીના સઘળા સમાચાર પૂછયા. પદ્મારાવળ દ્વારિકામાં બહુ રહેતા. જ્યારે સ-

* આ ગોપાળદાસને શ્રી મહાપ્રભુજીએ શ્રી મદનમોહનજીના સ્વરૂપની સેવા પધરાવી આપી હતી. હાલ તે સ્વરૂપ શ્રી ગોકુળમાં ગોસ્વામી શ્રી ગોકુળનાથ બાવાના માથે બિરાજે છે. તેમના લીલામાં પધાર્યા પછી તે મંદિર શ્રી ગોપાલલાલ ( કામવનવાળા ) મહારાજના તાબામાં છે. જે મોરવાળું મંદિર એ નામથી પ્રખ્યાત છે અગાઉ તે મંદિરમાં ઘણા મોર રહેતા હતા, હાલ પણ એક બે મોર રહે છે.

ધળી ખરચી ખૂટી જાય ત્યારે પોતાને ઘેર જતા તેમના યજમાન એક માવજી પટેલ કરીને આંજણા કણબી ગામના દેસાઇ હતા. જ્યારે પદ્મારાવળ દ્વારકાંથી આવતા ત્યારે માવજી પટેલ ખરચી આપતા, તે લઇને પાછા દ્વારિકાં જતા, એ પ્રમાણે વર્ષમાં ત્રણ વખત જતા અને આવતા પદ્મારાવળને શ્રી રણછોડજી વિષે બહુજ આસક્તિ હતી. તેથી તેમણે શ્રી રણછોડજીની વાર્ત્તા ગોપાળદાસના આગળ કહી; ગોપાળદાસે પોતાના મનમાં વિચાર્યું કે જેટલી આસક્તિ પદ્મારાવળને શ્રી રણછોડજી વિષે છે તેટલી આસક્તિ જો શ્રી મહાપ્રભુજી વિષે હોય તો તેનું કાર્ય સિદ્ધ થાય. તેથી ગોપાળદાસે પદ્મારાવળને પૂછ્યું તમારી સાથે શ્રી રણછોડજી કોઇ વખતે બોલે છે? તથા કંઇ માગે છે? તેમણે કહ્યું મારી સાથે તો કંઇ બોલતા નથી? પણ એવા કોઇ છે કે જેની સાથે શ્રી રણછોડજી બોલે અને માગે? ગોપાળદાસે કહ્યું હા! હા! શ્રી રણછોડજી બોલે છે! એમ કહી શ્રી મહાપ્રભુજીની વાર્ત્તા કહી; અને વળી કહ્યું કે તમે જે શ્રી રણછોડજીની આટલા દિવસ સેવા કરી તેજ શ્રી રણછોડજી પ્રગટ થયા છે. પદ્મારાવળે પૂછ્યું કયાં છે? ગોપાળદાસે કહ્યું અડેલમાં છે; તેમણે પૂછ્યું જેવાં દર્શન શ્રી રણછોડજી આપે છે તેવાં દર્શન શ્રીમહાપ્રભુજી આપશે? ગોપાળદાસે કહ્યું હા! હા! જરૂરથી આપશે. તેમના મનમાં વિશ્વાસ આવ્યો કે આ વાત સત્ય છે. તેથી તેજ વખતે આતુરતા ઉત્પન્ન થઇ કે હું શ્રી મહાપ્રભુજીનાં દરશન કયારે કરૂં! ત્યાંથી વિદાય થઇને પદ્મારાવળ ચાલ્યા, રસ્તામાં એનો એજ વિચાર કરે કે કયારે અડેલ જઊં અને કયારે દરશન કરૂં! એમ વિચાર કરતા કરતા પોતાને ઘેર ઉજ્જેન આવ્યા પણ ચિત્ત ઉદાસ રહે, પછી પોતાના યજમાન માવજી પટેલને મળ્યા; પટેલે પુછ્યું ગુરૂજી તમારૂં મન પ્રસન્ન કેમ નથી? પદ્મારાવળે જે વાત ગોપાળદાસ પાસેથી સાંભળી હતી તે બધી વાત કહી. શ્રી રણછોડજી પ્રગટ થયા છે તેથી મારો મનોરથ તેમનાં દરશન કરવાનો છે? કયારે જઉં એમ વિચાર થયા કરે છે; માવજી પટેલે કહ્યું જો તમે શ્રી રણછોડજીનાં દરશન કરવા જાઓ છો તો મને પણ સાંથે લઇ જાઓ. પદ્મારાવળે કહ્યું તમે તો રાજસી લોક છો તમારી સાથે અનેક મનુષ્ય હોય ત્યારે ચાલો; અને આ દરશન તો એકાંત સ્વાસ્થ્ય ચિત્તનાં છે. તેથી તમને એ વાત રૂચશે નહિ.

માવજી પટેલે કહ્યું હું તો સઘળું છોડી દઈને તમારી સાથે એકલો પગે ચાલીને આવીશ, ત્યારે તેમણે કહ્યું બહુ સારૂં; પછી માવજી પટેલે પોતાની સ્ત્રીને કહ્યું હું પદ્મારાવળની સાથે દરશન કરવા અડેલ જઉં છું. સ્ત્રીએ પુછ્યું ત્યાં શું છે ? માવજી પટેલે કહ્યું ત્યાં શ્રી વલ્લભાચાર્યજી પ્રગટ થયા છે તે સાક્ષાત્ શ્રી રણછોડજીનાં દરશન આપે છે, આ વાત સાંભળીને સ્ત્રીના મનમાં બહુજ ઉત્સાહ થયો અને કહ્યું હું પણ આપની સાથે દરશન કરવા આવીશ; પટેલે કહ્યું અમે તો પગે ચાલતા જઈશું. સ્ત્રીએ કહ્યું હું પણ પગે ચાલતી આવીશ. મારે કંઈ બાળક તો નથી કે તે હેરાન થશે. માવજી પટેલે કહ્યું ઘેર કોણ રહેશે ? સ્ત્રીએ કહ્યું ઘરનું મારે કંઈ પ્રયોજન નથી, હું તો જરૂરથી તમારી સાથે આવવાનીજ, પટેલે વિચાર્યું કે આને પણ દરશનની ઘણીજ આતુરતા થઈ છે; તેથી એક સારા માણસને હવાલે ઘર સોંપીને બન્ને જણ સ્ત્રી પુરૂષ પદ્મારાવળની સાથે શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં દરશન કરવા ચાલ્યા. પ્રયાગ જઇ પહોંચ્યા ત્યારે અડેલનાં દુરથી દરશન થયાં, ત્યારે તેમને બહુજ આતુરતા થઇ; પણ વચ્ચે શ્રી યમુનાજી થઇને જવાનું તે નાવ વિના શી રીતે જવાય? આતુરતા વધતી ગઇ. તે વખતે શ્રી આચાર્યજી પોતે મધ્યાન્હ સંધ્યા કરવા માટે શ્રી યમુનાજી ઉપર પધાર્યા હતા, બે ચાર સેવક સાથે હતા, એ ત્રણ જણને દુરથી પોતાનાં દરશન થયાં તેથી તેમને એટલી બધી આતુરતા થઈ કે તેમનાથી રહી શકાય નહિ; અને કહે કે શ્રી યમુનાજીમાં કુદી પડીશું ? તે વખતે શ્રી મહાપ્રભુજીએ ત્રણેના મનની અત્યંત આતુરતા જાણીને પોતાના સેવકને કહ્યું કે એક નાવ પેલી બાજુએ લઇ જાઓ અને પદ્મારાવળ શ્રી રણછોડજીના સેવક આવ્યા છે તે ત્રણે જણને નાવમાં બેસાડી જલદી લઇને આવો. વૈષ્ણવ નાવ લઇને ગયા અને કહ્યું કે શ્રી મહાપ્રભુજીએ આ નાવ મોકલી છે માટે ત્રણે જણ ચાલો. માવજી પટેલ, તેમની સ્ત્રી અને પદ્મારાવળ ત્રણે જણ નાવમાં બેસી પેલે પાર ગયા. શ્રી મહાપ્રભુજીનાં દરશન કર્યા કે તરતજ ત્રણે જણ ચરણારવિંદમાં પડયા. ગોપાળદાસે જે પ્રમાણે કહ્યું હતું તેવાંજ દરશન તેમને થયાં; પછી શ્રી મહાપ્રભુજીએ તેમને ઉઠાડીને કૃપાપાત્ર જાણી ત્રણે જણને નામ નિવેદન કરાવ્યું. પદ્મારાવળ જેવી રીતે દ્વારિકામાં શ્રી રણછોડજીનાં દરશન કરતા

હતા તેવાંજ દરશન ત્રણે જણને થયાં; પછી પદ્મારાવળે વિનંતી કરી કે મહારાજ અમારો અંગીકાર કરો, પોતે પ્રસન્ન થઇને કહ્યું કે હવે તમે શું વધારે કહો છો? તેમણે કહ્યું કૃપાનાથ મને ગોપાળદાસે કહ્યું છે કે સમર્પણ કરાવજો, ત્યારે પોતે કૃપા કરીને પદ્મારાવળને સમર્પણ કરાવ્યું. તેમણે વિનંતી કરી મહારાજ, માવજી પટેલ અને તેની સ્ત્રી બન્ને જણ આપને શરણે આવ્યાં છે માટે તેમને પણ સમર્પણ કરાવો. શ્રી મહાપ્રભુજીએ કૃપા કરી તેમને પણ સમર્પણ કરાવ્યું; પોતે ભીતર પધાર્યા અને પદ્મારાવળને કહ્યું કે તમે ત્રણે જણ અહીંઆં મહાપ્રસાદ લેજો; પદ્મારાવળે કહ્યું મહારાજ, આપે મને શ્રી રણછોડજીનાં દર્શન આપ્યાં છે તેથી તેજ સ્વરૂપે કૃપા કરીને આરોગશો તો હું પ્રસાદ લઇશ. પોતે હસીને ભોજન કરવા પધાર્યા, ભોજન કરતાં તેમને શ્રી રણછોડજીનાં દરશન થયાં એટલે દૃઢ વિશ્વાસ થયો, પછી શ્રી મહાપ્રભુજીએ ભોજન કરીને તેજ પ્રસાદી પાતળ પદ્મારાવળને આપી. પછી તેમણે વિનંતી કરી, મહારાજ હવે મને શી આજ્ઞા છે, પોતે આજ્ઞા કરી શ્રી ઠાકોરજીની સેવા કરો, તેમણે કહ્યું મહારાજ મારૂં મન જેવી રીતે આપના સ્વરૂપમાં લાગ્યું છે તેવુંજ મન જો સેવામાં લાગે તો હું સેવા કરૂં. શ્રી મહાપ્રભુજીએ કહ્યું તમે શ્રી ઠાકોરજીની સેવા તો કરો તમારો મનોરથ શ્રી ઠાકોરજી સઘળો પુર્ણ કરશે એટલે તે ત્રણે જણા શ્રી મહાપ્રભુજીથી વિદાય થઇને પોતાના દેશમાં ગયા, પોતાને ઘેર આવ્યા પછી પદ્મારાવળ શ્રી ઠાકોરજી પધરાવી સેવા કરવા લાગ્યા; તેમણે શ્રી ઠાકોરજી માટે એક શૈયા બનાવી તે નાની પડી એટલે શ્રી ઠાકોરજીએ પદ્મારાવળને જણાવ્યું કે આ શૈયા ઉપરતો મારાથી સુવાતું નથી એટલે તરત બીજી શૈયા મોટી બનાવરાવી તેના ઉપર શ્રી ઠાકોરજી પોઢવા લાગ્યા—અર્થાત્ શ્રી ઠાકોરજી તરતજ અનુભવ જણાવવા લાગ્યા. અને શ્રી મહાપ્રભુજીના વચન પ્રમાણે તેમનું સેવામાં ચિત્ત ચોટયું.

❀ પ્રસંગ ૨ જો ❀ એક વખત શ્રી મહાપ્રભુજી પદ્મારાવળના ગામમાં પધાર્યા હતા. પદ્મારાવળની સ્ત્રીએ શ્રી ઠાકોરજીને ભોગ ધર્યો હતો તેમાં ખીર ઉની ધરી હતી. શ્રી ઠાકોરજીએ ખીરમાં હાથ મુકયો એટલે બહુજ ઉની લાગી તેથી પોતાનો શ્રી હસ્તકમલ લાલ થઇ ગયો, શ્રી ઠાકોરજીએ શ્રી મહાપ્રભુજીની પાસે પધારીને કહ્યું અને પોતાનો શ્રી હસ્ત

દેખાડયો તે વખતે પદ્મારાવળ શ્રી મહાપ્રભુજીની પાસે બેઠા હતા તેમને શ્રી મહાપ્રભુજીએ કહ્યું તારી સ્ત્રીએ શ્રી ઠાકોરજીને ઉની ખીર સમરપી એટલે શ્રી ઠાકોરજીના શ્રી હસ્ત લાલ થઈ ગયા છે તેથી શ્રી ઠાકોરજીને ઊની ખીર ન સમર્પવી. પદ્મારાવળે કહ્યું મહારાજ શ્રી ઠાકોરજીએ ખીર ઠંડી થવા કેમ ન દીધી ? શ્રી મહાપ્રભુજીએ કહ્યું શ્રી ઠાકોરજી તો બાળક છે. ભોગ ધર્યા પછી વિલંબ કરી શકતા નથી તેથી ભોગ ધરવો તેમાં દુધ ઉનું ન સમર્પવું. એ પ્રમાણે શિક્ષા કહી શ્રી ઠાકોરજીનો અનુભવ જણાવ્યો. ત્યાંથી પોતાને ઘેર આવ્યા અને એ વાત પોતાની સ્ત્રીના આ-ગળ કહી; પછી સાવધાનતાથી સેવા કરવા લાગ્યા. શ્રી મહાપ્રભુજીની કૃપાથી શ્રી ઠાકોરજી પદ્મારાવળને તથા તેમની સ્ત્રીને સાનુભાવતા જણાવ-વા લાગ્યા અને જે જોઇએ તે માગી માગીને આરોગતા અને પોતાની સ-ઘળી વાત કહેતા. પદ્મારાવળ ગોપાળદાસના સંગથી એવા ભગવદીય થયા, તેથી સંગ કરવો તો ભગવદીયનોજ કરવો. ગોપાળદાસ એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા; જેમના સંગથી પદ્મારાવળ જેવા પરમ ભક્ત વૈષ્ણવ થયા તો તેમની વાર્ત્તા કેટલીક લખવામાં આવે !!! ॥ વૈ.૨૮મા॥

( સાર ) આ ગોપાળદાસની શ્રી મહાપ્રભુજીના ઉપર અનન્યાસકિત હોવાથીજ પદ્મા-રાવળને દઢતા પુર્વક કહ્યું હતું. શ્રી મહાપ્રભુજીનું ખરૂં સ્વરૂપ ( પુરુષોત્તમપણું ) ગોપાળદાસ બરાબર જાણતા હતા તેથીજ પદ્મારાવળની શ્રી રણછોડજી ઉપરથી આસકિત ઉઠાવી શ્રી મહાપ્રભુજીમાં દઢ કરાવી હતી. વૈષ્ણવનો સંગ કરવાનું કેટલું બધું ફળ છે, તે આ વાર્તા ઉપરથી સમજવાનું છે. શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવાની જે આતુરતા પદ્મારાવળને થઇ હતી તે આતુરતાજ મુખ્ય ફળ આપનાર છે. વૈષ્ણવોએ યાત્રાએ જતાં શ્રી નાથજીની ઝાંખી કરવા માટે આટલીજ આતુરતા રાખવી. શ્રીની ઝાંખી કરવા કેવા ભાવથી, અને કેવી રીતે જવું, ત્યાર પછી શી રીતનું વર્તન કરવું એ આ વાર્ત્તાના મનનથી સમજાઇ આવે છે. નાવ નહિ દેખવાથી શ્રી યમુનાજીમાં પણ પડીને વહેલા જવાને ઇચ્છયું એ કેટલી બધી આતુરતા! પ્રભુ કેવા છે ? **સ્મૃતિ માત્રાર્ત્તિ નાશનઃ** સ્મરણ માત્ર કરવાથી આર્ત્તનું નાશ કરવાવાળા પ્રભુએ તેમનું કષ્ટ દુર કરી તેમને જે સ્વરૂપનાં દર્શનની ઇચ્છા હતી તે સ્વરૂપે દર્શન દીધાં માટે આતુરતા એજ આ માર્ગમાં મુખ્ય છે.

## વાર્ત્તા ૨૯ મી. વૈષ્ણવ ૨૯ મા.

# * पद्मारावळ साचोरा ब्राह्मण उज्जनना वासीनी वार्त्ता.

આ પદ્મારાવળ અડેલમાં આવીને શ્રી મહાપ્રભુજીના સેવક થયા હતા. તે ગોપાળદાસની વાર્ત્તામાં વિસ્તારપૂર્વક લખ્યું છે. પદ્મારાવળે કેટલાક દિવસ અડેલમાં રહી પોતાના દેશમાં જવાની તૈયારી કરી ત્યારે શ્રી મહાપ્રભુજીના આગળ વિનંતી કરી મહારાજ હું તો અતિ મુર્ખ છું, કંઈ જાણતો નથી, અને અમારી જ્ઞાતિના બ્રાહ્મણ મહા કર્મજડ છે, સ્માર્ત છે, મને દુઃખ દેશે, તેથી શ્રી મહાપ્રભુજીએ પોતાના ચરણારવિંદનું ચંદન અને ચરણામૃત આપ્યું અને કહ્યું કે આ લેશો એટલે તરતજ સઘળો સિદ્ધાન્ત સ્ફુરશે. તેથી તેમણે ચંદન અને ચરણામૃત લીધું એટલે તરતજ સઘળો સિદ્ધાંત સ્ફુરણ થયો. હજારો વર્ષ સુધી ભણવાથી જે સિદ્ધાન્ત પ્રાપ્ત થતા નથી તે કૃપાથી સહેજમાં પ્રાપ્ત થાય છે. આનું નામ કૃપામાર્ગ. પછી પોતાના ગામ ઉજ્જેનમાં આવ્યા ત્યાં મોટા મોટા પ્રતિષ્ઠિત પુરૂષો પ્રશ્ન પુછવા લાગ્યા, જેમણે જે પૂછ્યું તેમને પ્રત્યુત્તર આપીને વિદાય કર્યા. પદ્મારાવળને શ્રી મહાપ્રભુજીની કૃપાથી એવી વિદ્યા થઇ હતી કે મોટા પંડિતો પણ પ્રત્યુત્તર આપી શકતા નહિ.

( સાર ) પુષ્ટિમાર્ગ એટલે કૃપામાર્ગ તે આનું નામ! જુઓ કેટલાંએ વરસો સુધી ભણવા છતાં પણ જે સિદ્ધાન્ત પ્રાપ્ત થતા નથી તે કૃપાથી સહેજમાં પ્રાપ્ત થાય છે. આનું નામજ કૃપામાર્ગ.

❁ प्रसंग २ जो ❁ એક વખત પદ્મારાવલ દ્વારિકા શ્રી રણછોડજીનાં દર્શન કરવા ચાલ્યા શ્રી રણછોડજીએ સ્વપ્નામાં જણાવ્યું કે રાજનગરમાં હમારો એક સેવક છે, તેને ઘેર જજો અને સામગ્રી ત્યાં કરજો. પદ્મારાવલે કહ્યું હું તેમને ઓળખતો નથી, અને વગર બોલાવ્યે કોને ઘેર જઊં. શ્રી રણછોડજીએ કહ્યું એ પોતાની મેળે બોલાવવા આવશે. શ્રી રણછોડજીએ પણ તે સેવકને જણાવ્યું કે પદ્મારાવળ અહીંઆં આવશે

* આ પદ્મારાવળને માથે શ્રી મહાપ્રભુજીએ ત્રવેણીમાંથી પ્રકટ થયેલા શ્રી અષ્ટભુજાજી ઠાકોરજીને સેવ્ય કરી સેવા કરવા પધરાવી આપ્યા હતા. કેટલાક દિવસ તેમણે સેવા કરી તે શ્રી ઠાકોરજી કોટામાં બિરાજતા હતા. ત્યાંથી વિરમગામમાં ગે.સ્વામી શ્રી જયદેવલાલજીમહારાજ પધરાવી લાવ્યા તે હાલ પણ ત્યાંજ બિરાજે છે.

તેમને તારે ઘેર ઉતારી તેમની સેવા બહુ સારી રીતે કરજે, અને રસોઈ પણ બહુ સારી રીતે કરાવજે. તે સેવકે કહ્યું મહારાજ હું તેમને શી રીતે જાણીશ શ્રી રણછોડજીએ કહ્યું એતો પ્રસિદ્ધ છે, તેથી તારી મેળે ઓળખીશ કેટલાક દિવસ પછી પદ્મારાવળ તે ગામમાં આવી ઊતર્યા તેમની સાથે એક વિદ્યાર્થી હતો તેને કહ્યું ગામમાં જઇ કોરી ભીક્ષા માગી લાવ તે વિદ્યાર્થી ગામમાં ગયો અને પાંચ સાત ઠેકાણેથી કોરી ભિક્ષા માગી લાવ્યો પદ્મારાવળે કહ્યું આ અન્ન જ્યાંથી લાવ્યો હોય ત્યાં પાછું આપી આવ જે ભક્તને, શ્રી રણછોડજીએ આજ્ઞા આપી હતી કે પદ્મારાવલને તારે ઘેર પધરાવજે, તે ભક્તને ઘેરથી ભિક્ષા માગી લાવ્યા હતા તેને ત્યાં ફરીથી પાછા આપવા ગયા ત્યારે તે ભકતે પૂછયું તમે લઇ શા માટે ગયા ? અને પાછા ફરીથી આપવા કેમ આવો છો ? વિદ્યાર્થીએ કહ્યું હું શું કરૂં, મારા ગુરૂ કહે તે પ્રમાણે આજ્ઞા પાળવી જોઇએ. ગુરૂનું નામ પૂછતાં તેણે કહ્યું કે મારા ગુરૂનુ નામ પદ્મરાવલ છે. એટલે તે શ્રી રણછોડજીનો સેવક વિદ્યાર્થીની સાથે ચાલ્યો, તેણે આવી પદ્મરાવલને નમસ્કાર કરી કહ્યું, મારે ઘેર પધારો. તેમણે કહ્યું હું કોઇને ઘેર જતો નથી. ભકતે કહ્યું મને શ્રી રણછોડજીની આજ્ઞા થઇ હતી, તે સ્મરણમાં આવી તેથી તેમને ઘેર જઇ રસોઇ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો સમયાનુસાર ભોગ સરાવી પ્રસાદ લઇ રાત્રીએ ત્યાંજ સૂઇ રહ્યા સવારે જ્યારે પદ્મારાવલ ચાલવા લાગ્યા ત્યારે તે શ્રી રણછોડજીના સેવકે રાખવા માટે ઘણો આગ્રહ કર્યો પણ તે રહ્યા નહિ.

❀પ્રસંગ ૩ જો❀ એક દિવસે પદ્મરાવલને માર્ગમાં ભિક્ષામાં આટો બહુજ આવ્યો અને ઘી થોડું મળ્યું. તેમણે રસોઇ કરી જેટલી રોટલી તે ઘીથી ચોપડાઇ તેટલી ચોપડી, બાકી કોરી રહી; પછી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો તેમાં વગર ચોપડેલી રોટી નીચે ધરી, અને ચોપડેલી રોટી ઉપ ધરી, વિનતી કરી કે મહારાજ ચોપડેલી રોટી આરોગજો અને વગર ચોપડેલી રોટી રહેવા દેજો પણ શ્રી ઠાકોરજીએ તો સઘળી રોટી આરોગી ત્યારે પદ્મરાવલે કહ્યું લુખી રોટી શું કરવા આરોગી? શ્રી ઠાકોરજીએ કહ્યું તેં મારા આગળ શું કરવા ધરી! મારા આગળ ધરીશ તો હું આરોગીશ. પછી પદ્મરાવલ પ્રસાદ લેવા બેઠા ત્યારે તે રોટી બહુજ અલૌકીક સ્વાદવાળી લાગી તેમાંથી જે કંઇ રોટી બાકી રહી તે સાથે બાંધી લીધી તે નિત્ય જ્યારે સા-

મગ્રી કરી શ્રી ઠાકોરજીને ભોગ સમરપી મહાપ્રસાદ લે, ત્યારે તે રોટીમાંથી એક ટુક મેલીને પ્રસાદ લે. તેમને મહાપ્રસાદનો એવો ભાવ હતો. કેટલાક દીવસમાં દ્વારિકાં જઇ પહોંચ્યા. શ્રી રણછોડજીનાં દરશન કર્યાં, ૫-૭ દીવસ રહીને પાછા ફરીથી શ્રી રણછોડજીથી વિદાય થઇને ચાલ્યા; માર્ગમાં ફરીથી ગોપાળદાસને ઘેર આવ્યા ત્યાં રાત્રી રહ્યા, તેમણે કહ્યું તમારી કૃપાથી શ્રી મહાપ્રભુજીનાં દરશન થયાં અને તેમણે મારા ઉપર કૃપા કરી. ત્યાર પછી ગોપાળદાસથી વિદાય થઇને પદ્મારાવળ પોતાને ઘેર ગયા. પદ્મારાવળ એવા કૃપાપાત્ર ભગવદીય હતા તેથી તેમની વાર્ત્તાનો પાર નથી.॥ વૈ.૨૯॥

( સાર ) ઓછું ઘી મળવાથી શ્રી ઠાકોરજીને ભોગ ધરવામાં પદ્મારાવળને અત્યંત આતુરતા ઉત્પન્ન થયેલી જેના પરિણામે શ્રી ઠાકોરજીએ પ્રીતિપુર્વક સામગ્રી અંગીકાર કરી જેનો મહાપ્રસાદ દરરોજ ટુક ટુક કરીને લેતા. તેથી આતુરતા, વિરહ, દિનતા એ આ માર્ગનું મુખ્ય રહસ્ય છે. અને પ્રભુની અલૌકીક લીલાઓનું દિગ્દર્શન કરાવનાર તેજ છે. પ્રભુના આગળ જેટલું ધરવામાં આવે છે તે બધું પ્રભુ અંગીકાર કરે છે, માટે પ્રાણેશને જેમાં શ્રમ ન પડે એવુંજ પ્રીતિપુર્વક ધરવું.

આ પદ્મારાવળના વંશજો તેમનાથી ૧૩ મી પેઢીએ ગોપાળદાસ ભટ્ટ કરીને છે ને તે હાલ રાજકોટમાં મંદિર બાંધી રહ્યા છે. તેમને માથે શ્રી બાલકૃષ્ણજી ઠાકોરજી બિરાજે છે. તે ઠાકોરજી શ્રી ગુસાંઇજીના સેવ્ય છે. એવું કહેવાય છે કે પદ્મારાવળના દિકરા કૃષ્ણભટ્ટે શ્રી ગુસાંઇજીને વિદ્યાભ્યાસ કરાવ્યો હતો તેની દક્ષિણામાં આ શ્રી ઠાકોરજીને પધરાવી આપ્યા હતા. ને કૃષ્ણભટ્ટ તેમની સેવા કરતા હતા. કેટલાક દિવસ પછી રાજકોટના રાજા દ્વારકાં યાત્રાએ જતાં ઉજ્જનમાં કૃષ્ણભટ્ટને ત્યાં ઉતરેલા તેમણે દરશન કરી તે શ્રી ઠાકોરજીને રાજકોટ પધરાવવાની ઇચ્છા જણાવી તે ઉપરથી તે રાજકોટ પધાર્યા ત્યાં પ્રથમ તો દરબારગઢમાં મંદિર કરાવી તેમાં પધરાવ્યા. કેટલાક વરસ ત્યાં બિરાજ્યા પછી એક વખત રાજકોટમાં જબરી ધાડ ( લૂંટ ) આવી મંદિરને ઘેરો ઘાલ્યો તેથી સઘળી ચીજ વસ્તુ છોડી શ્રી ઠાકોરજીને લેઇને નાઠા તે કેટલોક વખત બહાર બિરાજ્યા પછી દરબારગઢનું અસલનું મંદિર રાજાએ બીજા ઉપયોગમાં લેવાથી રાજકોટ બહાર કે જેને હાલ સદર કહે છે, ત્યાં મંદિર બાંધી આપ્યું કેટલોક વખત ત્યાં બિરાજ્યા પછી ગામના વૈષ્ણવોને તે મંદિર દૂર પડવાથી હાલના રાજાનાં માતુશ્રીએ રાજકોટ ગામમાંજ દરબાર ગઢ નજીક બીજું એક ભવ્ય મંદિર બંધાવી આપ્યું હાલ તે મંદિરમાં શ્રી ઠાકોરજી શ્રી બાલકૃષ્ણજી પ્રસન્નતાથી બિરાજે છે. અને ગોપાળદાસ ભટ્ટ સેવા કરે છે.

## વાર્ત્તા ૩૦ મી. વૈષ્ણવ ૩૦ મા.

# પુરુષોત્તમ જોશી સાચોરા બ્રાહ્મણની વાર્ત્તા.

એક સમે પુરૂષોત્તમ જોશી પોતાની સ્ત્રીને સાથે લઇને બનારસ આ-

લ્યા, માર્ગમાં ઉજ્જેન આવ્યું ત્યાં આવીને પુછ્યું કે પદ્મારાવળના બેટા કયાં રહે છે? ત્યાંના લોકોએ કહ્યું કે પદ્મારાવળને ૪ બેટા છે; તેમાંથી ત્રણ એક ઠેકાણે રહે છે, અને મોટા દીકરા કૃષ્ણભટ્ટ જુદા રહે છે, તેમનાં ઘર બતાવ્યાં. પુરૂષોત્તમ જોષી ત્રણ ભાઇ એક ઠેકાણે રહેતા તેમને ઘેર ગયા તેમણે થોડું અન્ન આપ્યું તેની રસોઈ કરી ભોગ સમર્પ્યો અને પ્રસાદ લીધો પણ કંઇક ભુખ્યા રહ્યા ત્યારે મનમાં વિચાર્યું કે પદ્મારાવળના બેટા એવા કેમ થયા! એતો સારા બ્રાહ્મણ હતા. પુરૂષોત્તમ જોશી આવ્યા છે એવા સમાચાર કૃષ્ણભટે સાંભળ્યા એટલે આવીને તેમને તથા તેમની સ્ત્રી બન્નેને પોતાને ઘેર પધરાવી લઇ ગયા, ત્યાં રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો પછી બહુ સારી રીતે પ્રસાદ લેવડાવ્યો. પુરૂષોત્તમ જોષી બહુજ પ્રસન્ન થયા અને તેમને ચાર દીવસ રાખ્યા, ત્યાર પછી જ્યારે તે ગયાજી ચાલ્યા ત્યારે તેમની સાથે કૃષ્ણભટ્ટ પણ ચાલ્યા, જ્યાં મુકામ કર્યો ત્યાં રાત્રીએ કૃષ્ણભટ્ટ સુતા એટલે પુરૂષોત્તમ જોષીએ પોતાની સ્ત્રીની આગળ શ્રી મહાપ્રભુજીની વાર્ત્તા કરી કૃષ્ણભટ્ટના આગળ ના કરી. તેનો હેતુ એવો હતો કે પુરૂષોત્તમ જોષી કૃષ્ણભટ્ટની યોગ્યતા જાણતા નહોતા. એમ કરતાં ગયાજી તો જઇ આવ્યા પછી ગોકુળ ચાલ્યા પણ કૃષ્ણભટના દેખતાં એમણે કોઇ વખતે શ્રી મહાપ્રભુજીની વાર્ત્તા કરી નહોતી. એક દિવસે કૃષ્ણભટે વિચાર કર્યો, એમણે તો કોઈ વખતે મારા આગળ શ્રી આચાર્યજીની વાર્ત્તા નથી કરી પણ હું તો કંઇક પ્રસંગ ચલાવું. શ્રી ગોકુળ જ્યારે પાંચ સાત ગાઉ દુર રહ્યું ત્યારે કૃષ્ણભટે ભગવત્ પ્રસંગ છેડયો. પુરૂષોત્તમ જોષી ઘોડા ઉપર બેઠા હતા તે તો વિસ્મય થઇ ગયા અને દેહની સુદ્ધિ ન રહી. કૃષ્ણભટે પુરૂષોત્તમ જોષીની સ્ત્રીને કહ્યું એક બાજુથી તમે પકડજો અને બીજી બાજુથી હું પકડું છું; ત્યાર પછી કૃષ્ણભટે ભગવદ્ વાર્ત્તા ચલાવી, પુરૂષોત્તમ જોષીથી ઘોડા ઉપર રહી શકાય નહિ તેથી બન્ને જણ આસપાસ પકડી રાખે; એમ કરતાં જ્યાં મુકામ કરવાનો હતો ત્યાં આવી પહોચ્યા એટલે ઘોડા ઉપરથી ઉતારવા લાગ્યા તેમણે કહ્યું મને શું કરવા ઉતારો છો? કૃષ્ણભટે કહ્યું મુકામ આવ્યો છે તેથી ઉતારીએ છીએ. તે ભગવદ્ વાર્તામા એવા તો રસાવિષ્ટ થયા કે મુકામ આવ્યાની પણ ખબર પડી નહિ, છ દિવસ રહ્યા પણ પ્રસાદ લેવાનું ભાન પણ રહેતું નહિ. એમ કરતાં શ્રી

ગોકુળ આવ્યા ત્યારે સાવધાન થયા. શ્રી ગુસાંઇજીનાં દરશન કરીને પ્રથમજ પુછયું મહારાજ ! આ કૃષ્ણભટના ઉપર આટલી બધી કૃપા કયાંથી થઇ! પોતે શ્રી મુખથી કહ્યું, એમને તો ચાચા હરિવંશજીનો સંગછે તેથી એવા થયા છે, ત્યારે પુરૂષોત્તમ જોષીનો ગર્વ ટળી ગયો અને ઘણાજ પ્રસન્ન થયા. પછી પોતે કૃષ્ણભટને કંઇક સંદેહ પૂછતા અને ભગવદ્ વાર્ત્તા કરવા લાગ્યા. પછી કેટલાક દિવસ ત્યાં રહી શ્રીગુસાંઇજીથી વિદાય થઇને પુરૂષોત્તમ જોષી તથા કૃષ્ણભટ ઉજ્જેન ચાલ્યા. માર્ગમાં ભગવદ્ વાર્ત્તા કરતા ચાલ્યા આવ્યા તેથી બન્ને જણ ઘણાજ પ્રસન્ન થયા. પુરૂષોત્તમ જોષી શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા.।।વૈ.૩૦।।

(સાર) ભગવદીયોને પ્રસન્ન કરવાથી તેમના હૃદયમાં બીરાજમાન થએલા પ્રભુ પ્રસન્ન થાય છે અને તેમની કૃપા થએથી પુષ્ટિમાર્ગીય પ્રભુની કંઇક ઝાંખી થાય છે

પુરૂષોત્તમ જોષીની ઘોડા ઉપર બેઠાં બેઠાં એવી સ્થિતી થઇ કે દેહાનુસંધાન ભૂલી ગયા, અને પરમાનંદમાં મગ્ન થયા. એ તેમના અનંદનો ખ્યાલ અનુભવી અને વિરહી જનોજ જાણે છે, બીજાઓથી જાણી શકાય તેમ નથી. શ્રી મહાપ્રભુજીની કૃપાથી વિરહનું દાન થતાં, પ્રેમ લક્ષણા ભકિતનું સ્ફુરણ થયેથી દેહાનુસંધાન ભુલી જવાય તેવી સ્થિતીઓનેભોગવી પ્રભુની અલૌકિક લીલાઓનું અહર્નિશ દર્શન કરાય છે. પુષ્ટિમાર્ગીય ભગવદ્ ભકતોની કેવી સ્થિતી થાય છે, તેનો વિચાર કરવાથી પરમહંસ જેવા સ્થિતીને પ્રાપ્ત થયેલા આત્મજ્ઞાનીઓ તુચ્છ છે એમ સ્પષ્ટ માલુમ પડે છે.

## વાર્ત્તા ૩૧ મી. વૈષ્ણવ ૩૧ મા.

# જગન્નાથ જોશીનાં માતાની વાર્ત્તા.

જગન્નાથ જોશીની માતાને બે દીકરા હતા. તેમાં મોટા દીકરા નરહરદાસ જોશી અને નાના દીકરા જગન્નાથ જોશી હતા. એક દિવસ બન્ને દીકરાઓને તેમની માએ બે મહોર આપીને કહ્યું તમે જઇને શ્રી મહાપ્રભુજીની પાસે નામ સમર્પણ કરાવો, અને આ મહોર ભેટ ધરજો. એટલે તે મહોરોને લાકડીમાં ઘાલીને બન્ને ભાઈ ચાલ્યા, અડેલ આવી પહોચ્યા પણ તે વખતે શ્રી મહાપ્રભુજી શ્રી પુરુષોત્તમ ક્ષેત્રમાં શ્રી જગન્નાથરાયજીનાં દર્શન કરવા પધાર્યા હતા. તેથી બન્ને ભાઇઓ જગન્નાથ જોશી અને નરહર જોશીએ મળીને વિચાર કર્યો કે જો આપણે પાછા ઘેર જઇશું તો માતા આપણને ખીજશે અને નામ સમર્પણ કરાવ્યા વિના કેમ

પાછા આવ્યા એમ કહેશે. તેથી આપણે પુરુષોત્તમ ક્ષેત્રમાં જઇએ. એ નિશ્ચય કરીને બન્ને ભાઈ ચાલ્યા. થોડા દિવસમાં શ્રી પુરુષોત્તમ ક્ષેત્રમાં જઈ પહોંચ્યા. શ્રી જગન્નાથરાયજીના મંદીર આગળ જઇને પૂછયું શ્રી મહાપ્રભુજી કયાં રહે છે? એટલે એક વૈષ્ણવે ઘર દેખાડયું. ત્યાં જઈ તેમણે શ્રી આચાર્યજીનાં દર્શન કરી દંડવત્ પ્રણામ કર્યા. શ્રી આચાર્યજીએ તેમને પૂછયું તમારાં માતુશ્રી સારાં છે? એટલે બન્ને જણને આશ્ચર્ય લાગ્યું પોતે તો અમને ઓળખે છે! અને આપણે તો એમનાં કોઇવાર દર્શન પણ કર્યાનથી! પછી તેમણે કહ્યું મહારાજ આપની કૃપાથી તે બહુ સારાં છે. શ્રી મહાપ્રભુજીએ બન્ને ભાઇને પૂછયું, તમે શ્રી ઠાકોરજીનાં દર્શન કરી આવ્યા? તેમણે કહ્યું મહારાજ અમે તો હમણાંજ ચાલ્યા આવીએ છીએ તેથી દર્શન તો કર્યા નથી. પોતે બન્ને ભાઇને આજ્ઞા આપી કે દરશન કરી આવો, એટલે તેઓ દરશન કરવા ગયા ત્યાં શ્રી જગન્નાથરાયજીની પાસે શ્રી મહાપ્રભુજી ઉભા છે, તે જોઈ તેમને આશ્ચર્ય લાગ્યું કે અમે તો એમનાં ઘેર દરશન કર્યાં હતાં અને અહીંઆં કયાંથી? તેમના મનમાં આવ્યું કદાચિત્ બીજે રસ્તેથી પધાર્યા હશે પણ મનમાં સંદેહ રહ્યો તેથી દરશન કરી તરતજ ઘેર પાછા ફર્યા તો ઘેર પણ શ્રી મહાપ્રભુજી બિરાજેલા હતા. દંડવત્ કરીને બંન્ને ભાઈ બેઠા, એકબીજાનું મોઢું જોવા લાગ્યા અને ચકિત થઈ ગયા, તેમને શ્રી મહાપ્રભુજીએ પુછયું દરશન કરી આવ્યા? તેમણે કહ્યું મહારાજ આપ જાણોજ છો. શ્રી મહાપ્રભુજીએ કહ્યું તમારા મનમાં જે સંદેહ ઉત્પન્ન થયો હતો તે દુર થયો? તેમણે વિનંતી કરી મહારાજ સંદેહ દુર થયો. શ્રી મહાપ્રભુજીએ કહ્યું તમારી માતાએ ભેટ માટે મહોર મોકલી છે તે લાવો, એટલે તેમણે લાઠીમાંથી મહોર કાઢીને આગળ ધરી પછી બન્ને ભાઇને નામ નિવેદન કરાવ્યું અને પોતાના સ્વરૂપનો પ્રભાવ દેખાડયો તેથી તેમને સ્વરૂપાસક્તિ થઈ. પછી કેટલાક દિવસ રહીને આજ્ઞા માગી પોતાને દેશ ચાલ્યા. માર્ગમાં શ્રી મહાપ્રભુજીના સ્વરૂપનો વિચાર કરતા કરતા જાય, એમ કરતાં ખેરાળુ આવી પહોંચ્યા; તેમની માતાએ સઘળા સમાચાર પુછયા તેમણે જે બન્યું હતું તે કહ્યું. માતુશ્રી પણ ઘણાંજ પ્રસન્ન થયાં. શ્રી મહાપ્રભુજીની કૃપાથી તે બન્ને ભાઈ ઘણા સારા ભગવદીય થયા, આ જગન્નાથ જોશીનાં માતુશ્રી શ્રીમહાપ્રભુજીનાં સેવક એવાં પરમ કૃપાપાત્ર વૈષ્ણવ હતાં. ॥ વૈષ્ણવ ૩૧ મા ॥

**( સાર )** માતાને શ્રી મહાપ્રભુજીના સ્વરુપ ઉપર એટલી બધી આશકિત હતી કે બન્ને દીકરાઓને ખાસ નામ નિવેદન કરાવવા શ્રી ગોકુળ મોકલ્યા. ધન્ય છે તેવાં માતા પિતાને કે લૌકીક સાથે અલૌકીક સંબંધનું પણ ભલુંજ વિચાર્યું, શુષ્ક હ્રદયનાં માતા પિતા શું કરી શકે ? આથી વૈષ્ણુવોએ સમજવાનું છે કે આપણે ઘેર પુત્ર કે પુત્રિ જે હોય તેને અવસ્ય નામ મંત્ર તથા નિવેદન મંત્ર અપાવવા ભુલવું નાહ.

આ જગન્નાથ જોશીનાં માતાના સંબંધમાં **શ્રી વલ્લભચરિત્રમાં** એવી વાર્તા છે કે–શ્રી મહાપ્રભુજી જ્યારે ખેરાળુ પધાર્યા ત્યારે ગામબહાર પોતે મુકામ કર્યો, તેમનો પ્રતાપ સાંભળી ગામના ઘણા લોકો દરશન કરવા આવ્યા તેમાં આ બાઈ પણ આવ્યાં, તેમણે શ્રી મહાપ્રભુજીને પગે લાગી વિનંતી કરી કે મહારાજ ! હું ગરીબ વિધવા બ્રાહ્મણી છું, કંઈ ભણી નથી, કોઇ મને દાન કરવાનું કહે છે, કોઇ વ્રત કરવાનુ કહે છે, કોઇ કથા સાંભળવાનું, કોઇ મહાદેવજીને પાણી ચઢાવવાનું કહે છે, તો કોઇ માતાનું પુજન કરવાનું કહે છે, એમ દરેક માણસો જુદું જુદું કહે છે; માટે મારે શું કરવું જોઇએ ? મારા ધણીના છતાં મેં ધર્મની વાતમાં કંઇ પણ લક્ષ રાખ્યું નહોતું. તેમજ તે ન્હાઇને શું કરતા હતા તે પણ જાણુવાની દરકાર રાખી નહોતી, ૫–૭ વર્ષથી તેઓ ગુજરી ગયા છે, ( હાલની સ્ત્રીઓ ! તમે તમારા પતિ ધર્મ સંબંધી શું કરે છે, તે ઉપર લક્ષ રાખશો ! તેમને પુછશો, તે કહે તે પ્રમાણે કરશો, તેમના જેવો ધર્મ પાળશો, તો જરૂર તમારૂં કલ્યાણ થશે. ને આવી મુશ્કેલી નહી નડે. ) ત્યારથી મુઝાઉં છું, **અલીણામાં મહીધર દેસાઈ** અમારા યજમાન છે. (કે જેઓ ભવિષ્યમાં તેમના દ્વારા શ્રી ગુસાંઇજીના સેવક થવાના છે, અલીણા ડાકોરથી પાંચ ગાઉ થાય છે–તેમજ નડીયાદથી કપડવણજ રેલ્વેમાં મહુધાથી પણ જવાય છે. **અલીણામાં** તેમનેજ ઘેર **શ્રી ગુસાંઇજીની બેઠક** છે) હાલની સ્ત્રીઓ ! જુઓ આ એક સુપાત્ર બાઇના દ્વારા કેટલા જણા વૈષ્ણુવ થયા ને તે પણ પૂર્ણ કૃપાપાત્ર થયા. આથી સત્સંગનું ફળ કેવું છે તે જણાવ્યું છે.) જેથી જેવું તેવું ગુજરાન ચાલે છે, મારે બે દિકરા છે, તેને ભણાવું છું, તો હવે મારે શું કરવું ? કે જેથી મારૂં ગુજરાન ચાલે ને મારા આત્માનું કલ્યાણ થાય. તે ઉપરથી શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે તમે ભગવાનની સેવા કરો. તમારૂં કલ્યાણ થશે. અમારા શિષ્ય પાસેથી એક બંટાજી લ્યો, તેની સેવા કરો, સવારમાં ઉઠી ભગવાનનું સ્મરણ કરી, નાહી, ધોઇ, સ્વચ્છ થઇ, શ્રી ઠાકોરજીને સીંહાસન ઉપર પધરાવી, યથાશક્તિ મેવો કે મીસરી ભોગ ધરી, જળની લોટી ધરી, પ્રેમ પૂર્વક આરોગવાની વિનંતી કરવી. તમે પ્રેમ સહિત જે ધરાવશો તે પ્રભુ અંગીકાર કરશે. અને તેજ ભગવાનને હરઘડીએ યાદ કરો, જરૂર તમારૂં કલ્યાણ થશે. જુઓ ! દુર્યોધનનો રાજવૈભવ છોડી વિદુરજીની ભાજી આરોગ્યા હતા, ઋષિ પત્નીઓનું અન્ન પ્રેમથીજ અંગીકાર કર્યું હતું, ભગવાન્ ભક્તને આધીન છે. જેવો તમારો પ્રેમ તેવો ભગવાનનો અનુગ્રહ. તમે તમારા પુત્રો ઉપર, યજમાન ઉપર, ઘર ઉપર જેવી પ્રિતી રાખો છો, તેવીજ ભગવાનની ઉપર શ્રદ્ધા રાખશો તો ભગવાન તમારૂં કલ્યાણ કરશે. માટે બીજી બધી કડાકુટ મૂકી દેઇ માત્ર એક શ્રી હરિનીજ પ્રેમપૂર્વક ભક્તિ કરો. આ દેહ, ઘર, છોકરાં, બધું ભગવાનનું છે, અને તમે પણ ભગવાનના સેવક છે, એમ ધારી બધો વ્યવહાર ચલાવો. સ્ત્રીઓને ભક્તિ સિવાય બાજો એ કે માર્ગ અનુકુળ નથી. ( જ્ઞાન અને કર્મ માર્ગમાં કુશળતા મેળવેલી સ્ત્રીઓના દાખલા છે

પણ તે ઘણા થોડાજ છે.) સ્ત્રીઓનું જીવન પ્રથમથી તે છેવટ સુધી પ્રેમમય છે. પ્રેમ એ સેવા કે ભક્તિનો આત્મા છે. તેથી દાન, તપ, વ્રત, વગેરે કરતાં જો વધારે સારો કલ્યાણનો માર્ગ હોય તો, તે આ ભક્તિ માર્ગજ છે. એ નિશ્ચય છે માટે તમે પણ તે પ્રમાણે કરો.

(શ્રી વલ્લભચરિત્ર. પા. ૨૮૯).

# जगन्नाथ जोशी साचोरा ब्राह्मणना कुटुंबनी वार्त्ता.

## जगन्नाथ जोशी साचोरा ब्राह्मणनी वार्त्ता.

જગન્નાથ જોશી ખેરાલુના રહેવાસી *શ્રી ઠાકોરજીની સેવા બહુ સારી રીતે કરતા. એક દિવસે તેમણે શ્રી ઠાકોરજીને વાગો પહેરાવી, સઘળા શણગાર કરી રાજભોગનો થાળ ધર્યો તે વખતે તેમના મનમાં શંકા આવી કે શ્રી ઠાકોરજી વાગો પહેરીને આરોગે છે. તેથી થાળ છુઇ જશે? આ તેમના મનની વાત શ્રી ઠાકોરજીએ જાણી એટલે તૈયાર કરેલો થાળ લાત મારી ચોકી ઉપરથી દુર નાખી દીધો. જગન્નાથ જોશીના જોવામાં આવતાંજ જલદીથી બીજી સામગ્રી સિદ્ધ કરી શ્રી ઠાકોરજીના આગળ ધરી પણ એની એ શંકા ફરી ઉત્પન્ન થતાં શ્રી ઠાકોરજીએ ફરીથી લાત મારી

* આ જગન્નાથ જોશીના માથે શ્રીમહાપ્રભુજીએ શ્રીનવનીતપ્રિયાજીનું સ્વરૂપ સેવ્ય કરી સેવા કરવા પધરાવી આપ્યું હતું. તે સ્વરૂપની તેઓ ભાવ પુર્વક સેવા કરતા હતા, ત્યાર પછીથી તેમના વંશજો સેવા કરે છે. હાલ પણ તે સ્વરૂપ ખેરાલુ (ગુજરાત) માં તેમના વંશજ **જોશી કાળીદાસ વિઠ્ઠલદાસ**ના માથે બિરાજે છે. તેમજ તેમને ઘેર શ્રી મહાપ્રભુજીની બેઠક પણ છે (૮૪ બેઠક ચરિત્રના વર્ણનમાં આ ૭૧ મી બેઠક છે) જગન્નાથ જોશીથી અત્યાર સુધી વંશ પરંપરા ચાલી આવે છે પણ હાલના કાળીદાસ જોશીને પૂત્ર નથી તેથી તેમની દીકરીઓ સેવા કરે છે. ખેરાળુ બેઠકનાં દર્શન કરવા જવાની ઇચ્છા હોય તેમણે અમદાવાદથી મહેસાણા થઇ જવાય છે. ખેરાલુ રેલવે સ્ટેશન છે, સ્ટેશનથી ગામ નજીકમાં છે. જોશીનું ઘર તથા બેઠકનું સ્થળ **શ્રીમાળીવાડા**માં છે. ત્યાં ઝારી, ચરણ સ્પર્શ વગેરે સેવા થઇ શકે છે.

શ્રી મહાપ્રભુજીએ બીજી વખતની યાત્રામાં તેમનાં માતુશ્રીને ઉપદેશ આપી વૈષ્ણવ કર્યાં અને ત્રીજી યાત્રામાં જ્યારે ખેરાલુ પધાર્યા ત્યારે આ જગન્નાથ જોશીને ત્યાં મુકામ કર્યો, ત્યાં વેદનું પારાયણ કર્યું, અને તેમને માર્ગનું રહસ્ય સમજાવ્યું તેમણે શ્રી મહાપ્રભુજી પાસે શ્રી પાદુકાઓ માટે વિનંતી કરી તેથી પોતે કૃપા કરી પધરાવી આપી તે પાદુકાજી હાલ પણ ત્યાંજ બિરાજે છે.

થાળ ફેંકી દિધો; તેથી ત્રીજીવાર સામગ્રી સિદ્ધ કરી શ્રી ઠાકોરજીના આગળ ધરી, તે પણ શ્રી ઠાકોરજીએ ફેંકી દિધી, ચોથીવાર જ્યારે સામગ્રી સિદ્ધ કરવા માંડી ત્યારે બહુજ શ્રમિત થએલા તેથી નીચું માથું કરી વિચાર કરવા લાગ્યા કે કયા અપરાધથી શ્રી ઠાકોરજી આરોગતા નથી અને વારંવાર થાળ નાંખી દે છે. પછી બહુજ દિનતા કરી ત્યારે શ્રી ઠાકોરજીએ આ વાત જણાવી. તું થાળ છોવાવાથી બીવે છે ત્યારે મારા આગળ શું કરવા લાવી ધરે છે, એટલું શ્રી ઠાકોરજીનું વચન સાંભળતાં જ જગન્નાથ જોશી ચમકયા. નાક ભુમિ સાથે ઘસી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બહુજ ક્ષમા માગી કહ્યું મહારાજ હું કંઈ સમજતો નથી. મારો અપરાધક્ષમા કરો, ત્યારે શ્રીઠાકોરજી પોતે આરોગ્યા એવો તેમનો સરલભાવ હતો.

(સાર) શ્રી ઠાકોરજીના શ્રી અંગે સ્પર્શ થતી સઘળી વસ્તુઓ, તેમના ઉપયોગમાં આવતી સઘળી ચીજો, ભાવાત્મક પ્રભુમય છે. માટે તેમાં અને પ્રભુમાં કોઇ પણ જાતની ભિન્નતા નથી પણ એકજ સ્વરૂપ છે. દીનતા એજ માર્ગનું રહસ્ય છે. અતિશય દીનતા થઇ ત્યારે શ્રી ઠાકોરજીએ તેમનો અપરાધ જણાવ્યો.

❋ પ્રસંગ ૨ જો ❋ જગન્નાથ જોશી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પતા તેમાં ખીર ઉની (ગરમ) સમર્પતા. એવી ઉની ઉની ખીર શ્રી ઠાકોરજી આરોગતા. કેટલાક દિવસ પછી શ્રીઆચાર્યજી મહાપ્રભુજી ખેરાળુ પધાર્યા, જગન્નાથ જોશીને ઘેર ઉતર્યા, શ્રી ઠાકોરજીનાં દર્શન કર્યાં. શ્રી ઠાકોરજીની જીભ અને હોઠ રાતા થઇ ગએલા છે તેથી પોતે શ્રીઠાકોરજીને પુછયું મહારાજ, જીભ અને હોઠ બહુ રાતા કેમ થયેલા છે? શ્રી ઠાકોરજીએ કહ્યું રાજભોગમાં જગન્નાથ જોશી ઉની ખીર સમરપે છે, અને હું આરોગું છું ત્યારે પોતે જગન્નાથ જોશીને કહ્યું ઉની ખીર શ્રી ઠાકોરજીને કેમ સમર્પે છે? તેમણે કહ્યું મહારાજ હું શું જાણું કે એવી વાત છે, હું તો એમ જાણું છું કે ઉની વસ્તુ બહુ સારી. શ્રી મહાપ્રભુજીએ કહ્યું ખીર તો ઠંડી સારી. ત્યારથી તે એ પ્રમાણે કરવા લાગ્યા.

❋ પ્રસંગ ૩ જો ❋ એક વખત જગન્નાથ જોશી શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા અડેલ ચાલ્યા. માર્ગમાં અન્નકુટનો દિવસ આવ્યો એક સેવક સાથે હતો તેને કહ્યું ગામમાંથી દાળ, ચોખા, અને બીજી કંઇ સામગ્રી મળે તે લઇ આવો. સેવક ગામમાં જઇને પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે આ નાના ગામમાં જાર સિવાય બીજું કંઈ મળતું નથી જગન્નાથ

જોશી એ કહ્યું કે ભલે જાર (જુવાર) લઈ આવો. એટલે તે સેવક ફરીથી પાછો ગામમાં ગયો અને જાર લીધી તેને બહુ સારી રીતે ઝાટકી, વીણી, સાફ કરી કચરીને લઇ આવ્યો. જગન્નાથ જોશીએ તેનો ઠોમર બનાવ્યો સેવકે કહ્યું ભુસી નીકળી છે તેનાં ઢોકળાં કરી ઉપર મૂકો કે તેના બાફથી તૈયાર થશે. જગન્નાથ જોશીએ તે પ્રમાણે કર્યું. ઠોમર ખદખદવા લાગ્યો ત્યારે ઢોકળાં અંદર પડી ગયાં તે બધું એકંદર મળી ગયું. જગન્નાથ જોશી ભોગ સમર્પવા લાગ્યા બધી સામગ્રી એકમેક થઇ ગએલી જોઇને તેમના મનમાં બહુ ખેદ થયો પણ ભગવદ્ ઇચ્છા માનીને જેવો તેવો શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો ભોગ સરાવી પ્રસાદ લીધો પછી રાત્રીએ જગન્નાથ જોશીને શ્રી ઠાકોરજીએ કહ્યું કે મારા પેટમાં બહુજ દુઃખે છે એટલે તેમણે શ્રી ઠાકોરજીને સતવો, સુંઠ અને અજમો સમર્પ્યો પણ મનમાં બહુજ પશ્ચાતાપ થયો પછી શ્રી ઠાકોરજીએ કહ્યું કે હવે મારા પેટમાં સુખ થયું છે. ત્યાર પછી જગન્નાથ જોશી અડેલ આવ્યા.

(સાર) શ્રી ઠાકોરજી કૃપા કરી તરતજ અનુભવ જણાવતા હતા. રસ્તામાં અન્નકોટનો દિવસ આવ્યો તો રસ્તામાં પણ મનોરથ માન્યો સેવા બહુજ સાવધાનતાથી કરવી.

**પ્રસંગ ૪ થો** એક સમે જગન્નાથ જોશી પોતાના સેવ્ય શ્રી ઠાકોરજીને ઉત્થાપન કરીને પાસે મોર છલકરતા હતા. બીજા વૈષ્ણવો દર્શન કરતા હતા તે વખતે એક રજપુત ગરાસીઆ અવૈષ્ણવ આવીને વૈષ્ણવોમાં ઊભો રહ્યો તેવામાં એક ડોસી ફુલની માળા લઇને આવી દુરથી શ્રી ઠાકોરજીના ઉપર નાખી પણ ભગવદ્ ઇચ્છાથી તે માળા એક વૈષ્ણવના ગળામાં જઇને પડી. તે રજપુત ગરાસીઆએ જાણ્યું કે જગન્નાથ જોશીએ તે માળા વૈષ્ણવના ગળામાં નંખાવી અને હું રજપુત હતો છતાં મારૂં અપમાન કરી મારા ગળામાં નંખાવી નહિ તેથી તેને રીસ ચઢી મનમાં વિચાર કર્યો કે આ જોશીને હું જ્યારે ઠેર મારૂં ત્યારે રજપુત ખરો ત્યારથી તે જોશીને મારવા હાથમાં તરવાર લઈ તાકતો ફરે, પણ દાવ મળે નહિ, એક દિવસ જગન્નાથ જોશી બહારથી આવતા હતા તેમને જોઇને ગરાસીઆએ પાછળથી તરવાર ચલાવી શ્રી ઠાકોરજીએ તરવાર પોતાના શ્રી હસ્તથી પકડી રાખી અને શ્રી મુખથી કહ્યું "મારીશ નહિ" એટલે તે રજપુત રહી ગયો. જગન્નાથ જોશીએ પાછા ફરીને જોયું તો રજપુત પાછળ ઊભો છે અને તેના હાથમાંની તરવાર પકડી પોતાના

સેવ્ય શ્રીઠાકોરજી શ્રમિત થયેલા ઊભા છે. જગન્નાથ જોશીએ તે ગરાસીઆને કહ્યું, ફટરે પાપી! આ તેં શું પાપકર્મ કર્યું? શ્રી ઠાકોરજીને શ્રમ કરાવ્યો તે રજપુત તરવાર નાંખી દઇને જગન્નાથ જોશીને પગે લાગ્યો અને કહેવા લાગ્યો મારા ઉપર કૃપા કરો હું મહા અપરાધી છું. એમ કહી તેમના પકડેલા પગને છોડેજ નહિ. જગન્નાથ જોશીને દયા આવી એટલે પોતાના હાથથી ઉઠાવી તેને વિદાય કર્યો. કેટલાક દિવસ પછી તેને શ્રીઆચાર્યજી પાસે નામ અપાવરાવ્યું અને નિવેદન કરાવરાવ્યું. તે રજપુત બહુ સારો વૈષ્ણવ થયો. વૈષ્ણવોના વચમાં આવીને ઊભો રહ્યો તેનું ફલ એ સિદ્ધ થયું. જગન્નાથ જોશી શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા તેથી તેમની વાર્ત્તા કેટલી લખીએ.

(❀ સાર ❀) ભગવદીયોની દયા કેટલી હોય છે? મારવા આવનારને ઊત્તમોત્તમ ફળ જે નામ સમર્પણ તે શ્રી મહાપ્રભુજી પાસે કરાવરાવ્યું. પ્રભુને કૃપા કરવી હોય છે, ત્યારે જીવનાં કર્મ જોતા નથી વૈષ્ણવોની વચમાં ઉભા રહ્યાનું ફળ આટલું બધું મળ્યું કે સારા વૈષ્ણવ થયા. માટે હંમેશાં વૈષ્ણવોનો સતસંગ કરવો એ ખાસ લક્ષમાં રાખવું.

## જગન્નાથ જોશીના મોટાભાઇ *નરહર જોશીની વાર્ત્તા.

એક સમે નરહર જોશી શ્રી પુરુષોત્તમ ક્ષેત્રમાં શ્રી જગન્નાથરાયજીનાં દર્શન કરવા ચાલ્યા. પટનાની આગળ મુકામ કર્યો, ત્યાં સ્નાન કરી રસોઇ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. જુએ છે તો ૧૦ વરસનો બાળક ઝાડ ઉપરથી ઉતરી આવી સામો ઉભો રહ્યો. તેને જોઇને નરહર જોશીને આશ્ચર્ય લાગ્યું કે આ બાળક અહીં ક્યાંથી આવ્યું, એ બાળક આવીને નરહર જોશીના આગળ હાથ પસારીને માગવા લાગ્યો, ત્યારે તેમણે વિચાર્યું કે આ સુંદર બાળક મારા આગળ હાથ શા માટે લાંબો કરે છે? નરહર જોશીએ બે રોટી ઘીથી ચોપડીને તેના ઉપર દાળ ધરીને આપી. તે બાળક ફરીથી આમલીના ઝાડ ઉપર ચઢી ગયો. નરહરજોશીએ જોયું તો બાળક જોવામાં આવ્યું નહિ. ત્યાંથી આગળ ચાલતાં બીજે દિવસે

* આ નરહર જોશીના વંશપરંપરામાં હાલ ગિરધર જોશી છે, તે મને માથે શ્રી મહાપ્રભુજીના હસ્તાક્ષર બિરાજે છે, તેની તઓ ભાવ પૂર્વક સેવા કરે છે. ખેરાળુમાં આ ગીરધર જોશી તથા કાળીદાસ જોશીનું એમ બન્ને ઘર સાથે છે.

બીજે મુકામે જઇને ઉતર્યા; ત્યાં સ્નાન કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો ત્યારે તેજ પ્રમાણે આમલીના ઝાડ ઉપરથી ઉતરીને તે બાળક આવ્યો અને એ પ્રમાણે મૌન રાખીને (બોલ્યા સિવાય) હાથ લાંબો કર્યો, ત્યારે નરહર જોશીના મનમાં સંદેહ આવ્યો કે કોઈ છળવા આવ્યો હોય તો શું કરવા આપું. અને જો ભગવદ્ સ્વરૂપ હોય તો પ્રસાદી શી રીતે આપું. એ સંદેહથી બાળકને કંઈ પણ આપ્યું નહિ, એટલે તે બાળક પાછો ઝાડ ઉપર ચઢી ગયો; શ્રી ઠાકોરજીએ ખેરાલુમાં તેમના બીજા ભાઈ જગન્નાથ જોશીને જણાવ્યું કે આજ હું નરહર જોશીની પાસે ગયો હતો. હાથ લાંબો કરી ખાવા માગ્યું પણ મને કંઇ આપ્યું નહિ, જગન્નાથ જોશીએ તે વાર, દિવસ, મહિનો, સંવત્ સઘળું લખી રાખ્યું, એટલા માટે કે નરહર જોશી આવશે ત્યારે પુછીશું. કેટલાક દીવસ વીત્યા પછી નરહરજોશી ઘેર આવ્યા; માતા અને ભાઈ બન્નેને મળ્યા. પછી બીજે દીવસે બન્ને ભાઈ જ્યારે સેવામાં ગયા, ત્યારે જગન્નાથ જોશીએ નરહર જોશીને શ્રી મહાપ્રભુજીના કુશળ સમાચાર પુછયા, અને અમુક સંવત્માં, અમુક મહીનાની, અમુક તિથી, વારને દીવસે પટના આગળ મુકામ કર્યો હતો ત્યાં રસોઈ કરી ભોગ સમર્પ્યો ત્યારે કોઇ બાળકે આવીને હાથ લાંબો કરી ખાવાનું માગ્યું હતું ? નરહર જોશીએ કહ્યું પહેલે દિવસ તો તમે કહોછો તેવો સુંદર બાળક જોઈને મેં ચોપડેલી રોટી અને દાળ આપી હતી. બીજે દિવસે મને સંદેહ થયો તેથી મેં કંઇ આપ્યું નહિ. જગન્નાથ જોશીએ કહ્યું તમે ના આપ્યું તે ઠીક કર્યું નહિ, એ તો આપણા શ્રી ઠાકોરજી હતા. જ્યારે આપણે બન્ને ભાઇ શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા ગયા હતા ત્યારે આપણી માતાએ આપણી સાથે ભેટ મોકલી હતી, તે આપણે સંદેહ કરીને રાખી મુકી હતી, તે શ્રી મહાપ્રભુજીએ માગી લીધી હતી. તેથી આપણા માર્ગમાં શ્રી ઠાકોરજી અને શ્રી મહાપ્રભુજીમાં સંદેહ ન કરવો એવો બન્ને ભાઈના મનમાં નિશ્ચય થયો.

❀ પ્રસંગ ૨ જો ❀ એક સમે નરહર જોશી અલીણા ગામમાં જ્યાં તેમના ક્ષત્રી યજમાન *મહીધરજી દેસાઇ તથા તેમની બહેન ફુલબાઈ

* આ મહિધરજી દેસાઇ ગ્નાતે બ્રહ્મક્ષત્રી હતા તેમના વંશજો હાલ અમદાવાદમાં રા. બ. નરસિંહલાલ રેવાદાસ વગેરે છે, તેમનાં ઘર હાલ સુધી પણ જીર્ણ અવસ્થામાં અલીણા ગામમાં શ્રી ગુસાંઇજીની બેઠક નજીક છે.

રહેતાં હતાં ત્યાં ગયા, તેમને કહ્યું તમે શ્રી ગુસાંઇજી પાસે જઇને નામ પામી વૈષ્ણવ થાઓ; તેમણે કહ્યું ભલે તમે આ ગામમાં જરૂરથી શ્રી ગુસાંઇજીને પધરાવો, એટલે નરહર જોશીએ જઇને શ્રી ગુસાંઇજીને અલીણાંમાં પધરાવ્યા. નરહર જોશીએ મહીધરજીને અને ફુલબાઇને કહ્યું કે શ્રી ગુસાંઇજી પધાર્યા છે, ત્યારે તે ભાઇ બહેન ઘણાં પ્રસન્ન થયાં. મહીધરજીએ કહ્યું શ્રી ગુસાંઇજીને ખાલી હાથે કેવી રીતે પધરાવું. નરહર જોશીએ કહ્યું રૂપીઆ અને મહોર એકઠી કરી ન્યોછાવર કરી પધરાવો પછી તેમણે યથાશક્તિ તે પ્રમાણે કરીને પોતાને ઘેર પધરાવ્યા. નરહર જોશીએ મહીધરજી, ફુલબાઇ બાલ ગોપાળ તથા સઘળા કુટુંબને શ્રી ગુસાંઇજી પાસે નામ નિવેદન અપાવરાવ્યું. તેમણે બહુ સારી રીતે શ્રી ગુસાંઇજીની સેવા કરી. પછી ત્યાંથી પોતે વિદાય થઈ દ્વારિકાં પધાર્યા અને નરહરજોશી ખેરાળુ આવ્યા. કેટલાક દીવસ વીત્યા પછી અલીણા ગામમાં આગ લાગી, તે દીવસે નરહરજોશી ખેરાળુમાં તળાવ ઉપર નિત્ય કર્મ કરીને હાથમાં તુલસી તથા ફુલની છાબ લેઇને આવતા હતા; તે વખતે એમના મનમાં સ્વતઃ પ્રેરણા થઈ કે અલીણા ગામમાં આગ લાગી છે. તેથી તેજ સ્થળે રસ્તામાં ઉભા રહીને તુલસી દલની ચારે બાજુએ જલની ધાર કુંડલાકાર કરી, એટલે ત્યાં આગ હોલવાઈ ગઈ. તેમાં મહીધરજીની હવેલી અને ઘર બચી ગયું; કેટલાક દિવસ પછી અલીણામાં નરહર જોશી આવ્યા. ફુલબાઇએ તેમને કહ્યું અહીંઆં અગ્નિનો બહુ ઉપદ્રવ થયો હતો પણ શ્રી ગુસાંઇજીની કૃપાથી હમારૂં તો કલ્યાણ થયું. તેમણે કહ્યું પ્રભુની કૃપાથી હમેશાં કલ્યાણજ છે, ત્યાર પછી પોતે ખેરાળુ આવ્યા, બન્ને ભાઇ જ્યારે એકાંતમાં બેઠા ત્યારે નરહર જોશીએ જગન્નાથ જોશીને સઘળી વાર્ત્તા કહી. હું તે દીવસે નિત્ય કર્મ કરીને તલાવથી આવતો હતો ત્યારે હાથમાં તુલસી, ફુલની છાબ અને ઝારીજી હતાં, તે વખતે મારા મનમાં એમ આવ્યું કે અલીણામાં આગ લાગી છે તેથી રસ્તામાંજ ઉભો રહીને તુલસીદલ વચમાં રાખીને તેની ચારે બાજુએ પાણીની ધારા કુંડલાકૃતિ કરી, એટલે ત્યાં અગ્નિ હોલવાઇ ગઈ, તેમાં મહીધરજીની હવેલી અને ઘર બચ્યું, તેમને જગન્નાથ જોશીએ કહ્યું આપણે એટલી હઠ ન કરવી જોઇએ, કારણ કે આપણા માટે શ્રી ઠાકોરજીને શ્રમ થાય તે ન કરવું. આપણા માર્ગની એ રીત નથી. નરહર જોશીએ કહ્યું મેં હઠ કરી નથી પણ

મારા મનમાં એમ આવ્યું કે તે હમણાં વૈષ્ણવ થયા છે, તેથી તેમના મનમાં એમ ન આવે કે અમે હમણાં વૈષ્ણવ થયા અને તરતજ આગ લાગી તેના માટે મેં આ પ્રમાણે કર્યું. પછી બન્ને ભાઈ પરસ્પર હસીને ચુપ રહ્યા અને કહેવા લાગ્યા પ્રભુ બડા કૌતુકી છે, એમની ઇચ્છાથી સઘળું ભલું જ થાય છે. પણ આપણે હઠ ન કરવી જોઇએ. નરહર જોશી એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા કે જેમણે પરમાર્થને માટે એવો ચમત્કાર કર્યો. તે, તેમનાં માતુશ્રી, તથા તેમના છોટાભાઈ જગન્નાથ જોશીએ બધા શ્રી મહાપ્રભુજીના સેવક પરમ કૃપાપાત્ર ભગવદીય હતા.

---

વાર્ત્તા ૩૨ મી. વૈષ્ણવ ૩૨ મા.

## राणा व्यास साचोरा ब्राह्मण गोधराना वासीनी वार्त्ता.

પહેલાં જગન્નાથ જોશી રાણા વ્યાસની પાસેથી નામ પામ્યા હતા. પછી ફરીથી શ્રી મહાપ્રભુજીની પાસે નામ પામ્યા. જગન્નાથ જોશી રાણા વ્યાસની પાસે રહેતા. એક દીવસ પ્રારબ્ધ ગતિથી તેમને ગોધરાના દેસાઈની સ્ત્રી જોડે *સંગ થયો, આ વાત રાજદ્વારમાં સાંભળવામાં આવવાથી હાકેમ ઘોડા વગર રાણા વ્યાસને પકડવા આવ્યો. જગન્નાથ જોશીએ રાણા વ્યાસને બીજે ગામ મોકલી દીધા તેથી રાણા વ્યાસ અને દેસાઇની સ્ત્રી બીજે ગામ ગયાં. પછી ત્યાં જગન્નાથ જોશી એકલા રહ્યા. રાજદુતો આવીને રાણા વ્યાસને ખોળવા લાગ્યા તેમને જગન્નાથ જોશીએ કહ્યું એતો અહીઆં નથી, ચાલો રાજમાં હું આવીને ઉત્તર આપીશ. એટલે તે સીપાઇઓએ જોશીને લાવી હાકેમના આગળ ઊભા કર્યા. હાકેમે કહ્યું રાણા વ્યાસ ક્યાં છે ? તેમને લાવો, તેમણે બીજાની સ્ત્રી સાથે અધર્મ કર્યો છે. તમને તો અમે સારા જાણીએ છીએ. જેમનું નામ જગન્નાથ જોશી તેતો કદી અન્યાય કરે નહિ. તેથી તેમને લાવો. જગન્નાથ જોશીએ કહ્યું તમે મારૂં કહેવું સાંભળો તો કહું. હાકેમે કહ્યું ભલે કહો. તેમણે કહ્યું રાણા વ્યાસે આ અન્યાય કર્યો નથી, હાકેમે કહ્યું કેવી રીતે મનાય, જગન્નાથ જોશીએ કહ્યું રાણા વ્યાસને બદલે તમે

* તેમને દુષ્ટ સંગ થયો નથી પણ એકાંતમાં બેસી ભગવદ્ વાર્તા કરતા હતા.

કહો તેમ હું કરૂં. એટલે હાકેમે ગાડીના પૈડાનો લોઢાનો ગોળ વીંટો મંગાવ્યો તેને અગ્નિમાં તપાવીને જગન્નાથ જોશીને કહ્યું જો તમે સાચા હોય તો આ વીંટો ગળામાં નાંખો. જગન્નાથ જોશી સ્નાન કરીને આવ્યા અને ઊભા રહીને કહ્યું જો રાણા વ્યાસે અન્યાય (અધર્મ) કર્યો હોય તો મને આ અગ્નિ બાળીને ભસ્મ કરી નાખજો, નહિતો આ લોઢાનો તપાવેલો વીંટો શીતળ થઈ જજો. એમ કહીને અગ્નિમાંથી તે વીંટાને બે હાથવતી કાઢી પોતાના ગળામાં નાંખ્યો, બે ઘડી સુધી રાખ્યો એટલે સૌ કોઈ કહેવા લાગ્યાં કે જોશી તમે સાચા છો, હવે તે વીંટાને ગળામાંથી કાઢો. તેમણે કહ્યું હવે કોના ગળામાં નાખું, પછી તે પૃથ્વીમાં નાંખી દીધો એટલે પૃથ્વી બળી ગઈ તે દેખીને સઘળા કહેવા લાગ્યા કે જોશી તમને ધન્ય છે તમને તમારા ધણીનો એવો વિશ્વાસ છે. એમ કહી હાકેમે તેમનું સમાધાન કરીને કહ્યું જોશી તમે કંઇ માગો હું તમારા ઉપર પ્રસન્ન છું. જોશીએ કહ્યું જે ચાડીખોરે રાણાવ્યાસની ચુગલી કરી હોય તેને કંઈ પણ શિક્ષા કરશો નહિ, એટલુંજ માગુ છું. આ સાંભળીને હાકેમ અને બીજા બધા ઘણા પ્રસન્ન થયા. જગન્નાથ જોશી વિદાય થઇને ઘેર આવ્યા. તે એવા ભગવદીય હતા કે જેમણે પોતાના ગુરૂનો પ્રભાવ દેખાડયો.

❁ **પ્રસંગ ૨ જો** ❁ રાણા વ્યાસ પહેલાં તો માધવદાસ સારસ્વત પાસેથી નામ પામ્યા હતા, પછી જ્યારે શ્રી મહાપ્રભુજીના સેવક થયા ત્યારે પરમ વૈષ્ણવ થયા. રાણા વ્યાસ સિદ્ધપુરમાં રહેતા ત્યારે આ વ્યાસ અને જગન્નાથ જોશી બન્ને શ્રી સરસ્વતીજીમાં સવારમાં સ્નાન કરતા હતા તે વખતે એક રજપુતાણી પોતાના પતીના મડદા સાથે સતી થવા આવી, એટલે રાણા વ્યાસે જગન્નાથ જોશીને પૂછ્યું આ સતી થાય છે તેનું કારણ શું ? રાણાવ્યાસે માથું હલાવીને કહ્યું એ પ્રેતની સાથે પોતાનો દેહ નકામો બાળી નાંખે છે, રાણાવ્યાસનું આ કહેવું સતી થવાને આવેલી રજપુતાણીએ સાંભળ્યું; તેણે પોતાની સાથેના લોકોને કહ્યું હું બળીશ નહિ, બળવું એ મને સત્ય ધર્મ લાગતો નથી તેથી તમે મને બળાત્કારે બાળશો તો હત્યા તમને લાગશે એમ કહી તે બળી નહી. બધા લોકો મડદાને બાળી ઘેર ગયા. સ્ત્રીને ગામની બહાર એક ઝુંપડી કરી આપી તેમાં રાખી. પછી બીજે દીવસે રાણાવ્યાસ સ્નાન કરવા આવ્યા ત્યારે તે

સ્ત્રીએ આવીને પૂછયું મહારાજ કાલે તમે માથું હલાવીને શું કહ્યું હતું, તે વાત કૃપા કરીને મને કહો. તે વાત સાંભળવાને માટે હું કાલે બળી નહોતી. રાણાવ્યાસે કહ્યું અમે તો એક બીજાની સાથે હસીને વાતો કરતા હતા; તેણે દીનતા પૂર્વક કહ્યું મને શા માટે ભમાવો છો, જેવું હોય તેવું ખરેખરૂં કહો, એવી રીતે ઘણોજ આગ્રહ કર્યો ત્યારે રાણાવ્યાસે કહ્યું કે આવો ઉત્તમ દેહ પામી નાહક પ્રેત (મુડદા) સાથે બાળે છે, તેથી શું સાર્થક! આ દેહ શ્રી ઠાકોરજીની સેવામાં કામ ન આવે, સેવા ન કરે, સ્મરણ ન કરે, તો શું કામની? તે સાંભળી તે સ્ત્રીએ કહ્યું હું તમારે શરણે આવી છું, માટે મારી આ દેહ જેવી રીતે શ્રી ઠાકોરજીના ઉપયોગમાં આવે તેમ કરો. રાણાવ્યાસે કહ્યું હમણાં તો તને સૂતક છે, માટે સૂતક ઉતર્યા પછી વાત, તેથી તે સ્ત્રી પોતાની ઝુંપડીમાં ગઇ પણ તેને વિરહ થવાથી તે કંઇ ખાતી નહિ. ફક્ત ચણા ખાઇને રહેતી ને હંમેશાં રાણાવ્યાસ પાસે આવતી, એમ કરતાં તેને અત્યંત વિરહ થવાથી એક દિવસ તો તેણે કંઇ ખાધું નહિ, તેમ જળપાન પણ કર્યું નહિ, ને બીજે દિવસે સવારે જ્યારે રાણાવ્યાસને સરસ્વતી સ્નાન કરવા આવવાનો સમય થયો ત્યારે તે સ્ત્રી આવી. તેમણે સ્નાન કરી આવવા કહ્યું, તેથી તે સરસ્વતીમાં ન્હાઇને આવી. રાણાવ્યાસે શ્રી મહાપ્રભુજીનું ધ્યાન કરીને તેને નામમંત્ર આપ્યો. તત્ક્ષણેજ તેને ભગવદ્દભાવ ઉત્પન્ન થયો, તેથી તેણે કહ્યું હવે મારે શું કરવું. તેમણે કહ્યું ભગવદ્દસેવા કરો; તે સ્ત્રીએ કહ્યું મારી સ્થિતી તો આવી છે તેથી કેવી રીતે કરૂં. પણ તમે કૃપા કરી કંઇ સેવા બતાવો તે કરૂં. રાણાવ્યાસ ધોતી, ઉપરણા વગેરે ધોવા આપતા તે ધોઇ લાવતી ને પ્રસાદ પણ ત્યાંજ લેતી, રાણાવ્યાસનું સઘળું કામકાજ સેવા કરવા લાગી તેમજ ભગવદ્દ સેવામાં પણ નહાય, અસ્પર્શમાં કેટલીક સેવા કરવા લાગી એમ કરતાં શ્રી મહાપ્રભુજી ત્યાં પધાર્યા ત્યારે રાણાવ્યાસે આ સ્ત્રીની બધી હકીકત કહી એટલે પોતે કૃપા કરી તેને શરણે લીધી. આ રાણાવ્યાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેથી તેમની વાર્ત્તા કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૩૨ મા ॥

(સાર) પતિની પાછળ બળી જવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે, અને દેહ રાખી પ્રભુ સેવા કરવાથી નિજધામમાં પ્રભુ અંગીકાર કરે છે. માટે જે વિધવા સ્ત્રીઓ પ્રભુની સેવા કરતી નથી તેમની ઘણીજ અધોગતિ થાય છે.

આ રાણાવ્યાસ મહાન્ પ્રખર પંડિત હતા. તેમણે એક વખત કાશીમાં જઇ સભા કરી વાદ કર્યો તેમાં બીજા પંડિતો સાથે તેઓ જીત્યા હતા તે ઉપરથી તેઓ યાત્રાર્થે દક્ષિણમાં ગયા ત્યાં કેટલાક સ્થળોએ સભા કરી વાદમાં જીત મેળવી, ગર્વથી મદાંધ થયેલા રાણાવ્યાસ ફરીથી કાશીમાં આવ્યા. બીજી સભા કરી તેમાં હાર્યા તેથી નિરાશ થઇ મનમાં નિશ્ચય કર્યો કે આ જીવ્યાથી તો મરવું સારૂં. અને તે પણ આવા કાશી જેવા પવિત્ર ક્ષેત્રમાં ક્યાંથી હોય એમ ધારી તેઓ ગંગાજી ઉપર પંચગંગા ઘાટે આવ્યા, આ વખતે શ્રી મહાપ્રભુજી પણ ત્યાં સ્નાન કરી સંધ્યા કરતા હતા, ત્યાં રાણાવ્યાસ બેઠા. પોતે સંધ્યા કરી રહ્યા એટલામાં કૃષ્ણદાસ મેઘને અનાયાસ પ્રશ્ન પૂછ્યો, કે જે લોકો ગંગાજીમાં પડી આત્મઘાત કરે છે, તેમની શી ગતિ થાય છે? શ્રી મહાપ્રભુજીએ કહ્યું "શ્રી ગંગાજી તો તેવાઓનો સ્પર્શ પણ કરતાં નથી. કાંતો તેનું મુડદું માંછલાં વગેરે જનાવર પ્રાણી ખાઇ જાય છે, અથવા તો પ્રવાહમાં તણાતું કીનારા ઉપર નીકળી જાય છે. ત્યાં કાગડા, ગીધ વગેરે તેનું ભક્ષણ કરી જાય છે, પણ તેથી તેનું કલ્યાણ થતું નથી. **આત્મઘાત કરનાર માણસ સાત જન્મ સુધી નર્કમાં પડે છે**" આ બધું રાણાવ્યાસ સાંભળતા હતા તેથી તેમણે તત્ક્ષણેજ દંડવત્ કરી વિનતી કરી કે કૃપાનાથ! આપ તો મારા ઉદ્ધાર માટેજ અહીં પધાર્યા હો તેમ જણાય છે કારણ કે આપનો આ ઉપદેશ મેં સાંભળ્યો ન હોત તો હું આજે શ્રી ગંગાજીમાં ડુબી મરવાનો હતો. પણ આપનો ઉપદેશ સાંભળ્યો તેથી હવે તો હું તેમ નહિ કરૂં, પણ મને શરણે લ્યો. શ્રી મહાપ્રભુજીએ તેમને સ્નાન કરી આવવા કહ્યું સ્નાન કરી આવ્યા પછી નામ મંત્ર આપી બ્રહ્મસંબંધ કરાવ્યો પછી મુકામ ઉપર લેઇ જઇ માર્ગનું રહસ્ય સમજાવ્યું, તેમજ "चतुःश्लोकी" ગ્રન્થ પણ ભણાવ્યો. અને કહ્યું કે હારજીતથી ગભરાવાનું કારણ નથી સુખ, દુઃખ, જય, પરાજય, સરખાં ગણી પ્રભુનું સ્મરણ કરવું એજ માણસનું ખરૂં કર્તવ્ય કર્મ છે. એક વખત હારેલો માણસ જીવતો હશે તો ફરીથી જીતશે માટે જીવતરથી કંટાળી ક્ષણિક આવેશમાં અમુલ્ય દેહનો નાશ નહિ કરવો. શ્રી મહાપ્રભુજી વિવેક ધૈર્યાશ્રયમાં કહે છે કે:—

**अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः ॥**

કોઇ પણ કાર્ય થઇ શકે તેવું ન હોય, અથવા થઇ શકે તેવું હોય તે દરેકમાં ભગવાનની શરણ ભાવના રાખવી.

**अशक्ये हरिरेवास्ति सर्वमाश्रयतो भवेत् ॥**

કોઇ પણ અશક્ય કાર્યમાં હરિતો છેજ, તેના આશ્રયથી સર્વ સિદ્ધ થાય છે.

**अशक्ये हरिरेवास्ति मोहं मागाः कथंचन ॥**

અશક્ય વસ્તુમાં હરિ છેજ, માટે કોઇ પણ પ્રકારથી મોહને પામવું નહિ.

વળી શ્રીમદ્ ભગવદ્ ગીતામાં પણ ભગવાન્ કહે છે કે:—

**सुख दुःखे समे कृत्वा लाभालाभौ जया जयौ ।**
**ततो युद्धाय युज्यस्व नैवं पाप मवाप्स्यसि ॥**

અર્થ—સુખ દુઃખને, લાભ હાનિને, અને જય પરાજયને સરખાં માનીને યુદ્ધમાં જોડા. એ પ્રમાણે કરવાથી તને પાપ લાગશે નહિ.

માટે સર્વ કર્મ ફળની અપેક્ષા વગર કરવાં, કારણ કે તેમ કરવાથી તે કર્મો પરિપૂર્ણ થાય છે, અને પરિણામે તે બંધનકારક નિવડતાં નથી.

પછી પોતે આજ્ઞા કરી કે સવારે જઇ સભા કરજો તેમાં તમે જીતશો. રાણાવ્યાસે આજ્ઞા માથે ચઢાવી, બીજે દીવસે સભા કરી તેમાં તે જીત્યા. તેથી પ્રસન્ન થયા; મનમાં જાણ્યું કે આ સઘળો પ્રતાપ શ્રી આચાર્યજીનો છે. પછી શ્રી મહાપ્રભુજી પાસે આવી દંડવત્ કરી આજ્ઞા માગી પોતાને ઘેર ગોધરા ગયા.

( જુઓ બેઠક ચરિત્રમાં બેઠક ૭૦ મી, તથા શ્રી વલ્લભચરિત્ર. પા. ૩૫૨ )

શ્રી મહાપ્રભુજીએ ત્રીજી પૃથ્વી પરિક્રમા વખતે ગોધરામાં આ રાણાવ્યાસને ઘેર મુકામ કર્યો હતો. ત્યાં સમાહ કરી પોતાની બેઠક સ્થાપિત કરી હતી, ગોધરામાં દેસાઇવગામાં તે બેઠક હતી, પણ તે જગા હાલમાં સરિયામ રસ્તામાં મળી ગયેલી છે એમ જણાવવામાં આવે છે.



## વાર્ત્તા ૩૩ મી. વૈષ્ણવ ૩૩ મા.

# *रामदास साचोरा ब्राह्मण गुजरातमां रहेता तेमनी वार्त्ता.

આ રામદાસને માથે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ શ્રી નટવર ગોપાળજીનું સ્વરૂપ અને પોતાનાં પાદુકાજી સેવા કરવા માટે પધરાવી આપ્યાં હતાં. તેમની તેમણે સદૈવ સેવા કરી.

રામદાસજી લગ્ન કરી પૃથ્વી પરિક્રમા કરવા માટે ચાલ્યા, કેટલાક

* આ રામદાસજી સીકંદરપુરા ( હાલનું અમદાવાદથી અસારવા જતાં છગનલાલ ભાઇચંદની વાડી કે જ્યાં હાલ શ્રીનાથજીનું મંદિર છે તે ) માં રહેતા હતા. રામદાસજી કરીને બીજા ભાઇ તેમને હતા. પ્રથમ પરિક્રમા વખતે જ્યારે શ્રીમહાપ્રભુજી નરોડા પધાર્યા ત્યારે ગોપાળદાસજી દ્વારા તે સેવક થયા હોય એમ મનાય છે, શ્રી મહાપ્રભુજી નરોડામાં બિરાજતા ત્યારે સીકંદરપુરા નજીકની "દાદાહરિની વાવ" નું જળ આરોગતા. આ સેવા રામદાસજી પૂર્ણ પ્રીતિથી કરતા. તેથી પોતે પ્રસન્ન થઇ શ્રી નટવર ગોપાળનું સ્વરૂપ, તથા શ્રી પાદુકાજી સેવા માટે પધરાવી આપ્યાં હતાં. જેની તેઓ પૂર્ણ પ્રીતિથી સેવા કરતા. વળી ત્રીજી પરિક્રમા વખતે ફરીથી શ્રી મહાપ્રભુજી નરોડા પધાર્યા ત્યારે પણ જળ ધરાની સેવા આ રામદાસજી કરતા હતા, તેથી તે બહુ પ્રીત થયા જાણી શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે આ વખતે જળ ભરવા જાઓ ત્યારે તમને વાવમાંથી જે મળે તે લેતા આવવું તેથી ગાગર ભરવા જતાં તે વાવમાંથી "શ્રી ચત્રભુજરાયજી" ઠાકોરજીનું સ્વરૂપ મળ્યું, તે લેઇ તથા ગાગર ભરી રામદાસજી શ્રી મહાપ્રભુજી પાસે ગયા શ્રી ઠાકોરજીનું સ્વરૂપ શ્રી મહાપ્રભુજીને આપ્યું પોતે સેવ્ય કરી સેવા કરવા પધરાવી આપ્યા, ત્યાર પછી શ્રી ગોપીનાથજી ( શ્રી મહાપ્રભુજીના જ્યેષ્ટ લાલજી ) જ્યારે અમદાવાદ પધાર્યા ત્યારે આ રામદાસજીને ત્યાં જ મુકામ કર્યો એક રાત્રે શ્રી ગોપીનાથજીને સ્વપ્નદ્વારા આજ્ઞા થઇ કે

દિવસ પછી પરિક્રમા પુર્ણ કરી પોતાને ઘેર પાછા આવ્યા, પણ પોતાની સ્ત્રીનો અંગીકાર કરે નહિ. બે ચાર દિવસ ઘેર રહીને દ્વારિકાં ચાલ્યા. ત્યારે તેમની સ્ત્રી પણ સાથે ચાલવા લાગ્યાં, પણ તેને પોતાની પાસે આવવા દેતા નહિ. તેને ઈંટોથી મારે તોપણ તે દુર રહી સાથે ચાલી આવતી હતી જ્યાં રામદાસજી રસોઇ કરી ભોજન કરે ત્યાં આગળ તેમના પતરાળામાંજે કંઇ જુઠન પડ્યું રહે તો તે ખાય નહિ તો ભુખીજ પડી રહે. એમ કરતાં કરતાં કેટલાક દિવસમાં દ્વારિકા પહોચ્યા. ત્યાં શ્રી રણછોડજીનાં દર્શન કર્યાં, જ્યાં રામદાસજી રહ્યા ત્યાં સ્ત્રી પણ રહી; છતાં રામદાસ તેને ખાવા માટે કંઇ આપે નહિ. તેમના પતરાળામાં જે જુઠન પડ્યું રહે તેજ પહેલાંની માફક ખાયા કરતી હતી, અને ન વધ્યું હોય તો ભુખીજ પડી રહે, પણ પતિનો સાથ છોડે નહિ. એક દિવસ શ્રી રણછોડજીએ રામદાસને કહ્યું, તારી સ્ત્રીનો અંગીકાર કેમ કરતો નથી ? તેણે વિનંતી કરી કૃપાનાથ હું તો વિરક્ત વૈરાગી છું. મારે સ્ત્રીનું શું કામ છે. પોતે આજ્ઞા કરી તેં લગ્ન શા માટે કર્યું. શ્રી આચાર્યજીના સેવકને એવી નિઠુરતા ન જોઇએ. તું હવેથી એ પ્રમાણે કરીશ નહિ. શ્રી મહાપ્રભુજીના સેવક જાણીને હું તમને કહેતો નહોતો, હવેથી કહું છું કે તું સ્ત્રીનો અંગીકાર કર. શ્રી રણછોડજીની આજ્ઞા પ્રમાણ માનીને પોતાની સ્ત્રીનો અંગીકાર કર્યો, પછી શ્રી રણછોડજીથી વિદાય થઇને પોતાને ગામ ચાલ્યા. રામદાસે પોતાની સ્ત્રીને કહ્યું તું મારી સાથે ચાલી આવ, સ્ત્રી ઘણીજ પ્રસન્ન થઇને સાથે ચાલવા લાગી. રસ્તામાં મુકામ કર્યો ત્યાં આગળ રામદાસજીએ સ્નાન

---

નજીકના કુવામાં "**શ્રી મદનમોહનજી**" ઠાકોરજી બિરાજે છે તેમને પધરાવો, બીજી સવારે તે કુવામાંથી શ્રી ઠાકોરજી પધરાવ્યા ને સેવ્ય કરી આ રામદાસજીને પધરાવી આપ્યા (તે કુવો હાલ પણ ત્યાં છે) તથા પોતાનાં શ્રી પાદુકાજી પણ પધરાવી આપ્યાં આ રીતે આ બંન્ને ભાઇઓ પાસે જે શ્રી ઠાકોરજી પધાર્યા ને પૈકીઃ—૧ "રામદાસજીના માથે" ૧ શ્રી નટવર ગોપાળજી (શ્રી મહાપ્રભુજીના સેવ્ય) ૨ શ્રી પાદુકાજી (શ્રી મહાપ્રભુજીનાં) ૩ શ્રી મદનમોહનજી (શ્રી ગોપીનાથજીના સેવ્ય) પધાર્યા. હાલ તે મંદિર રાજામહેતાની પોળમાં છે. ને તેમના વંશજો પૈકી **રણછોડલાલ માણેકલાલ** સેવા કરે છે. ૨ "શ્યામદાસજીના માથે" ૧ શ્રી ચત્રભુજરાયજી (શ્રી મહાપ્રભુજીના સેવ્ય) ૨ શ્રી ગોપીનાથજીનાં પાદુકાજી બિરાજે છે આ મંદિર રીચીરોડ ચંગપોળમાં છે ને તેમના વંશજો પૈકી **ચુનીલાલ પ્રાણવલ્લભદાસ** સેવા કરે છે.

**આ હકીકત તેમના વંશજોદ્વારાએ મેળવી છે, તેથી તે વધારે સાબીતીવાળી છે.**

કરી રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગસરાવી પોતે મહાપ્રસાદ લીધો અને પછી પોતાની સ્ત્રીને પણ આપ્યો. કેટલાક દિવસ સુધી એ પ્રમાણે માર્ગમાં ચાલ્યું. એક દિવસ શ્રી રણછોડજીએ માર્ગમાં આજ્ઞા કરી કે તું તારી સ્ત્રીને નામમંત્ર આપ. તેણે કહ્યું. મહારાજ! હું નામ કેવી રીતે આપું. શ્રી રણછોડજીએ કહ્યું તને મારી આજ્ઞા છે તેથી તેમણે શ્રી આચાર્યજી મહાપ્રભુજીનું સ્મરણ કરીને પોતાની સ્ત્રીને નામ મંત્ર આપ્યો. તે દિવસથી પોતાની સ્ત્રીના હાથનો મહાપ્રસાદ લેવા લાગ્યા. કેટલાક દિવસે રાજનગર પોતાને ઘેર આવી પહોંચ્યાં. ત્યાર પછી કેટલાક દિવસે શ્રી મહાપ્રભુજી રાજનગર પધાર્યા ત્યારે રામદાસે આવી પોતાનાં દર્શન કરી વિનંતી કરી મહારાજ સ્ત્રીને નામ નિવેદન કરાવવાનું છે. પોતે આજ્ઞા કરી તેં નામમંત્ર આપ્યો છે. હવે ફરીથી શું? તેણે કહ્યું મેં તો શ્રી રણછોડજીની આજ્ઞાથી નામ આપ્યું હતું પણ શ્રી રણછોડજીએ આજ્ઞા કરી હતી કે ફરીથી શ્રી મહાપ્રભુજીની પાસે નામમંત્ર અપાવજે. તે સાંભળીને શ્રી મહાપ્રભુજીએ તે સ્ત્રીને નામ નિવેદન કરાવ્યું. ત્યાર પછી રામદાસજી ગ્રહસ્થાશ્રમ કરવા લાગ્યા. તે શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા તેમની વાર્ત્તા કેટલીક લખીએ ॥વૈ.૩૩મા॥

(સાર) પોતાનો ધણી ઈંટોથી મારતા હતા છતાં તે માર સહન કરી તેમની પાછળજ જવું, પેટ ભરવાને માટે કાંઇ પણ ફરિયાદ ન કરતાં, અગર પોતાનું સુખ ન વિચારતાં ધણીના પતરાળામાં જે જુઠન વધારાનું પડયું રહે તેનાથીજ દિવસ નિર્ગમન કરવા એ ફુવડ સ્ત્રીનાં લક્ષણ નહોતાં; પણ સતી પરમ પતિવ્રતા સ્ત્રીનાં લક્ષણજ હતાં. છેવટે પ્રભુએ કૃપા કરી પતિનું તેમજ ભકિતનું અત્યંત સુખ આપ્યું.

---

## વાર્ત્તા ૩૪ મી. વૈષ્ણવ ૩૪ મા.

# गोविंद दुवे साचोरा ब्राह्मण कडामां रहेता तेमनी वार्त्ता.



આ ગોવિંદ દુવે પોતાને ઘેર શ્રી ઠાકોરજીની સેવા કરતા પણ મનમાં બહુજ ઉદ્વેગ–ક્લેશ(ચિંતા)રહેતો. સેવામાં ચિત્ત ચોટતું નહિ તેથી તેમણે શ્રી આચાર્યજીને વિનંતીપત્ર લખી મોકલ્યો કે, મહારાજ મારા મનમાં બહુજ ક્લેશ રહે છે તેથી હું શું કરૂં. શ્રી મહાપ્રભુજીએ કૃપા કરીને નવરત્ન ગ્રન્થ કરીને ગોવિંદ દુવેને લખી મોકલ્યો અને પત્રમાં લખ્યું કે આ ગ્ર-

ન્થનો પાઠ કરશો એટલે મનનો બધો ક્લેશ મટી જશે. પત્ર મળ્યો ત્યારથી ગોવિંદ દુવે નવરત્ન ગ્રન્થનો પાઠ કરવા લાગ્યા, પાઠ કરવાથી તેમના મનની બધી વિગ્રહતા મટી ગઈ. એવો આ ગ્રન્થનો પ્રભાવ છે, ત્યાર પછી શ્રી ઠાકોરજીની સેવા બહુ સારી રીતે કરવા લાગ્યા.

( સાર ) આ નવરત્ન ગ્રન્થમાં ૯ શ્લોક છે. એક શ્લોક એક રત્ન સમાન છે માટે નવ શ્લોક તે નવ રત્ન એ પ્રમાણે નામ પાડવામાં આવ્યું છે, જે વૈષ્ણુવ આ નવરત્ન ગ્રન્થનો નિત્ય નિયમાનુસાર પાઠ કરશે તો તેમની સઘળી ચિંતાઓ નિવૃત્ત થશે અને શ્રી ઠાકોરજીના ચરણારવિંદમાં ચિત્ત ચોટશે. આ સ્થળે આ નવરત્ન ગ્રન્થની ટીકા આપવાની જરૂર જણાય છે તેથી તે નીચે આપી છે.

## ॥ अथ नवरत्न ग्रन्थ ॥

चिंता कापि न कार्या निवेदितात्मभिः कदापि ॥
भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम् ॥ १ ॥

અર્થ—જેમણે પોતાનું ( માનેલ ) સર્વસ્વ શ્રી ઠાકોરજીને નિવેદન કરેલ છે, તેમણે કદાપિ કાંઇ પણુ ચિંતા ન કરવી, કારણ કે અંગીકાર કરનાર ભગવાન પણ પુષ્ટિસ્થ છે તે લૌકિક ગતિ નહિ કરે.

निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः ॥
सर्वेश्वर श्च सर्वात्मा निजेच्छातः करिष्यति ॥ २ ॥

અર્થ—સર્વ પ્રકારે અથવા હમેશાં તાદૃશી ભકતો સાથે નિવેદનનું સ્મરણુ કરવું, પ્રભુ સર્વના ઇશ્વર અને સર્વના આત્મા છે, તે પોતાની ઇચ્છાથી કરશે, એમ વિચારવું.

सर्वेषां प्रभु संबंधो न प्रत्येक मिति स्थितिः ॥
अतोऽन्य विनियोगेऽपि चिंता का स्वस्य सोऽपि चेत् ॥ ३ ॥

અર્થ—નિવેદન થયા પછી નિવેદન કરેલા તમામ પદાર્થને પ્રભુનો સંબંધ છે ફક્ત જેણે નિવેદન કરેલ છે, તેનોજ જુદો સંબંધ નથી, જ્યારે એમજ છે તો પછી અન્ય વિનિયોગમાં પણ પોતાને શા માટે ચિંતા કરવી.

अज्ञानादथवा ज्ञानात् कृतमात्म निवेदनम् ॥
यैः कृष्णसात्कृतप्राणैः तेषां का परिदेवना ॥ ४ ॥

અર્થ—અજ્ઞાનથી અથવા જ્ઞાનથી જેણે આત્મ નિવેદન કરેલું છે તેને કશી ચિંતા કરવાની નથી, તો પછી જેણે કૃષ્ણની સાથે પોતાના પ્રાણ જોડેલા છે તેને તો શી ચિંતા કરવાની હોય ?

तथा निवेदने चिंता त्याज्या श्री पुरुषोत्तमे ॥
विनियोगेऽपि सा त्याज्या समर्थो हि हरिः स्वतः ॥ ५ ॥

**અર્થ**—આગલા શ્લોકમાં કહ્યા પ્રમાણેની નિવેદનની અંગીકૃતિ શ્રી પુરુષોત્તમમાં થઈ હશે કે નહિ એ શંકાથી ચિંતા થાય તો તે છોડી દેવી અન્ય વિનિયોગ છતાં પણ ચિંતા છોડવી. કારણ શ્રીહરિ સ્વતઃ સમર્થ છે.

लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति
पुष्टिमार्गस्थितो यस्मात् साक्षिणो भवताऽखिलाः ॥ ६ ॥

**અર્થ**—પુષ્ટિ માર્ગ ( અનુગ્રહમાર્ગ ) માં રહેલા હરિ, લોકમાં અને વેદમાં સ્વાસ્થ્ય નહિ કરે: જેથી બધા ભક્તો સાક્ષી તરીકે થાઓ.

सेवाकृतिर्गुरोराज्ञा बाधनं वा हरीच्छया
अतः सेवापरं चित्तं विधाय स्थीयतां सुखम् ॥ ७ ॥

**અર્થ**—ગુરૂની ( સામાન્ય ) આજ્ઞા પ્રમાણે પ્રભુની સેવા કરવી; હરિની ઇચ્છાવડે ( વિશેષ આજ્ઞા થતાં ) ગુરૂ આજ્ઞાનો બાધ થાય તેમાં અડચણ નહિ. એ પ્રમાણે સેવાપર ચિત્ત રાખીને સુખે ( આનંદમાં ) રહેવું.

चित्तोद्वेगं विधायापि हरिर्यद्यत्करिष्यति ॥
तथैव तस्य लीलेति मत्वा चिंतां द्रुतं त्यजेत् ॥ ८ ॥

**અર્થ**—સેવામાં ચિત્ત ઉદ્વેગ પામે તો પણ હરિ જે જે કરે છે તે તે તેમની લીલા છે એમ માનીને ચિંતાને જલદી છોડવી.

तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ॥
वदद्भिरेव सततं स्थेय मित्येव मे मतिः ॥ ९ ॥

**અર્થ**—તેથી સર્વ પ્રકારે હંમેશાં શ્રી कृष्णः शरणं मम એ અષ્ટાક્ષર બોલતાજ રહેવું. એમજ મારી મતિ છે.

દીનતા પ્રાપ્ત કરવામાં અષ્ટાક્ષર મંત્ર ઘણોજ અસર કરનાર છે, કારણ કે આ મંત્ર દીનતાનો જનક છે. દીનતા પ્રાપ્ત થયા પછી પણ આ મંત્ર કાયમ જપવો, તેથી પ્રભુ વિના રહ્યું ન જાય તેવી દીનતા પ્રાપ્ત થઈ પ્રપંચને તદ્દન વિસ્મારક અંતિમ વિરહ દશા થઇ કૃત્ય કૃત્ય થવાય છે.

વધુ સ્પષ્ટ અર્થ થવા માટે આ ઉપરની મોટી ટીકાઓ ખાસ જોવી. આ ગ્રન્થના વારંવાર મનનથીજ પ્રભુની સેવા સુખની પ્રાપ્તિ થઈ શકે છે. સેવા કરવા છતાં અનુભવ થવામાં વિલંબ એનું કારણ ચિંતા એજ મુખ્ય છે. માટે અવશ્ય આ નવરત્ન ગ્રન્થનો નિત્ય નિયમ પૂર્વક પાઠ કરવો.

❀પ્રસંગ ૨ જો❀ એક દિવસ ગોવિંદ દુવે મીરાંબાઇને ઘેર ગયા હતા. મીરાંબાઇની સાથે ભગવદ્ વાર્ત્તામાં આનંદ આવવાથી ત્યાંજ રહ્યા (ઉતર્યા) આ વાત શ્રી ગુસાંઇજીએ સાંભળી એટલે પોતે એક વ્રજવાસી-ની સાથે એક શ્લોક લખીને મોકલ્યો.

भगवत् पद पद्म परागजुषो नहि युक्तनरं मरणेऽपि तराम्
इतरा श्रयणं गजराज धृतो नहि रासभमप्यु ररी कुरुते ॥

અર્થ—શ્રી ઠાકોરજીના ચરણારવિંદની પરાગ (રજ)નું સેવન કરનારને મ-રતાં પણ બીજાનો આશ્રય કરવો જરા પણ યોગ્ય નથી, જેમકે ગજરાજ (હાથી) ની સ્વારી કરનાર ગધેડાની સ્વારી કરવી કદી કબૂલ કરતો નથી.

વ્રજવાસી આ પત્ર લઇને કેટલાક દિવસમાં ત્યાં જઈ પહોચ્યો તે વખતે ગોવિંદ દુવે તલાવ ઉપર સંધ્યા વંદન કરતા હતા ત્યાં આગળ જઈ વ્રજવાસીએ ગોવિંદ દુવેને પત્ર આપ્યો પત્ર વાંચ્યો કે તરતજ ત્યાંથી બારોબાર ચાલ્યા આ વાતની ખબર પડતા મીરાંબાઇએ બહુ સમાધાન કર્યું પણ ગોવિંદ દુવે પાછા ફર્યા નહિ.

(સાર) મીરાંબાઇ જેવાં પરમ ભક્તાની સાથે ભગવદ્ વાર્ત્તા કરતાં શ્રી ગુસાંઇજીએ ગોવિંદ દુવેને અટકાવ્યા એમ જાણી શંકા થાય તો તેના સમાધાનમાં લખવાનું કે ચોરાશી વૈષ્ણવો શુદ્ધ પુષ્ટિ જીવ હતા, અને તેમનો અંગીકાર શ્રી મહાપ્રભુજી દ્વારાએ હતો. મીરાં-બાઇ મર્યાદા માર્ગીય હતાં, અને તેમનો અંગીકાર શ્રી મહાપ્રભુજી દ્વારાએ નહોતો. મર્યાદા માર્ગીય અને શુદ્ધ પુષ્ટિ જીવના લક્ષ્ય બિંદુમાં કેટલું તારતમ્ય છે, તે પુષ્ટિ પ્રવાહ મર્યાદા ગ્રન્થમાં જોવાથી માલુમ પડશે. લક્ષ્ય બિંદુમાં ફેર! સ્થાનમાં ફેર! અને ત્યાં લઈ જનાર નેતાઓ જુદા તો પછી મેળ ક્યાંથીજ ખાય. ગોવિંદ દુવે પુષ્ટિ જીવ હોવાથી શ્રી ગુસાંઇ-જીએ કૃપા કરી તેમને મર્યાદા માર્ગીય ભક્તનો સંગ કરતાં અટકાવ્યા. વૈષ્ણવોએ પણ સાર એ લેવાનો કે થોડો મળે પણ શ્રી મહાપ્રભુજીને શરણે આવેલા વૈષ્ણવ ભગવદ્ ભક્તનોજ સત્સંગ કરવો. મર્યાદા માર્ગીય ભગવદ્ ભક્તનું માહાત્મ્ય ગમે તેટલું વખણાતું હોય તો પણ સંગ ન કરવો તેમાંથી સાર ગ્રહણ કરવાની સર્વેને છૂટ છે. પણ સંગ કરવો એટલે તેના દાસ થઇને રહેવાનું કે તેનું અનુકરણ કરવાનું પુષ્ટિમાર્ગીય જીવોને યોગ્ય નથી.

❀પ્રસંગ ૩ જો❀ એક સમે શ્રી આચાર્યજી આપ દ્વારિકાં પધાર્યા ત્યારે ગોવિંદ દુવે, જગન્નાથ જોશી વગેરે ૫–૭ વૈષ્ણવો સાથે હતા શ્રી દ્વારિકામાં ગોવિંદ દુવેએ શ્રી મહાપ્રભુજીને વિનંતી કરી કે મહારાજ! કૃપા કરી કંઇક કથા કહી સંભળાવો, પોતે કહ્યું હાલમાં તો મને અવકાશ નથી ગોવિંદ દુવેએ કહ્યું થોડી તો કથા અવશ્ય કહો એટલે પોતે પોથી

બોલી પણ ગોવિંદ દુવે સાથે શ્રી રણછોડજી વાતો કરવા લાગ્યા શ્રી મહાપ્રભુજીએ ગોવિંદ દુવેને પૂછ્યું પોથી બોલાવીને વાતો કોની સાથે કરો છો ? એમ કરીને પોતે જુએ છે તો શ્રી રણછોડજીની સાથે વાતો કરે છે એટલે પોથી બાંધીને પોઢયા.

❀ પ્રસંગ ૪ થો ❀ સઘળા વૈષ્ણવો શ્રી મહાપ્રભુજીના થાળનો મહા પ્રસાદ નિત્ય લેતા એક દિવસ શ્રી મહાપ્રભુજીએ પોતાના ખવાસને કહ્યું આજથી તમે એ વૈષ્ણવોને થાળનો મહાપ્રસાદ આપશો નહિ તે દિવસે શ્રી મહાપ્રભુજી પોતે ભોજન કરીને ઊઠયા એટલે ખવાસે થાળને ધોઇને મૂકી દીધો તેથી વૈષ્ણવોને થાળનો પ્રસાદ ન મળ્યો એટલે બધા વૈષ્ણ-વોએ તે દિવસે અપવાસ કર્યો શ્રી રણછોડજીએ શ્રી મહાપ્રભુજીને કહ્યું જેવી રીતે દરરોજ એ વૈષ્ણવોને તમારા થાળનો મહાપ્રસાદ આપો છો તેવીજ રીતે આપ્યા કરજો બીજે દીવસે શ્રી મહાપ્રભુજીએ, ગોવિંદ દુવે અને જગન્નાથ જોશીને પૂછ્યું કાલે મહાપ્રસાદ કેમ નહોતો લીધો ? તેમણે કહ્યું મહારાજ કાલે થાળનો પ્રસાદ નહોતો મળ્યો. પોતે કહ્યું થાળનો પ્રસાદ તો ન આપત પણ મોટે ઠેકાણેથી સીપારસ આવી છે તેથી આપ-વો પડે છે. પછી જે પ્રમાણે નિત્ય આપતા હતા તે પ્રમાણે આપવાની ખવાસને આજ્ઞા થઈ પછી જ્યાં સુધી શ્રી મહાપ્રભુજી દ્વારિકામાં રહ્યા ત્યાં સુધી બધા વૈષ્ણવો પોતાની પાસે રહ્યા પોતે શ્રી રણછોડજીથી વિદાય થઇને અડેલ ચાલ્યા ત્યારે સઘળા વૈષ્ણવો અડેલ સુધી જઈ પહોચાડી પાછા ફર્યા અને પોત પોતાના ગામમાં ગયા ગોવિંદ દુવે પણ અડેલથી વિદાય થઈ પોતાને ગામ આવી શ્રી ઠાકોરજીની સેવા કરવા લાગ્યા આ ગોવિંદ દુવે શ્રી મહાપ્રભુજીના સેવક આવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેમની વાર્તાનો પાર નથી તેથી કેટલીક લખીએ ॥ વૈષ્ણવ ૩૪ મા ॥

(સાર) શ્રી મહાપ્રભુજીના જુઠણુ સિવાય અન્ય ન લેવું એવા તેમના દ્દઢ ટેકની પરીક્ષા લીધી. પોતાના પ્રભુનું જુઠણુ લેવું એજ સેવકનો ધર્મ છે.

## વાર્ત્તા ૩૫ મી. વૈષ્ણવ ૩૫ મા.

# राजा दुवे माधव दुवे बे भाइ साचोरा ब्राह्मणनी वार्त्ता.

આ બન્ને ભાઈ સાચોરા બ્રાહ્મણ મણુમંદિર ગામમાં રહેતા હતા તેજ ગામમાં બીજા બે ભાઇ સાચોરા બ્રાહ્મણ હતા. એકનું નામ હરિકૃ-ષ્ણ અને બીજા ભાઇનું નામ રામદાસ હતું નાનો ભાઈ હરિકૃષ્ણ મૂર્ખ હતો અને મોટો ભાઈ રામદાસ ભણેલો હતો. મોટોભાઈ ગામના ચોતરા ઉપર બેસીને ગામના પટેલની આગળ કથા કહેતો હતો નાનો ભાઇ ભણેલો નહોતો તેથી ખેતીનું તથા પરચુરણ કામ કરતો એક વખત મોટો ભાઇ પરગામ કથા કહેવા માટે ગયો હતો તેથી તે દિવસથી ત્યાં કથા બંધ રહી હતી. એક દિવસે વરસાદ ઘણો વરસ્યો તેથી નાનો ભાઇ ખેતરમાંથી ઘેર આવ્યો. ભાભીએ કહ્યું રોટલી જમી લ્યો. દીએરે કહ્યું મનેતો ઠંડી લાગે છે તેથી ઊની કરીને પીરસો તો જમવાનું ઠીક પડે, ભાભીએ કહ્યું ઠંડી ખાવી હોય તો ખાવ નહિતો હું તો ઉપર જઇને સૂઈ રહું છું. તમે કંઈ ચોતરા ઉપર બેસીને પટેલની આગળ કથા કહેવાના હતા ? કે હું તમને ઊનું કરીને ધરૂં. તેથી જે ધર્યું છે તે ખાવું હોય તો ખાવ, જેવું ઘરમાં છે તેવું ખાઇ લ્યો. નહિતો ઊઠી જાઓ. આ પ્રમાણે ભાભીનાં વચન સાં-ભળવાથી નાનાભાઇના મનમાં ઘણુંજ દુઃખ ઊત્પન્ન થયું, ભાભીનાં વચનનું દુઃખ નહિ સહન કરી શકવાથી છેવટે ઘરમાંથી બહાર નીકળી ગયો. નીકળ્યા પછી વિચાર કરવા લાગ્યો કે આ ગામમાં અમારી જ્ઞા-તિના રાજા દુવે અને માધવ દુવે એ બન્ને ભાઇ મહા પુરૂષ છે, તેમને નમસ્કાર કરીને જાઊં એવો નિશ્ચય કરીને તે ત્યાં ગયો બન્ને ભાઇને નમસ્કાર કર્યા અને રોવા લાગ્યો દુવે એ પૂછયું તું કોણ છે ? પછી બ-રાબર જોયું એટલે ઓળખ્યો તેમણે કહ્યું અમારી જ્ઞાતિના અમુકનો તું બેટો હોય ! તેણે કહ્યું હા હું એજ છું. તેમણે કહ્યું તને એવું શું દુઃખ થયું છે કે રૂવે છે? તેણે કહ્યું મારા દુઃખનો પાર નથી તમે મહાપુરૂષ છો મારૂં દુઃખ દુર કરો તો કહું. તેમણે કહ્યું શ્રી ઠાકોરજી મોટા છે. સઘળાનાં દુઃખ દુર કરે છે તેથી તું કહે તારે શું દુઃખ છે. તેણે ઘરના સઘળા સમાચાર કહ્યા. મારી ભાભીએ એવાં કઠોર વચન કહ્યાં છે કે મારા હૃદયમાં ખુંચ્યા કરે

છે, તેથી હું તમારી પાસે આવ્યો છું, મારૂં દુઃખ તો તમારાથી દુર થશે, પછી દુવેજીએ તેના મનનું સમાધાન કરી મહાપ્રસાદ લેવડાવ્યો. રાત્રીએ તે ત્યાંજ સુઇ રહ્યો, પ્રાતઃકાલ થયું એટલે દુવેજીએ સ્નાન સંધ્યા કરી આવવાનું તેને કહ્યું, જે વખતે તે સ્નાન સંધ્યા કરવા ગયો તે વખતે રાજા દુવેને માધવ દુવેએ કહ્યું હવે શું કરીશું? રાજા દુવેએ કહ્યું તમે જાણો. તમે આશ્વાસન આપ્યું છે માટે કશું નહિ કરો તો કેવી રીતે છુટશો? માધવ દુવેએ કહ્યું એતો તમારે શરણે આવ્યો છે, તમે શ્રી આચાર્યજીના સેવક છો, તેનું કાર્ય કરવું તો જોઇએ. નિત્ય નિયમ કરીને તે આવ્યો એટલે તેને ક્ષૌર (હજામત) કરાવવાનું કહ્યું, પછી સ્નાન કરાવી શ્રી ઠાકોરજીના મંદીરના દ્વાર આગળ બેસાડયો. માધવ દુવેએ રાજા દુવેને કહ્યું એને હવે જે કંઈ કહેવાનું હોય તે કહો. રાજા દુવેએ કહ્યું હવે તો તમારૂં કામ છે મારૂં કામ નથી તેથી તમે કહો, માધવ દુવેએ કહ્યું તમે મોટા છો માટે તમેજ કહો. પછી રાજા દુવેની આજ્ઞાથી માધવ દુવેએ તેને અષ્ટાક્ષર મંત્ર (श्री कृष्णः शरणं मम) કાનમાં કહ્યો. ત્યાર પછી અષ્ટોત્તરશત (શ્રી મહાપ્રભુજીનાં એકસો આઠ નામ) નામનો જપ કરાવ્યો. જપ થયા પછીતો તે સંસ્કૃત બોલવા લાગ્યા, માધવ દુવેએ રાજા દુવેને કહ્યું જો આજ્ઞા હોય તો તેને ફરીથી જપ કરાવું, રાજા દુવેજીની આજ્ઞા મળતાં ફરિથી જપ કરાવ્યો જેના પરિણામે પુરાણ, ઇતિહાસ વગેરેમાં સારૂં જ્ઞાન પ્રાપ્ત થયું અને ભગવદ્ સ્વરૂપ સ્ફુરાયમાન થયું. ત્રીજી વખત આજ્ઞા માગતાં તેમણે કહ્યું એ એટલાનેજ પાત્ર છે, વધારે કયાં સમાશે. રાજા દુવેએ તે ભટ્ટને કહ્યું અમારાથી કંઈ બન્યું છે, એવું મનમાં લાવશો નહિ અમે અને તમે એક સરખાજ છીએ જે કંઇ બન્યું છે તે શ્રી મહાપ્રભુજીની કૃપાથીજ બન્યું છે. પછી ત્યાંજ પ્રસાદ લીધો. સાંજ પડી એટલે બન્ને ભાઇની આજ્ઞા માગીને ગામમાં પટેલના ચોતરા ઉપર જઇ બેઠા અને કથા કહેવા લાગ્યા. પહેલાં તો તેનો મોટો ભાઇ કથા કહેતો હતો તે પરગામ ગયો છે એમ જાણીને કોઇ કથા સાંભળવા આવ્યું નહિ. તે દીવસે તે પટેલનો નોકર ચોતરા આગળ થઇને જતો હતો તેણે ભટ્ટજીને કથા કહેતાં દેખ્યા તેથી પટેલને જઇને કહ્યું આજે કથા સાંભળવા કેમ ગયા નથી? ભટ્ટજી તો ત્યાં આગળ આજે કથા કહે છે. પટેલે આવીને જોયું તો ભટ્ટજી કથા

કહે છે. પટેલ કથા સાંભળીને બહુજ પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો કે ભટ્ટજી તમે આટલા દિવસથી કથા કેમ કહેતા નહોતા. ભટ્ટજીએ કહ્યું મારા મોટા ભાઇ કથા કહેતા હતા તેથી હું આવતો નહોતો, હાલમાં તે પરગામ ગયા છે તેથી આવ્યો છું. પછી તે ભટ્ટ ભગવદ્ અનુગ્રહથી બહુજ સારી રીતે કથા કહેવા લાગ્યા. સઘળા શ્રોતાઓ ઘણાજ પ્રસન્ન થયા અને કહેવા લાગ્યા કે આવા કથા કહેનારા બ્રાહ્મણ આપણને મળ્યા તેથી આપણું ભાગ્ય છે. સઘળાઓએ મળી તે ભટ્ટની પૂજા કરી યોગ્ય દક્ષિણા આપી ને કહ્યું હવેથી તમેજ નિત્ય કથા કહેવા આવજો. પછી તે બ્રાહ્મણે રાજા દુવે અને માધવ દુવેની પાસે આવી વિનંતી કરી મહારાજ આપની કૃપાથી કથા કહી તેમાંથી આ જે કંઇ મળ્યું છે તે આપ લ્યો. આપ મારા ગુરૂ છો અને આ દ્રવ્ય આપનુંજ છે. રાજા દુવે અને માધવ દુવેએ કહ્યું અમારા અને તમારા ગુરૂ શ્રી મહાપ્રભુજી છે, તેથી આ દ્રવ્ય એમનુંજ છે, હમારૂં કંઇ નથી માટે શ્રી મહાપ્રભુજીને અડેલ પહોચતું કરાવો. તેથી બ્રાહ્મણે જગન્નાથ જોશી અને રામદાસ સાચોરા શ્રી મહાપ્રભુજીનાં દરશન કરવા અડેલ જતા હતા તેમની સાથે તે દ્રવ્ય પહોચાવડાવ્યું. ત્યાર પછી નાના ભટે રાજા દુવે અને માધવ દુવેને કહ્યું આપ આજ્ઞા આપો તો મારા પિતાની વૃત્તિ ગયેલી છે તે પાછી લાવું. દુવેએ કહ્યું. હવે સંદેહ કરવાનું પ્રયોજન નથી. તમારૂં કામ સિદ્ધ થશે તેથી ગુરૂની ( ભગવદીય ) આજ્ઞા લઇને તે ગામ ચાલ્યા. ગામમાં જઇ રાજાને મળી આશિર્વાદ આપ્યો. રાજા ભટ્ટને જોઇને ઘણાજ પ્રસન્ન થયા અને કહ્યું કે અમારૂં આજે મહદ્ ભાગ્ય છે કે તમો અમારે ત્યાં પધાર્યા. રજપુત રાજાએ મુકામ કરવા સ્થળ બતાવ્યું ત્યાં ભટ્ટે મુકામ કર્યા પછી રસોઇની સામગ્રી ચાલતી કરી. બધા ભટ્ટની પાસે આવીને બેઠા, ભટે એક શ્લોકનું વ્યાખ્યાન કર્યું તે સાંભળીને ઘણાજ પ્રસન્ન થયા અને કહ્યું કે તમે અહીંઆં કૃપા કરીને પાંચ રાત્રી રહો. તમારી વિદાયગીરી અમારાથી સારી રીતે થાય એટલે તમે જજો, એ પ્રમાણે કહીને સઘળા શ્રોતાઓ પોતપોતાને ઘેર ગયા. બીજે દિવસે સઘળાઓ મળીને વિચાર કરવા લાગ્યા ભટ્ટજીને વિદાય કયારે કરીશું ? બ્રાહ્મણ તો બહુ યોગ્ય છે, અને ઘણા દિવસે આવ્યો છે. તેમાંથી એક વૃદ્ધ માણસે કહ્યું તેને એકસો મણ અનાજ, અને એકસો મુદ્રા આપો; અને એના પિતાનો ગરાસ પ્રથમની એકસો વીઘાં જમીન છે તે

રાજાએ લઇ લીધી છે. હવે જ્યારે રાજા એ જમીન પાછી લખી આપે ત્યારે આપણે બધા આ બ્રાહ્મણના ઋણમાંથી છુટીએ. બીજા બધાએ કહ્યું એ બરાબર કહે છે, પછી સઘળાઓએ મળી રાજાને વિનતી કરીને તેના ગરાસની ચિઠી લખાવી આપી, અને કહ્યું કે આ એકસો મણ અનાજ તૈયાર છે તે લઇ જાઓ. ભટે કહ્યું અનાજ મારે ઘેર શી રીતે પહોચે એ-ટલે લોકોએ ગાડાં ભરાવી દીધાં અને કહ્યું કે તમારી સાથે લઇ જાઓ. વળી સઘળાએ મળીને તે ભટ્ટને વસ્ત્ર આપ્યાં, અને એક ગાય, ભેંસ, એકસો મુદ્રા આપીને વિદાય કર્યો અને કહ્યું આટલું દર વરસે આવીને લઇ જજો. પછી ભટ્ટ તે બધાંથી તથા રાજાથી વિદાય થઇને સઘળું લઇ-ને પોતાને ગામ આવ્યો. પોતાના ગામમાં ઘર આગળ આવી બારણાં ઠોકયાં, કહ્યું ભાભી બારણાં ઉઘાડો. હું પટેલના ચોતરા ઉપર બેસીને કથા કહીને, અને પિતાનો ગરાસ ગયેલો લાવીને આવ્યો છું. તેનાં ભાભીએ કમાડ ખોલીને જોયું તો ખરેખર દીયેર ઉભો છે. ઘરમાંથી મોટો ભાઇ ઉઠીને આવ્યો, જુએ છે તો નાના ભાઇના મુખ ઉપર ભગવદ્ તેજ બીરાજે છે. મોટો ભાઇ મનમા સંકોચાયો કે એ મનમાં ખોટું લાવશે. નાનોભાઇ ઘરમાં આવી તેની ભાભીને પગે પડયો "તમારા વચનથી મારા ઉપર શ્રી ઠાકોરજીની કૃપા થઇ છે." મોટા ભાઇએ કહ્યું ઉઠો સ્નાન કરો અને જમી લ્યો. નાના ભાઇએ કહ્યું હું તો રાજા દુવે અને માધવદુવેને નમસ્કાર કર્યા વિના જલપાન પણ નહિ કરૂં અને આ જે કંઇ થયું છે તે તેમની કૃપાથી થયું છે. મોટો ભાઇ પણ સાથે ગયો. બન્ને ભાઇ રાજાદુવે, માધવદુવેને ઘેર ગયા. બન્ને ભાઇએ દુવેજીને નમસ્કાર કર્યા, દુવેજીએ બન્ને ભાઇને કહ્યું આવો બેસો. બન્ને ભાઇ નમસ્કાર કરીને બેઠા; નાના ભાઇએ દુવેજીને સઘળી વાત નિવેદન કરી, દુવેજીએ કહ્યું તારા માથે શ્રી આચાર્યજીનો હાથ છે તો એ પ્રમાણે શા માટે ન થાય! મોટા ભાઇને શ્રી મહાપ્રભુજીને શરણે જવાની ઇચ્છા થતાં કહ્યું મેં તો શ્રી મહાપ્રભુજીનાં દર્શનપણ કર્યાં નથી મેં તો કેવળ તમને (રાજાદુવે, માધવદુવે) જ જોયા છે, જેવી રીતે તેનું કૃતાર્થ કર્યું તેવી રીતે મારા ઉપર કૃપા કરીને મારૂં કૃતાર્થ કરો. પછી તે દુવેજીએ કૃપા કરીને નામ આપ્યું, પછી બન્ને ભાઇએ દુવેજીને કહ્યું આજ્ઞા હોય તો જે મુદ્રા, ગાય, ભેંસ, કપડાં મળ્યાં છે તે આપના મંદિરમાં પહોચડાવીએ. દુવેજીએ કહ્યું તમે તો સઘળું જાણો છો એ દ્રવ્યના ધણી

તો શ્રી આચાર્યજી મહાપ્રભુજી છે. બન્ને ભાઇએ કહ્યું જેવી આજ્ઞા. દુવેજીએ કહ્યું અન્ન વેચી દઇને કીંમત કરો, તે પ્રમાણે અન્ન વેચી દઇને કીંમત કરી. ત્યાર પછી થોડા દિવસમાં શ્રી મહાપ્રભુજી દ્વારિકા પધારતા હતા, સિદ્ધપુરમાં રાણાવ્યાસને ઘેર ઉતર્યા હતા. આ સાંભળીને રાજાદુવે માધવદુવે તથા તે બન્ને ભાઇ સઘળું દ્રવ્ય સાથે લઇને સિદ્ધપુર શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા આવ્યા, આવીને દર્શન કર્યાં. તે બન્ને ભાઇને શ્રી મહાપ્રભુજી પાસે ફરીથી નામ અપાવરાવ્યું, અને જે બધું દ્રવ્ય હતું તે ભેટ કર્યું. પછી બે દીવસ રહીને શ્રી મહાપ્રભુજી દ્વારિકાં પધાર્યા. રાજા દુવે, માધવદુવે અને તે બે બ્રાહ્મણ ભાઇ શ્રી મહાપ્રભુજીથી વિદાય થઇને પોતાને ઘેર આવ્યા. તે બે બ્રાહ્મણ ભાઈ દુવેજીના સંગથી સારા વૈષ્ણવ થયા, તે રાજાદુવે, માધવદુવે શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા. જેમણે જપ કરાવવાથી બ્રાહ્મણને સઘળી વિદ્યાની સ્ફુરતી થઇ, તેથી એમની વાર્ત્તા અનિર્વચનીય છે તે કેટલીક લખીએ. ॥ વૈ. ૩૫ મા ॥

( સાર ) ભગવદીયના ઉપર શ્રદ્ધા હતી તો લૌકિક અને અલૌકિક સઘળાં કાર્ય સિદ્ધ થયાં. ઐહિક અને પારલૌકિક સુખ પ્રાપ્ત કર્યું. માટે શ્રી મહાપ્રભુજીના કૃપાપાત્ર સેવક ( ભગવદીય ) ઉપર અચળ શ્રદ્ધા રાખવી.

રાજા દુવે અને માધવ દુવે પાસે તેમના સંગથી થએલા વૈષ્ણવોએ અઢળક દ્રવ્ય લાવી આગળ ધર્યું તો પણ તેનો સ્વીકાર નહિ કરતાં શ્રી મહાપ્રભુજીને ત્યાં પહોચડાવી દીધું, તેજ પ્રમાણે જો કોઇ વૈષ્ણવના સંગથી અન્ય કોઇ વૈષ્ણવ થાય, અને તે વૈષ્ણવ તેમને ઘેર સામગ્રી વગેરે મોકલાવે તો તે નહિ લેતાં મંદિરમાં પહોચડાવવી જોઇએ.

## વાર્ત્તા ૩૬ મી. વૈષ્ણવ ૩૬ મા.

# ऊत्तम श्लोकदास साचोरा ब्राह्मणनी वार्त्ता.

ઊત્તમ શ્લોકદાસ શ્રી મહાપ્રભુજીની સાથેના સઘળા વૈષ્ણવોના સેવકોની રસોઈ કરી, ઘણાજ પ્રેમભાવથી પ્રીતી પૂર્વક સઘળાને પરોસતા અને બધા સેવકોની સાથે ઘણુંજ હેત રાખતા તેથી સઘળા સેવકો ઊત્તમ શ્લોકદાસને મહતારી કહીને બોલાવતા હતા, શ્રી ગુસાંઇજી પણ તેમના ઉપર સદા પ્રસન્ન રહેતા આ ઊત્તમ શ્લોકદાસ શ્રી મહાપ્રભુજીના સેવક પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેથી તેમની વાર્ત્તા કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૩૬ મા ॥

(સાર) શ્રી ઠાકોરજીની સેવા ત્રણ સ્વરૂપે થાય છે. (૧) સાક્ષાત્ શ્રી ઠાકોરજીની, (૨) શ્રી ગુરૂદેવની, (૩) વૈષ્ણવોની. આ ત્રણે એકજ સ્વરૂપ છે એમ જાણનારા ભાગ્યવાન્ કૃપાપાત્ર સેવકોજ ત્રણેની સેવા કરી શકે છે. જુઓ ભાગ્યવાન્ દયારામ ભાઇના શબ્દોમાં પણ **"હરિગુરૂ વૈષ્ણવ સરખા લેખો, ભિન્નભાવ હૃદયે નવ દેખો; દાસપણું ત્રણેનું ગ્રહજો તો, તન મન ધન વિવેક શું જી."** તેવીજ રીતે ઉત્તમ શ્લોકદાસે વૈષ્ણવોની તનમનથી પ્રેમપૂર્વક સેવા કરી (દાસપણું સ્વીકાર્યું.) એ ઉચ્ચ કોટિ શુદ્ધ પુષ્ટિ જીવનાં લક્ષણો છે. એથી અધિક ફળ આ દુનિયામાં તેમજ નિકુંજમાં બીજું શું હોય ?

## વાર્તા ૩૭ મી. વૈષ્ણવ ૩૭ મા.

# * इश्वरदुवे साचोरा ब्राह्मणनी वार्त्ता.

ઇશ્વર દુવે શ્રી ગોવર્ધન નાથજીના સેવકોની રસોઇ કરતા. પોતાની પાસેના દ્રવ્યનું ઘી મંગાવી સઘળાઓને નેકથી વધારે ઘી પરોસતા તેથી એમને પણ સઘળા સેવકો મહતારી કહીને બોલાવતા. આ વાત શ્રી ગુસાંઇજીએ સાંભળી એટલે ઘણાજ પ્રસન્ન થયા પોતે ઇશ્વર દુવેને પૂછયું કે તમારી પાસેના દ્રવ્યનું ઘી મંગાવી એમને શામાટે પરોસો છો ? તેમને એમનો નેક તો મળે છે ! ઇશ્વર દુવેએ કહ્યું મહારાજ એમને સેવામાં બહુજ શ્રમ થાય છે એ સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા એમની સઘળા સેવકો ઉપર આવી વાત્સલ્યતા છે પોતે ઇશ્વર દુવેને કહ્યું "માગ," હું ત્હારા ઉપર પ્રસન્ન છું તેણે પ્રસન્ન થઇ વિનંતી કરી મારૂં મન આપ ઉપર કોઇ પણ વખતે અપ્રસન્ન થાય નહિ. શ્રી ગુસાંઇજીએ કહ્યું "તથાસ્તુ". પાસેના સઘળા વૈષ્ણવોએ કહ્યું તેમણે એ શું માગ્યું ? શ્રી ગુસાંઇજી સાંભળી રહ્યા તેમાંથી હરિદાસ નામના વૈષ્ણવે વિનંતી કરી મહારાજ અમારા મનમાં એક સંદેહ રહ્યો છે કે ઇશ્વર દુવેએ આ શું માગ્યું ? શ્રી ગુસાંઇજીએ કહ્યું એ સંદેહ ઇશ્વરદુવે મટાડશે. માટે તેમને પૂછો. સઘળા વૈષ્ણવોએ મળીને તે વાત ઇશ્વરદુવેને પૂછી કે તમે શ્રી ગુસાંઇજી પાસે એમાં શું માગ્યું ? તેમણે કહ્યું કદાચિત્ કોઇ અપરાધથી શ્રી ગુસાંઇજીનું મન અપ્રસન્ન થાય ત્યારે મારૂં મન, બુદ્ધિ બગડે તેથી મેં એ માગ્યું કે મારૂં મન સદા

* ઉત્તમ શ્લોકદાસની દેહ છુટયા પછી શ્રી ગુસાંઇજીએ ઇશ્વર દુવેનું નામ ઉત્તમ શ્લોકદાસ રાખ્યું હતું.

નિરંતર આપના ચરણારવિંદમાં પ્રસન્ન રહે અને તેતો એમના આપવાથીજ રહે, આ આશય હેતુ સાંભળીને સઘળા વૈષ્ણવો પ્રસન્ન થયા અને કહ્યું સેવકને તો એવુંજ જોઇએ પછી શ્રી ગુસાંઇજીએ પ્રસન્ન થઇને ઇશ્વર દુવેને શ્રી અંગની સેવા આપી પછી તે મુખીઆ, ભીતરીઆ થયા. ઇશ્વરદુવે શ્રી મહાપ્રભુજીના સેવક પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેમની વાર્ત્તાનો પાર નથી કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૩૭ મા ॥

( સાર ) શ્રી ગુસાંઇજીના ઉપર કવચિત્ પણ અભાવ, એ આ માર્ગમાંથી સ્ખલીત થવાનું લક્ષણ છે. માટે કોઇ પણ વખતે શ્રીમદ્ વલ્લભ કુળનાં બાળકો ઉપર કદી પણ અભાવ ન આવે એ વૈષ્ણવોએ જોતા રહેવાનું છે.

---

## વાર્ત્તા ૩૮ મી. વૈષ્ણવ ૩૮ મા.

# વાસુદેવદાસ છકડા સિંહનંદમાં રહેતા તેમની વાર્ત્તા.

---

એક સમયે શ્રી મહાપ્રભુજીના મોટા પુત્ર શ્રી ગોપીનાથજી અડેલથી આગ્રા પધાર્યા ત્યારે આગ્રાના વૈષ્ણવોએ એકસો મોહોર ભેટ કરી. પછી આપ આગ્રાથી શ્રી ગિરિરાજ જ્યાં શ્રીનાથજી બિરાજતા હતા ત્યાં પધાર્યા. સાથેના વૈષ્ણવોને પુછ્યું કે કોઇ એવો વૈષ્ણવ છે કે આ મોહોર અમારે ઘેર અડેલમાં શ્રી ગુસાંઇજીને પહોચાડે. વાસુદેવદાસે કહ્યું, મહારાજ હું જઇને આપી આવીશ. એટલે તે બધી મોહોર પોતે વાસુદેવદાસ છકડાને આપી, તેમણે લઇને એક લાખનો ગોળો શાલિગ્રામના જેવો બનાવી તે ગોળામાં સઘળી મોહોરો મુકી. માર્ગમાં ગોળાની પુજા કરતા કરતા ચાલ્યા જાય. એ પ્રમાણે ૫ દીવસમાં અડેલ જઇ પહોચ્યા. ગામની બહાર તે ગોળાને ફોડી નાંખી તેમાંથી મોહોરો કહાડી લઇને શ્રી ગુસાંઇજીની પાસે જઇ દંડવત્ પ્રણામ કરીને સોંપી અને પત્ર આપ્યો હતો તે પણ આપ્યો, વાંચીને શ્રી ગુસાંઇજીએ સઘળી મોહોરો ગણી લીધી, પછી વાસુદેવદાસને મહાપ્રસાદ લેવડાવ્યો. વાસુદેવદાસે વિનંતી કરી કે મોહોરોની પહોચ સાથે પત્રનો જવાબ લખી આપજો હું તો સવારે જઇશ. પોતે પત્રનો પ્રત્યુત્તર લખી આપ્યો તેમાં જણાવ્યું કે વાસુદેવદાસની સાથે મોકલેલી સૌ (૧૦૦) મોહોર પહોચી છે. શ્રી ઠાકોરજીની કૃપાથી અમે બધાં ખુશીમાં છીએ તમો ચિંત્તા કરશો નહિ. પ્રસન્નતાના પત્ર લખતા રહેજો

એ પ્રમાણે પત્રની પહોચ લખીને પત્ર બીડીને વાસુદેવદાસ છકડાને આ-વ્યો. એક ઘડી રાત્રી રહી એટલે શ્રી ગુસાંઇજી પાસે આવી દંડવત્ કરી અડેલથી ચાલ્યા પાંચ દીવસમાં શ્રી ગિરિરાજ આવ્યા શ્રી ગુસાંઇજીનો પત્ર શ્રી ગોપીનાથજીને આપ્યો એટલે પોતે ઘણાજ પ્રસન્ન થયા અને પૂછયું રસ્તામાં તમો મહોર શ્રી રીતે લઇ ગયા ? તેમણે કહ્યું મહારાજ લાખનો ગોળો કરી તેની પૂજા કરતો કરતો ચાલ્યો હતો જે કોઇ મળતું તેતો એમ જાણે કે આ કોઇ વૈરાગી છે, તે શાલીગ્રામની પૂજા કરે છે. આ સાંભળીને શ્રી ગોપીનાથજીએ કહ્યું એ પ્રમાણે કોઇ વખતે ના કરવું જેને ભગવદ્ સ્વરૂપ માન્યું તેને ફરીથી ભગાય શી રીતે ? વાસુદેવદાસે કહ્યું મહારાજ પ્રતિષ્ટા તો નહોતી કરાવીને પોતે કહ્યું સ્વરૂપભાવ તો ખરોને ! પછી વાસુદેવદાસે કહ્યું મહારાજ હવેથી એ પ્રમાણે કરીશ નહિ.

(સાર) ભગવદ્ સ્વરૂપના બહાને પ્રપંચ કરીને મહોરો લેઇ ગયા એ ઘણો મોટો અપરાધ હતો પણ સેવાનું કાર્ય કરેલું તેથી અપરાધ ગણવામાં આવેલો નહિ. જો લૌકીક દ્રવ્ય એ પ્રમાણે લઇ જાય તો મોટો અપરાધ લાગે. માટે ભગવદ્ સ્વરૂપના બહાને લૌકિક કાર્ય કરવું નહિ.

❋પ્રસંગ ૨ જો❋ એક સમય શ્રી ગુસાંઇજી શ્રી મથુરાંમાં બીરાજતા હતા, ત્યારે એક વખતે શ્રી ઠાકોરજીને શણગાર ધરી બહાર બેઠકમાં પધાર્યા. ત્યાં બીરાજી આગ્રે રૂપચંદનંદાને પત્ર લખ્યો તેમાં વસંતની સામગ્રી મંગા-વરાવી પોતે વાસુદેવદાસને કહ્યું આટલી સામગ્રી લઇને સંધ્યા સમયે આવજે. ભંડારીને આજ્ઞા કરીકે મહાપ્રસાદ એક ટોકરો(ટોપલો) ભરીને આપો ભંડારીએ મહાપ્રસાદ આપ્યો. શ્રી ગુસાંઇજીએ વાસુદેવદાસને આજ્ઞા કરીકે તારે રસ્તામાં ચાલતાં ચાલતાં પ્રસાદ ખાવો પગરખાં પહેર્યાની કંઇ ચિંત્તા કરવી નહિ એ પ્રમાણે આજ્ઞા થઇ કે તરતજ આપને દંડવત્ કરી ચાલતા થયા માર્ગમાં પ્રસાદ ખાતા ખાતા આગ્રા પહોચ્યા શહેર આવ્યું એટલે પ્રસાદ પણ થઇ રહ્યો ઝોલી ખંખેરી નાંખી રૂપચંદનંદાને ઘેર ગયા આ વખતે રૂપચંદનંદા પ્રસાદ લઇ ચૂકયા હતા. વાસુદેવદાસને દેખીને તરતજ હાથ ધોઇ પત્ર માથે ચઢાવી પોતાના ભાઇને કહ્યું વાસુ-દેવદાસ આવ્યા છે, ભુખ્યા થયા હશે તેથી જલદી રસોઇ કરો વાસુદેવ-દાસે કહ્યું મારે મથુરાં જવું છે, તેથી મને પ્રસાદ લેવાનો અવકાશ નથી સામગ્રી તરતજ અપાવીને વિદાય કરો તેથી રૂપચંદનંદા તુરત સામગ્રી

લેવા કપડાં પહેરી બજારમાં જવા નીકળ્યા તેમની સાથે વાસુદેવદાસ પણ ચાલ્યા રૂપચંદ નંદાએ જતી વખતે પોતાના ભાઇને કહ્યું કે જેટલો મહાપ્રસાદ હોય તેટલો સઘળો લઇને છારડુ દરવાજે આવીને બેસજે પછી રૂપચંદ નંદાએ બજારમાં જઇને સઘળી સામગ્રી લીધી અને બાંધવા લાગ્યા આગલો ભાગ વાસુદેવદાસનો પ્રસાદી હોવાથી કટીની પાછળ સઘળી સામગ્રી બાંધી. રૂપચંદનંદા અને વાસુદેવદાસ છારડુ દરવાજા બહાર આવ્યા ત્યાં જુએ છે તો રૂપચંદનંદાનો ભાઇ પ્રસાદ લઇને બેઠો છે સઘળા પ્રસાદથી વાસુદેવદાસની ઝોળી ભરીને વિદાય કર્યા. રૂપચંદનંદા બન્ને ભાઇ ઘેર આવ્યા. વાસુદેવદાસ શ્રી મથુરાંજી ચાલ્યા ત્રીજે પહોર જે વખતે શ્રી ગુસાંઇજી સ્નાન કરવાને ઊઠતા હતા, તે વખતે વાસુદેવદાસ સામગ્રી લઇને આવી ઊભા રહ્યા. શ્રી ગુસાંઇજીએ ઊઠીને આપને શ્રી હસ્તથી વાસુદેવદાસની કેડેથી સઘળી સામગ્રી છોડી લીધી અને કહ્યું કે તમારા માટે મહાપ્રસાદની પાતળ રાખી છે તે જઇને પ્રસાદ લ્યો વાસુદેવદાસ દંડવત્ કરી વિશ્રાંતિ ઘાટ ઉપર સ્નાન કરવા ગયા વાસુદેવદાસને ક્ષુધા બહુજ હતી, મણ ૧ાા મણનો આહાર કરતા તે પ્રમાણે પરાક્રમ પણ બહુજ હતાં મથુરાંજીથી ૨ પહોરમાં આગ્રા ગયાને આવ્યા એવા તે પરાક્રમી હતા.

❁ પ્રસંગ ૩ જો ❁ શ્રી ગુસાંઇજી નિત્ય શ્રી ઠાકોરજીની સેવા શણગાર કરી બહાર આવી ખવાસને કહેતા કે થેલી લઇને વિશ્રાંત જજે. પછી પોતે જન્મસ્થાનમાં દર્શન કરી વિશ્રાંત સ્નાન કરવા પધારતા પછી ઘેર આવતા. આ પ્રમાણે આપ નિત્ય કરતા હતા. એક વખતે મથુરીઆ ચોબા સઘળાઓએ મળીને ત્યાંના કાજી હાકેમ પાસે જઇને ચુગલી કરી કે તમે આ ગોકુળના ગુસાંઇ પાસેથી આંતરીને લાગો લેશો તો એમના સેવકો એવા છે કે બે ચાર હજાર રૂપીઆ આપી દેશે, ત્યારે તે કાજી બસો હથીઆરબંધ માણસો સાથે આવીને ઊભો રહ્યો. એટલામાં શ્રીગુસાંઇજી શ્રી કેશવરાયજીનાં દર્શન કરવા પધાર્યા. જ્યારે દર્શન કરી મંદીરથી બહાર આવી ઘોડા ઉપર સ્વાર થવા લાગ્યા, ત્યારે કાજીએ કહ્યું હવે તમે ક્યાં જવાના છો ? આ સાંભળીને વાસુદેવદાસે કહ્યું આ લોકોની નજર બુરી દેખાય છે, પોતે કહ્યું એમાં તારૂં શું જાય છે ? વાસુદેવદાસ આગળ આવીને જુએ છે તો એક મ્લેચ્છના હાથમાં ઢાલ અને તરવાર જોઇ. તેના

સામે જઇને એક થપડ મારી, વાગી કે તરતજ પડી ગયો. અને તેની ઢાલ તથા તરવાર છીનાવી લીધી એટલે ત્યાં ૨૫ માણસો હતા તે સઘળાઓ નાશી ગયા અને એક ઘરમાં પેસી જઇ દરવાજા બંધ કરી સંતાઇ ગયા. શ્રી ગુસાંઇજી ઘોડા ઉપર સ્વાર થઇ તે દરવાજા આગળ થઇને પધાર્યા. વાસુદેવદાસે કહ્યું, મહારાજ આપની આજ્ઞા હોય તો અહીંઆં સઘળા એકઠા થયા છે તેમને દરવાજો તોડી સઘળાઓને મારૂં. પોતે ના કહ્યું. તારૂં શું લે છે? માટે હવે જવા દે. પછી શ્રી ગુસાંઇજી વિશ્રાંતિઘાટ ઉપર સ્નાન કરી ઘેર પધાર્યા. બીજે દિવસે ફરીથી જ્યારે આપ જન્મસ્થાન પધાર્યા ત્યારે કાજીએ સઘળા મનુષ્યો સાથે આવીને વિનંતી કરી કે મહારાજ કાલે અમોએ કન્હૈયા અને ભીમ દેખ્યા. શ્રી ગુસાંઇજીએ કહ્યું અમારો સેવક એવોજ છે. કાલે તમો જો કાંઇ બોલ્યા હોત તો એ એકલો તમોને સઘળાઓને મારી નાંખત. એના મનમાં એ પ્રમાણે આવ્યું હતું પણ અમોએ ના પાડી. કાજીનું એ પ્રમાણે સમાધાન કરી ઘેર મોકલ્યો. શ્રી મહાપ્રભુજીના સેવકમાં પોતાની કૃપાથી આવું સામર્થ્ય હતું.

(સાર) નાસ્તિક (આસુરીજનો) ને પણ શ્રી ગુસાંઇજી પ્રસંગોપાત પોતાનું આવું ઉગ્ર સ્વરૂપ અને પોતાના ભકતજનનું સામર્થ્યવાન સ્વરૂપ બતાવતા હતા.

❀ પ્રસંગ ૪ થો ❀ એક સમય વાસુદેવદાસ શ્રી ગુસાંઇજીની આજ્ઞા માગીને શ્રાદ્ધ પક્ષમાં આગ્રા આવ્યા. ત્યાં આગળ તેમના કોઇક ક્ષત્રી યજમાન તેમને શ્રાદ્ધ પક્ષમાં જમાડી ધોતી ઉપરણાની દક્ષિણા આપતા. એ સઘળું એકઠું કરી રાખતા, શ્રાદ્ધ પક્ષ વીત્યા પછી ધોતી ઉપરણા બાંધી લેતા અને જે દ્રવ્ય દક્ષિણામાં મળતું તેની મિશ્રી, ખાંડ વગેરે વેચાતું લઇ એક ગાંસડી બાંધી માથે મુકી શ્રી ગોકુળ આવતા. સઘળી સામગ્રી શ્રી ગુસાંઇજીના ભંડારમાં ભંડારીને સોંપી દેતા અને સઘળા ઉપરણા, ધોતી, જલઘરીઆને આપીને કહેતા કે જાડી ધોતી હોય તેનું મંદીર વસ્ત્ર કરો, અને પાતળા (ઝીણા) ઉપરણાનાં ગરણાં કરો. એક દીવસ શ્રી ગુસાંઇજી જલઘરામાં પધાર્યા. છન્નાં અને મંદીર વસ્ત્ર ઘણાં ઉજળાં જોઇને પુછયું કે આ નવાં વસ્ત્ર કયાંથી આવ્યાં છે? જળઘરીઆએ કહ્યું, મહારાજ, વાસુદેવદાસ છકડાએ આપ્યાં છે અને ભંડારમાં સામગ્રી પણ આપી છે. આ ઉપરથી શ્રી ગુસાંઇજીએ વાસુદેવદાસને પૂછયું કે તમો વસ્ત્ર તથા સામગ્રી કયાંથી લાવ્યા? વાસુદેવદાસે કહ્યું કે આગ્રામાં મારા યજમાન

કોછડક્ષત્રી વૈષ્ણવ છે અને તેઓ મને શ્રાદ્ધ પક્ષમાં બોલાવી જમાડી દક્ષિણા તથા ધોતી ઉપરણા આપે છે. દક્ષિણામાં જે દ્રવ્ય આવે છે તેની સામગ્રી લાવું છું, અને ધોતી ઉપરણા જળધરામાં છન્ના મંદીર વસ્ત્રની સેવામાં પ્રભુ અંગીકાર કરે છે. લૌકિક દેહ વગેરેના પોષણના માટે અપાયલી વસ્તુ અલૌકિક કાર્યોમાં રોકવામાં આવી એમ કહી શ્રી ગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા.

( સાર ) યજમાનને આવા પૂરોહિત મળે તો યજમાનના અપાયલા દ્રવ્યનો ઘણોજ સુવિનિયોગ થાય, જેના પ્રતાપે યજમાનની બુદ્ધિ ફરતાં આ ભવાટવીમાંથી રખડવાનું જતુ રહી શ્રી ઠાકોરજીના ચરણારવિંદમાં રતી થતાં અલૌકિક સુખની પ્રાપ્તિ થાય.

❋પ્રસંગ ૯ મો❋ જ્યારે જ્યારે સિંહનંદ ગામમાં વૈષ્ણવોને ત્યાં ઉત્સવ થાય ત્યારે વાસુદેવદાસને ઉત્સવમાં બોલાવતા નહિ. એક વખતે સિંહનંદના સઘળા વૈષ્ણવો મળીને શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઇજીનાં દરશન કરવા આવ્યા હતા, તે વખતે સમય જોઇને વાસુદેવદાસે વિનંતી કરી કે મહારાજ આ વૈષ્ણવો મને ઉત્સવમાં કેમ બોલાવતા નહિ હોય? શ્રી ગુસાંઇજી તે વખતે બોલ્યા નહિ પણ સઘળા વૈષ્ણવો જ્યારે ત્યાંથી વિદાય થયા ત્યારે તેમાંથી ચાર મુખ્ય વૈષ્ણવોને રાખી શ્રી ગુસાંઇજીએ પુછયું કે તમે અમારા વાસુદેવદાસને ઉત્સવ કીર્ત્તનમાં કેમ બોલાવતા નથી? તે વૈષ્ણવોએ વિનંતી કરી કે મહારાજ, મોટા ઉત્સવમાં બોલાવીએ છીએ પણ નાના ઉત્સવમાં બોલાવતા નથી, કારણ કે જો એ ભુખ્યા રહે તો દોષ લાગે. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી કે તમે બંધારણ બાંધો. ૧૦૦ વૈષ્ણવને બોલાવવા હોય તો ૫૦ વૈષ્ણવો બોલાવવા, અને ૫૦ વૈષ્ણવોને બદલે એક વાસુદેવદાસને બોલાવવા. ૫૦ વૈષ્ણવોને બોલાવવા હોય તો ૨૫ વૈષ્ણવો બીજા, અને એક વાસુદેવદાસ. ૨૫ વૈષ્ણવો બોલાવવા હોય તો ૧૩ વૈષ્ણવો બીજા, અને બાર વૈષ્ણવોમાં એક વાસુદેવદાસ. ૧૦ વૈષ્ણવો બોલાવવા હોય તો ૫ વૈષ્ણવો બીજા અને એક વાસુદેવદાસ. એ પ્રમાણે ૧૦ વૈષ્ણવો સુધીમાં વાસુદેવદાસને અડધા વૈષ્ણવોને બદલે બોલાવ્યા કરજો. તેમ છતાં ભુખ્યા રહેશે તો તે દોષ તમને લાગશે નહિ, મારી આજ્ઞાથી તમને કંઇ બાધ નથી. એ વાસુદેવદાસ શ્રી મહાપ્રભુજીના પરમ કૃપાપાત્ર સેવક છે તેથી એમને બોલાવ્યા વિના ઉત્સવ કરશો નહિ. વૈષ્ણવોએ શ્રી ગુસાંઇજીની આજ્ઞા પ્રમાણે કરવાને કહ્યું. કેટલાક દિવસ

ત્યાં રહ્યા પછી પોતાને ગામ સિંહનંદ આવ્યા. ત્યારથી તે વૈષ્ણવો વાસુદેવદાસને દરેક ઉત્સવમાં બોલાવતા. શ્રી ગુસાંઇજી, વાસુદેવદાસને શ્રી મહાપ્રભુજીના સેવક જાણી તેમના ઉપર સદૈવ કૃપા કરતા. આ વાસુદેવ દાસ સારસ્વત્ બ્રાહ્મણ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની વાર્ત્તા કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૩૮ મા ॥

( સાર ) વાસુદેવદાસે ઉત્સવમાં મહાપ્રસાદ લેવાની ખાતર ( સ્વાર્થબુદ્ધિથી ) શ્રી ગુસાંઇજીને વિજ્ઞપ્તિ કરી નહોતી, પણ ઉત્સવના અપુર્વ આનંદનો ભાગ લેવા ખાતરજ વિજ્ઞપ્તિ કરી હતી.

## વાર્ત્તા ૩૯ મી. વૈષ્ણવ ૩૯ મા.

# *બાબા વેણુદાસ, કૃષ્ણદાસ ઘઘરી તથા યાદવદાસની વાર્ત્તા.

બાબા વેણુદાસ અને બાબા કૃષ્ણદાસ બન્ને ભાઇ સારસ્વત બ્રાહ્મણ હતા. તેમાં મોટા ભાઇ બાબા વેણુદાસ આંધળા હતા પણ તેમનાં -હૃદય

* એક વખતે શ્રી મહાપ્રભુજી પૃથ્વિ પરિક્રમા કરતાં પુરવના કોઇ ગામમાં પધાર્યા ત્યાંના તલાવ ઉપર એક પ્રાચીન શ્રી ઠાકોરજીનું સ્વરૂપ હતું પણ કલ્યાણીદેવી ( માતા ) તરીકે તેમની પુજા થતી હતી. શ્રી મહાપ્રભુજી આ તલાવ ઉપર બિરાજ્યા એટલે આ સ્વરૂપ તરફ દ્રષ્ટિ ગઇ જોતાં પોતે આજ્ઞા કરી કે આતો મહાન્ અલૌકીક શ્રી ઠાકોરજીનું સ્વરુપ છે. તેમને કોઇએ દેવીના શણગાર ધર્યા છે. શ્રીમહાપ્રભુજી ત્યાં પધાર્યા પુછ્યું. બાબા આ શું! શ્રી ઠાકોરજીએ આજ્ઞા કરી કે આ ગામ સઘળું ક્ષુદ્ર છે, દેવી ઉપાસીક છે, અહીં કોઇ શ્રી ઠાકોરજીને જાણતા નથી તેથી તે દેવી તરીકે પૂજા કરે છે. શ્રીમહાપ્રભુજીએ સાડી ફાડીને પાગ ધરાવ્યો, બીજા ટુકનાં વસ્ત્ર કર્યાં એવામાં તેનો પૂજારી આવ્યો તે કહેવા લાગ્યો કે અમારાં દેવીને આમ કોણે કર્યું શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે એ દેવી નથી, એતો શ્રી ઠાકોરજીનું સ્વરૂપ છે; છતાં દેવા તરીકે કેમ પુજા કરો છો. તે ઉપરથી તે સેવક બાબા વેણુદાસ, કૃષ્ણદાસ. યાદવદાસે ત્રણે જણે દંડવત કરી વિનંતી કરી તેથા તેમને શરણે લીધા. પોતે એક દિવસ ત્યાં બીરાજ્યા, તેમને શણગાર કરવા વગેરે બતાવ્યું. શ્રી ઠાકોરજીનું શ્રી કલ્યાણરાયજી નામ ધર્યું ત્યારથી એ ત્રણે જણ મળી તેમની સેવા કરવા લાગ્યા. તેમના લીલામાં પહોચ્યા પછી શ્રી કલ્યાણરાયજી શ્રી ગુસાંઇજીને ઘેર બિરાજ્યા ત્યાંથી ભાઇઓનો ભાગ પડવાથી તે છઠ્ઠા લાલજી શ્રી યદુનાથજીના દાય ભાગમાં આવ્યા તે પછી ઘણાં વરસો સુધી શ્રી શેરગઢમાં બિરાજ્યા. હાલમાં તે શ્રી કલ્યાણરાયજીને સંવત ૧૯૬૭ ની સાલમાં ગોસ્વામી શ્રી ગિરિધરલાલજી મહારાજ વડોદરામાં પધરાવી લાવ્યા. ત્યાં શ્રી દ્વારકેશજીના મંદીરમાં બિરાજે છે. આ સિવાય તેમની સાથે શ્રી ગોપીનાથજી ( શ્રી સ્વામીનીજી સહિત ) શ્રી ગુસાંઇજીના સેવ્ય સ્વરૂપ, તથા શ્રી કપુરરાયજી ( શ્રી મહાપ્રભુજીના સેવ્ય ) ૮૪ વૈષ્ણવ પૈકી વૈષ્ણવ દામોદરદાસની સ્ત્રી વીરબાઇએ સેવેલા ( જુઓ વાર્તા ૬૧ માં ) બીરાજે છે.

ચક્ષુ ખુલ્લાં હતાં આ બન્ને ભાઇ શ્રી કેશવરાયજીના આગળ કીર્ત્તન કરતા હતા. યાદવદાસ કરીને એક વાણીઓ તેમના સંગમાં હતો. એક સમયે બાબા કૃષ્ણદાસ કીર્ત્તન ગાવા લાગ્યા. ( देखेरी नेनन गिरिवर धरन ) આ પદ ગાતાં ગાતાં તેમણે દેહ છોડી. બાબા વેણુદાસે કહ્યું હું તો મારી દેહ શ્રીગિરિરાજમાં શ્રીજીદ્વાર જઇને છોડીશ. એમ કરીને તેમણે પોતાના નાનાભાઈ કૃષ્ણદાસનો સંસ્કાર શ્રી કેશવરાયજીના મંદીરની પછવાડે કર્યો સૂતક ઊતર્યા પછી શુદ્ધ થઇને શ્રીજીદ્વાર ચાલ્યા યાદવદાસ વાણી-આ સંગમાં હતા. બાબા વેણુદાસે શ્રી નાથજીના આગળ કીર્તન કર્યું ત્યારે શ્રી નાથજીના ગળામાંથી પુલની માળા નીકળી પડી તે માળા અને પ્રસાદી બીડાં રામદાસ ભીતરીઆએ બાબા વેણુદાસને આપ્યું તેમણે માથે ચઢાવી લીધું. શ્રી નાથજીની ઇચ્છા જાણીને રામદાસજીએ બાબા વેણુદાસને કહ્યું કે તમારી વિદાયગીરી શ્રી નાથજીએ કરી બાબા વેણુદાસે શ્રી નાથજીને દંડવત્ કર્યા અને શ્રી ગિરિરાજ ઉપરથી નીચે ઊતરવા લાગ્યા બાબા વેણુદાસે યાદવદાસ વાણીઆને કહ્યું કે હું નીચે ઊતરી મારી દેહ છોડીશ તેથી તું સાવધાન રહેજે “ ओर तुंहि वेगीऐयो. बहोतदिन मति लगैयो ” એમ કરીને પર્વતથી નીચે ઊતર્યા દંડવત્ કરતાં માત્રમાંજ બાબા વેણુદાસની દેહ છૂટી યાદવદાસ વાણીઆએ તેમને અગ્નિ સંસ્કાર કર્યો પછી શુદ્ધ થઇને યાદવદાસ શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા આવ્યા શ્રી ગુસાંઇજીએ તેમને પરમ ભગવદીય જાણીને વિચાર્યું કે આમની પણ એક દિવસ એવીજ સ્થિતિ છે તેથી એમને શ્રી નાથજીની સેવામાં રા-ખીએ તો ઠીક તેથી પોતે યાદવદાસને કહ્યું, તમે એકલા છો, તેથી શ્રી નાથજીની ટહેલ કરો તેમણે કહ્યું કૃપાનાથ જેવી આજ્ઞા શ્રી ગુસાંઇજીની આજ્ઞાથી યાદવદાસ શ્રી નાથજીની ટહેલ (સેવા) કરવા લાગ્યા ટહેલ બહુ સારી રીતે કરતા તેથી શ્રી નાથજી તેમના ઉપર પ્રસન્ન રહેતા પણ તેમના મનમાં ખેદ રહેતો તેથી જ્યારે સેવાથી પહોચીને નીચે ઊતરતા ત્યારે જંગલમાં જઇને પડેલાં લાકડાં એકજગાએ એકઠાં કરતા લાકડાં બધાં એકઠાં થયાં છે એમ જાણ્યું એટલે એક દિવસે શ્રી ગિરિરાજ ઉપર દંડવત્ કરી શ્રી નાથજી પાસે આજ્ઞા માગી પોતે પ્રસન્નતાથી આજ્ઞા આપી ત્યાંથી નીચે ઊતરી જ્યાં લાકડાં એક જગાએ એકઠાં કર્યાં હતાં

ત્યાં આવ્યા તે લાકડાંની ચિતા બનાવી તેના ઉપર શ્રી નાથજીની ધ્વજા સન્મુખ બેઠા અને જે દિશાએથી પવન આવતો હતો તે દિશાએ અગ્નિ સળગાવ્યો પછી ધ્વજાને પ્રણામ કરી શ્રી નાથજીનું સ્મરણ કરી તત્કાલ દેહ છોડી. યાદવદાસે પોતાના હાથથી પોતાના દેહને અગ્નિસંસ્કાર કર્યો તેનો હેતુ એવો હતો કે તેમણે બાબા વેણુદાસનો તથા બાબા કૃષ્ણદાસનો સંસ્કાર કર્યો હતો તેનો અનુભવ પોતાને થયો હતો તેથી તેમણે પોતાના મનમાં વિચાર્યું કે મારો સંસ્કાર કરવામાં સઘળા સેવકોને કષ્ટ પડશે અને સેવામાં અંતરાય પડશે તેથી પોતાના હાથે પોતાનો સંસ્કાર કરવો તે સારૂં એમ ધારી પોતાના હાથે સંસ્કાર કર્યો તેમ બાબા વેણુદાસ તથા કૃષ્ણદાસે કહ્યું હતું કે " वेगि आइओ विलंब मति करिओ " તેથી તેમને લીલામાં વહેલું જવું હતું પણ શ્રી ગુસાંઇજીએ શ્રી નાથજીની ટહેલ સોંપી એટલે આટલો વિલંબ પડયો નહિતો કયારનાએ ગયા હોત બે ત્રણ દીવસ વીત્યા પછી શ્રી ગુસાંઇજીએ સેવકોને પૂછયું કે યાદવદાસ જણાતા કેમ નથી ? સેવકોએ કહ્યું "મહારાજ યાદવદાસ લાકડાં એક જગાએ એકઠા કરતા હતા શ્રી ગુસાંઇજીએ કહ્યું ત્યાં જઇને જુઓ તો ખરા ! વૈષ્ણવો ત્યાં જઇને જુએ છે તો રાખનો ઢગલો પડયો છે તેમણે આવીને કહ્યું મહારાજ, યાદવદાસ તો જણાતા નથી પણ રાખનો ઢગલો પડેલો જણાય છે પોતે કહ્યું એ તો લીલામાં ગયા આપે શ્રી મુખથી કહ્યું એ એવા ભગવદ્ ભક્ત હતા કે જેમણે કોઇને દુઃખ ન દીધું અને સ્વઇચ્છાથી પોતાની દેહ છોડી એ ત્રણે શ્રી મહાપ્રભુજીના સેવક પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. જેમની સરાહના શ્રી ગુસાંઇજી આપ શ્રી મુખથી કરતા એવા કૃપાપાત્ર હતા તેમની વાર્તાનો પાર નથી ॥ વૈષ્ણવ ૩૯ મા ॥

( સાર ) શ્રી નાથજીની આજ્ઞા પ્રમાણે તેમનું ઘણીજ શુદ્ધતાથી સતત સ્મરણ કરતાં કરતાં પોતાની ઇચ્છાનુસાર કોઇને પણ કષ્ટ આપ્યા વગર દેહ છોડવો એના કરતાં ભક્તનું બીજું વધારે પરાક્રમ શું હોઇ શકે ! ભક્તનું વર્તન પ્રભુ ઇચ્છાનુસારજ હોય છે પ્રભુની ઇચ્છા ભક્તને પોતાની નિજલીલામાં ખેંચી લેવાની થાય છે ત્યારે પોતાની પાસે બોલાવે છે આ ઇચ્છા આ ભક્તજનોએજ જાણી હતી અને સુખરૂપમાં સ્મરણ કરતાં કરતાં દેહ છોડયો.



## વાર્ત્તા ૪૦ મી. વૈષ્ણવ ૪૦ મા.

# जगतानंद सारस्वत ब्राह्मण थानेश्वरना वासीनी वार्त्ता.

આ જગતાનંદ શ્રી સરસ્વતીજીના તીર ઉપર કથા કહેતા એક વખતે શ્રી મહાપ્રભુજી થાનેશ્વર પધાર્યા ને જ્યાં જગતાનંદ કથા કહેતા હતા ત્યાં આગળ પોતે બીરાજ્યા જગતાનંદે એક શ્લોકનું વ્યાખ્યાન કર્યું તે સાંભળીને શ્રી આચાર્યજીએ કહ્યું એનો ભાવાર્થ તો બહુજ છે જગતાનંદે કહ્યું શ્લોકાર્થ તો મેં કહ્યો, એ કરતાં વધારે હોય તો આપ કહો શ્રી મહાપ્રભુજીએ કહ્યું તમે વ્યાસાસન ઉપર બેઠા છો તેથી અમારાથી તમારૂં અતિક્રમ (અપમાન) થઈ શકે નહિ એટલું સાંભળતાં માત્રમાંજ જગતાનંદ આસન છોડીને ઊભા થયા શ્રી આચાર્યજીએ ચોકી ઉપર વસ્ત્ર બીછાવી તેના ઉપર પોથી ધરી અને પોતે નીચે બીરાજી તે શ્લોકનું વ્યાખ્યાન ફરીથી કરવા લાગ્યા વ્યાખ્યાન કરતાં ત્રણ પહોર વીત્યા આ શ્લોકનું વ્યાખ્યાન ૨–૩ માસ સુધી ચાલે એટલું છે પણ તમે હવે ભૂખ્યા થયા હશો તેથી ઊઠો જગતાનંદે કહ્યું આપતો ઇશ્વર છો જ્યાં સુધી ચાહો ત્યાં સુધી ભાવાર્થ કહ્યા કરો પછી શ્રી મહાપ્રભુજીએ પોથી બાંધી જગતાનંદે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી કહ્યું મહારાજ આપતો સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ છો મારૂં ઘર પાવન કરો શ્રી મહાપ્રભુજીએ કહ્યું તું તો અન્યમાર્ગીય છું તારે ઘેર કેવી રીતે પધારીયે જગતાનંદે વિનંતી કરી મને શરણે લ્યો પોતે આજ્ઞા આપી કે શ્રી સરસ્વતીજીમાં ન્હાઇને આવો જગતાનંદ નાહી આવ્યા પછી પોતે નામમંત્ર આપ્યો પછી તેને ઘેર પધાર્યા જગતાનંદ શ્રી ઠાકોરજીની સેવા મર્યાદા રીતે કરતા હતા શ્રી ઠાકોરજીને તુલસીદલમાં પધરાવતા અને તેમના ઉપર હમેશાં એક જલની લોટી રેડતા શ્રી મહાપ્રભુજીએ શ્રી ઠાકોરજીને તુલસીદલમાંથી કાઢી પંચામૃતથી સ્નાન કરાવી જુદા પધરાવ્યા વાગો પહેરાવી શણગાર કરી રાજભોગ સમર્પ્યો ત્યાર પછી સેવાની વિધિ શીખવાડી અને કહ્યું તમે આ પ્રમાણે સેવા કરજો જગતાનંદ ઘણાજ પ્રસન્ન થયા અને શ્રી ઠાકોરજીની બહુ સારી રીતે સેવા કરવા લાગ્યા પછી શ્રી ઠાકોરજી સાનુભાવ જણાવવા લાગ્યા. આ જગતાનંદ શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા તેમની વાર્તા કેટલીક લખીયે ॥ વૈષ્ણવ ૪૦ મા ॥

( સાર ) પ્રભુને પ્રસન્ન કરવાનું, પ્રભુમય થઇ જઇ પ્રભુની લીલાઓ નિહાળવાને પ્રેમ એજ મુખ્ય સાધન છે મર્યાદા માર્ગીય રીતે સેવા કરવામાં શુદ્ધ પ્રેમનો ઉદ્ભવ થતો તેથી શ્રી મહાપ્રભુજીએ પ્રેમમાર્ગનીજ સેવા બતાવી છે જેથી જલદી શ્રી ઠાકોરજી પ્રસન્ન થઈ સાનુભાવ જણાવે છે. સર્વોત્કૃષ્ટ પ્રેમ શ્રી ગોપીકાઓમાં હતો અને તેથીજ આ માર્ગના ગુરૂ ગોપીકાઓ છે. કહ્યું છે કે "गोपी प्रेमकी ध्वजा "એ ભગવદીયના ગાએલા કીર્તનનું અવલોકન કરવાથી પ્રેમથી ભરેલાં ગોપીકાઓના સ્વરૂપનું દિગ્દર્શન થશે. શ્રી મહાપ્રભુજીનાં સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થવાથી પોતાનું ગુરૂપણું છોડી દઇ એકદમ શિષ્ય થયા એ દૈવી જીવનો પ્રભાવ સમજવો કારણ કે આ માર્ગમાં દૈવી જીવો સ્વતઃ શરણે આવે છે.

---

## વાર્ત્તા ૪૧ મી. વૈષ્ણવ ૪૧ મા.

# आनंददास विश्वंभरदास बन्ने भाइ क्षत्रीनी वार्त्ता.

આ બન્ને ભાઇ એકત્ર બેસીને ભગવદ્ વાર્ત્તા તથા શ્રી મહાપ્રભુજીની વાર્ત્તા કરતા. કોઇ વખતે નાના ભાઇ વિશ્વંભરદાસને નિંદ્રા આવી જતી ત્યારે તેમને બદલે તેમના સેવ્ય શ્રી ઠાકોરજી હુંકારો કરતા. જ્યારે મોટા ભાઇ આનંદદાસ વાર્ત્તા કરી રહેતા ત્યારે વિશ્વંભરદાસને પુછતા કે મેં વાર્ત્તા કહી તે તું સમજ્યો. ત્યારે તે કહેતા કે મેં તો થોડી સાંભળી પછી નિદ્રા આવી ગઇ હતી. આનંદદાસે કહ્યું, હમણાં સૂધી તો હુંકારો દેતા હતા. તેમણે કહ્યું હું હુંકારો દેતો નહોતો. મને તો નિદ્રા આવી હતી તેથી હું તો કશું જાણતો નથી, આનંદદાસે કહ્યું શ્રીઠાકોરજીએ હુંકારો દીધો હશે. એટલે બન્ને ભાઈ ઘણાજ પ્રસન્ન થયા. હમારાં મહત્ ભાગ્ય છે કે શ્રી મહાપ્રભુજીની કા'નીથી શ્રી ઠાકોરજીએ અમારા મુખની વાર્ત્તા સાંભળી હુંકારો દીધો. આનંદદાસ તથા વિશ્વંભરદાસ શ્રી મહાપ્રભુજીના કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની વાર્ત્તા કેટલીક લખીએ. ॥ વૈ. ૪૧ મા ॥

( સાર ) ભગવદ્ વાર્ત્તામાં ભગવાન્ પધારે છે માટે જેમ બને તેમ વધારે શુદ્ધતાથી અને પ્રભુ બીરાજેલા છે એવા ભાવથીજ ભગવદ્ વાર્ત્તાનું શ્રવણ કરવામાં આવે તો શ્રી ઠાકોરજી શ્રી મહાપ્રભુજીની કા'નીથી જરૂર પ્રસન્ન થાયજ. આથી ભગવાનનાં દર્શન કરવા જેમ નિત્ય નિયમ રાખવો પડે છે તેમજ ભગવદ્ વાર્ત્તામાં પણ પ્રભુ બીરાજમાન (ગુપ્તરીતે) થએલા હોવાથી દરસન કરવા અને વાર્ત્તા શ્રવણ કરવા જરૂર નિત્ય નિયમ રાખવો આવશ્યક છે.

## વાર્ત્તા ૪૨ મી. વૈષ્ણવ ૪૨ મા.

# एक ब्राह्मणी अडेलमां रहेतां तेमनी वार्त्ता.

આ બ્રાહ્મણીને માથે શ્રી મહાપ્રભુજીએ *શ્રી બાલકૃષ્ણજીની સેવા પધરાવી આપી હતી. તેમની યથાશક્તિ સેવા કરતાં. તે નિષ્કંચન હોવાથી શ્રી ઠાકોરજીના આગળ માટીના કુંજા જલથી ભરતા અને રસોઇમાં પણ માટીનાં પાત્ર રાખતાં. જગાનો પણ સંકોચ હોવાથી એકજ જગાએ રસોઇ અને મંદિર બન્ને હતાં. આચાર થોડો તેમાં વળી વૃદ્ધાવસ્થાને લીધે થોડું દેખાતું હતું. આ પ્રમાણે તેના ઘરની વ્યવસ્થા જોઇને વૈષ્ણવો માંહોમાંહે ચર્ચા કરવા લાગ્યા કે શ્રી મહાપ્રભુજીએ શું જોઇને આ બાઇના માથે સેવા પધરાવી હશે? એતો કંઇ સમજતી નથી. એક દીવસે શ્રી મહાપ્રભુજી તે ડોકરીના ગામથી બે કોસ દુર એક ગામમાં પધાર્યા હતા. ત્યાંથી આપ પાછા ફર્યા ત્યારે તે ડોકરીના ઘર આગળ થઇને નીકળ્યા. પોતાની સાથે જે વૈષ્ણવો હતા તેમણે વિનંતી કરી, મહારાજ આપે જે બ્રાહ્મણીને માથે શ્રી બાલકૃષ્ણજીની સેવા પધરાવી આપી છે તે બ્રાહ્મણીનું ઘર આ છે તેને ઘેર પધારીને આપ જુઓ કે તેનો આચાર કેવો છે! શ્રી મહાપ્રભુજી કૃપાસાગર છે, તેથી બ્રાહ્મણીના ઘરની અંદર પધાર્યા તે વખતે તે રસોઈ કરતાં હતાં. રોટી કરીને ઘીથી ચોપડી શ્રી ઠાકોરજીના આગળ ધરતાં જાય. નેત્રથી દેખે નહિ તેથી રોટલી ઉપર હાથ ફેરવ્યા કરે અને રોટલી ઉપર હાથ ન ફરે એટલે બિલાડી લઈ જાય અને નવી રોટલી કરતા જાય. શ્રી આચાર્યજી આપ ઉભા ઉભા જુએ છે, પોતે બ્રાહ્મણીને કહ્યું "अरि बाइ तेरे बडे भाग्य हे जो तेरी करी रोटी श्री ठाकोरजी आप आरोगत हे." પોતાનાં શ્રી મુખનાં વચન સાંભળીને બ્રાહ્મણીએ ઓળખ્યા તેથી ઉઠીને શ્રી મહાપ્રભુજીને દંડવત્ કરી બોલ્યાં, આપ પધાર્યા તે મેં જાણ્યું નહિ. મારી આંખે દેખાતું નથી પણ આપની કાનીથી શ્રી ઠાકોરજી મારી સેવા માની લે છે. શ્રી મહાપ્રભુજીએ પોતાની સાથેના સઘળા

* શ્રી મહાપ્રભુજી એક વખત અડેલમાં શ્રી યમુનાજીમાં સ્નાન કરતા હતા તે વખતે આ શ્રી બાળકૃષ્ણજી શ્રી યમુનાજીમાંથી પ્રગટ થયા હતા. પોતે સેવ્ય કરી આ બ્રાહ્મણીને માથે સેવા કરવા પધરાવી આપ્યા હાલ તે મેવાડમાં શ્રીજીદ્વારમાં શ્રીનાથજીની પાસે બિરાજે છે. ગોસ્વામી ટિકેત શ્રી ગોવર્દ્ધનલાલજી મહારાજના માથે બિરાજે છે.

વૈષ્ણવોને કહ્યું કે શ્રી ઠાકોરજી તો સ્નેહને વશ છે. વૈષ્ણવો હસીને ચુપ રહ્યા. શ્રી મહાપ્રભુજી ત્યાંથી પોતાને મુકામ પધાર્યા. પોતે તે બાઇ ઉપર ઘણાજ પ્રસન્ન થયા. આ બ્રાહ્મણી શ્રી મહાપ્રભુજીનાં એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં. ॥ વૈષ્ણવ ૪૨ મા ॥

(સાર) શ્રી મહાપ્રભુજીએ આચાર કરતાં સ્નેહને મુખ્ય વર્ણવ્યો છે અને સ્નેહથીજ પ્રભુ પ્રસન્ન થાય છે, આચારથી ભગવદીયની કક્ષા ગણી શકાતી નથી પણ સ્નેહથીજ ગણી શકાય છે. છતાં **आचारो प्रथमो धर्मः**, એ ન્યાયે અને શ્રી મહાપ્રભુજીએ જે જે આચારો પાળવાના બતાવ્યા છે તેમાંથીજ સ્નેહ ઉત્પન્ન થાય છે, એમ જાણી આચારો પાળવા વૈષ્ણુવોએ બનતો પ્રયત્ન કરવો. આ બાઇથી આચાર પળાતો નહોતો માટે તે સચવાતો નહિ જો આપણી પણ તેવી સ્થિતિ હોય તો. આપણુને પણ આચારની જરૂર નથી પણ તેવી સ્થિતિ થવી આ કલિકાળમાં દુર્લભ છે.

શ્રીમંતોજ પ્રભુને પ્રસન્ન કરી શકે છે એમ નથી પણ નિષ્કંચન વૈષ્ણુવો જેમના ઘરમાં ત્રાંબાનું પાત્ર પણ હોતું નથી એવા વૈષ્ણુવો તો પ્રભુને જલદી પ્રસન્ન કરી શકે છે. આ ઉપરથી પ્રભુની સેવા પૈસાથીજ થાય છે એમ ન સમજવું.

---

## વાર્તા ૪૩ મી. વૈષ્ણવ ૪૩ મા.

# एक क्षत्राणीनी वार्त्ता.

---

આ ક્ષત્રાણી રેંટીઓ (ચરખો) કાંતી તેમાંથી જે ૨–૩ પૈસા મળે તેની સામગ્રી લાવી રસોઇ કરી *શ્રી ઠાકોરજીને ભોગ સમર્પી નિર્વાહ ચલાવતાં. એક દિવસે તેમની એવી બુદ્ધિ થઇ કે શ્રી ઠાકોરજીને માટે કંઈ મીઠી સામગ્રી કરી રાખું. તે દીવસથી દરરોજ જેટલું સુતર કાંતતાં તેના કરતાં વધારે કાંતવા લાગ્યાં. જ્યારે દસ બાર ટકા એકઠા થયા ત્યારે તે પૈસાનું ઘી અને ખાંડ લઈ આવ્યાં. ઘરમાંથી મેંદો છાનિ (ચાળી) બીજે દીવસે લાડુ સિદ્ધ કર્યા. તેમણે પોતાના મનમાં વિચાર કર્યો કે ૧૦–૧૨ દીવસની સામગ્રી સિદ્ધ થઇ છે તેથી હવે ત્યાં દીવસ સુધી નિશ્ચિંતતા છે. તે દિવસે તે સામગ્રીમાંથી થોડી શ્રી ઠાકોરજીને આરોગાવી બાકીની એક

* આ ઠાકોરજી શ્રી **બાળકૃષ્ણજીને** શ્રી મહાપ્રભુજીએ સેવ્ય કરી આ ક્ષત્રાણીને સેવા કરવા પધરાવી આપ્યા હતા. તે શ્રી ગોકુળમાં જામનગરવાળા ગોસ્વામી વ્રજનાથલાલના લાલજી શ્રી વ્રજકેશલાલજીનાં વહુજી શ્રી **રાધાવહુજીને** માથે બિરાજે છે. તે સિવાય આ મંદિરમાં શ્રી **મદનમોહનજીનું** સ્વરૂપ બિરાજે છે તે ૨૫૨ વૈષ્ણુવની વાર્તામાં "**દયાભૈયા**"ના શ્રી ઠાકોરજી શ્રી ગુસાંઇજીના સેવ્ય છે. ૨૫૨ વૈષ્ણુવની વાર્તામાં જુઓ.

માટલીમાં ભરી મંદીરમાં મુકી રાખી. પછી શ્રી ઠાકોરજીને રાજભોગ સમર્પી ભોગ સરાવી આરતિ કરી અનોસર કરી મહાપ્રસાદ લઇ ચરખો કાંતવા બેઠાં. શ્રી ઠાકોરજી શ્રી બાલકૃષ્ણજી સિંધાસન ઉપરથી ઊતરી સામગ્રીની માટલી જ્યાં ધરી હતી ત્યાંથી લઇને પાછા સિંધાસન ઉપર આવી બેઠા. તે માટલીમાંથી લાડુ કાઢી આપ આરોગવા લાગ્યા. માટલીનો ખડખડાટ થતો અવાજ સાંભળીને ઊંદર કે બીલાડી હશે એમ જાણીને તે કાંતતાં કાંતતાં ઉઠી જોવા લાગ્યાં. મંદીરનાં કમાડ ખોલી જુએ છે તો શ્રી ઠાકોરજી સિંધાસન ઉપર માટલી લઇને બેઠા છે, અને તેમાંથી લાડુ કાઢી આરોગે છે. ક્ષત્રાણી આ જોઇને છાતી કુટવા લાગ્યાં અને કહેવા લાગ્યાં કે આ સામગ્રી મેં તમારા માટે દસ બાર દિવસની કરી રાખી હતી અને તમે તો આજજ આરોગી ગયા. શ્રી ઠાકોરજીએ કહ્યું તેં તો આળસને માટે આ સામગ્રી એકઠી કરી રાખી હતી? શું દરરોજ નવી થતી નહોતી? તે બાઇએ વિનંતી કરી કહ્યું કૃપાનાથ! મારો અપરાધ ક્ષમા કરો. આજથી દરરોજ નવી સામગ્રી સિદ્ધ કરી આપને અંગીકાર કરાવીશ. આ પ્રસંગમાં શ્રી ઠાકોરજીએ સઘળી સામગ્રી આરોગી એ જણાવ્યું કે બાઇને દસ બાર દિવસની નિશ્ચિન્તતા થઇ એટલે તેને આતુરતા બીલકુલ રહેશે નહિ. નિત્ય સામગ્રી કરશે તો આતુરતા રહેશે કે મારે સામગ્રી કરવી છે. તેટલા માટે શ્રી ઠાકોરજીએ આ અનુભવ જણાવ્યો. તેથી વધારેમાં વધારે શ્રી ઠાકોરજીની સામગ્રી દિવસ ૪ થી વધારેની નહિ કરવી. શ્રી ઠાકોરજી સામગ્રી આરોગ્યા તેને માટે ક્ષત્રાણીએ છાતી કુટી નહોતી પણ શ્રી ઠાકોરજીએ શ્રી મહાપ્રભુજીના માર્ગની મર્યાદા છોડી. આ માર્ગની મર્યાદા એવી છે કે જેટલી સામગ્રી શ્રી ઠાકોરજીના આગળ ધરવામાં આવે તેટલી જ સામગ્રી આરોગે. જુદી રાખી મુકેલી સામગ્રી આરોગે નહિ. આજ તો શ્રી ઠાકોરજીએ માર્ગની મર્યાદા છોડી તો મને પણ કદાપિ છોડી દે, એમ જાણીને છાતી કુટી હતી. પણ જ્યારે શ્રી ઠાકોરજીએ કહ્યું કે દરરોજ નવી સામગ્રી સિદ્ધ થતી નહોતી? હવે તો તું નિશ્ચિન્ત થઇને બેઠી. આ વાક્ય જ્યારે શ્રવણ કર્યું ત્યારે નિશ્ચય થયો કે શ્રી ઠાકોરજીયે માર્ગની મર્યાદા છોડી નથી, પણ મેંજ મર્યાદા છોડી હતી કે દિવસ ૧૦–૧૨ ની નિશ્ચિન્તતાવાળી થઇને બેઠી હતી. શ્રી ઠાકોરજીયે મારા ઉપર કૃપા કરી મને સેવામાં સાવધાન કરી તેથી શ્રી ઠાકોરજી આ સામગ્રી આરોગ્યા. આ ક્ષત્રાણી

**શ્રી મહાપ્રભુજીની કૃપાથી એવાં કૃપાપાત્ર હતાં કે જેમને શ્રી ઠાકોરજીયે સેવામાંથી વિમુખ થવા દીધાં નહિ. દરરોજ સેવામાં આર્ત્તી રહેતી. નાના બાળકની માફક હઠ કરીને જે જોઇયે તે માગી લેતા. એવો અનુભવ શ્રી ઠાકોરજી જણાવતા હતા. તેમની વાર્ત્તાનો પાર નથી. ॥ વૈષ્ણવ ૪૩ મા ॥**

(સાર) આળસ એ ભકતજનને પ્રભુ પ્રાપ્તિમાં મુખ્ય અંતરાયરૂપ છે, જે કંઇ કાર્ય નથી બનતું તે આળસના લીધેજ. માટે ભગવદ્ ભકતોએ આળસનો ત્યાગ કરવો. કર્ત્તવ્ય શું છે, અને અકર્ત્તવ્ય શું છે, તે સ્પષ્ટ માલુમ પડે છે. આતુરતા એ કર્ત્તવ્ય છે, અને આળસ, સેવા સંબંધી નિશ્ચિન્તતા, બેફીકરાઇ એ સર્વથા ત્યાજ્ય છે.

માર્ગની મર્યાદા એવી છે કે જેનો શ્રી મહાપ્રભુજીદ્વારા શ્રી ઠાકોરજીએ અંગીકાર કર્યો છે, તેને કદાપિ છોડતા નથી. બીજું જેટલું પ્રભુના આગળ ધરવામાં આવે તેટલુંજ પોતે આરોગે છે. આ મર્યાદાનો જ્યારે પોતે ત્યાગ કર્યો ત્યારે ઉપલી મહત્ મર્યાદાનો પણ ત્યાગ કરશે એમ જાણી છાતી કુટવા લાગ્યાં હતાં.

## વાર્ત્તા ૪૪ મી. વૈષ્ણવ ૪૪ મા.

# सासुवहु क्षत्राणी सिंहनंदनां रहेवासीनी वार्त्ता.

સાસુનું નામ ગોરજા અને વહુનું નામ સમરાઈ હતું. તેમના માથે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ *શ્રી દામોદરજીની સેવા પધરાવી હતી.

---

* આ શ્રી દામોદરજી (શ્રી સ્વામીનીજી સહિત) **જુનાગઢમાં શ્રી** દામોદર કુંડમાંથી શ્રી મહાપ્રભુજીને સ્નાન કરતી વખતે પ્રાપ્ત થયા હતા, પ્રગટ થતાં તે સ્વરૂપ મોટું હતું પણ શ્રી મહાપ્રભુજીની કાનીથી નાનું સ્વરૂપ થયા. તેમણે સેવ્ય કરી આ સાસુ વહુને માથે પધરાવી આપ્યા, તેમણે સેવા કરી. પછી કેટલોક વખત તે જુનાગઢના ગીરનારા બ્રાહ્મણને ત્યાં બિરાજતા હતા, તેમણે કેટલાક વખત સેવા કરી. પછી **શ્રી માધવરાયજીનાં વહુજી શ્રી સુભદ્રા વહુજીને** સ્વપ્ન દ્વારા **આજ્ઞા** થઈ. તે વખતે તેઓ **ચીતલમાં** બિરાજતા **હતા,** ત્યાંથી જુનાગઢ આવી તે વખતના **દિવાન સાહેબ અમરજીભાઇએ** મંદિર બંધાવી આપી આ શ્રી ઠાકોરજીને પધરાવ્યા, હાલ પણ તે આજ મંદિરમાં બિરાજે છે. શ્રી દામોદરજી મંદિરમાં પધાર્યા તે વખતનાં ધોળ પણ ત્યાંના વૈષ્ણવો ગાય છે.

આ સિવાય આ મંદીરમાં શ્રી **મદન મોહનજી** (શ્રી સ્વામીનીજી સહિત) બિરાજે **છે.** તે ૨૫૨ વૈષ્ણવમાંના **"દયાભૈયા"** ના ઠાકોરજી શ્રી ગુસાંઇજીના **સેવ્ય છે.** તે અહીં બિરાજે છે. આ શ્રી ઠાકોરજીના સંબંધમાં શ્રી ગોકુલના વૈષ્ણવો કહે છે કે આ સ્વરૂપ અહીં (ગોકુળમાં) બિરાજે છે. હું જ્યારે ગોકુળ ગયો હતો ત્યારે ત્યાં પણ આવું જ સ્વરૂપ બિરાજે છે. ને તે હું યાદીમાં લખી લાવ્યો હતો, **પછી** જ્યારે જુનાગઢ ગયો ત્યારે પણ ત્યાંના મંદિરના **મુખીયાજીએ** અમને આ **પ્રમાણે જણાવ્યું** કે તે સ્વરૂપ **અહીં**

એક સમે શ્રી આચાર્યજી મહાપ્રભુજી થાનેશ્વર પધાર્યા હતા. પોતે ત્યાંજ મુકામ કરતા હતા પણ સિંહનંદ પધારતા નહિ. તેનું કારણ એ હતું કે થાનેશ્વર અને સિંહનંદની વચ્ચે શ્રી સરસ્વતીજી નદી આવેલાં છે. તેમનું આપ ઉલ્લંઘન કરતા નહિ. શ્રી સરસ્વતીજી ભગવદ્ વાણીનો પ્રવાહ છે. તેથી તેમનું ઉલ્લંઘન આચાર્યશ્રીયે કોઇ વખતે કરેલું નહિ. ભગવદ્ વાણીનું સ્થાપંન કરવા માટે તો આ આચાર્યશ્રોનો અવતાર થયો છે. પોતે જ્યારે ઉલ્લંઘન કરે તો ખંડન કરવાની બરાબર થાય, માટે પોતે થાનેશ્વરમાંજ બીરાજતા. શ્રી મહાપ્રભુજી થાનેશ્વરમાં બીરાજ્યા છે, એમ જાણી સાસુએ વહુને કહ્યું, હું શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં દરશન કરવા થાનેશ્વર જઊં છું. તું શ્રી ઠાકોરજીની સેવા બહુ સારી રીતે કરજે. અને શણગાર કરી ભોગ સમર્પજે, એટલું કહીને સાસુતો થાનેશ્વર ગયાં. પછી વહુ નાહીને સેવા કરવા લાગ્યાં. પ્રથમ સામગ્રી સિદ્ધ કરી શ્રી ઠાકોરજીને સમરપી. સમય થયો એટલે સરાવા ગયાં ત્યારે સામગ્રી જેમની તેમ યથાસ્થિત શ્રી ઠાકોરજીની પાસે ધરેલી દીઠી. વહુએ વિનંતી કરી મહારાજ, હું તો કંઈ સમજતી નથી અને સાસુએ તો મને કશું કહ્યું નથી. આપ

---

અહીં બિરાજે છે. મેં પુછ્યું કે તે તો શ્રી ગોકુળ બિરાજે છે તે સંબંધમાં મુખીયાજી ના કહે છે કે તેતો અહીંજ બિરાજે છે. જે હોય તે ખરા પણ સ્વરૂપ મહા અલૌકીક છે.

આ સિવાય આ ( જુનાગઢના ) મંદિરમાં શ્રી મહાપ્રભુજીના શ્રી **હસ્તાક્ષર** તથા શ્રી પાદુકાજી બિરાજે છે. તથા શ્રી **બાલકૃષ્ણજી**, શ્રી **નટવરજી** બિરાજે છે તે ચતુર્થલાલજી શ્રી ગોકુલનાથજીના સેવ્ય છે. તે સ્વરૂપ કલકત્તામાં રાજા બાબુને ત્યાં બિરાજતા હતા તેમને શ્રી વ્રજવલ્લભજી મહારાજ પધરાવી લાવ્યા છે, તે બિરાજે છે.

અહીંયાં (જુનાગઢમાં) શ્રી મહાપ્રભુજીની બેઠક છે. ગામ બહાર લગભગ ૧ માઇલ દૂર છે. તેની એક બાજુ શ્રી દામોદર કુંડ તથા બીજી બાજુમાં રેવતી કુંડ છે, ત્યાં બિરાજે છે. એમ કહેવાય છે કે અહીં શ્રી બળદેવજીનાં લગ્ન શ્રી રેવતીજી સાથે થયાં છે. ત્યાં રેવતાચલ પર્વત પણ છે. વળી દ્રોણાચાર્યના પુત્ર **અશ્વત્થામા** ચીરંજીવી છે, તે પણ ત્યાંના પર્વતમાં રહે છે. શ્રી મહાપ્રભુજીએ સપ્તાહ કરી, ત્યારે આ **અશ્વત્થામા** કથા સાંભળવા આવતા હતા, કૃષ્ણદાસ મેઘનને તેમની સાથે મુલાકાત થઇ હતી. કથા પૂરી કર્યા પછી ત્યાં ગીરનાર નામે મોટો પર્વત છે, ત્યાં શ્રી મહાપ્રભુજી પધાર્યા, પર્વત ઉપર ચોથી ટુંકમાં ગોરખનાથનું સ્થાન આવે છે, ત્યાં સુધી આચાર્યશ્રી પધાર્યા હતા. ગોરખના શિષ્યોએ પુછ્યું તમે સિદ્ધ છો તો બતાવો ગોરખ ક્યાં છે ? કૃષ્ણદાસે કહ્યું સર્વ ઠેકાણે છે. એમ કહી ગોરખનાં કરોડો સ્વરૂપ બતાવ્યાં. આવો ચમત્કાર બતાવી શ્રી આચાર્યજી ગીરનારથી નીચે ઉતરી પછી ત્યાંથી દ્વારકા તરફ પધાર્યા છે.

[ શ્રી વલ્લભ ચરિત્ર ]

સામગ્રી આરોગતા નથી તેથી મારી ભુલ થઇ હશે અગરતો રસોઇ સારી થઇ નહી હોય, અગર તો પાત્ર માંજવામાં અશુદ્ધિ રહી હશે. કંઇ પણ ચુક થઈ હશે, તેથી આપ આરોગતા નથી. એમ કહીને તે વહુએ ભોગ સરાવી, પાત્ર માંજી, બહુ સારી રીતે સાફ કરીને બીજીવાર સામગ્રી સિદ્ધ કરી. ફરીથી શ્રી ઠાકોરજીને ભોગ સમરપી મનમાં કહ્યું. પહેલી વખત તો મારી ચુક થઇ ગયેલી તેથી શ્રી ઠાકોરજી આરોગ્યા નહિ. હવે તો બહુ સારી રીતે પાત્ર માંજીને રસોઈ (સામગ્રી) સિદ્ધ કરી છે, તેથી શ્રી ઠાકોરજી ભોગ જરૂરથી આરોગશે. સમય થયો એટલે બીજીવાર ભોગ સરાવા ગયાં ત્યારે પણ પ્રથમની માફક જેમની તેમ સામગ્રી ધરેલી છે. પછી તો મનમાં બહુજ ખેદ થયો અને રોવા લાગ્યાં. શ્રી ઠાકોરજીને વિનતી કરી મહારાજ! હું તો કંઇ જાણતી નથી. તેથી આપ જણાવો કે મને રસોઈ કરતાં આવડતી નથી? કે કંઇ મારા દેહનો દોષ છે? એ પ્રમાણે કહેતાં જાય, અને છાતી ભરી ભરી આવે, અને કહે કે મારો કયો અપરાધ હશે કે શ્રી ઠાકોરજી આરોગતા નથી. ફરીથી બહુ સારી રીતે પાત્ર માંજીને સામગ્રી કરૂં છું. એમ કહી ત્રીજીવાર રસોઇ કરી ભોગ સમર્પ્યો. સમય થયો એટલે સરાવા ગયાં, ત્યારે પણ યથાસ્થિત જોયું, એટલે મહા ખેદ થયો. હવે હું શું કરૂં! શ્રી ઠાકોરજી ભુખ્યા રહેશે! સાસુએ તો મને કંઈ શીખવાડયું નથી! એમ કહી પછાડ ખાઇ ભુમિ ઉપર પડયાં અને બહુજ ખેદ કરવા લાગ્યાં. આ પરિશ્રમથી સહેજ નિદ્રા આવી. તે દિવસે તેમણે જળ પણ લીધું નહોતું તેથી કંઠ સુકાતો હતો. શ્રી ઠાકોરજીથી તેનું દુઃખ સહન ન થઇ શકયું, તેથી સિંહાસન ઉપરથી ઉતરી તેની પાસે આવી કહેવા લાગ્યા. "अरी तुं काहेको खेद करत हैं. होंतो तीन्यो वेर तेरी करी भइ सामग्री आरोग्यो हुं. तातें तुं कछु संदेह मति करे." વહુએ કહ્યું હું શી રીતે જાણું? શ્રી ઠાકોરજીએ કહ્યું તું ભુખી છે તેથી તું કંઇ ખા. તેણે વિનંતી કરી જ્યારે હું તો આપને આરોગતા દેખીશ ત્યારેજ ખાઇશ. શ્રી ઠાકોરજીએ બહુ સમજાવ્યું પણ ન માન્યું. શ્રી ઠાકોરજી જળનો ગડુવો લાવ્યા અને કહ્યું તારું ગળું સુકાય છે, તેથી થોડું જળપાન કર. પછી શ્રી ઠાકોરજીએ શ્રી હસ્તથી તેના મુખમાં જળ રેડયું અને કહ્યું સવારે તું દેખીશ તે પ્રમાણે આરોગીશ, એટલે તેણે ઉઠીને સખડી-મહાપ્રસાદ ગાયોને ખવડાવી રસોઇ પોતીને બીજા દીવસના માટે રસોઇની સઘળી સામગ્રી તૈયાર રા-

ખી અને રાત્રીએ ઉત્સાહથી સુઇ ગયાં. પછી પ્રાતઃકાલ ઉઠી સ્નાન કરી રસોઇ ચઢાય શ્રી ઠાકોરજીને જગાવી શણગાર કરી મેવા ભોગ ધર્યો. સામગ્રી સિદ્ધ થઇ એટલે રાજભોગ સમર્પ્યો, જ્યારે ટેરો સરકાવા લાગ્યાં ત્યારે શ્રી ઠાકોરજીએ કહ્યું, "ટેરો શા માટે સરકાવે છે, હું આરોગું છું તે તું જો અને આ બધી સામગ્રી જેમ છે તેમની તેમ યથાસ્થિત રહેશે." સમરાઈ વહુ ત્યાંનાં ત્યાં ઉભા રહ્યાં. શ્રી ઠાકોરજીને ભોજન કરતા દેખ્યા. પછી થાળમાં સામગ્રી યથાસ્થિત જોઇ, શ્રી દામોદરજીએ કહ્યું આ પ્રમાણે નિત્ય જાણજે. સમરાઇએ કહ્યું હું તો જોઇશ ત્યારેજ માનીશ. ત્યાર પછી નિત્ય ભોગ ધરે ત્યારે શ્રી ઠાકોરજીને ભોજન કરતા દેખે. તે વખતે જે જોઇએ તે શ્રી ઠાકોરજી માગી લેતા, પછી હાસ્યાદિક વિનોદ કરે ત્યારે સકળ રસનો અનુભવ થાય. સમરાઇ સકળ રસનો આ પ્રમાણે અનુભવ કરવા લાગ્યાં. આ સઘળી વાત શ્રી ઠાકોરજી શ્રી દામોદરજીએ શ્રી મહાપ્રભુજીને જણાવી કે મને સમરાઈ બહુજ સુખ આપે છે. શ્રી મહાપ્રભુજીએ સમરાઈની સાસુ ગોરજાને પુછ્યું કે "તમને કંઇ સાનુભાવતા શ્રી ઠાકોરજી જણાવે છે? ગોરજાએ કહ્યું કે ના કૃપાનાથ. ગોરજા શ્રી મહાપ્રભુજીને ત્યાંથી વિદાય થઈ પોતાને ગામ સિહનંદ આવ્યાં.

બીજે દીવસે સાસુએ રસોઇ કરી ભોગ સમર્પ્યો. વહુએ કહ્યું આજ શ્રી ઠાકોરજી ભોગ આરોગ્યા નથી. સાસુએ કહ્યું, શ્રી ઠાકોરજી તો બાળક છે, ત્હારી સાથે હળી ગયા હશે તેથી તું રસોઈ કર. એટલે સમરાઈ તુરત ન્હાઇને રસોઇ સિદ્ધ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પવા ગયાં. શ્રી ઠાકોરજીએ કહ્યું હું તો આરોગ્યો છું, સમરાઇએ વિનંતી કરી મેં જોયું નથી માટે હવે આરોગો તો હું જાણું. ત્યારે શ્રી ઠાકોરજી ફરીથી આરોગ્યા. પછી જ્યારે સાસુ રસોઈ કરે ત્યારે વહુને બોલાવીને કહે કે વહુ થાળ લઈ જાઓ. વહુ થાળ લઈ જઇ શ્રી ઠાકોરજીને આરોગાવે, એ પ્રમાણે હંમેશાં કરે. આ સઘળી વાત શ્રી ઠાકોરજી શ્રી આચાર્યજીને કહે, પછી એક દીવસ વહુ શ્રી મહાપ્રભુજીનાં દરશન કરવા થાનેશ્વર ગયાં તે સમે પોતે પાક (સામગ્રી) કરતા હતા, તેથી સમરાઈ રોટી વણવા બેસી ગયાં. પોતે કહ્યું ત્હારી વાત સઘળી શ્રી ઠાકોરજીએ હમને કહી છે. હમને સમરાઈ બહુ સારી રીતે સુખ આપે છે. તે સાંભળીને વહુ હસ્યાં અને મનમાં કહ્યું. "આટલી વાત શ્રી ઠાકોરજીના પેટમાં ન રહી તો બીજું શું રહેશે." પછી તેણે શ્રી મહાપ્રભુ-

જીને કહ્યું મહારાજ, લરિકાનું શું પુછવું. આ વાત સાંભળીને પોતે બહુ જ પ્રસન્ન થયા અને કહ્યું શ્રી ઠાકોરજીના સાથે એવો સંબંધ આને છે, અને વહુ ઉપર બહુજ કૃપા છે. શ્રી મહાપ્રભુજીએ કહ્યું તું નિત્ય સાલન કેમ કરતી નથી ત્યારે તે બોલ્યાં, મહારાજ લરિકાના મનમાં આવે તેમ કરીએ. આ સાંભળીને શ્રી આચાર્યજી બહુજ પ્રસન્ન થયા. તેમની સાસુ ગોરજા પણ સ્નેહથી સામગ્રી બહુજ ઉત્તમ કરતાં તેથી શ્રી ઠાકોરજીને અત્યંત પ્રિય લાગે, આ સઘળી વાત શ્રી ઠાકોરજી શ્રી મહાપ્રભુજીને ત્યાં પધારી કહેતા તેથી શ્રી મહાપ્રભુજી તે સાસુ વહુ બન્નેના ઉપર ઘણાજ પ્રસન્ન રહેતા, તેથી તેમને દરશન દેવાજ આપ દર વરસે થાનેશ્વર પધારતા અને વળી કહેતા કે શું કરીએ ! હમારે સરસ્વતી ઉલ્લંઘન કરવાની નથી નહિતો સિહનંદ જઇને દરશન દેત. આ સાસુ ગોરજા અને વહુ સમરાઇ શ્રી મહાપ્રભુજીનાં એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં. શ્રી ઠાકોરજી એવો સાનુભાવ જણાવતા કે જે જોઇએ તે માગી લેતા. કંઈ ભેદ નહિ રાખતા તેથી તેમની વાર્ત્તા અનિર્વચનીય છે. ॥ વૈષ્ણવ ૪૪ મા ॥

(સાર) અત્યંત પ્રેમથી અને આતુરતાથી કરેલી સામગ્રી શ્રી ઠાકોરજી પ્રત્યક્ષ અંગીકાર કરે છે. શ્રી ઠાકોરજીની આરોગેલી સામગ્રી આરોગ્યા પછી પણ જેમની તેમજ યથાસ્થિત રહે છે ઓછી થતી નથી. શ્રી મહાપ્રભુજીની કાનીથી વૈષ્ણવોની કરેલી સામગ્રી જરૂર શ્રી ઠાકોરજી અંગીકાર કરે છેજ. પણ ફેર માત્ર એટલોજ હતો કે સમરાઇ આ ચક્ષુઓથી પ્રભુને અંગીકાર કરતાં જોતાં હતાં, ત્યારે આપણે વૈષ્ણવો પ્રત્યક્ષ પ્રભુને નીરખતા નથી પણ જે વૈષ્ણવ ઉપર શ્રી મહાપ્રભુજીની કાનીથી શ્રી ઠાકોરજી કૃપા કરે તેનેજ એ સુખનો અનુભવ થાય. **किमपि कथमपि क्वाप्युपाहर्तुमिच्छत् यद्वा तद् गोकुलेशः स्ववदनकमले चारुहासे करोति,** એ શ્રીમદ્ ગુસાંઇજીનું વાક્ય સર્વથા સત્યજ છે. ભકતજન જે વસ્તુ ગમે તે વખતે પ્રભુને અંગીકાર કરાવવા ઇચ્છે છે તે વસ્તુને હસતા વદનથી શ્રી ઠાકોરજી અંગીકાર કરે છે. આ સુત્ર ઉપર વૈષ્ણવોએ વિશ્વાસ રાખી શ્રી ઠાકોરજીને અંગીકાર કરાવવામાંજ તત્પર રહેવું. ચતુર કરતાં ભોળાને પ્રભુ અત્યંત સુખ આપે છે.

---

## વાર્ત્તા ૪૫ મી. વૈષ્ણવ ૪૫ મા.

## कृष्णदासी श्री रुक्मिणी वहुजीनां खवासणीनी वार्त्ता.

---

આ કૃષ્ણદાસી અડેલમાં શ્રી ગુસાંઇજીનાં પ્રથમ પત્ની શ્રી રૂકિમણિ વહુજીની ખવાસી કરતાં. જ્યારે શ્રી રૂકિમણી વહુજીને ચોથો ગર્ભ રહ્યો હતો ત્યારે કૃષ્ણદાસીએ આગળથી કહ્યું હતું કે હવે પુત્ર થશે તેનું નામ

ગોકુળનાથ પાડીશ. જ્યારે પ્રસુતિનો સમય થયો ત્યારે શ્રી રૂકિમણી વહુજી ના પેટમાં પીડા થવા લાગી. કૃષ્ણદાસીએ જોશીને જઇને પુછ્યું કે હાલમાં મુહુર્ત કેવું છે? જોશીએ કહ્યું આજનો દિવસ સારો નથી એટલે કૃષ્ણદાસીએ આવીને શ્રી રૂકિમણી વહુજીના પેટ ઉપર હાથ ફેરવીને કહ્યું, મહારાજ, હમણાં પધારશો નહિ. આજનો દિવસ સારો નથી. તેજ વખતે વહુજીના પેટની પીડા દુર થઇ. બે ત્રણ દીવસ વીત્યા પછી કૃષ્ણદાસીએ વિચાર્યું કે આજ મુહુર્ત કેવું છે તે જોશીને જઇને પુછી આવું. જોશીએ આજનો દીવસ ઘણો સારો કહ્યો કે તુરતજ શ્રી રૂકિમણીવહુજીને વિનંતી કરી કે મહારાજ, આજનો દીવસ ઘણો ઉત્તમ છે તેથી આપ પોઢો. એટલે વહુજી મહારાજ પ્રસુતિ સ્થળ હતું ત્યાં શૈયા ઉપર પોઢયાં. કૃષ્ણદાસીએ પેટ ઉપર હાથ ફેરવી કહ્યું મહાસજ, હવે પધારો. તેજ વખતે તત્કાલ પેટમાં દર્દ થતાં *બાલકનો જન્મ થયો. તે વખતે શ્રી ગુસાંઇજી શ્રી ગિરિરાજ ઉપર શ્રીનાથદ્વાર હતા તેથી કૃષ્ણદાસીએ પ્રથમ નિશ્ચય કર્યો હતો તેજ પ્રમાણે બાળકનું નામ શ્રી ગોકુળનાથજી ધર્યું પછી શ્રી ગુસાંઇજીને વધાઇ મોકલી. તેથી પોતે અડેલ પધાર્યા, ત્યાર પછી +નામકરણ કર્યું. જન્મ પત્રિકામાં શ્રી વલ્લભ નામ આવ્યું. તે નામ ગુપ્ત રાખી કૃષ્ણદાસીની કા'નીથી પોતે શ્રી ગોકુળનાથજી નામ પ્રસિદ્ધ રાખ્યું. એવી શ્રી ગુસાંઇજીની કૃષ્ણદાસીની ઉપર પુર્ણ કૃપા હતી.

---

* આ બાળક તે ચતુર્થલાલજી **શ્રી ગોકુળનાથજી** હતા. તેમનું પ્રાકટય સંવત ૧૬૦૮ ઇ. સ. ૧૫૫૨ ) માગશર સુદ ૭ ને ગુરૂવારના રોજ થયું. તે વખતે આ કૃષ્ણદાસી સ્વતઃ પ્રેમાવેશમાં બોલી ઉઠયાં કે "મેરો ગોકુળનાથ આયાજી" આ શ્રી ગોકુળનાથજીના પ્રાકટયના સંબંધમાં વિશેષ હકીકત જાણવાની જીજ્ઞાસુઓએ અમારા તરફથી પ્રકટ થયેલ "શ્રી ગોકુલેશજીનું જીવનચરિત્ર" તથા "શ્રી ગોકુલેશજીનાં ધોળ–પદ સંગ્રહ" એ પુસ્તકો વાંચવાં.

+ નામકરણના મુહુર્તનો દિવસ આવ્યો ત્યારે શ્રી ગુસાંઇજીએ એક મંડપ રચાવી તેની વચ્ચે એક વેદી તૈયાર કરાવી, ત્યાં પટવસ્ત્ર બીછાવી શ્રી ગુસાંઇજી તથા શ્રીરુકિમણીજી ( ગોદમાં પોતાના પુત્ર રત્નને લેઇને ) બિરાજ્યાં તે વખતે શ્રી ગુસાંઇજીએ તે બાળકના કંઠમાં તુલશીની માળા પહેરાવી, પુન્યાહવાચન કરી, એક સુંદર થાળ મંગાવ્યો તેમાં ચોખા પુરી શ્રી ગુસાંઇજીએ "શ્રી **વલ્લભ**" એવું નામ લખ્યું. આ વખતે શ્રી ગુસાંઇજીએ જણાવ્યું કે કૃષ્ણદાસીએ જે પ્રથમ નામ "શ્રી ગોકુલનાથ" રાખ્યું છે તે સર્વોપર છે. એમ ધારી પ્રકટ નામ તેજ કાયમ રાખ્યું. [વધુ વિગત માટે જુઓ ગોકુલેશજીનું જીવનચરિત્ર.]

❀ પ્રસંગ ૨ જો ❀ શ્રી ગુસાંઇજીના સાતમા લાલજી શ્રી ઘનશ્યામજીનો જન્મ પણ કૃષ્ણદાસીના હાથથી થયો. સઘળા નામકરણ વિચારવા લાગ્યા. ત્યારે શ્રી વલ્લભજી (શ્રી ગોકુળનાથજી) એ કહ્યું તેમનું નામ શ્રી ગોકુળનાથજી રાખો. શ્રી ગુસાંઇજીએ કહ્યું એ નામ તો તમારૂં છે: તેથી તેમનું નામ શ્રી ઘનશ્યામજી ધર્યું. જન્મ પત્રિકામાં શ્રી કૃષ્ણ નામ આવ્યું તેથી એ નામ ગોપ્ય રાખ્યું. બંને નામ પ્રમાણ રાખ્યાં. શ્રીવલ્લભકુલમાં શ્રી કૃષ્ણ નામથી અને સઘળા જગતમાં શ્રી ઘનશ્યામજી નામથી ઓળખાય છે. કૃષ્ણદાસી શ્રી મહાપ્રભુજીનાં એવાં કૃપાપાત્ર હતાં કે જેમના હાથ ફેરવવાથી શ્રી રૂકિમણીવહુજીની વ્યથા મટી અને જેમના હાથથી બે બાળક તેમની ઇચ્છાનુસાર પધાર્યા. શ્રી ગુસાંઇજીએ પણ તેમની કાનીથી તેમનું પાડેલું નામ પ્રસિદ્ધ રાખ્યું. કૃપાબળ સઘળું કાર્ય કરવા શક્તિમાન છે. માટે તેમની વાર્ત્તા અનિર્વચનીય છે. ॥ વૈષ્ણવ ૪૫ મા ॥

---

વાર્ત્તા ૪૬ મી. વૈષ્ણવ ૪૬ મા.

## बूलामिश्र पश्चिमना रहेवासीनी वार्त्ता.

---

આ બૂલામિશ્ર કપૂર ક્ષત્રીના પુરોહિત હતા. આ ક્ષત્રીની વહુને સંતતિ નહિ થવાથી બીજી વારનાં લગ્ન કર્યાં હતાં તોપણ તે વહુને સંતતિ થઇ નહિ, તેથી કોઇએ કહ્યું કે તમે હરિવંશ પુરાણ સાંભળો તો તમારે સંતતિ થાય. આ ઉપરથી પોતાના પુરોહિત બુલામિશ્રને પ્રાર્થના કરી કે તમે મને હરિવંશ પુરાણ સંભળાવો. બુલામિશ્રે કહ્યું હાલમાં મને અવકાશ નથી પણ જ્યારે અવકાશ મળશે ત્યારે તમારે ઘેર આવીશ. તે ક્ષત્રી પોતાને ઘેર પાછા આવ્યા. એક માસ વીત્યા પછી એક દિવસ અચાનક બુલામિશ્ર તે ક્ષત્રીને ઘેર ગયા. ક્ષત્રીએ ઘણુંજ આદર સન્માન કરી પધરાવ્યા. બુલામિશ્રે કહ્યું તમે બન્ને સ્ત્રીઓ સાથે (સ્નાન કરીને) આવીને બેસો. એટલે તે ક્ષત્રી અને બન્ને સ્ત્રીઓ સ્નાન કરીને આવી બેઠાં. બુલામિશ્રે દેહશુદ્ધિને માટે દાન કરાવ્યું, અને હરિવંશ પુરાણના અંતનો એક શ્લોક સંભળાવ્યો. તે શ્લોક

इदं मया ते हरिवंशं महत् श्रीकृष्णमाहात्म्यमपारमद्भुतम्
श्रृण्वन् पठन्नाशु समाप्नुयात् फलं यच्चापि लोकेषु सुदुर्लभं महत्.

આ શ્લોક સંભળાવી વ્યાખ્યાન પૂરૂં કરીને બુલામિશ્રે મંત્ર ભણાવી આશીર્વાદ આપ્યો. તે ક્ષત્રીની પહેલી સ્ત્રીના ખોળામાં અક્ષત્ આપ્યા. ક્ષત્રીએ કહ્યું મિશ્રજી તમે આ શું કર્યું. હવે એનામાં સ્ત્રી ધર્મ પણ નથી. ઉમ્મર થઈ જવાથી પુત્રની આશા રાખી શકાય તેમ નથી. બુલામિશ્રે કહ્યું શ્રી ઠાકોરજી સર્વ સમર્થ છે. એમને આપવો હશે તો આ સ્ત્રીનેજ આપશે. મેં તો એમને અક્ષત આપ્યા તે આપ્યા. એટલું કહી બુલામિશ્ર ઘેર ચાલવા લાગ્યા. ત્યારે ક્ષત્રીએ વિનંતી કરી મને સંપૂર્ણ હરિવંશ સંભળાવી ઘેર પધારો. તેમણે કહ્યું શ્રી ઠાકોરજી તમને સંપુર્ણ હરિવંશનું ફળ એક શ્લોકમાં આપશે એમ કહી પોતાને ઘેર ચાલ્યા. ત્યાર પછી ક્ષત્રીની મોટી સ્ત્રીને ફરીથી ઋતુ પ્રાપ્ત થયો પછી ગર્ભવંતી થઈ, અને સમય થયો એટલે પુત્રની પ્રાપ્તિ થઇ. બુલામિશ્ર શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા કે જેમના અનુગ્રહથી તે ક્ષત્રીને પુત્ર થયો. જેમના મુખથી હરિવંશ સાંભળવાનું ફળ માત્ર એક શ્લોક સાંભળવાથી થયું, આ બુલામિશ્રની વાર્તા અનિર્વચનીય છે. ॥ વૈષ્ણવ ૪૬ મા ॥

(સાર) બુલામિશ્ર ભગવત્ સેવામાં એટલા બધા મગ્ન રહેતા કે જેમને યજમાનનું કાંઇ પણ કાર્ય કરવાને ફુરસદ મળતી નહિ. હરિવંશ પુરાણનો અંતિમ શ્લોક નિમિત્તમાત્ર રાખી પોતાની કૃપાથીજ જે સ્ત્રીને ઋતુ સમય પણ જતો રહ્યા હતો તેવાઓને પુત્રની પ્રાપ્તિ કરાવી શકયા હતા પ્રભુનો અનુગ્રહ બધું કરવાને શકિતમાન્ છે. આવાં પરાક્રમો કરવા શકિતમાન્ હોવા છતાં સઘળું માન શ્રી ઠાકોરજીનેજ આપતા. પોતે તો પામર જીવ કંઇ પણ કરવાને અશકિતમાન્ છે એમ જણાવતા. ધન્ય છે! એવા ભગવદીયોને! જેમનું નામ સ્મરણ કરવાથી આપણે પણ કૃતાર્થ થઇએ.

---

### વાર્ત્તા ૪૭ મી. વૈષ્ણવ ૪૭ મા.

## रामदासजी मीरांबाइना पुरोहितनी वार्त्ता.

---

રામદાસજી એક દીવસ મીરાંબાઈના શ્રી ઠાકોરજીના આગળ કીર્તન કરતા હતા. શ્રી મહાપ્રભુજીનાં પદ ગાઈ રહ્યા હતા, ત્યારે મીરાંબાઇએ કહ્યું "રામદાસજી બીજું કોઇ પદ શ્રી ઠાકોરજીનું ગાઓ, તેમણે કહ્યું, આ કોનું પદ છે? આજથી તમારૂં મુખ હું કોઈ વખતે જોઇશ નહિ. એટલું

કહી તરત ઉઠી પોતાને ઘેર ગયા, સઘળું કુટુંબ લઇને તે ગામથી ચાલી નીકળ્યા. મીરાંબાઇને ખબર થવાથી સમજાવવા બહુ કહેવડાવ્યું પણ રામદાસજી રહ્યા નહિ, તે દીવસથી તેમણે ફરીથી તેમનું મુખ દીઠું નહિ. વૃત્તિ છોડીને બીજે ગામ ગયા. કોઈ વખતે તે ગામ આગળ થઇને નીકળ્યા પણ નહિ. ત્યાર પછી મીરાંબાઇએ બહુ વખત બોલાવ્યા પણ રામદાસજી આવ્યા નહિ. મીરાંબાઇએ ઘેર બેઠાં ભેટ મોકલી તે પણ રામદાસે પાછી મોકલાવી અને કહ્યું કે તમને જ્યારે અમારા શ્રી મહાપ્રભુજી ઉપર મમત્વ નથી તો પછી હમારે તમારી વૃત્તિને શું કરવી. એવી વૃત્તિ તો હમને બહુ મળશે, પણ હમારે તો શ્રીઆચાર્યજી વિના સર્વસ્વ ત્યાગ છે. અમારે તો એમનાજ ચરણારવિંદનો આશ્રય એજ કર્તવ્ય છે. એમ જણાવી કંઈપણ રાખ્યું નહિ. રામદાસજી શ્રીમહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા જેમની વાર્તા અનિર્વચનીય છે. ॥ વૈષ્ણવ ૪૭ મા ॥

(સાર) આ વાર્તામાં શ્રી મહાપ્રભુજીને શ્રી ઠાકોરજી કરતાં અન્ય છે એવું લેખનારને આસુરી ગણી સંગ નહી કરવાનું જણાવ્યું છે. શ્રી મહાપ્રભુજી એજ શ્રી ઠાકોરજી છે, અને એમનાજ ચરણકમળનો આશ્રય જેમને સિદ્ધ થયો છે, તેમનું ચિત્ત કોઇપણ અન્ય સ્થળે લાગતુંજ નથી. રામદાસજીએ, જે વૃત્તિથી પોતાના દેહનું અને કુટુંબનું ગુજરાન ચાલતું હતું તે વૃત્તિનો પોતાના ભાવમાં ફેર પડવાથી એકદમ ત્યાગ કર્યો. વૈષ્ણવોએ વૃત્તિને માટે ફીકર ન કરતાં ભાવરૂપી નિધિ માટે ખાસ સાવચેતી રાખવી, વૈષ્ણવો! આના કરતાં અધિક વૈરાગ્ય બીજો કયો હોય! રામદાસજીનું શ્રી મહાપ્રભુજીના ઉપરનું મમત્વ અનુકરણીય છે.

---

### વાર્તા ૪૮ મી. વૈષ્ણવ ૪૮ મા.

## रामदास चोहाण रजपुतनी वार्त्ता.

---

આ રામદાસ ચોહાણ ગોવર્ધન પર્વતની કંદરામાં રહેતા. જ્યારે શ્રી મહાપ્રભુજીએ શ્રી ગિરિરાજ પધારી શ્રી ગોવર્ધનનાથજીને પાટ બેસાડ્યા ત્યારે રામદાસજી કંદરામાંથી નિકળી બહાર આવ્યા હતા, તેમણે શ્રી આચાર્યજીનાં દરશન કરી દંડવત્ કર્યા. શ્રી મહાપ્રભુજીએ કહ્યું હવે તમે શ્રી ગોવર્ધન નાથજીની સેવામાં સાવધાન રહેજો, તેમણે કહ્યું આજ્ઞા પ્રમાણે યથાશક્તિ કરીશ. પછી રામદાસજીએ ઈંટોનું નાનું મંદિર બનાવ્યું તેમાં શ્રી મહાપ્રભુજીએ શ્રી નાથજીને પધરાવ્યા, તે પહેલાં શ્રીનાથજી શ્રી ગો-

વર્ધન પર્વત ઉપર બીરાજતા, ત્યાંના વ્રજવાસી લોકોએ છાણની ઓટલી કરી રાખી હતી તેના ઉપર બીરાજતા. વ્રજવાસીઓ તેમને દેવદમન તથા ગોપાળ એ નામ કહેતા અને દુધ, દહીં, માખણ, આરોગાવતા. જ્યારે શ્રી આચાર્યજીએ આપને મંદીરમાં પધરાવ્યા ત્યારથી શ્રી નાથજી એ નામ પ્રગટ થયું, અને સરવે શ્રી નાથજી નામ કહેવા લાગ્યા. રામદાસજી શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર હતા કે જેમને શ્રી મહાપ્રભુજીએ શ્રી નાથજીની સેવા સોંપી. આપ એમના ઉપર સદા પ્રસન્ન રહેતા અને જેમની સેવાથી શ્રી નાથજી સાનુભાવ જણાવવા લાગ્યા. આ રામદાસજી મહા ભગવદીય હતા, તેમની વાર્ત્તા કેટલીક લખીએ? ॥ વૈષ્ણવ ૪૮ મા ॥

( સાર ) જે ફળ, જે સુખ ભોગવવા માટે તપશ્ચર્યા કરી શ્રી ગિરિરાજની કંદરામાં રહેતા હતા, તે ફળ પ્રાપ્ત થયું એટલે તેમના સુખનો પાર રહ્યો નહિ. જ્ઞાન, કર્મ વગેરેનું પરાકાષ્ટા ફળ ભક્તિજ છે, અને તે શ્રી મહાપ્રભુજીની કૃપાથી પ્રાપ્ત થઈ. આથી વધારે બીજું શું જોઇએ!

આ રામદાસજી શ્રી ગિરિરાજજીના સામે અપસરા કુંડ આગળ એક ગુફામાં રહેતા ને હરનિશ શ્રી નાથજીનું ધ્યાન ધરતા. શ્રી મહાપ્રભુજી બીજી પરિક્રમા વખતે વ્રજમાં પધાર્યા ત્યારે શ્રી ગિરિરાજ ઉપર શ્રીનાથજીનાં દરશન કરવા પધાર્યા. પોતે શ્રી નાથજીનાં દરશન કરી ઘણાજ પ્રસન્ન થયા. આ રામદાસજી તે વખતે ગુફામાંથી બહાર નીકળ્યા શ્રી મહાપ્રભુજીએ તેમને સેવક કરી આજ્ઞા કરી કે તમે શ્રી નાથજીની સેવા કરો. તેથી તેમણે પોતાના હાથથી એક નાનું મંદિર ઈંટોનું બાંધ્યું તેમાં શ્રી મહાપ્રભુજીએ શ્રી નાથજીને પાટ બેસાડયા અને પોતાના શ્રી હસ્તથી ભોગ ધર્યો ( તે પહેલાં શ્રીનાથજી વ્રજવાસીઓએ બનાવેલી છાણ માટીની ઓટલી ઉપર બિરાજતા, અને દહીં, દુધ, માખણ વગેરે ભોગ ધરતા તે આરોગતા ) તે દિવસથી શ્રી નાથજીને પ્રથમ અન્નનો ભોગ ધરવો શરૂ થયો. રામદાસજી સેવા કરી, રસોઇ કરી ભોગ ધરતા; તેમજ વ્રજવાસીઓ પણ પોતાને ઘેરથી રોટલી, બાટી વગેરે કરી લાવી શ્રી નાથજીને ભોગ ધરતા ઉપરાંત વ્રજવાસીઓ માનતાનું દહીં, દુધ, માખણ લાવતા તે જુદું. અદ્યાપી પણ ગિરિરાજજીની માનતા વ્રજમાં ઘણી ચાલે છે. વ્રજવાસીઓ તેમજ વૈષ્ણવો પણ શ્રી નાથજીને દુધથી સ્નાન કરાવે છે, સામગ્રી વગેરે ભોગ ધરે છે, શુદ્ધ ભાવથી આ માનતા કરવામાં આવે છે તેના શ્રી નાથજી મનોરથ પુર્ણ કરે છે. આ રામદાસજીએ બાંધેલા મંદિરના ચોકની નીશાની ત્યાંના વ્રજવાસીઓ બતાવે છે. ત્યાર પછી પૂર્ણમલ્લે બંધાવેલા મંદિરમાં હાલ શ્રી નાથજી બિરાજે છે.

( જુઓ વાર્તા ૨૪ માં )

## વાર્ત્તા ૪૯ મી. વૈષ્ણવ ૪૯ મા.

# रामानंद पंडित सारस्वत ब्रा मण थानेश्वरना वासीनी वार्त्ता.



એક સમે શ્રી આચાર્યજી મહાપ્રભુજી આપ થાનેશ્વર પધાર્યા ત્યારે રામાનંદ પંડિતને ઘેર ઉતર્યા, રાત્રીએ શ્રી મહાપ્રભુજી પોઢયા. જ્યારે પાછલી રાત્રી રહી ત્યારે રામાનંદે પોતાની સ્ત્રીને કહ્યું; જલદી ઉઠ, છાણ લઈ લે, નહિતો આવેલા બધા વૈષ્ણવો ઉઠશે તો સઘળું છાણ લઈ લેશે. આ વખતે શ્રી મહાપ્રભુજી હાથ પગ ધોવા ઉઠયા હતા. તેમણે આ વાત પ્રત્યક્ષ સાંભળી તેથી પોતે અત્યંત ક્રોધવંત થઈ રામાનંદને બોલાવ્યો. અને પોતાની પાસે જળ હતું તે તેના હાથમાં મુકી મંત્ર ભણી એ જળ તેની પાસેથી લઈ તેના ઉપર છીરકયું અને શ્રી મુખથી કહ્યું આજથી મેં ત્હારો ત્યાગ કર્યો. તેં ત્હારી સ્ત્રીને એવું કહ્યું કે "છાણ જલદી લઈ લે, નહિતો વૈષ્ણવો સઘળું લઈ જશે." ગોબર (છાણ) જેવી વસ્તુમાં મારા સેવકો પ્રત્યે જ્યારે તેં દ્વેષભાવ કીધો તો સવારે રસોઇનો સામાન લાવતાં શું નહિ કરૂં ? એ પ્રમાણે કહીને શ્રી મહાપ્રભુજી રામાનંદના ઘરમાં એક ક્ષણ ન ટકતાં તુરત ઉઠી ચાલ્યા. થાનેશ્વરના વૈષ્ણવોએ બહુજ વિનતી કરી પણ આપ રહ્યા નહિ અને કહ્યું હું જળ પણ અહીંઆં લઇશ નહિ. પછી થાનેશ્વરથી ત્રણ કોસ દુર એક મહા તીર્થ હતું ત્યાં આવીને પોતે સ્નાન કર્યું. જેમણે રામાનંદ પાસેથી નામ (શરણ મંત્ર) લીધું તેમને શ્રી ગુસાંઇજી *ગંગોજ કહેતા. શ્રી મહાપ્રભુજીના થાનેશ્વરથી પધાર્યા પછી રામાનંદની અવસ્થા વિકળ થઈ ગઈ, અર્થાત્ દિવસે દિવસે બગડવા માંડી. બજારમાં જાય અને જે વસ્તુ દેખે તે ખાય, કંઈ મર્યાદા રહી નહિ. પણ એટલી મર્યાદા રહી હતી કે જે ચીજ ખાય તે શ્રી ગોવર્ધન નાથજી આરોગજો, એ પ્રમાણે કહીને ખાય. એક દિવસે હલવાઇની દુકાને બહુ સરસ જલેબી દીઠી. તેને કીંમત આપીને લીધી અને ખાતી વખતે કહ્યું કે હે શ્રી નાથજી આરોગજો. આ વખતે શ્રી મહાપ્રભુજી શ્રી ગોવર્ધનનાથજીને ભોગ સમર્પતા હતા. શ્રી ઠાકોરજીએ શ્રી મહાપ્રભુજીને કહ્યું, આજતો

* ગંગોજ=ગંગામાંથી છુટું પડી ગયેલું જળ બીજા અપવિત્ર જળમાં મળવાથી તે જળમાં ગંગાપણું રહેતું નથી તેમ જેમણે રામાનંદની પાસેથી નામ લીધું તેઓ શ્રી મહાપ્રભુજીના સેવક તરીકે ન ઓળખાતાં ગંગોજ જેવા ઓળખાયા.

જલેબી બહોત સુંદર આરોગી છે. શ્રી મહાપ્રભુજીએ કહ્યું, "બાબા કોણે સમરપી?" શ્રીજીએ કહ્યું રામાનંદે. શ્રી મહાપ્રભુજીએ કહ્યું તેનો તો મેં ત્યાગ કર્યો છે! અને તમે તો તેના હાથનું આરોગો છો? શ્રી નાથજીએ કહ્યું તમે મને શું કરવા સોંપ્યા. તમે જેને સોંપો છો તેનો હું કદી ત્યાગ કરતો નથી, ત્યારે શ્રી આચાર્યજી આપ ચુપ રહ્યા. આ સઘળી વાત શ્રી આચાર્યજીએ દામોદરદાસ હરસાનીને કહી દામોદરદાસે વિનંતી કરી મહારાજ હવે રામાનંદનો કયારે અંગીકાર કરશો?. પોતે કહ્યું હવેથી જો એ વૈષ્ણવનો અપરાધ નહિ કરે તો *લક્ષ જન્મ પછી હું તેનો અંગીકાર કરીશ. શ્રી નાથજીએ તો અંગીકાર કર્યો છે, તોપણ હમારાથી તો એટલો અંતરાય પડશે તેથી વૈષ્ણવે બોલવું તે વિચારીને બોલવું. વગર વિચારે સર્વથા ન બોલવું. જેથી વૈષ્ણવનો અપરાધ થાય. ॥ વૈષ્ણવ ૪૯ મા ॥

---

* આ આખ્યાયિકા સંબંધમાં શ્રી વલ્લભ ચરિત્રમાં લખે છે કેઃ–એક વખત ફરીથી શ્રી મહાપ્રભુજી સિંહનંદ થઇ થાનેશ્વર પધાર્યા હતા ત્યારે આ રામાનંદનો અંગીકાર કર્યો હતો.
(શ્રી વલ્લભ ચરિત્ર. પા. ૩૭૯)

(સાર) આ વાર્ત્તામાંથી આપણે ઘણુંજ સમજવાનું છે તે એ કે,–

(૧) વૈષ્ણવોના અપરાધ જોવા એ દુનિયામાંના નાનામાં નાના જીવથી તે સર્વોપરિ સર્વોત્તમ જીવ સુધીના દોષ નિહાળવા બરાબર છે. પ્રેમની ધ્વજારૂપી વ્રજભક્તો તે પણ વૈષ્ણવની ગણત્રીમાં છે. અને જ્યારે વ્રજભક્તોના દોષ જોયા, ત્યારે પ્રભુના પણ દોષજ જોયા બરાબર છે. માટે વૈષ્ણવના અપરાધ જોવા એ મોટામાં મોટો મહાન્ દોષ છે. તેમ છતાં રામાનંદે અમુક વ્યક્તિનું નામ દઇ ઉચ્ચારણ કર્યું હોત તો અપરાધમાં કંઇક ન્યૂનતા થાત. પણ આતો વૈષ્ણવ નામ આપીને દોષ જોયા એ મહાન્ અપરાધ છે. બોલવું તે વિચારીને બોલવું જોઇએ.

(૨) આપણું કર્ત્તવ્ય ઉપર ઉપરથી તિલક ટપકાં કર્યાં, થોડા ઘણા જે જેનાથી બને તે આચાર પાળ્યા, અને સમયે ભગવદ્ નામ લે એટલા કર્ત્તવ્યવાળાને આજકાલ આપણે વૈષ્ણવ યા ભક્તની ઉપમા આપીએ છીએ અને તેની લૌકીક કૃતિમાં જ્યારે દોષ માલુમ પડે છે, ત્યારે તે વૈષ્ણવ (ભક્ત) બહુ ખરાબ છે, એમ દોષારોપણ મુકવો એ મહાન્ અપરાધજ છે. દોષારોપણ મુકવાનો પ્રસંગ ન આવે એ બહુ સાવચેતી રાખવી. આપણે લૌકીક જીવો છીએ અને દોષારોપણ થઇ જાય માટે વ્યક્તિના નામ ઉપર દોષ મુકવો પણ વૈષ્ણવ સંજ્ઞાથી કદી દોષ મૂકવો નહિ.

(૩) એકવાર જેનો શ્રી મહાપ્રભુજી અંગીકાર કરે છે તેનો શ્રી નાથજી કદી ત્યાગ કરતા નથી. બધી મર્યાદાઓ છુટી ગઇ હતી પણ જે કંઈ ખાય તે તે વખતે શ્રી ગોવર્ધન નાથજીનું નામ લઇ આરોગતા (ખાતા) તેટલાથીજ ઉદ્ધાર થઇ ગયો, માટે જ્યાં સુધી સમરપીત લેવાતું ન હોય ત્યાં સુધી દરેક વસ્તુમાં અર્ણામૃત પધરાવી શ્રી નાથજીનું નામ લઇ ખાવાની ટેવ રાખવી.

## વાર્ત્તા ૫૦ મી. વૈષ્ણવ ૫૦ મા.

# विष्णुदास छीपानी वार्त्ता.

વિષ્ણુદાસ છીપા જ્યારે વૃદ્ધ થયા ત્યારે શ્રીગોકુલમાં શ્રી ગુસાંઇજીની બેઠકની દ્વારપાલી કરતા. જે કોઈ પંડિત શ્રી ગુસાંઇજીની સાથે વાદ કરવા આવતા તેમને પૂછતા, તમે શા માટે આવ્યા છો? પંડિત કહેતા કે અમે શ્રી ગુસાંઇજીની સાથે વાદ કરવા આવ્યા છીએ ત્યારે વિષ્ણુદાસ કહે કે પ્રથમ મારી સાથે ચર્ચા કરી લ્યો, પછી શ્રી ગુસાંઇજીની સાથે વાદ કરવા જજો, એટલે તેઓ વિષ્ણુદાસની સાથે વાદ કરતા, વિષ્ણુદાસ તેમને નિ-રૂત્તર બનાવી દેતા. એટલે પંડિત પોતાનું સમાધાન કરીને દ્વારથીજ પાછા પોતાને મુકામ જતા, એ રીતે જે જે પંડિત આવીને કાવ્ય, વ્યાકરણ, અલંકાર અને જેજે શાસ્ત્રના શ્લોક કહેતા તેમને દૂષણ આપી વિદાય કરી દેતા. સઘળા પંડિતો મનમાં કહેતા કે જેમના દ્વારપાલ આવા પંડિત છે! તેમના ધણી કેવા પંડિત હશે! તેથી શ્રી ગુસાંઇજી સુધી તો કોઇ પંડિત જવા પામતોજ નહિ. એમ કરતાં બહુ દીવસ વીત્યા ત્યારે શ્રી ગુસાંઇજી એ કહ્યું હાલમાં કોઈ પંડિત વાદ કરવા કેમ આવતા નથી. વૈષ્ણવોએ કહ્યું મહારાજ તેમને તો વિષ્ણુદાસ નિરૂત્તર કરીને વિદાય કરે છે. તેથી દ્વારથીજ પાછા ફરે છે. શ્રી ગુસાંઇજીએ શ્રી મુખથી વિષ્ણુદાસને બોલા-વીને કહ્યું વિષ્ણુદાસ શ્રી મહાપ્રભુજીની કૃપાબળથી તમારામાં એવું સા-મર્થ્ય છે કે તમે પંડિતોને નિરૂત્તર કરો છો, પણ એ બ્રાહ્મણનું અપમાન થાય છે, તેથી હવે જે પંડિત આવે તેને અહીંઆં આવવા દેજો. તેથી જે કોઇ પંડિત વાદ કરવા આવતા તેમને શ્રી ગુસાંઇજી પાસે જવા દેતા. વિ-ષ્ણુદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના સેવક કૃપાપાત્ર ભગવદીય હતા તેથી તેમનામાં એવો વિદ્યાબળ હતો કે તેમને પંડિતો જીતી શકતા નહિ પણ ઉલટું તેમનામાં દુષણ દેતા. તેનો ઉત્તર તેમનાથી આપીશકાતોનહિ.

❋ **प्रसंग २ जो** ❋ એક ભટ્ટજી કે જે શ્રી ગુસાંઇજીનાં વહુજી શ્રી પદ્માવતીવહુજીના પિતા (શ્રીઘનશ્યામજીના દાદા) શ્રીગુસાંઇજીને ઘણીવખત કહેતા, કે હું આપના સેવકોને જમાડું. પોતે સાંભળી કંઇ બોલ્યા નહિ. એમ તેઓ ઘણી વખત કહેતા. એમ કરતાં એક દિવસ ભટ્ટજીએ શ્રી ગુસાંઇજીને

પોતાને ત્યાં ભોજન કરવાનું આમંત્રણ કર્યું (નોતરૂં દીધું) તેથી શ્રી ગુસાંઇજી તેમને ઘેર ભોજન માટે પધાર્યા, સાથે વિષ્ણુદાસ જળ પાનનો ગડુવો લેઇને ગયા જ્યારે શ્રી ગુસાંઇજી ભોજન કરી ઉઠયા ત્યારે વિષ્ણુદાસે શુદ્ધાચમન કરાવ્યું પછી શ્રી ગુસાંઇજી તો મંદિરમાં પધાર્યા અને વિષ્ણુદાસને આજ્ઞા કરી કે તું પ્રસાદ લેઇને વહેલો આવજે. તેમણે શ્રી ગુસાંઇજીના થાળમાંનો પ્રસાદ (જુઠન) પોતાની પાતળમાં મુકી થાળ ધોઇને ઠેકાણે મુકી પ્રસાદ લેવા બેઠા. એટલે ભટજી બીજી સામગ્રી લેઇ પીરસવા આવ્યા ત્યારે વિષ્ણુદાસે કહ્યું હવે મારી પાતળમાં પીરસશો નહિ. નહિ તો હું લેઇશ (ખાઇશ) નહિ. તેથી ભટજી ક્રોધે ભરાયા. આવીને શ્રી ગુસાંઇજીને કહ્યું કે આપના સેવકે મને આવું કહ્યું કે મારી પાતળમાં પરોસશો તો હું લેઇશ નહિ, ત્યારે શ્રી ગુસાંઇજીએ હસીને કહ્યું કે તે પોતાના ઘેરથી બહાર જાય ત્યારે મારી પ્રસાદી સીવાય કંઈ લેતા નથી. એટલે ભટજી ચુપ થઈ રહ્યા, આ રીસથી તેમણે (ભટજીએ) શ્રી ગુસાંઇજીના બીજા સેવકોને પ્રસાદ લેવા માટે આમંત્રણ નહિ કર્યું. આ વિષ્ણુદાસ છીપા શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની વાર્ત્તા કેટલીક લખીયે. ॥ વૈષ્ણવ ૫૦ મા ॥

(સાર) શ્રી મહાપ્રભુજીની કૃપાનું સામર્થ્ય કેવું છે, મોટા પંડિતો પણ તેમનાથી હારીને નિરૂત્તર થઇ પાછા ફરતા, ભગવાન પોતાના ભક્તનો મહીમા વધારે છે તે આથી સમજવાનું છે. શ્રી ગુસાંઇજીની જુઠન શીવાય બીજું કંઇ લેવું નહિ એવો તેમનો દૃઢ ટેક હતો. અન્ય સામગ્રી ગમે તેટલી ઉત્તમ હોય તો તેથી શું! પણ અનપ્રસાદી હોય તે શું કામનું? માટે બનતા સુધી વૈષ્ણવે સમરપીત વસ્તુ લેવાય તો ઠીક એવી ભાવના રાખવી. વિષ્ણુદાસને શ્રી ગુસાંઇજીના સ્વરૂપ ઉપર ઘણી આસક્તિ હતી. તેમણે શ્રી ગુસાંઇજીના પ્રાકટયની ઘણી વધાઇઓ ગાઇ છે. વાચકની જીજ્ઞાસા અર્થે અત્રે એક વધાઇ આપી છે.

॥ રાગ દેવગંધાર. ॥

ભયો શ્રી ગોકુલ જય જયકાર;
ભકિત સુધા પ્રકટે શ્રી વિઠ્ઠલ, કલિયુગ જીવ નિસ્તાર. ૧
મહા ઘોર કાટે યા કલિકે, પ્રકટ કૃષ્ણ અવતાર;
વિષ્ણુદાસ પ્રભુપર ન્યોછાવરિ, તન મન ધન બલિહાર. ૨

આવાં તો ઘણાં પદ ગાયાં છે જીજ્ઞાસુએ અમારે ત્યાં મળતું "કીર્તન રત્નાકર" તથા "વિવિધ ઘોળ પદ સંગ્રહ ભાગ ૨ જો" જોવાં.

## વાર્ત્તા ૫૧ મી. વૈષ્ણવ ૫૧ મા.

# जीवणदास क्षत्री कपूर सिंहनंदना वासीनी वार्त्ता.

એક સમયે સિંહનંદના વૈષ્ણવો શ્રી આચાર્યજીનાં દર્શન કરવા જતા હતા. રસ્તામાં મુકામ કર્યો. ત્યાં સૌ પોતપોતાની રસોઇ કરતા હતા એટલામાં વરસાદ ચઢી આવ્યો, તેથી વૈષ્ણવોનાં મન ચિંતાતુર થયેલાં જોઇ જીવણદાસ વૈષ્ણવે કહ્યું ચિંતા કરશો નહિ, એમ કહી શ્રી મહાપ્રભુજીનું ધ્યાન ધરી, વરસાદને આણ દીધી, "જો વરસાદ? તું વરસે તો ત્હને શ્રી મહાપ્રભુજીની આણ છે." વરસાદ રહી ગયો, એટલે સઘળા વૈષ્ણવોએ પ્રસાદ લીધો, પછી ચાલવા માંડયું. કેટલાક દિવસમાં અડેલ આવી પહોંચ્યા. પેલા વૈષ્ણવોએ આ વાત શ્રી મહાપ્રભુજીના આગળ કહી મહારાજ! અમે એક દિવસ રસ્તામાં જ્યાં મુકામ કર્યો હતો ત્યાં રસોઇ કરતી વખતે વરસાદ ચઢી આવ્યો ત્યારે જીવણદાસે આપની આણ દઇ વરસાદ વરસતાં રોકયો હતો, આ સાંભળી શ્રી મહાપ્રભુજીએ જીવણદાસને પુછયું અરે! વરસાદ વરસતો હતો ત્યારે મારી આણ શું કરવા દીધી? આણ દીધા છતાં વરસાદ વરસ્યો હોત તો તું શું કરત? જીવણદાસે વિનંતી કરી, આપની આણ દીધા છતાં એ વરસે એવું એનામાં સામર્થ્ય શું છે! આ સાંભળી શ્રી મહાપ્રભુજી હસીને ચુપ રહ્યા. આ જીવણદાસને શ્રી મહાપ્રભુજીના સ્વરૂપનું એવું જ્ઞાન હતું કે તેમના સ્વરૂપના સામર્થ્યની બરાબર બીજા કોઇનું સામર્થ્ય નથી. એવું જાણતા. તે શ્રીમહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેથી તેમની વાર્તા કેટલીક લખીયે. ॥ વૈષ્ણવ ૫૧ મા ॥

(સાર) શ્રી મહાપ્રભુજીનું સામર્થ્ય અન્ય વૈષ્ણવોને બતાવી એક ઠેકાણેથી બીજે અન્યાશ્રય કરતાં અટકાવવા માટેજ આ પ્રસંગ છે. શ્રી મહાપ્રભુજીમાં સર્વ સામર્થ્ય હોવા છતાં શા માટે એવા પુર્ણ પ્રભુને છોડી અન્ય સ્થળે જવા ફાંફાં મારવાં? કહ્યું છે કે—

"શ્રી વલ્લભ તજી અપનો ઠાકુર કહો કોનપે જઇએ હો"
સબ ગુણ પૂરણ કરૂણાસાગર, જહાં મહારસ પૈયે હો.

## વાર્ત્તા પર મી. વૈષ્ણવ પર મા.

# ભગવાનદાસ સારસ્વત બ્રાહ્મણની વાર્ત્તા.

આ ભગવાનદાસ પટનાની પાસે *હાજીપુરમાં રહેતા હતા. તેમણે એક વખતે શ્રી મહાપ્રભુજીની સેવા બહુ સારી રીતે કરી તેથી પોતે તેમના ઉપર પ્રસન્ન થઇ કૃપા કરી પોતાનાં શ્રી પાદુકાજી સેવા માટે પધરાવી આપ્યાં, અને આજ્ઞા આપી કે આની સેવા બહુજ સ્નેહપુર્વક ભાવથી કરજો. ભગવાનદાસ પણ પ્રસન્ન ચિત્તથી શ્રી પાદુકાજીને પધરાવી ગયા, અને એવા સ્નેહપુર્વક સેવા કરવા લાગ્યા કે શ્રી ઠાકોરજી સાનુભાવ જણાવવા લાગ્યા અને વાતો કરતા, જે જગાએ શ્રી મહાપ્રભુજી ભગવાનદાસને ઘેર બીરાજ્યા હતા તે જગાએ સવારે ઉઠીને નિત્ય દંડવત્ કરતા, અને ત્યાં આગળ કોઇને પગ મુકવા દેતા નહિ. એવો તેમનો ભાવ હતો. આ ભગવાનદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ પર મા ॥

( **સાર** ) આપણે દરરોજ જે પ્રભુની ઘેર સેવા કરીએ છીએ તે પણ શ્રી મહાપ્રભુજીએજ પધરાવી આપ્યા છે, અને પોતે આજ્ઞા કરી છે તે પ્રમાણે આપણે જો પ્રીતિપુર્વક શ્રી ઠાકોરજીની સેવા કરીએ તો સાનુભાવ જણાવે અને વાતો કરે. પ્રાણેશ આપણા ઉપર કયારે કૃપા કરે કે આવો પ્રસંગ જેમ બને તેમ જલદી પ્રાપ્ત થાય. **સ્મૃતિ માત્રાર્તિ નાશનઃ** માત્ર સ્મરણ કરવાથીજ આર્ત્તિ ( પીડા-દુઃખ ) ના નાશ કરનારા છે, એ સિદ્ધાન્તને હૃદયમાં સ્થાપી ચઢના ક્રમે આતુરતા રાખવી, જે જગાએ પ્રભુ પધાર્યા (બીરાજ્યા) હતા તે જગાને ભગવન્મય ગણી કોઇને તેના ઉપર પગ મુકવા દેતા નહિ, આ માર્ગ કેવળ ભાવાત્મક છે. રંચક પણ ભાવ સિવાય આ માર્ગમાં પ્રવેશ થતો નથી.

## વાર્ત્તા પ૩ મી. વૈષ્ણવ પ૩ મા.

# ભગવાનદાસ શ્રી નાથજીના ભીતરીઆની વાર્ત્તા.

એક વખતે શ્રી નાથજીના બાળભોગની સામગ્રી કરતાં ભગવાનદાસના હાથથી કેટલીક સામગ્રી દાઝી ગઇ તેથી શ્રી ગુસાંઇજી બહુજ ખી-

* આ હાજીપુરમાં શ્રી મહાપ્રભુજીની બેઠક આ ભગવાનદાસના ઘરમાંજ છે. તેને હરિહર ક્ષેત્ર પણ કહે છે. પટણાથી છાપરાં થઇ સોનપૂર સ્ટેશન (બેંગાલ એન્ડ નોર્થ વેસ્ટર્ન રેલવેમાં) થી એક માંઇલ ઉપર આ હાજીપૂર ગામ છે. બેઠક ચરિત્ર વર્ણનમાં આ બેઠક ૨૯ મી છે.

જ્યા અને સેવામાંથી દુર કર્યા. આથી ભગવાનદાસ ગોવિંદકુંડ ઉપર અચ્યુતદાસની પાસે ગયા અને સઘળા સમાચાર કહ્યા. પછી જ્યારે શ્રી ગુસાંઇજી ગોવિંદકુંડ ઉપર સ્નાન કરવા પધાર્યા ત્યારે ભગવાનદાસ અચ્યુતદાસની પાસે બેઠા હતા. શ્રી ગુસાંઇજી સ્નાન કરી અચ્યુતદાસને દરશન દેવા માટે પધાર્યા. ત્યારે દરશન કરતાં અચ્યુતદાસની આંખોમાંથી અશ્રુનો પ્રવાહ નીકળવા માંડયો. આ સ્થિતી જોઇને પોતે તેમને પુછયું, અચ્યુતદાસ, તમને એવું શું દુઃખ છે? અચ્યુતદાસે વિનંતી કરી, મહારાજ, શ્રી નાથજીએ શ્રી મહાપ્રભુજીને આજ્ઞા આપી છે કે તમે જીવોને બ્રહ્મ સંબંધ કરાવો, અને હજુ તો આપની દ્વારાએ "સાડલાખ" જીવોનો અંગીકાર (બ્રહ્મ સંબંધ) થવાનો છે. શ્રી મહાપ્રભુજીએ તમને સોંપ્યા છે. અને તમે તો જીવોના દોષ જોવા લાગ્યા. જીવ તો અપરાધથીજ ભરેલો છે તો હવે જીવોનો અંગીકાર શી રીતે થશે; અને અંગીકાર થવો તે તો આપનાજ હાથમાં છે. આ વાત સાંભળીને શ્રી ગુસાંઇજી ભગવાનદાસનો હાથ પકડી શ્રી ગોવર્ધન ઉપર લઈ ચાલ્યા અને જે રીતે શ્રી નાથજીની સેવા પહેલાં કરતા હતા તેજ પ્રમાણે સેવા કરવાની આજ્ઞા આપી. આ વખતે ભગવાનદાસે શ્રી ગુસાંઇજીના આગળ નવું પદ કરીને ગાયું તે પદ.

॥ રાગ સારંગ ॥

શ્રી વિઠ્ઠલેશ ચરણ કમલ પાવન ત્રૈલોકય કરણ,
દરશ પરસ સુંદર વર વારવાર વંદે.
સમરથ ગિરિરાજ ધરણ, લીલા નિજ પ્રગટ કરણ;
સંતન હિત માનુષ તનુ, વૃન્દાવન ચંદે ॥ ૧ ॥
ચરણોદક લેત પ્રેત તતક્ષણ તેં મુકત ભયે,
કરૂણામય નાથ સદા આનંદ નિધિ કંદે;
વારણે ભગવાનદાસ વિહરત સદા રસિક રાસ,
જયજય યશ બોલી બોલી, ગાવત શ્રુતિ છંદે. ॥ ૨ ॥

આ પદ સાંભળીને શ્રી ગુસાંઇજી બહુજ પ્રસન્ન થયા, પછી ભગવાનદાસ શ્રી નાથજીની સેવા બહુજ સાવધાનતાથી કરવા લાગ્યા. આ ભગવાનદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની વાર્તા કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૫૩ મા ॥

( સાર ) વૈષ્ણવોએ સેવા સામગ્રી બહુજ સાવધાનતાથી કરવી. અચ્યુતદાસ જેવા પરમ ભગવદીયની ઓથ, ભગવાનદાસને ન હોત તો તેમને કેટલાક જન્મનો અંતરાય પડત; પણ ભગવદીયના સંગથીજ શ્રી ગુસાંઇજીએ તેમનો ફરીથી તરતજ અંગીકાર કર્યો. શ્રી ગુસાંઇજીએ જેવો તેમનો અંગીકાર કર્યો કે તરતજ, ભગવાનદાસને શ્રી ગુસાંઇજીના શ્રી ગિરિરાજ ધરણના સ્વરૂપનો અને ભગવદીયને ખાતરજ માનુષ દેહ ધારણ કર્યો છે એવાં સાક્ષાત્ દરશન થવાથી નવું પદ બનાવીને ગાયું. આ પદનો વિચાર કરવાથી શ્રી ગુસાંઇજીના સ્વરૂપનો અને તેમના કૃપાળુપણાનો બરાબર ખ્યાલ આવે છે.

## વાર્ત્તા ૫૪ મી. વૈષ્ણવ ૫૪ મા.

# अच्युतदास सनोडीआ ब्राह्मणनी वार्त्ता.

અચ્યુતદાસ માનસી ગંગા ઉપર ચક્રતીર્થ છે ત્યાં રહેતા હતા. તે દરરોજ શૃંગારના સમયે શ્રી ગિરિરાજ ઉપર શ્રી નાથજીનાં દરશન કરવા આવતા, દરશન કરી પોતાના મુકામ ઉપર જતા, તેમણે શ્રી ગોવર્ધનની પરિક્રમા દંડવત્ કરતાં કરતાં ત્રણ વખત કરી હતી. શ્રી ગુસાંઇજી તેમના ઉપર ઘણાજ પ્રસન્ન રહેતા, અને આપ શ્રી મુખથી કહેતા કે અચ્યુતદાસ બડા ભગવદીય છે, અચ્યુતદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૫૪ મા ॥

( સાર ) જે વૈષ્ણવ અહર્નિશ પ્રભુ સ્મરણમાં પોતાનો સમય વ્યતીત કરે છે, તેને જ પ્રભુ સાક્ષાત્ દરશન દઇ પોતાની લીલાનો અનુભવ કરાવે છે. શ્રી ગુસાંઇજી જેમની સરાહના કરે તે ભગવદીયના ઉપર શ્રી ઠાકોરજીની વધારે કૃપા હોવીજ જોઇએ એ દેખીતું છે. જન્મની સાર્થકતા શી? પ્રથમ તો માનુષ્ય દેહ મળવોજ દુર્લભ છે! તેમાં વળી પ્રાણેશનાં અને ભગવદીય જનનાં દરશન ઘણાં દુર્લભ છે. પ્રભુની કૃપાથીજ ભાગ્યવાન જીવોને તે દરશન થાય છે. આ જ્યારે સિદ્ધ થયું ત્યારે જન્મનો જે હેતુ હતો તે પૂર્ણ થયો સમજવો.

## વાર્ત્તા ૫૫ મી. વૈષ્ણવ ૫૫ મા.

# बडे अच्युतदास. गोड ब्राह्मणनी वार्त्ता.

આ અચ્યુતદાસ મહાન્ ભગવદીય હતા, જેમને માથે શ્રી મહાપ્રભુજીએ *શ્રી મદન મોહનજીની સેવા પધરાવી પોતે શ્રી હસ્તથી પાટ બેસા-

* આ શ્રી મદન મોહનજી શ્રી યમુનાજીમાંથી પ્રકટ થયા હતા હાલ તે શ્રીજીદ્વારમાં શ્રીનાથજીની ગોદમાં બીરાજે છે. ગોસ્વામી તિલકાયત શ્રી ગોવર્ધનલાલજી મહારાજ તેમની સેવા કરે છે.

ડયા હતા. અચ્યુતદાસ શ્રી ઠાકોરજીની સેવા અત્યંત સ્નેહ પુર્વક કરતા. તેથી શ્રી મદન મોહનજી તેમને સાનુભાવજતાવી વાતો કરતા અને બહુ જ કૃપા રાખતા, જ્યારે અચ્યુતદાસ શ્રી નાથજીનાં દરશન કરવા આવતા ત્યારે શ્રી ગોવર્ધનની એક પરિક્રમા દંડોતી કરતા અને જ્યારે તે શ્રી ગુસાંઇજીની પાસે આવતા ત્યારે તે શ્રી મહાપ્રભુજીના પરમ કૃપાપાત્ર ભગવદીય છે એમ જાણી પોતે દંડવત્ કરવા દેતા નહિ; અને કહેતા કે આપ તો અમારા કરતા બડા છો, એમ કહી માન આપતા.

પછી જ્યારે શ્રી મહાપ્રભુજીએ લૌકિક રીતિને અનુસાર આસુર વ્યામોહ લીલા દેખાડી, ત્યારે શ્રી મદન મોહનજીને શ્રી મહાપ્રભુજીને ઘેર પધરાવી પોતે શ્રી બદ્રીનાથજી ગયા; અને ત્યાં શ્રી બદ્રીનાથજીનાં દરશન કરી દેહ છોડી. પછી શ્રી મદન મોહનજીને શ્રી ગોપીનાથજીએ શ્રી ગોવર્ધન નાથજીના આગળ પધરાવ્યા. આ અચ્યુતદાસ એવા ભગવદીય હતા કે જેમણે શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ સાક્ષાત્ પુર્ણ પુરુષોત્તમનું જાણ્યુ હતું. તેમની શ્રી મહાપ્રભુજીના ઉપર એટલી બધી આશક્તિ હતી કે તેમનો વિયોગ સહન કરી શકયા નહિ અને તરતજ દેહ છોડી દીધો. આ અચ્યુતદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેમની વાર્તા કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૫૫ મા ॥

(સાર) ભક્તિ માર્ગનું સ્વરૂપ કેવળ વિરહાસકત છે. પ્રેમ સિવાય વિરહ ઉત્પન્ન થતો નથી. અને જ્યારે પ્રેમ પરાકાષ્ઠાએ પામે એટલે આસકિત અને વ્યસન દશાએ પહોંચે ત્યારે ભકતજન પોતાના પ્રેમના સ્થાન સિવાય એક ક્ષણ પણ રહી શકતા નથી. શ્રી મહાપ્રભુજીએ લૌકિક રીતીધાજ દેહ છોડયો હતો, પોતાના ભકતજન આગળ તો તેઓ પ્રત્યક્ષજ હતા, છતાં અચ્યુતદાસનો પોતાની લીલામાં અંગીકાર કરવાની ઇચ્છા હોવાથી, તેમને વિપ્રયોગનું દાન કરી આ સ્થુળ દેહનો ત્યાગ કરાવી પોતાની લીલામાં ખેંચી લીધા.

## વાર્ત્તા ૫૬ મી. વૈષ્ણવ ૫૬ મા.

# अच्युतदास सारस्वत ब्राह्मण कडामां रहेता तेमनी वार्त्ता.

આ અચ્યુતદાસે શ્રી મહાપ્રભુજીની સાથે પૃથ્વી પ્રદક્ષિણા કરી હતી તે શ્રી મહાપ્રભુજીના એવા અત્યંત કૃપાપાત્ર ભગવદીય હતા કે જેમના ઉપર શ્રી મહાપ્રભુજીએ કૃપા કરી પોતાનાં શ્રી પાદુકાજી સેવા કરવા માટે

પધરાવી આપ્યાં હતાં. તેમની સેવા તેમણે ઉત્તમ રીતે કરી હતી. તેથી શ્રી આચાર્યજી કૃપા કરીને નિત્ય દરશન દેતા. શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ સન્યાસ ગ્રહણ કર્યો તે કેવળ વિરહનો અનુભવ કરવા માટેજ લીધો હતો. તે વખતે શ્રી મહાપ્રભુજીએ એક વૈષ્ણવને કહ્યું કે એક ડોલી ભાડે કરી લાવો. તે વૈષ્ણવ ડોલી ભાડે કરી લાવ્યો એટલે તેના ઉપર બેસી શ્રી મહાપ્રભુજી બનારસ પધાર્યા, ત્યાં જઈ સંન્યાસ ગ્રહણ કરી ૧॥ મહીના સુધી કાશીમાં બીરાજ્યા, પછી સ્વધામ પધાર્યા એટલે જે વૈષ્ણવ પોતાની સાથે ગયો હતો તે કાશીથી કડામાં આવ્યો, તેણે સઘળા વૈષ્ણવોનેકહ્યું કે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ સંન્યાસ ગ્રહણ કરી દોઢ મહીના સુધી કાશીમાં બિરાજી, આસુર વ્યામોહ લીલા દેખાડી. અચ્યુતદાસે કહ્યું તને ભ્રમ થયો હશે? વૈષ્ણવે કહ્યું હું શ્રી મહાપ્રભુજીની સાથેજ હતો, અને પ્રત્યક્ષ જોઇને આવ્યો છું. આ અચ્યુતદાસે કહ્યું પ્રભુ એવું કોઈ વખતે ના કરે. એતો જીવને આસુર વ્યામોહ લીલા દેખાડે છે. એમ કહીને અચ્યુતદાસે મંદિરનાં કમાડ ખોલી તેમને દરશન કરાવ્યાં. વૈષ્ણવે સાક્ષાત્ શ્રી મહાપ્રભુજીનાં દરશન કર્યાં અને સાષ્ટાંગ દંડવત્ કર્યા. શ્રી મહાપ્રભુજીએ તેમને કહ્યું એમાં તમે કંઇ સંદેહ કરશો નહિ. આ પ્રગટ લીલા તો લૌકિક રીતિથી દેહ ધર્યો તેની છે. અને અલૌકિક લીલા તો નિત્ય છે, આ લીલા તો દશ અવતારોમાં પણ પ્રસિદ્ધ છે. તેથી સંદેહ કરવો નહિ, આતો આસૂર વ્યામોહ લીલા છે. શ્રી ગુસાંઇજી સર્વોત્તમજીમાં લખે છે કે ( प्राकृतानुकृति व्याज मोहिता सुर मानुषः ) પ્રાકૃત જનોને અનુસરવાના મીષથી આસૂરિ જનોને મોહીત કરનાર ) આ અચ્યુતદાસ એવા કૃપાપાત્ર હતા કે જેમને શ્રી મહાપ્રભુજી સદૈવ દરશન દેતા. તેમને શ્રી મહાપ્રભુજીના સ્વરૂપનો દ્દઢ વિશ્વાસ હતો. તેથી તેમની વાર્ત્તા અનિર્વચનીય છે.

॥ વૈષ્ણવ ૫૬ મા ॥



## વાર્ત્તા ૫૭ મી. વૈષ્ણવ ૫૭ મા.

# નારાયણદાસ અંબાલાના રહેવાસીની વાર્ત્તા.

આ નારાયણદાસ ત્યાંના દેશાધિપતિના નોકર હતા. તેમને રાજદ્વારમાં કામ બહુ હતું તેથી શ્રી આચાર્યજીનાં દરશને આવી શકતા નહિ, પણ હું શ્રી મહાપ્રભુજીનાં દરશન કરવા કયારે જઇશ ? એવી આતુરતા અંતઃકરણમાં ઘણીજ હતી, આતુરતા હોવા છતાં જઇ શકતા નહિ, તેથી નારાયણદાસે એક નોકર રાખ્યો, તેને દર મહીને ચાર રૂપીઆ પગાર આપતા; અને શ્રી મહાપ્રભુજીનાં દરશન કરવા કયારે જશો? આ ક્ષણે ક્ષણે યાદ કરાવવાનું કામ તે નોકરને સોંપ્યું. આ ચાકર નિત્ય આ પ્રમાણેજ કહ્યા કરે. જ્યારે નારાયણદાસ પોતાના કાર્યમાં બેસે ત્યારે નોકર આગળ આવીને ઉભો રહે, અને ઘડીઘડીમાં કહે કે ભૈયાજી, શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં દરશન કરવા કયારે ચાલશો, એ પ્રમાણે તે દરરોજ કહ્યા કરે. તેથી નારાયણદાસને પોતાના દરશનનું ધ્યાન સદૈવ રહેતું. આ નારાયણદાસ દર વરસે શ્રી મહાપ્રભુજીને ભેટ મોકલતા, તે એવા કૃપાપાત્ર હતા કે જેમનું ચિત્ત સદા શ્રી મહાપ્રભુજીના દરશનમાં રહેતું. શ્રી મહાપ્રભુજી સદા તેમના ઉપર પ્રસન્ન રહેતા. તેથી તેમનીવાર્તા કેટલીકલખીએ.ાાવૈ.૫૭ાા

(સાર) ગમે તે સ્થિતિમાં મનુષ્ય મુકાયો હોય છતાં પ્રભુ પ્રાપ્તિ શ્રી મહાપ્રભુજીના શરણથી ઘણીજ સહેલી રીતથી કરી શકે છે. રાજદ્વારનું ગમે તેટલું કામ હતું છતાં પણ અંતઃકરણ શ્રી મહાપ્રભુજીથી વિમુખ નહોતું. આપણે ઘણું કામ છે માટે ના બને, તે આ માર્ગમાં નથી. અંતઃકરણને, શ્રી ઠાકોરજીના ચરણારવિંદમાં વાળવા માટે એક નોકર રાખી વારંવાર શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા કયારે જઇશું એ કહેવડાવતા હતા. ત્યાગ એ મનનો કરવાનો છે કંઇ કામનો કરવાનો નથી.

## વાર્ત્તા ૫૮ મી. વૈષ્ણવ ૫૮ મા.

# નારાયણદાસ ભાટ મથુરામાં રહેતા તેમની વાર્ત્તા.

આ નારાયણદાસને શ્રી મદનમોહનજીએ આજ્ઞા આપી હતી કે હું વૃન્દાવનમાં અમુક ઠેકાણે છું. ત્યાંથી કહાડી મને બહાર પધરાવ. નારાયણદાસે વૃંદાવનમાં જઇ તે જગા ખોદી શ્રી મદનમોહનજીને બહાર પધ-

રાખ્યા. પછી જ્યારે શ્રી ગુસાંઇજીના મોટા ભાઇ શ્રી ગોપીનાથજી વૃન્દાવન પધાર્યા, ત્યારે તેમણે *શ્રી મદનમોહનજીને પાટ બેસાડયા. કેટલાક દિવસ સુધી નારાયણદાસે સેવા કરી. તેમની પછી તેમના વંશમાં કોઇ નહિ હોવાથી ત્યાંના +બંગાળી ગોડીઆ સેવા કરે છે, તેથી શ્રી ગુસાંઇજીના બાળક તથા સઘળા વૈષ્ણવો દર્શન કરવા જાય છે. આ નારાયણદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા કે જેમને ઘેર શ્રી મદનમોહનજી આપ કૃપા કરીને શ્રી વૃન્દાવનમાંથી પધાર્યા. શ્રી મદનમોહનજીએ પણ શ્રી મહાપ્રભુજીના સેવક જાણીને તેમના ઉપર એવી દયા કરી હતી. તેથી નારાયણદાસ એવા કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૫૮ મા ॥

વાર્ત્તા ૫૯ મી. વૈષ્ણવ ૫૯ મા.

## नारायणदास दीवान लुहाणाठट्टाना वासीनी वार्त्ता.

આ નારાયણદાસ ઠઠ્ઠાના પાદશાહના મુખ્ય (ઘણાજ ખાનગી) દીવાન હતા. તેથી પોતે જે કરે તે થાય એવું હતું. કેટલાક દીવસ પછી પાદશાહ

* આ શ્રી મદનમોહનજી હાલ વૃન્દાવનમાં બિરાજે છે. જ્યારે બંગાળીઓને શ્રીનાથજીની સેવામાંથી કાઢી મૂકયા (જુઓ કૃષ્ણદાસ અધિકારીની વાર્ત્તા ૮૪ મી) ત્યારે તેમણે શ્રી ગુસાંઇજીને વિનંતી કરી કે અમારો નિર્વાહ શ્રીનાથજીની સેવા ઉપર હતો, હવે અમે ખાઇશું શું? તેથી પોતે કૃપા કરી આ શ્રી મદનમોહનજી (કે જે શ્રી ગોપીનાથજીના સેવ્ય છે,) પધરાવી આપ્યા તે શ્રી ઠાકોરજીને પધરાવી વૃન્દાવનમાં જઇ રહ્યા ને સેવા કરવા લાગ્યા.

+ આવા બંગાળીઓ શ્રી રાધાકુંડ, માનસીગંગા, કુસુમોખર, ગિરિરાજ, વૃંદાવનમાં ઘણા રહે છે. તેઓ કેવળ ભગવત્ ભજન કરી દિવસ નીર્ગમન કરે છે, કહેવાય છે તેમણે દરેકે સવાલક્ષ જપ કરવાજ જોઇએ, ને તે પ્રમાણે તેઓ કરે છે પણ ખરા. હું પોતે આ વર્ષે વ્રજયાત્રાએ ગયો ત્યારે આ બંગાળી ગોડીયા વૈષ્ણવોનાં દર્શન કરવા ભાગ્યશાળી થયો હતો. મારા પોતાના અનુભવથી જણાવું તો આવા બંગાળીઓ સમસ્ત વ્રજ મંડળમાં ઠેકઠેકાણે, વનમાં, કુંજલતામાં, એકાંત સ્થાનમાં રહી કેવળ ભગવદ્ ભજન કર્યા કરે છે. તેઓ પૈકી કેટલાક તો ગૃહસ્થ (ઘણા પૈસાવાળા) હોવા છતાં પણ કેવળ સંસાર ત્યાગી થઈ વ્રજમાં નિવાસ કરે છે. આખો દિવસ તો ભજન કરે છે, રાત્રે બહાર નીકળે તે વખતે આજુબાજુથી વ્રજવાસીઓને ઘેરથી "જયરાધેશ્યામ" કહી ભીક્ષા લાવી યથાશક્તિ ઉદરનિર્વાહ જેટલું થયું કે પાછા ફરી તે અન્ન ભક્ષણ કરી નિર્વાહ કરે છે. યાત્રાળુઓ કંઇ રોકડ રકમ આપે તે સ્વીકારતા પણ નથી એવા શ્રદ્ધાળુઓ છે. વ્રજનો ભાવ, વ્રજવાસીઓનો ભાવ, શ્રી રાધારમણની વિહાર લીલાનું અવલોકન આ બંગાળીઓ પૂર્ણ પ્રેમમય હૃદયથી કરે છે. ભાવુક વૈષ્ણવોએ આ બંગાળીઓનું અનુકરણ કરવા જેવું છે.

નારાયણદાસના ઉપર કોપ્યો, અને તેમને બંદીખાનામાં કેદ કર્યા, અને પાંચ લાખ રૂપીઆ દંડ કર્યા. તેમાં દરરોજ પાંચ હજાર રૂપીઆ આપવાનો નિયમ કર્યો. જ્યાં સુધી પાંચ લાખ રૂપીઆ પૂરા થાય નહિ, ત્યાંસુધી બંદીખાનામાંથી છુટે નહિ, અને વળી તે ઉપરાંત એવો હુકમ કર્યો કે જે દીવસે પાંચ હજાર રૂપીઆ ન ભરે તે દીવસે ૫૦૦ કોરડા લગાવવા. તે દીવાનહોવાથી લોકોને તેમનીપાસે જવા આવવાનો પ્રતિબંધ કર્યોનહોતો.

એક વખતે શ્રી મહાપ્રભુજીના સેવક બે ભાઇઓએ મળી વિચાર કર્યો કે ઠઠ્ઠામાં નારાયણદાસ દિવાન છે તેમની પાસે જઇએ ને તે કંઇ દ્રવ્ય આપે તો આપણી કન્યાના વિવાહમાં કામ લાગે. આવો વિચાર કરી તે બે ભાઇ ચાલ્યા; ઠઠ્ઠે ગયા, ત્યાં ખબર મળી કે નારાયણદાસ તો કેદમાં છે, બે ભાઈ વિચાર કરે છે કે હવે શું કરવું તેમને મળવું કે કેમ? સવારે નારાયણદાસને ખબર મળી કે શ્રી આચાર્યજીના સેવક બે ભાઇ ગામમાં આવ્યા છે. તેથી તેમણે માણસ મોકલી કહેવડાવ્યું કે મારાં મહત્ ભાગ્ય છે, કે આ વખતે તમે આવી ચઢયા છો. માટે જરૂર મને દરશન આપ્યા સિવાય જશો નહિ. બે ભાઇને આ સમાચાર માણસે કહ્યા કે તેઓ નાહી ધોઇ, તિલકમુદ્રા કરી, નિત્યકર્મ કરી, શ્રી મહાપ્રભુજીનું ચરણામૃત ને મહાપ્રસાદ લેઇને જ્યાં નારાયણદાસ કેદમાં હતા ત્યાં ગયા, તેમને મળ્યા. નારાયણદાસને પરમ આનંદ થયો, બહુજ પ્રસન્ન થયા, વૈષ્ણવોએ તેમને ચરણામૃત તથા મહાપ્રસાદ આપ્યો તે તેમણે લીધો, પ્રસન્ન થઈ કહ્યું કે મને કેદમાં પણ વૈષ્ણવનાં દર્શન થયાં! પછી તેમણે શ્રી મહાપ્રભુજીના કુશળ સમાચાર પૂછ્યા, અને ભગવદ્ વાર્તા પ્રસંગ ચલાવ્યો એટલામાં નારાણદાસને ઘેરથી નિયમપૂર્વક પાંચ હજાર રૂપીઆની થેલીઓ આવી તે થેલીઓ ઉપર દ્વારપાળે મહોર છાપ કરી નારાયણદાસ પાસે મોકલી. નારાયણદાસે તે થેલીઓ આવેલા વૈષ્ણવ બે ભાઇને આપી દીધી, અને દંડવત્ કરી કહ્યું કે હવે તમે જલદી પધારો, ને શ્રી મહાપ્રભુજીને મારા વતી દંડવત્ કરજો, અને તમારી કન્યાનો વિવાહ આ દ્રવ્યથી સારી રીતે કરજો. તે વૈષ્ણવો વિદાય થઇને ગયા એટલામાં બાદશાહે આવી પાંચ થેલી નારાયણદાસવાળી માગી. દરવાને કહ્યું કે થેલીઓ ઉપર મહોર છાપ કરી, નિયમ મુજબ નારાયણદાસ પાસે મોકલી છે. પાદશાહે કહ્યું ખજાનચીને

બોલાવો તે આવ્યા એટલે તેને પુછ્યું કે કેમ? તમારી પાસે પાંચ થેલીઓ આવી છે? તેણે કહ્યું કે મારી પાસે તો આવી નથી. આથી પાદશાહ બહુજ ગુસ્સે થયો, ક્રોધે ભરાયોં કહ્યું કે નારાયણદાસને બોલાવો તેમને પાદશાહના સન્મુખ ઉભા કર્યા એટલે પાદશાહે પુછ્યું કે આજે થેલી કેમ નહિ આવી? એમ કહી જેરબંધવાળાને બોલાવ્યો અને ૫૦૦ જેરબંધનો હુકમ કર્યો. પાદશાહે કહ્યું નારાયણદાસ સાચું કહેજે આજે થેલી કેમ આવી નહિ? દ્વારપાળે તો મહોર છાપ કરીને મોકલી હતી છતાં તે થેલીઓ કયાં ગઇ ખરેખરૂં કહી દેજે નહિ તો જેરબંધના માર પડશે. ત્યારે નારાયણદાસે કહ્યું હજરત? આજે મારા ગુરૂભાઇ આવ્યા હતા તેમને તે થેલીઓ મેં આપી દીધી, મનમાં વિચાર કર્યો કે ભલે આજનો દિવસ માર ખાઇશ પણ આ વખત ફરી નહિ મળે. નારાયણદાસનાં આ વચન સાંભળી પાદશાહ ઘડીક વાર વિચાર કરી બોલ્યો કે શાબાશ! નારાયણદાસ ધન્ય છે તમને! તમે તમારા ગુરૂના માર્ગમાં આવા સાચા છો. હું તમારા ઉપર પ્રસન્ન થયો છું એમ કહી પાદશાહે બેડી તોડી નંખાવી શીરપાવ આપ્યો, એક ઘોડો આપ્યો અને પ્રથમનીજ માફક પોતાના મુખ્ય દિવાન નીમ્યા. કામ બધું સોંપ્યું, અને પ્રથમનો જેટલો દંડ કર્યો હતો તે બધો માફ કરી પાછો આપ્યો. શિરપાવ પહેરાવી ઘોડા ઉપર બેસાડી ઘેર વિદાય કર્યા કહ્યું કે તમે ઘેર જઇ આવો. નારાયણદાસ ઘેર આવ્યા. પેલા વૈષ્ણવો તે વખતે ગામમાજ હતા ગયા નહોતા નારાયણ છુટયા છે સાંભળી તે વૈષ્ણવો તેમને મળવા આવ્યા. નારાયણદાસે કહ્યું મારા ગુરૂના સેવક આવ્યા તેથી છુટયો, ત્યારે તે વૈષ્ણવો કહે કે શ્રી મહાપ્રભુજીની કૃપાથી કેમ ન છુટે? નારાયણદાસે એક હજાર મહોરની એક થેલી તે વૈષ્ણવોને આપી કહ્યું કે આ શ્રી મહાપ્રભુજીને ભેટ ધરજો. આ બે ભાઇ ત્યાંથી ચાલ્યા. તે કેટલાક દિવસે શ્રી ગોકુળ આવ્યા શ્રી મહાપ્રભુજીનાં દર્શન કર્યાં નારાયણદાસે આપેલી મહોરની થેલી ભેટ કરી દંડવત્ કર્યા શ્રી આચાર્યજીએ નારાયણદાસના કુશળ સમાચાર પૂછયા વૈષ્ણવોએ બધી હકીકત નિવેદન કરી શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે જેનો વૈષ્ણવ ઉપર દૃઢ સ્નેહ છે તેને દુઃખ શાનું હોય! એમ કહી સરાહના કરવા લાગ્યા પછી તે વૈષ્ણવો શ્રી મહાપ્રભુજી પાસેથી વિદાય થઇને પોતાને ઘેર આવ્યા અને પોતાની દીકરીનો વિવાહ સારી રીતે કર્યો. પ્રથમ નારાયણદાસનું નામ "નારણીઓ" હતું જ્યારે

તે શ્રી મહાપ્રભુજીના સેવક થયા ત્યારે પોતે તેમનું નારાયણદાસ રાખ્યું હતું. આ નારાયણદાસ શ્રી મહાપ્રભુજીના સેવક એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેમની વાર્તા કેટલીક લખીએ. ાા વૈષ્ણવ ૫૯ મા ાા

(સાર) વૈષ્ણવ ઉપર કેટલો બધો પ્રેમ! આવા અસાધારણ પ્રેમથીજ પ્રભુ પણ પ્રસન્ન થાય છે. પ્રાણાંત શિક્ષા ખમવા તૈયાર થયા પણ થેલીઓ આપી દીધી. વૈષ્ણવનું સ્વરૂપ કેવું છે તે આ નારાયણદાસેજ બરોબર અનુભવ્યું છે. મહાનુભાવી શ્રી હરિરાયજી પણ કહે છે કે—

હોં વારી ઇન વલ્લભીયન પર,
મેરે તનકોં કરોં બિછોના, શીશ ધરોં ઇનકે ચરનન તર. ૧

વળી, પરમ ભગવદીય કૃષ્ણદાસજી કહે છે કે—

શ્રી વિઠ્ઠલનાથ બસત જીયજાકે, તાકી રીત પ્રીત છબિ ન્યારી;
પ્રફુલ્લીત બદન કાન્તી કરૂણામય, નેનનમેં ઝળકે ગિરધારી. ૧
ઉચ્ચ સ્વભાવ પરમ પરમારથ, સ્વારથ લેશ નહિ સંસારી;
આનંદ રૂપ કરત એક ક્ષણમેં, હરિજુકી કથા કહત વિસ્તારી. ૨
મનક્રમ વચન તાહીકો સંગકીજે, પૈયત વ્રજ યુવતિન સુખકારી;
કૃષ્ણદાસ પ્રભુ રસિક મુગટ મણી, ગુણ નિધાન શ્રી ગોવર્ધનધારી. ૩

એક ક્ષણ માત્ર વૈષ્ણવનાં દરશન થયાં તો પાંચસો કોરડાના મારમાંથી બચ્યા, વળી બંદીખાનેથી છુટયા ઉપરાંત દિવાનની જગા મળી. તો હંમેશાં વૈષ્ણવના સત્સંગથી શું થાય!

વાર્તા ૬૦ મી. વૈષ્ણવ ૬૦ મા.

## एक क्षत्राणी सिंहनंदमां रहेतां तेमनी वार्त्ता.

આ ક્ષત્રાણીને માથે શ્રી નવનિત પ્રિયાજીની સેવા હતી, તેમને શ્રી ઠાકોરજી સાનુભાવ જણાવતા હતા. આ ક્ષત્રાણી ઘણાંજ ગરીબહતાં તેથી જ્યારે સેવા કરીને પહોચતાં ત્યારે સૂતર કાંતતાં જેનાથી પોતાનો નિર્વાહ કરતાં. જ્યારે ઘરની બહાર કાછીઓ શાક વેચવા આવે, ત્યારે શ્રી ઠાકોરજી મંદીરમાંથી પોકારીને કહેતા કે અરે, શાક વેચવા કોઇ આવ્યું છે તેની પાસેથી તું શાક લે. પછી તે ક્ષત્રાણી જુદી જુદી જાતની સામગ્રી લેતાં. તેમાંથી કેટલીક શ્રી ઠાકોરજીને કાચી સમર્પવા જેવી કાચી સમર્પતાં અને કેટલીક રસોઇમાં સિદ્ધ કરીને સમર્પતાં. કોઇ દીવસે કાછીઆનો શબ્દ

શ્રી ઠાકોરજી ન સાંભળે અને કાછીઓ આગળ જતો રહે ત્યારે તે બાઇ કંઇ સામગ્રી લઇ શકતાં નહિ, એટલે શ્રી ઠાકોરજી ઘણીજ તકરાર કરે. (જે પ્રમાણે કોઇ લૌકિક બાળક કરે તે પ્રમાણે) તે બાઇની સાથે ઝઘડો કરે. એક દિવસ તે ક્ષત્રાણીથી બાળભોગનું પકવાન ન બની શકયું; તે દીવસે રોટી ઘીથી ચોપડીને રાત્રીને માટે રાખી મુકી, જ્યારે અર્ધરાત્રી વીતી ગઇ ત્યારે શ્રી ઠાકોરજીએ તે બાઇને જગાવીકહ્યું મને તો ભુખલાગી છે. બાઇએ કહ્યું, લાલજી પકવાનતો નથી પણ રોટી ઘીથી ચોપડીને મુકી રાખી છે. શ્રી ઠાકોરજીએ કહ્યું ભલે, રોટી ધરી દે, ત્યારે તે બાઇ રોટી લાવ્યાં. શ્રી ઠાકોરજીએ કહ્યું મને ટુક કરીને આપ. તે બાઇ રોટીના ટુક કરીને આપતાં જાય અને શ્રી ઠાકોરજી પોતાના શ્રી હસ્તમાં લઇ થોડી થોડી આરોગતા જાય. પછી જળપાન કરીને શ્રી ઠાકોરજી પોઢયા, આથી ક્ષત્રાણીના મનમાં ક્ષોભ થયો કે અરેરે ! મારા પ્રભુને પકવાન નહિ ધરતાં રોટી ધરવી પડી ! કાલે સવારે ગમે ત્યાંથી ઉધારે લાવી પકવાન કરી ધરીશ. ત્યાર પછી બીજે દિવસે ઉધારે લાવી પકવાન તૈયાર કરી રાખ્યું. જ્યારે રાત્રે શ્રી ઠાકોરજીએ ખાવાનું માગ્યું ત્યારે તે બાઇએ પકવાન લાવી આગળ ધર્યું. તે શ્રી ઠાકોરજી આરોગ્યા. પોતે શ્રી મુખથી કહ્યું, અરે બાઈ તેં મને પકવાન તો ધર્યું પણ મને તો આ વખતે રોટીના ટુકનો અદ્દભુત સ્વાદ લાગેછે. તે બાઇએ કહ્યું, લાલજી હું શું કરું? મારે કોઇ કમાવવાવાળો નથી, હું એકલી છું. મારાથી તો કોઈ વખતે કંઇ પણ બનતું નથી શ્રી ઠાકોરજીએ તે બાઇને કહ્યું, તું પકવાન શા માટે કરે છે? મારા માટે રોટી ચોપડીને રાખી મુક. તે મને અત્યંત પ્રિય લાગે છે, તેથી મનમાં કોઇ પણપ્રકારનો સંકોચ કરીશ નહિ. ત્યાર પછી આ બાઇ ક્ષત્રાણી દરરોજ રોટલી કરી રાખતાં, અને શ્રી ઠાકોરજી અતિ પ્રસન્નતા પૂર્વક આરોગતા. આ ક્ષત્રાણી એવાં કૃપાપાત્રહતાં કે જેમનો શ્રીઠાકોરજીપ્રત્યે એવો પ્રેમભાવ હતો. તેમની વાર્તા કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૬૦ મા ॥

(સાર) પ્રભુના સાનુભાવમાં જે સુખની પ્રાપ્તિ થાય છે, તે મોક્ષાદિ સુખના કરતાં ઘણા દરજ્જે ચઢીઆતું છે, તે સુખની ગણત્રી પણ થાય તેમ નથી. કારણ પ્રભુમાંથી પ્રાપ્ત કરેલો આનંદ અગણિતાનંદ છે ત્યારે મોક્ષનો આનંદ ગણિતાનંદ છે. આ બાઇએ પોતાનું વહાલામાં વહાલું ગણાતું તન, મન, ધન, સઘળું શ્રી ઠાકોરજીના ચરણારવિંદમાં સમર્પી પ્રભુની સેવા (પ્રભુના સુખના અર્થે, નહિ કે પોતાના સ્વાર્થની ખાતર) કરી હતી. જેથી શ્રી પ્રભુજીની કાંનીથી શ્રી ઠાકોરજી સાનુભાવ બતાવે એ યોગ્યજ છે.

(૨) મહાપ્રભુની દયાળુતા જુઓ! પ્રભુ સ્વાદિષ્ટ વસ્તુના ભોક્તા નથી. પણ ભક્તોના ભાવનાજ ભોક્તા છે. લૌકિકાદિ કષ્ટ વેઠયા વિના ઘણીજ સરળતાથી જે કંઇ બને તે વસ્તુને ઘણીજ પ્રીતિપુર્વક પ્રભુ અંગીકાર કરે છે. શક્તિ ઉપરાંત દેવું કરીને લાવેલી વસ્તુનો અંગીકાર કરવા કરતાં, ભક્તજન પોતાની શક્તિ પ્રમાણે જે અંગીકાર કરાવે છે તેને અતિ હર્ષથી, પ્રસન્નતાથી અંગીકાર કરે છે. આ ઉપરથી, દેવું કરી પ્રભુની સેવા કરવાની નથી પણ પોતાની પાસે જે હોય તે સઘળું સમર્પિનેજ કરવાની આજ્ઞા છે.

## વાર્ત્તા ૬૧ મી. વૈષ્ણવ ૬૧ મા.

# दामोदरदासनी स्त्री वीरबाइ शेरगढना वासी तेमनी वार्त्ता.

આ વીરબાઇના સેવ્ય શ્રી ઠાકોરજી *શ્રી કપુરરાયજીનું સ્વરૂપ ગૌર વર્ણનું છે. તેમની પાસે શ્રી નવનિતપ્રિયાજી પણ બેસતા. એક સમે વીરબાઇને ગર્ભ રહ્યો હતો, તેમને પૂત્ર પ્રસવ થયો તે વખતે ઘરનાં સઘળાં માણસો વહુ બેટી પ્રસુતિના કામકાજમાં રોકાયાં તેથી શ્રી ઠાકોરજીની સેવામાં વિલંબ થયો. વીરબાઇ પ્રસુતિ ગ્રહમાંથી વારંવાર કહ્યા કરે, અરે કોઇ સેવામાં ન્હાઓ, શ્રી ઠાકોરજીને અવેર થાય છે. પણ એમાંથી કોઇ ન્હાય નહિ. એટલે શ્રી ઠાકોરજીએ વીરબાઇને પોકારીને કહ્યું, તું સ્નાન કરીને સેવા કેમ કરતી નથી? તે બાઇએ પ્રસુતકા ગ્રહમાંથી ઉઠીને કહ્યું, મહારાજ, મારીતો આવી દશા થઈ છે. મારાથી સેવામાં અવાય તેમ નથી હું સુવાવડી થઇ છું, મારા આવવાથી સઘળી અપરસ છુઇ જાય. શ્રી ઠાકોરજીએ કહ્યું, મારી સેવામાં કોઈ ન્હાતું નથી અને અવેર થાય છે તેથી તુંજ ન્હાય. તેથી તે વીરબાઇ શ્રી ઠાકોરજીના આગ્રહથી પ્રસુત ખાટમાંથી ઉઠીને ન્હાઇ. પછી કચ્છ ભીડી શ્રી ઠાકોરજીની સેવા કરી ભોગ સમર્પ્યો. સમયાનુસાર સરાવી શ્રી ઠાકોરજીને અનોસર કરી પછી આવીને ખાટ ઉપર સુઇ રહ્યાં. એ પ્રમાણે ચાલીસ દિવસ સુધી ખાટલામાં રહી સેવા કરી. શ્રી ઠાકોરજીએ પ્રસન્ન થઇને તેને કહ્યું, તેં મારી આજ્ઞા માની તેથી હું ત્હારા ઉપર પ્રસન્ન થયો છું. પછી જ્યારે ચાલીસ દિવસ પુર્ણ

* આ શ્રી કપૂરરાયજી હાલમાં વડોદરામાં શેરગઢસ્થ ગોસ્વામી શ્રી ગિરિધરલાલજી મહારાજને માથે બીરાજે છે. શ્રી દાઉજીના મંદીરમાં મુખ્ય સ્વરૂપ શ્રી કલ્યાણરાયજી અને તેમનીજ પાસે આ શ્રી કપુરરાયજીનું ઘણું છોટું સ્વરૂપ બીરાજે છે, ભાવુક વૈષ્ણવોએ અવશ્ય શ્રી મહાપ્રભુજીનાં સેવ્ય સ્વરૂપની ઝાંખી કરવી.

થયા ત્યાર પછી શુદ્ધ સ્નાન કરીને સેવાની સઘળી અપરસ કહાડીને ફરીથી બીજી નવી અપરસ જમાવી સેવા કરવા લાગ્યાં. પહેલાંનાં પાત્ર તથા વસ્ત્ર દુર કરી નવાં મંગાવ્યાં. ત્યાર પછી પુર્વવત્ ભલીભાંતિથી સેવા કરવા લાગ્યાં. આ વીરબાઈ શ્રી મહાપ્રભુજીના સેવક એવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેમની વાર્તા કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૬૧ મા ॥

(સાર) પ્રભુનો પ્રેમ જ્યાં ઉદ્દીપન થાય છે ત્યાં આચાર મુખ્ય નથી પણ ભાવ એજ મુખ્ય પ્રધાન રૂપ છે. સુવાવડી સ્ત્રીનું મુખ જોવાથી મનમાં ગ્લાનિ થાય છે, તોપછી તેમનીજ પાસે સેવા કરાવી શ્રી ઠાકોરજી પ્રસન્ન થયા એજ ભાવ પ્રાધાન્ય માર્ગનાં લક્ષણ શ્રી ઠાકોરજી જણાવે છે. જ્યાં સુધી પ્રભુની આજ્ઞા થાય નહિ ત્યાં સુધી મારામાં પ્રેમ છે એમ જણાવી આચારને દુર કરવાનો નથી. મર્યાદા રાખવા માટે આ ભગવદીય બાઇએ ચાલીસ દીવસ સુધી સેવા કર્યા બાદ, વસ્ત્રો તથા પાત્રો દુર કરી નવાં મંગાવ્યાં અને ફરીથી પ્રથમની માફક શુદ્ધ અપરસ રાખી. આથીજ પ્રભુ શુદ્ધ અને નિર્ગુણ છે એ સ્પષ્ટ છે. એમને કોઇ જાતનો બાધ થતો નથી. सेवाकृतिर्गुरोराज्ञा, बाधनं वा हरीच्छया.

શ્રી મહાપ્રભુજીની સાધારણ આજ્ઞા પ્રમાણે સેવા નિત્ય નિયમપુર્વક કરવી તેમાં વળી સાક્ષાત્ ભગવાનની આજ્ઞા તે કરતાં જુદી થાય તો શ્રી મહાપ્રભુજીની સાધારણ આજ્ઞાનું ઉલ્લંઘન કરી શ્રી ઠાકોરજીની આજ્ઞા પાળવી. આ બાઇએ તે પ્રમાણે કર્યું એટલે તેમાં એને કોઇ જાતનો બાધ આવ્યો નથી. શ્રી ઠાકોરજીની આજ્ઞા ન થાય ત્યાં સુધી મર્યાદા પ્રમાણેજ વર્તવું.

---

## વાર્તા ૬૨ મી. વૈષ્ણવ ૬૨ મા.

# एक क्षत्री स्त्री पुरुष सिंहनंदनां वासीनी वार्त्ता.



આ બન્ને સ્ત્રી પુરૂષ સિંહનંદથી આગ્રે જઇને રહ્યાં. ઘર ઘણુંજ નાનું હોવાથી શ્રી ઠાકોરજીનો તથા બન્ને સ્ત્રી પુરૂષનો એકજ કોટડીમાં સમાવેશ થતો. અડધી કોટડીમાં રસોઇ કરતાં અને અડધી કોટડીમાં રહેતાં હતાં. શ્રી ઠાકોરજીની શૈયાનું ઠેકાણું નહોતું તેથી વાંસનો મેડો કરી રાખ્યો હતો, તેના ઉપર શૈયા રહેતી. સ્ત્રી પુરૂષ બન્ને આંગણામાં જઇને સુઇ રહેતાં. એમ કરતાં ચાતુર્માસ આવ્યો. વરસાદ વરસતો હતો, તોપણ તેઓ બહાર આંગણામાંજ સુઇ રહેતાં, અંદર સૂતાં નહિ. એક દિવસ વરસાદથી તેઓ ભીંજાઇ જતાં હતાં, ત્યારે શ્રી ઠાકોરજી અંદરથી બોલ્યા કે અરે વૈષ્ણવ, તમે અંદર કેમ સૂતાં નથી ? બહાર નકામા શા માટે ભીંજાઓ છો ? હું તો મેડા ઉપર પોઢયો છું. તેથી તમે આવીને નીચે સૂઇ

જાઓ. તે ક્ષત્રાણીએ વિનંતી કરી, મહારાજ, આપ ઉપર પોઢયા છો અને અમારાથી નીચે કેવી રીતે સુવાય? શ્રી ઠાકોરજીએ કહ્યું, કંઇ બાધ નથી, સંકોચ કરશો નહિ. હું પ્રસન્ન થઇને કહુ છું તેથી તમે સુખેથી આવી અંદર સુઇ જાઓ. ત્યારથી તેઓ અંદર સુવા લાગ્યાં. તેમનાં નસકોરાંનો અવાજ થાય તો શ્રી ઠાકોરજી જાગે નહિ એવી સાવધાનતાથી તેઓ ઊંઘતાં અને શ્રી ઠાકોરજીની યથાશક્તિ સેવા સારી રીતે કરતાં. આ બન્ને ક્ષત્રી સ્ત્રી પુરૂષ એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં કે જેમની સાથે શ્રી ઠાકોરજી વાતો કરતા ને સાનુભાવ જણાવતા હતા. ।। વૈષ્ણવ ૬૨ મા ।।

( સાર ) પ્રભુની સેવા કરવા માટે મોટા મોટા મહેલ અગર બહુજ જગા જોઇએ છીએ એમ નથી. એક નાની સરખી કોટડી હોય પણ સ્નેહથી સેવા કરનારના ઉપર, પ્રીતિ રહિત મોટા મહેલમાં પધરાવી સેવા કરનાર કરતાં, પ્રભુ વહેલા ને ઘણાજ પ્રસન્ન થાય છે. ભાવ, પ્રીતિ, સ્નેહ એજ મુખ્ય વાત છે. પોતાના પ્રાણપ્રેષ્ટ, પ્રભુ હમેશાં, સદા પાસે ને પાસેજ છે એ ભાવનાથી દીવસ તેમ રાત્રી નિર્ગમન કરતાં. પ્રભુ જ્યારે પાસે છે એવી ભાવના થાય તો કયા સમયે ખોટાં કૃત્ય કરવાનું મન થાય? સદ્‌ગુણી અને અલૌકિક ભાવનાઓમાં મસ્ત થવાને માટે આજ સિદ્ધાન્ત સદા હૃદયમાં સ્થાપન કરવો.



## વાર્ત્તા ૬૩ મી. વૈષ્ણવ ૬૩ મા.

# एक सुतार अडेलमां रहेता हता तेमनी वार्त्ता.



આ સુતારના ઉપર શ્રી મહાપ્રભુજી બહુજ કૃપા કરતા. આ સુતારને શ્રી મહાપ્રભુજીનાંજ દરશન કરવાં એવો નિયમ હતો. તેથી ઘરનું સઘળું કામકાજ છોડી દરશન કરવા આવતા. જેથી ઘરના માણસો પૈસેટકે બહુ દુઃખ પામતાં. આ સ્થિતિ, અને એ સુતાર વૈષ્ણવનો અત્યંત ભક્તિભાવ જોઇને શ્રી મહાપ્રભુજી તેને ઘેર પધારતા. તેથી આપ શ્રીનાં માતુશ્રી ઇલ્લમાગારૂજી પોતાને બહુજ ખીજતાં ને કહેતાં કે તમે સુતારને ઘેર જાઓ છો એ ઉચિત નથી. એ પ્રમાણે આપને માતાજી બહુજ કહેતાં પણ સુતાર વૈષ્ણવનો સ્નેહ જોઇને ચોથે પાંચમે દીવસે આપ અવશ્ય પધારતા એટલી પોતાનાં માતુશ્રીની આજ્ઞા માની. જે દીવસથી માતાજીએ મના કરી ત્યારથી ચોથે, પાંચમે દીવસે પધારતા. તે પહેલાં દરરોજ પધારતા. આ સુતાર ઉપર આપની મહાન્ કૃપા હતી. આ સુતાર શ્રી મહાપ્રભુજીના

**એવા કૃપાપાત્ર ભગવદીય હતા કે જેમને દરશન આપવા શ્રી મહાપ્રભુજી તેમને ઘેર પધારતા તેમની વાર્ત્તા અનિર્વચનીય છે. ॥ વૈષ્ણવ ૬૩ મા ॥**

( સાર ) વાહ! જ્યારે અન્ય ભકતજનો શ્રી મહાપ્રભુજીનાં દરશન કરવા પ્રયત્ન પૂર્વક આવતા ત્યારે આ સુતારના ઉપર કૃપા કરી પોતે દરશન આપવા તેમને ઘેર પધારતા તો તે સુતારના ભાગ્યનું શું કહેવું? પ્રભુ અંતર્યામિ છે. ભકતનું દુઃખ સહન કરી શકતા નથી, પરમ દયાળુ પ્રભુ વિના એવી દયા બીજું કોણ કરે?

આ સુતારના સંબંધમાં "ભાવસિન્ધુ" માં એવી વાર્તા છે કે તેમના પિતાને કંઇ સંતાન નહોતું, તેથી તેઓ ત્રિવેણીમાં મકરના મહીનામાં સ્નાન કરતા ને પુજા કરતા. તેમજ રાત્રે પણ ત્યાંજ રહેતા, તેમને એક વખત રાત્રે સ્વપ્ન દ્વારા આજ્ઞા થઇ કે તમારે આજથી લીલાં ઝાડ કાપવાં નહિ, માત્ર સૂકાઈ ગયેલાં ઝાડ હોય તેજ કાપવાં, તેનાથી નિર્વાહ ચલાવવો. તેમજ તમારા ગામમાં શ્રી યમુનાજી બિરાજે છે તેમની હમેશાં પુજા કરવી. તેથી તમારે પુત્ર થશે અને તે હરિભકત થશે. આથી તે ઘેર આવી હમેશાં આજ્ઞા પ્રમાણે વર્તતા. થોડા દિવસ પછી ( એટલે શ્રી મહાપ્રભુજીના પ્રાગટયથી છ મહિના પછી) આજ્ઞાનુસાર પુત્ર થયો તેનું નામ તેમણે "શ્યામદાસજી" રાખ્યું. આ પુત્ર જન્મથીજ હસવા લાગ્યા, કારણ કે તેમને શ્રી મહાપ્રભુજી શ્રી ઈલ્લમાગારૂજીની ગોદમાં રમે છે એવાં દરશન થવા લાગ્યાં. ( તેઓ મહાન્ ભગવદ્ ભક્ત હતા, તેથી દિવ્ય ચક્ષુએ આવાં દરશન થાય એ સ્વભાવિક છે.) આ શ્યામદાસજી શ્રી મહાપ્રભુજીનાં દરશન કરતા જાય ને હસતા જાય એમ કરતાં મોટા થયા એટલે તો તેમને હમેશાં પ્રત્યક્ષ દરશન થાય નહિ માત્ર કોઈ કોઇ વખતજ થાય, જ્યારે દરશન થાય ત્યારે તેમના પ્રાણ રોમાંચ પુલકિત થઇ જાય. આ શ્યામદાસજી કેવળ શ્રીમહાપ્રભુજીનો અલૌકિક સ્નેહનો અવતાર હતા. જ્યારે તે દરશન કરવા જાય ત્યારે ત્યાંજ બેસી રહેતા. આપના અધરામૃત, સ્નેહામૃત, લાવણ્યામૃતનું પાન કર્યા કરે. ઘરની કંઈ પણ ચિંતા રાખતા નહિ. પ્રેમના આવેશમાં દેહાનુસંધાન ભુલી જાય ત્યારે તેમનાં માતા પિતા આવી પોતાને ઘેર લઇ જાય તેમનું ચિત્ત ઘરના કામકાજમાં લાગે નહિ. "રજોબાઇ" વૈષ્ણવ તેમનું સારી રીતે સમાધાન કરતાં, ભુખ તરસની ખબર રાખતાં, આથી તેમનાં માતાપિતાએ શ્રી ઇલ્લમાગારૂજીને વિનંતી કરી કે મારો છોકરો તમારે ત્યાં આવી શ્રી મહાપ્રભુજીનાં દરશન કરી બેશીજ રહે છે. અમારે ઘેર તો કંઈપણ કામ કરતો નથી, તેને સ્ત્રી પરણાવી છે તે દુઃખ પામે છે, માટે આપ આપના પુત્ર (શ્રી મહાપ્રભુજી)ને સમજાવી કહો ને તે તેને

સમજાવી ઘેર મોકલે તેમ કરો તો તેનો ગ્રહસ્થાશ્રમ ચાલે. આથી શ્રી ઇલ્લમા-ગારૂજીએ શ્રીમહાપ્રભુજીને કહ્યું. પોતે શ્યામદાસજીને સમજાવી કહ્યું કે તું ઘેર જા અમે તને ઘેર દરશન આપીશું. આથી તે ઘેર તો ગયો પણ ઘરના કામમાં મન લાગે નહિ. પોતે વચન આપ્યા પ્રમાણે શ્રી મહાપ્રભુજી તેમને ઘેર હંમેશાં પધારતા. એમ કરતાં જેવી રીતે પ્રથમ શ્યામદાસજીનું મન શ્રી મહાપ્રભુજી ઉપર હતું તેવુંજ મન શ્રી મહાપ્રભુજીનું શ્યામદાસજી ઉપર લાગ્યું. આખા દિવસનો ઘણો ભાગ તેને ઘેરજ પોતે બિરાજી રહે. (વાહ ! શું શ્યામદાસજીના ભાગ્યની બલિહારી, સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ પ્રભુ તે કેવળ ભક્તના વશ થઇ કલાકના કલાક તેમને ઘેર બિરાજી રહે. શ્રીમદ્ ગીતા વાકય પ્રમાણે "अहं भक्त पराधीन" શું પ્રભુની કૃપા! આવું મહત્ ભાગ્ય કોનું હોઇ શકે? કેવળ શ્રી મહાપ્રભુજીના અંતરંગ ભક્તનુંજ છે!) આટલું છતાં પણ પાછા પોતે જ્યારે ઘેર આવતા તોપણ વૈષ્ણવોદ્વારા શ્યામદાસજીની ખબર કઢાવે કે તે શું કરે છે. (જુઓ ભક્તના ઉપરનો ભાવ! ભક્તનો કેટલો પ્રેમ હશે કે પ્રભુ આવા પ્રસન્ન થઇ વશ થયા હશે! પ્રેમ લક્ષણા ભક્તિનાં લક્ષણ આ સ્પષ્ટ જણાવે છે. આવો સ્નેહ પ્રભુમાં થવો જોઈએ તોજ જન્મ ધર્યાનું સાર્થક કહેવાય! ) આ વાત શ્રી ઇલ્લમાગારૂજીને પસંદ આવી નહિ. તેથી તેમણે શ્રી મહાપ્રભુજીને ઠપકો આપ્યો માતાની આજ્ઞા પ્રમાણ માની પોતે હંમેશાં પધારતા તેના બદલે ૩–૪ દીવસે પધારવા લાગ્યા. વળી કોઈ વખત શ્યામદાસ પણ દરશન કરવા આવતા. આવી ઘણી વાર્તા તેમાં છે. આ શ્યામદાસજીએ શ્રી મહાપ્રભુજીને બિરાજવા માટે એક પટ્ટો (પાટલો) ખડાઉ (શ્રી પાદુકાજી) કરી આપ્યાં હતાં (તે હાલ પણ શ્રીજીદ્વારમાં બિરાજે છે). શિવાય શૈયા, હીંડોરા, પલના, ચોકી, ભોજન કરવાના પાટલા વગેરે સેવા આ શ્યામદાસજીની અંગીકાર કરતા. જ્યારે શ્રી મહાપ્રભુજી ચતુર્થ આશ્રમ(સંન્યસ્ત) અંગીકાર કરી કાશી પધાર્યા કે તરતજ શ્યામદાસજીના પણ પ્રાણ નીકળી ગયા. (લીલામાં પ્રાપ્ત થયા) આ વાત કોઇ વૈષ્ણવે શ્રી મહાપ્રભુજીને કહી ત્યારે પોતે તો એક ક્ષણવાર સુધી તો તેમનો શોક અંગીકાર કર્યો, પછી આજ્ઞા કરી કે તેમને તો એમજ જોઇએ. "હમારા વિના તે નહિ તેમના વિના હમે નહિ." આ પ્રમાણે તેમની બહુ પ્રશંસા કરી જ્યારે શ્રી મહાપ્રભુજીએ આસૂર વ્યામોહ લીલા કરી, ત્યાર પછી શ્રી ગુસાંઈજીએ આ શ્યામદાસજીના હાથથી કરેલો પટ્ટો (પાટલો) તેમજ શ્રી પાદુજી કે જેના ઉપર શ્રી મહાપ્રભુજી હમેશાં બિરાજતા તે એક જુદા

મંદિરમાં પધરાવી પોતે હમેશાં સેવા કરતા. એવો સેવા સંબંધ શ્યામદાસજીનો પોતે અંગીકાર કર્યો. આથી જણાવ્યું કે આ બે વસ્તુદ્વારા ભગવદીય સદા પ્રભુ-ની પાસેજ બિરાજે છે. તેમજ ભકતે પુર્ણ પ્રીતિથી અર્પણ કરેલી વસ્તુ પોતે પણ તેટલાજ પ્રેમથી અંગીકાર કરે છે. ઉભયનો પરસ્પર પ્રેમ સંબંધ આથી દરશા-વ્યો છે. આવી શ્યામદાસજીની તો અનંત વાર્તા અનીર્વચનીય છે. તો કેટલીક લખીએ. (વધુ વિગત માટે જુઓ "ભાવસિન્ધુ" પા. ૧૮૩)

## વાર્ત્તા ૬૪ મી. વૈષ્ણવ ૬૪ મા.

## एक क्षत्रीय जेमने अन्य मार्गीय साथे स्नेह हतो तेमनी वार्त्ता.

આ ક્ષત્રીયને એક અન્ય માર્ગીય એટલે મર્યાદા માર્ગીય દૈવી જીવ-નો સંગ હતો. એક દિવસ આ ક્ષત્રીય અન્ય માર્ગીયને ઘેર ગયા હતા. તેણે તેમને કહ્યું આજતો તમે અહીંઆંજ પાક કરો. તેમના આગ્રહથી ક્ષત્રીય વૈષ્ણવે ત્યાંજ પાક કર્યો, સિદ્ધ થયો એટલે તે વૈષ્ણવે અન્ય મા-ર્ગીયના શ્રી ઠાકોરજીના આગળ શ્રી નાથજીનું નામ લઇને ભોગ સમર્પ્યો પછી સમયાનુસાર ભોગ સરાવી તેને પ્રસાદ આપ્યો અને પોતે લીધો. ત્યાર પછી વિશ્રાંતિ લેવાને સૂઇ ગયા. જ્યારે અન્યમાર્ગીય નિદ્રાવશ થઈ ગયા ત્યારે તેમના સેવ્ય શ્રી ઠાકોરજીએ સ્વપ્નામાં જણાવ્યું કે આજે તો હું ભુખ્યો રહ્યો છું. તેમણે કહ્યું, મહારાજ, તમને આ ક્ષત્રીયની પાસે પાક કરાવી ભોગ ધરાવ્યો હતો. અને આપ ભુખ્યા શી રીતે રહ્યા? શ્રી ઠાકોરજીએ કહ્યું, એ ભોગ તો શ્રી નાથજી આરોગ્યા છે. અમને એમણે દુર કર્યા. પછી તે અન્ય માર્ગીયે પોતાના ક્ષત્રીય મિત્રને જગાવી સઘળા સમાચાર કહ્યા. તે ક્ષત્રીય મિત્રે કહ્યું, મેં તમને કેટલીક વાર કહ્યું છે કે તમે શ્રી મહાપ્રભુજીના સેવક થાઓ. અને તે આટલાજ માટે કહેલું. હ-મારા પ્રભુજી તો શ્રી મહાપ્રભુજીના સેવકના હાથથી આરોગે છે. આ સાં-ભળીને તે અન્ય માર્ગીય પોતાના સઘળા કુટુંબ સહિત શ્રી મહાપ્રભુજીને શરણે આવ્યા. ત્યાર પછી પોતાના સેવ્ય સ્વરૂપને પંચામૃત સ્નાન કરાવી પાટ બેસાડયા; ભોગ સમર્પ્યો, સમયાનુસાર ભોગ સરાવી સઘળા વૈષ્ણ-વોને પ્રસાદ લેવડાવ્યો. પછી શ્રી ઠાકોરજીની સેવા બહુ સારી રીતે કરવા

લાગ્યા અને ઉત્તમ વૈષ્ણવ થયા. ક્ષત્રીય વૈષ્ણવના સંગથી તેમના સઘળા મનોરથ સિદ્ધ થયા. તેથી સંગ કરવો તો તાદ્રશીય વૈષ્ણવનો કરવો. આ ક્ષત્રીય શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા, જેમના સંગથી અન્ય માર્ગીયની પણ બુદ્ધિ ફરી. ॥ વૈષ્ણવ ૬૪ મા ॥

(સાર) અન્ય માર્ગીય (શ્રી મહાપ્રભુજીને શરણે નહિ આવેલા) વૈષ્ણવો પ્રભુને પ· ધરાવે તો ખરા, પણ સ્નેહથી સેવા નાહ કરતાં માત્ર પુજાજ કરતા, જેમાં પ્રભુનું સુખ નહિ વિચારતાં પોતાના દેહનું સુખ પ્રથમ વિચારવામાં આવે છે, અને પ્રભુમાં માહાત્મ્ય જ્ઞાન રહે છે, પણ વાત્સલ્ય ભાવ રહેતો નથી. આમ હોવાથી પ્રભુ પુર્ણ સ્વરૂપ રસરૂપે નહિ બિરાજતાં અંશકળા અવતારે બીરાજમાન થાય છે.

(૨) શ્રી નાથજી પધાર્યા એટલે તેમના અંશ, કળા અવતારનું રહેવાનું સામર્થ્ય હોતું નથી. આથી તે દિવસે તે અન્ય માર્ગીયના શ્રી ઠાકોરજી ભૂખ્યા રહ્યા એમ પોતાના સેવકને જણાવ્યું. મૂળનું પોષણ કરવાથી સર્વનું પોષણજ થાય છે, એ ન્યાયે તે પ્રભુ ભૂખ્યા રહેવાનું ન જતાવે, પણ તે સેવકના ઉપર કૃપા કરવાની હતીજ, જેથી આ પ્રસંગ જતાવ્યો છે. તેથી તે સહકુટુંબ શ્રી મહાપ્રભુજીને શરણે ગયા.

(૩) સંગ કરવો તો તાદશીય વૈષ્ણવનોજ કરવો. જેમ ભીંજાએલું કપડું બીજા કપડાને ભીંજવે છે, તેમજ શ્રી મહાપ્રભુજીના અનન્યાશ્રિત થએલા અને તેમની સેવામાંજ સુખ માનનાર તાદશીય વૈષ્ણવો બીજા જીવોને પોતા સમાન-વૈષ્ણવો કરી શકે. જ્યાંસુધી તાદશીય વૈષ્ણવનો સંગ થયો નથી ત્યાં સુધીજ વૈષ્ણવતા આવી નથી. તાદશીય વૈષ્ણવો ભૂતળ ઉપર બીરાજમાન છે, ખોળવાની આકાંક્ષા રાખે મળશે. ખોળીને તેમનો સંગ કરવો એજ જીવનું કર્તવ્ય છે.



## વાર્ત્તા ૬૫ મી. વૈષ્ણવ ૬૫ મા.

# લઘુ પુરુષોત્તમદાસ ક્ષત્રીય કવિની વાર્ત્તા.

આ લઘુ પુરૂષોત્તમદાસ શ્રી નાથજીનાં અને શ્રી મહાપ્રભુજીનાં કવિત એક સરખાં કરતા હતા. બેઉ સ્વરૂપને એક કરી જાણતા હતા. શ્રી મહાપ્રભુજીને સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનું સ્વરૂપ જાણતા હતા અને તેમને શ્રી મહાપ્રભુજીના સ્વરૂપ ઉપર ઘણીજ આસક્તિ હતી. તેથી પોતે શ્રી મહાપ્રભુજી પણ તેમના ઉપર ઘણા પ્રસન્ન રહેતા. લઘુ પુરૂષોત્તમદાસ શ્રી આચાર્યજી અને શ્રી નાથજીમાં કોઇ પણ જાતનો ભેદ જાણતા નહિ. કેવળ એકજ સ્વરૂપ જાણતા. આ લઘુ પુરુષોત્તમદાસ શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા તેથી તેમની વાર્તા કેટલીક લખીએ. ॥ વૈ. ૬૫ ॥

**( સાર )** શ્રી મહાપ્રભુજી અને શ્રી નાથજી એકજ સ્વરૂપ છે. એમાં કોઇ પણ જાતનો ભેદ માનવામાં આવે તો આ માર્ગમાં પ્રવેશ થતો નથી, એટલુંજ નહિ, પણ પુષ્ટિ સૃષ્ટિના જીવો તેમને આસુરી ગણે છે. માટે તેમનો સંગ પણ કરવો નહિ. આ લઘુ પુરૂષોત્તમદાસ કવિ હતા, એટલુંજ નહિ પણ ભક્ત કવિ હતા. એટલે આ ચર્મચક્ષુઓ તેમની દિવ્ય બની ગઇ હતી, અને જેથી શ્રી મહાપ્રભુજીને જેવા પૂર્ણ પુરુષોત્તમના સ્વરૂપે જોયા તેવાજ પદ કરીને ગાયાં છે.

પ્રભુને પ્રસન્ન કરવા એજ જીવનનું લક્ષ્ય બિંદુ છે. શ્રી મહાપ્રભુજી તેમના ઉપર ઘણા પ્રસન્ન રહેતા એથી અધિક કયા ફળની અપેક્ષા રહે તેમ છે? એજ પુષ્ટિમાર્ગીય ફળ, અને એજ સર્વોપરિ ધર્મ છે.

આ લઘુ પુરૂસોતમદાસને શ્રી મહાપ્રભુજીએ **શ્રી મદનમોહનલાલના** સ્વરૂપની સેવા પધરાવી આપી હતી. તે સ્વરૂપ હાલ **કામવનમાં** ગોસ્વામી **શ્રી વલ્લભલાલજી મહારાજના** માથે બિરાજે છે.



## વાર્ત્તા ૬૬ મી. વૈષ્ણવ ૬૬ મા.

# કવિરાજ ભાટની વાર્ત્તા.



આ કવિરાજ ભાટ ત્રણ ભાઈ બ્રાહ્મણ હતા. તેઓ ત્રણે ભાઇ અડેલ આવી શ્રી મહાપ્રભુજીના સેવક થયા. નામ પામ્યા પછી સમર્પણ કરાવ્યું. ત્યાર પછી શ્રી નાથજીના આગળ નિત્ય નવાં નવાં પદ કરીને ગાવા લાગ્યા. તેમણે પણ શ્રી મહાપ્રભુજીનાં કવિત બહુ કર્યાં છે. તેથી આપ શ્રી આચાર્યજી આ કવિરાજના ઉપર બહુજ પ્રસન્ન રહેતા. આ કવિરાજ ત્રણે ભાઇ શ્રી મહાપ્રભુજીના કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૬૬ મા ॥

**( સાર )** સમર્પણ પામ્યા પછી અન્યના ગુણગાન કરવા મુકી દઇ પોતાના ઇષ્ટદેવ શ્રી પૂર્ણ પુરુષોત્તમની "નિત્ય લીલા નિત્ય નૌતમ શ્રુતિ ન પામે પાર" એવી લીલાઓ નિહાળી તેમનાજ ગુણગાનમાં સદૈવ મસ્ત રહેતા.

આ કવિરાજ ભાટ શ્રી આચાર્યજીને શરણે આવ્યા પછી તેઓ અડેલમાંજ રહેવા લાગ્યા. શ્રી મહાપ્રભુજીએ તેમને બોધ કર્યો કે કોઇ હાકેમ કે એવા મોટા દરજ્જાના માણસોના ગુણ ગાવા કરતાં શ્રી પ્રભુનાજ ગુણ ગાવા એ વધારે લાભકારી છે, માટે પ્રભુ સિવાય બીજાના ગુણ ગાવા નહિ. એ બોધ મળ્યા પછી આ કવિરાજે અન્યના ગુણગાન કરવાનું છોડી દઇ શ્રી નાથજી અને શ્રી મહાપ્રભુજી વિષેનાં અનેક કવિતો બનાવ્યાં છે.

( શ્રી વલ્લભ ચરિત્ર પા. ૩૮૫ )



## વાર્ત્તા ૬૭ મી. વૈષ્ણવ ૬૭ મા.

# गोपालदास क्षत्रीय इटोडाना वासीनी वार्त्ता.

આ ગોપાળદાસની શ્રી મહાપ્રભુજી ઉપર ઘણીજ આશક્તિ હતી. એક સમયે જે દિવસે ગોપાળદાસ અડેલ આવ્યા તેને બીજે દીવસે શ્રી મહાપ્રભુજીનો જન્મોત્સવ હતો. જ્યારે આપ શ્રી મહાપ્રભુજી માર્કંડેયપૂજા કરવા બેઠા તે વખતે ગોપાળદાસે નવો છંદ બનાવીને ગાયો, તે છંદ. રાગ બિલાવલ–( માધવ માસે ભર વૈશાખે શ્રી વલ્લભ હરિ જન્મ લિયા ) જ્યારે આ છંદ ગાયો ત્યારે આપ શ્રી મહાપ્રભુજી ઘણાજ પ્રસન્ન થયા. ત્યાર પછી ગોપાળદાસે એવા બહુજ છંદ કરીને ગાયા. એ ગોપાળદાસ શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા. તેથી તેમની વાર્તા કેટલીક લખીએ. ાા વૈષ્ણવ ૬૭ મા ાા

( સાર ) કીર્ત્તનોના પુસ્તકોમાં શ્રી મહાપ્રભુજીની વધાઇમાં ગોપાળદાસના બનાવેલા ઘણા છંદો જેને ચોખરા કહે છે તે આપ્યા છે. આ કીર્ત્તનોનું મનન કરવાથી શ્રી મહાપ્રભુજીનું યથાર્થ સ્વરૂપ જણાઇ આવતાં, એવા પરમ કૃપાળુ સર્વ સામર્થ્ય પૂર્ણ પુરુષોત્તમ પ્રભુને છોડી અન્ય સ્થળે જવાનું કવચિત્ પણ ચિત્ત ફાંફાં મારશે નહિ! અર્થાત્ આ માર્ગમાંથી નીકળી અન્ય માર્ગમાં તેનું મન મોહ પામવાનું નથી.

આ સ્થળે ગોપાળદાસે ગાયેલા છંદ ( ચોખરા ) આપવાની જરૂર જણાયાથી તે નીચે આપીએ છીએ.

( ચોખરા )–રાગ બિલાવલ.

માધવ માસે ભર વૈસાખે, શ્રી વલ્લભ હરિ જન્મ લીયા.
શ્રી લક્ષ્મણનંદના ત્રિભુવનવંદના, ભક્તિ માર્ગ જીન પ્રકટ કીયા.

( છંદ ) પ્રકટીયા જીન ભક્તિ મારગ, બંધ જીવ છુડાઈયા;
સંસારતેં જે મુક્ત કીને, શરણ જે જન આઇયા;
અભયદાન નિશાન મેલ્યા, ચિત્ત જીન હરિકો દિયા;
ગોપાલદાસ અનંત લીલા, પ્રકટ શ્રી વલ્લભ ભયા. ૧
દાતા ભુક્તા ઓર ન દૂજા, સાચા ત્રિભુવનરાય વહાં;
વિરહ નિવારણા, ભવજલ તારણા, દેખત ઉપજે ચાવ વહાં;
( છંદ ) દેખત હરિકો ચાવ ઉપજે, સકલ દુઃખ નિવારહી;
જાકો નામ સ્મરે જરે પાતક, કરજોર નિગમ પુકારહી;

પતિતપાવન બિરદ જાકો, સીલ માધોકર મયા;
ગોપાલદાસ અનંત લીલા, પ્રકટ શ્રી વલ્લભ ભયા. ૨
યે વ્રજબાસીયા ગોપ ગુવાલિયા, યે ગોકુલકે લોગ વહાં;
એકન ક્રીડા હરિ મુખ બ્રીડા, હરિ સેવા રસભોગ વહાં;
(છંદ) રસભોગ ઓર સંયોગ મિલિયો, હિયે અંતર રમ રહ્યા;
તુવ બાલ ચરિત્ર અનંત લીલા. દાનદે સબ ગુણ કહ્યા;
તેરી ભલી મૂરતિ દેખ સૂરત, રાધકા અંચલ ગહ્યા;
ગોપાલદાસ અનંત લીલા, પ્રકટ શ્રી વલ્લભ ભયા. ૩
પૂરણ બ્રહ્મ સનાતન માધો, કલિ કેશવ અવતાર વહાં;
જીન જેસા દેખ્યા તિન તેસા પેખ્યા, ભક્તન પ્રાણ આધાર વહાં.
(છંદ) ભક્તન પ્રાણ આધાર શ્રી વલ્લભ, હિયે અંતર રાખીયા;
રામકૃષ્ણ મુકુંદ માધો, સદા જીન્હા ભાખીયા,
ગોપીનાથ અનાથ બંધુ, વેદમેં કરૂણા મયા;
ગોપાલદાસ અનંત લીલા, પ્રકટ શ્રી વલ્લભ ભયા. ૪

આ સિવાય શ્રી મહાપ્રભુજીના સ્વરૂપ વર્ણનના ઘણા ચોખરા વધાઇ વગેરે ગાય છે. શ્રી મહાપ્રભુજીના યથાર્થ સ્વરૂપનો અનુભવ તેઓ જાણતા હતા ને તે પ્રમાણેનાંજ કેટલાંક પદ ગાયાં છે.

---

## વાર્ત્તા ૯૮ મી. વૈષ્ણવ ૯૮ મા.

# जनार्दनदास चोपडा क्षत्रीयनी वार्त्ता.

એક સમે શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રી ગિરિરાજ ઉપર શ્રીજીદ્વાર પધાર્યા હતા. ત્યાંથી પોતે શ્રી ગોકુલ આવ્યા ત્યારે જનાર્દનદાસપણ શ્રી ગોકુળ આવ્યા હતા. જ્યારે તેમણે ત્યાં શ્રી મહાપ્રભુજીનાં દર્શન કર્યા, ત્યારે દર્શન કરતાં માત્રમાંજ તેમને એવો ભાસ થયો કે શ્રી આચાર્યજી આપ તો સાક્ષાત્ ઇશ્વર છે. એટલે જનાર્દનદાસે વિનંતી કરી કે કૃપાનાથ! મને શરણે લ્યો. પોતે આજ્ઞા કરી. જાઓ, સ્નાન કરી આવો આથી તે સ્નાન કરીને આવ્યા, પછી વિનંતી કરી, મહારાજ, મને નામ સમર્પણ કરાવો. એટલે પોતે કૃપા કરીને નામ મંત્ર આપ્યો. ત્યાર પછી પોતે શ્રીજીદ્વાર પધાર્યા, જનાર્દનદાસ પણ સાથે ગયા. શ્રી નાથજીની સન્નિધાન

શ્રી મહાપ્રભુજીએ જનાર્દનદાસને સમર્પણ કરાવ્યું. પોતાની કૃપાથી તે ભલા ભગવદીય થયા. શ્રી મહાપ્રભુજી તેમના ઉપર ઘણીજ કૃપા કરતા જેથી આ જનાર્દનદાસ શ્રી મહાપ્રભુજીના સેવક પરમ કૃપાપાત્ર ભગવદીય અને અનન્ય વૈષ્ણવ થયા. ॥ વૈષ્ણવ ૬૮ મા ॥

(સાર) કૃપા એજ આ માર્ગમાં મુખ્ય છે. કૃપા દૃષ્ટિ કરી કે જનાર્દનદાસના સઘળા મનોરથ સિદ્ધ થયા. કારણ પ્રભુનાં દર્શન થવાં એ સાધન સાધ્ય નથી પણ કૃપા સાધ્ય છે. આથી કોઇ પણ જાતના સાધન બળ ઉપર આધાર ન રાખતાં કૃપા બળ ઉપરજ સઘળું નાવ ચલાવવું. પ્રભુની કૃપા સર્વશક્તિમાન્ છે એવો દૃઢ ભાવ રાખવો.

## વાર્ત્તા ૬૯ મી. વૈષ્ણવ ૬૯ મા.

## गडूस्वामी ब्राह्मण श्री वृंदावनमां रहेता तेमनी वार्त्ता.

ગડુસ્વામી પોતે સ્વામી કહેવાતા. કારણ કે પોતે બીજાને સેવક કરતા એક સમયે શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રી વૃંદાવન પધાર્યા, તે વખતે ગડુસ્વામીને રાત્રીમાં શ્રી ઠાકોરજીએ કૃપા કરીને જણાવ્યું કે અહીંઆં શ્રી આચાર્યજી મહાપ્રભુજી પધાર્યા છે તેમને શરણે જજો. સવારે ગડુસ્વામી સ્નાન કરી જ્યાં શ્રી આચાર્યજી મહાપ્રભુજી ઉતર્યા હતા ત્યાં ગયા. જઇને શ્રી મહાપ્રભુજીને દંડવત્ પ્રણામ કરી વિનતી કરી, મહારાજ મને શરણે લ્યો. શ્રી મહાપ્રભુજીએ હસીને કહ્યું, આપ તો સ્વામી છો, તમને સેવક કેવી રીતે કરીએ? ગડુસ્વામીએ કહ્યું મહારાજ, મને ભગવદાજ્ઞા થઇ છે કે તું શ્રી મહાપ્રભુજીને શરણે જજે. આ સાંભળીને પોતે નામ આપ્યું. પછી ગડુસ્વામી ઊત્તમ ભગવદીય થયા. શ્રી મહાપ્રભુજી તેમના ઉપર ઘણાજ પ્રસન્ન રહેતા. ગડુસ્વામી એવા કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૬૯ મા ॥

(સાર) જેને શ્રી વિઠ્ઠલનાથ વિચારે, તેને પ્રગટ પદારથ ચારે,
ઉપરાંત ભજન ફળ આપે, વ્રજમંડળ સ્થિર કરી સ્થાપે.

શ્રી ઠાકોરજીએ ભગવદાજ્ઞા ન કરી હોત તો ગડુસ્વામીને ઊત્તમોત્તમ માર્ગનું જે ફળ તે કદી પણ થાત નહિ. માટે કૃપા એજ મુખ્ય છે. દૈવી જીવો સાક્ષાત્ ભગવદાજ્ઞાથી અગર તો તેમના હૃદયની પ્રેરણાથી શ્રી મહાપ્રભુજીને શરણે આવે છે.

## વાર્ત્તા ૭૦ મી. વૈષ્ણવ ૭૦ મા.

# કન્હૈયાસાલ ક્ષત્રીયની વાર્ત્તા.

આ કન્હૈયાસાલ ક્ષત્રીયને શ્રી મહાપ્રભુજીએ કૃપાકરીને સઘળા ગ્રન્થો સંભળાવ્યા હતા. આ બધા ગ્રન્થ તે શ્રી ગુસાંઇજીની પાસે ભણી ગયા. તેમને શ્રી મહાપ્રભુજીની કૃપાથી ભક્તિની સ્ફુર્તિ થઈ, શ્રી મહાપ્રભુજી તેમના ઉપર સદા પ્રસન્ન રહેતા. એવા કૃપાપાત્ર ભગવદીય હતા. ।।વૈ.૭૦।।

( સાર ) ભક્તિની સ્ફુર્તિ થઇ એટલે એતન્માર્ગના જે બે રસ (સંયોગ અને વિપ્રયોગ રસ ) તેમાં તે સદાય મસ્ત રહેતા અને પ્રાણેશની "નિત્ય લીલા નિત્ય નૌતમ શ્રુતિ ન પામે પાર" એ લીલાઓ નિહાળી નિહાળી સદા આનંદમગ્ન રહેતા. આ સિવાય બીજો વધારે આનંદ કયો હોય શકે?

## વાર્ત્તા ૭૧ મી. વૈષ્ણવ ૭૧ મા.

# નરહરદાસ ગોડીઆ બ્રાહ્મણની વાર્ત્તા.

આ નરહરદાસને ઘેર શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ *શ્રી મદન મોહનજીને પાટ બેસાડયા હતા. શ્રી મદન મોહનજીની સેવા નરહરદાસે બહુ દિવસ સુધી બહુ સારી રીતે કરી, પછી તેમની દેહ શિથિલ થઈ ત્યારે વિચાર કર્યો શ્રી ઠાકોરજીને કોઈ ઠેકાણે સુખ નહિ પડે. શ્રી ગુસાંઇજીને ઘેર પધરાવું તો શ્રી ઠાકોરજી અત્યંત સુખ પામશે, એવો નિશ્ચય કરી શ્રી ગુસાંઇજીને ઘેર પધરાવ્યા. શ્રી ગુસાંઇજીએ આ શ્રી ઠાકોરજીને શ્રી રઘુનાથજીને માથે પધરાવ્યા. આ શ્રી મદનમોહનજી શ્રી ગોકુલ ચંદ્રમાજીની પાસે જુદા સિંહાસન ઉપર બીરાજે છે. નરહરદાસના ઉપર શ્રી ગુસાંઇજી ઘણાજ પ્રસન્ન રહેતા. નરહરદાસ એવા કૃપાપાત્ર ભગવદીય હતા. ।।વૈ.૭૧।।

( સાર ) પોતાનો દેહ સારો સશકત રહ્યો ત્યાં સુધી તો પ્રીતિ પુર્વક પ્રભુનું સુખ વિચારીને ટહેલ (સેવા) કરી. ત્યાર પછી પણ પ્રાણેશનું સુખ વિચારીને શ્રી ગુસાંઇજીને ત્યાં પધરાવ્યા. પ્રાણેશની પ્રસન્નતા એજ ભગવદીયોનું સુખ હોય છે.

* આ શ્રી મદનમોહનજી હાલ કામવનમાં શ્રી ગોકુલચંદ્રમાજીની સાથે બિરાજે છે. પંચમ ગૃહના તિલકાયત શ્રી વલ્લભલાલજી માહારાજ તેમની સેવા કરે છે.

## વાર્ત્તા ૭૨ મી. વૈષ્ણવ ૭૨ મા.

# બાદરાયણદાસ પુષ્કરણા બ્રાહ્મણની વાર્ત્તા.

આ બાદરાયણદાસ અને તેમની સ્ત્રી બન્ને મોરબી ગામમાં રહેતાં હતાં. એક વખતે વત્સાભટ્ટ નામના એક બ્રાહ્મણ દ્વારિકાં શ્રી રણછોડજીનાં દર્શન કરવા જતા હતા, ત્યારે મોરબીમાં રાત્રી રહ્યા હતા. બાદરાયણદાસે તેમને પોતાને ઘેર ઊતાર્યા. પછી ભગવદ્ વાર્ત્તા કરતાં મહાન્ ભગવદીય જાણીને બાદરાયણદાસ તેમની પાસેથી નામ પામ્યા, અને શ્રી ભાગવત્ સંપૂર્ણ શ્રવણ કર્યું. થોડા દિવસ પછી વત્સાભટ્ટ વિદાય થયા. વત્સાભટ્ટે દ્વારિકામાં આવી શ્રી રણછોડજીનાં દર્શન કર્યાં. કેટલાક દિવસ પછી શ્રી મહાપ્રભુજી શ્રી રણછોડજીનાં દર્શન કરવા શ્રી દ્વારિકા પધારતા હતા ત્યારે પોતે પણ વચમાં મોરબી ઊતર્યા. બાદરાયણદાસ અને તેમની સ્ત્રી બન્નેએ ફરીથી શ્રી મહાપ્રભુજીની પાસે નામ મંત્ર લઇ સમર્પણ કરાવ્યું, ત્યાર પહેલાં તેમનું નામ બાદા હતું. સેવક થયા પછી શ્રી મહાપ્રભુજીએ તેમનું નામ બાદરાયણદાસ પાડયું. શ્રી મહાપ્રભુજી ત્યાંથી શ્રી રણછોડજીનાં દર્શન કરવા પધાર્યા ત્યારે બન્ને સ્ત્રી પુરૂષ સાથે ગયાં. દ્વારિકામાં શ્રી મહાપ્રભુજી ૬ મહિના સુધી બીરાજ્યા ત્યાં બન્ને સ્ત્રી પુરૂષ તેમની સેવામાં રહ્યાં. એ બન્નેએ, શુદ્ધ ભાવથી એવી સેવા કરી કે શ્રી મહાપ્રભુજી ઘણાજ પ્રસન્ન થયા પછી જ્યારે આપ દ્વારિકાથી પાછા પધાર્યા, ત્યારે બન્ને સ્ત્રી પુરૂષ મોરબી સુધી પોતાની સાથે આવ્યાં અને પોતાને ઘેર રહી શ્રી ઠાકોરજી પધરાવી બહુ સારી રીતે સેવા કરી. શ્રી મહાપ્રભુજી ત્યાંથી શ્રી ગોકુલ પધાર્યા. આ બાદરાયણદાસ શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા. ।। વૈષ્ણવ ૭૨ મા ।।

(સાર) વૈષ્ણવના સંગથીજ શ્રી મહાપ્રભુજીનું સ્વરૂપ સમજી નામ પામ્યા હતા. માટે માર્ગનું સ્વરૂપ હૃદયારૂઢ કરાવનાર વૈષ્ણવોનો સત્સંગ એજ સર્વ ફલ આપનાર છે. માટેજ વૈષ્ણવોના સત્સંગમાં તત્પરતા રાખવી, આળસ કરવી નહિ.

આ બાદરાયણદાસના સંબંધમાં શ્રી વલ્લભ ચરિત્ર ( પા. ૩૦૧ ) માં લખ્યું છે કે:— તેઓ બે ભાઇ હતા. એકનું નામ વાદો (બાદરાયણદાસ) બીજાનું નામ વાસો (બાલકૃષ્ણદાસ) હતું. તેઓ પ્રથમ પરિક્રમા વખતે નારાયણસર (કચ્છ)માં શ્રી મહાપ્રભુજીને શરણે થયા. તેમને બ્રહ્મસંબંધ કરાવી સેવા કરવાની રીત શીખવીને ઉપર પ્રમાણે તેમનાં નામ પાડયાં.

વળી તેથી આગળ ચાલતાં લખે છે કેઃ—બીજી પરિક્રમા વખતે આચાર્યશ્રી મોરબી પધાર્યા, ત્યાં જ્યાં હાલ બેઠક છે તે સ્થલે કુંડ ઉપર ઝાડ નીચે મુકામ કર્યો. કૃષ્ણદાસ મેઘને વિનતી કરી મહારાજ! પૂર્વે થઇ ગયેલા મુરધ્વજ રાજાનું આ ગામ છે. આ રાજા ઘણો સત્યવાદીને હરિભક્ત હતો. આ સ્થળમાં શ્રી કૃષ્ણ ભગવાન્ પણ પધાર્યા હતા. તેથી અહીં સમાહ કરવી જોઇએ શ્રી મહાપ્રભુજીએ બીજે દીવસે શ્રીમદ્ ભાગવતના પારાયણનો આરંભ કર્યો. આ સ્થળમાં વાલો ને વાદો કે જેઓ નારાયણસરમાં શરણે આવ્યા હતા તે દર્શન કરવા આવ્યા. તે વખતે તેમણે એતન્માર્ગીય ગ્રન્થ ભણવાની ઇચ્છા જણાવ્યાથી તેમને **સિદ્ધાન્ત મુક્તાવલી,** અને **સિદ્ધાન્ત રહસ્ય** એ બે ગ્રન્થ ભણાવ્યા. તેમજ સેવાની વિધિ બતાવી ત્યાંથી આચાર્યશ્રી અમદાવાદ થઈ સિદ્ધપુર પધાર્યા. ( પા. ૩૩૬. )

વળી તેથી આગળ ચાલતાં જણાવે છે કેઃ—ત્રીજી પરિક્રમા વખતે દ્વારકા જતાં આચાર્યશ્રી ફરીથી મોરબી પધાર્યા. થોડા દિવસ ત્યાં રહ્યા, તે વખતે બાદરાયણદાસે આચાર્યશ્રી પાસેથી ફરીથી નામ મંત્ર લીધો, અને તેમની સ્ત્રીને બ્રહ્મ સંબંધ કરાવ્યો. તે પછી તેઓ શ્રી મહાપ્રભુજી સાથે દ્વારકાં ગયા. ( પા. ૩૮૮. )

આ બાદરાયણદાસના વંશજો તેમનાથી ૧૩ મી પેઢીએ "મુળજીભાઇ" કરીને છે ને તે હાલ **જામનગરમાં** રહે છે. હું આ વર્ષે જામનગર ગયો હતો ત્યારે આ મુળજીભાઇનાં દર્શનનો લાભ મને મળ્યો હતો. તેઓશ્રીએ તેમના વંશ પૈકીની કેટલીક હકીકત બતાવી છે તે નીચે મુજબ છે. તેમના કહેવા પ્રમાણે બાદરાયણદાસ બીજી પરિક્રમા વખતે શરણે આવ્યા છે, ને તે વખતે તેમને શ્રી મહાપ્રભુજીએ **શ્રી બાલકૃષ્ણલાલજી** ઠાકોરજી તથા પોતાનાં ચંદનનાં **શ્રી પાદુકાજી** સેવા કરવા માટે પધરાવી આપ્યાં હતાં, તેની તેઓ સેવા કરતા હતા. તેઓ બે ભાઇ પૈકી બાળકૃષ્ણદાસનો વંશ ચાલ્યો નથી, અને બાદરાયણદાસના દીકરા હરજીવનદાસ થયા તે સેવા કરવા લાગ્યા. આ હરજીવનદાસ શ્રી ઠાકોરજીને પધરાવી જામનગરમાં આવી રહ્યા, તે વખતમાં શ્રી ગુસાંઇજી જામનગર પધાર્યા, ત્યારે ત્યાં બાદરાયણદાસ ( શ્રી મહાપ્રભુજીના સેવક )ના વંશના આ હરજીવનદાસ અહીં રહે છે એમ ખબર સાંભળવાથી પોતે તેમને ઘેર પધાર્યા, છ માસ બિરાજ્યા, સમાહ કરી, પોતાની ( શ્રી ગુસાંઇજીની ) બેઠક સ્થાપીત કરી તે હાલ પણ ત્યાં છે. આ હરજીવનદાસ ૯૦ વર્ષની ઉમ્મરના થયા ત્યાં સુધી તેમને સંઘ સ્તતિ નહોતી તેમજ તેઓ અંધ હતા. આટલી વૃદ્ધ વયે હવે પ્રજા થશે નહિ તેમજ શ્રી મહાપ્રભુજીના સેવકનો વંશ રહેતો નથી! એમ શ્રી ગુસાંઇજીના મનમાં લાગણી થવાથી પોતે દ્વારકાં જતાં તેમને સાથે તેડી ગયા રસ્તામાં **જેસલમેરથી** તેમને ૧૭ વર્ષની કન્યા સાથે લગ્ન કરાવ્યું શ્રી ગુસાંઇજીની કૃપાથી તે વખતે હરજીવનદાસ ૨૫ વર્ષની વયના થઇ ગયા. તે પછી તેમને બે દિકરા નામે **વાગો, વાલો** થયા, અને એક દિકરી થઇ તે દિકરી **શ્રી બાળકૃષ્ણજી ઠાકોરજી** અને **ચંદનનાં ચરણ પાદુકાજી** પધરાવી ગયાં તેમના વંશજો હાલ **ભુજ** (કચ્છ)માં રહે છે. ને આ સ્વરૂપ અદ્યાપિ પણ તેમને ત્યાંજ બિરાજે છે અને **"મંજુ જોશી"** નામે તેના વંશજો છે ને સેવા કરે છે.

હરજીવનદાસને શ્રી ગુસાંઇજીએ **શ્રી મદનગોપાળ** ( શ્રી સ્વામીનીજી સહિત ) એવાં બે સ્વરૂપ સેવા કરવા પધરાવી આપ્યાં તે સ્વરૂપ હાલ જામનગરમાં મોટી હવેલીમાં બિરાજે છે હાલ તે મંદિર ગોસ્વામીશ્રી **અનિરૂદ્ધલાલજી મહારાજના** તાબામાં છે.

શ્રી ગુસાંઇજીની બેઠક બાદરાયણદાસના વંશજ **મુળજીભાઇના** ઘરમાં છે, ને તેની તેઓ સેવા કરે છે.

આ સિવાય જામનગરના મોટા મંદિરમાં નીચેનાં સ્વરૂપ બિરાજે છે.

૧ **શ્રી મદનમોહનજી** ( શ્રી સ્વામીનીજી સહિત ) શ્રી મહાપ્રભુજીના સેવ્ય. ગદાધરદાસ કપિલ સારસ્વત બ્રાહ્મણના શ્રી ઠાકોરજી.

૨ **શ્રી નવનીતલાલજી**—શ્રી ગુસાંઇજીના સેવ્ય-વૈમાનવાળી એક ડોકરીના ઠાકોરજી.

૩ **શ્રી મુરલીધરજી**—શ્રી ગોકુલનાથજી ( ચતુર્થલાલજી )ના સેવ્ય તેમના પરદેશ પધારવા વખતના ઠાકોરજી હતા તે.

૪ **શ્રી બલુલાલજી**—શ્રી ગુસાંઇજીના સેવ્ય જામસાહેબ શ્રી અજાજીનાં દિકરી **દિપાંબાઇના** ઠાકોરજી.

૫ **શ્રી મદનગોપાળ** ( શ્રી સ્વામીનીજી સહિત ) શ્રી ગુસાંઇજીના સેવ્ય પુષ્કરણા બ્રાહ્મણ હરજીવનદાસના ઠાકોરજી.

૬ **શ્રી બાલકૃષ્ણજી**—ઉપનામ **માખનચોર** તે શ્રી મહાપ્રભુજીના સેવ્ય છે. એમ કહે છે.

આ સિવાય શ્રી મહાપ્રભુજીના હસ્તાક્ષર વગેરે બિરાજે છે.

**મોરબીમાં શ્રી મહાપ્રભુજીની** બેઠક છે, હું આ વર્ષે મોરબી ગયો ત્યારે આ બેઠક સંબંધી કેટલીક હકીકત ત્યાંના વૈષ્ણવો દ્વારા મળી છે તે નીચે પ્રમાણેઃ—મુંબાઇવાળા શ્રીમદ્ ગોસ્વામી **શ્રી જીવણલાલજી મહારાજ** ( મોટા મંદિરવાળા )નું પ્રાગટ્ય **મોરબીમાં સંવત ૧૮૮૪ ના માગશર** સુદિ ૫ થયું હતું. આ બાળકને છઠ્ઠીના દિવસે (માગસર સુ. ૧૦ ) સ્વતઃ વાચા થઇ ને પ્રસૂતિ ગ્રહમાંજ શ્રી માજી મહારાજ તથા ૨-૪ વૈષ્ણવ બાઇઓ બેઠેલાં હતાં ને આજ્ઞા કરી કે આ ગામમાં નદીની સામી બાજુએ શ્રી મહાપ્રભુજી બિરાજે છે. ( બેઠક છે ) આ બાળકની અલૌકીક વાણી સાંભળી શ્રી માજી મહારાજે વિનંતી કરી કે અમને શી રીતે ખબર પડશે. પોતે આજ્ઞા કરી કે ૧॥ મહીનો થયા પછી રથ જોડીને જજો ને છોકર ( સમડો )ના વૃક્ષ નીચે જ્યાં રથ અટકે તેના બે પૈડાંની વચ્ચે ખોદવાથી પ્રગટ થશે. તે ઉપરથી ૧॥ માસ થયા પછી શ્રી માજી મહારાજ લાલબાવાને પધરાવી રથમાં બેસી વૈષ્ણવોના યૂથ સહિત પધાર્યા. નદીના સામે આરે થોડે દૂર જઇ રથ શમી વૃક્ષ નીચે અટકયો, ત્યાં આગળ ખોદવાથી તિલકનાં દર્શન થયાં, તેમજ ત્રાંબાનાં ઝારીજી પણ નીકળ્યાં. કેટલાકો કહે છે કે શ્રી પાદુકાજી તેમજ ધોતી ઉપરણા પણ હતા ને તે સઘળી પ્રાચીન વસ્તુઓ ત્યાર પછી કેટલોક વખત તો રહી, પણ પછી તે કયાં ગઇ તે જણાતું નથી, કારણ કે બેઠકની જગા ઘાઢા જંગલમાં છે. ત્યાં આગળ એક પ્રાચીન વાવ પણ છે. અગાઉ ત્યાં ઘાતકી પ્રાણી, તેમજ સર્પ વગેરેનો મહાન્ ડર હતો તેથી ત્યાં કોઇ જઈ શકતું નહિ તેના અભાવે ત્યાં સેવાનો ક્રમ જોઇએ તેવો સારો નથી. હાલ પણ જંગલના ડરથી કોઇ વૈષ્ણવો રાત્રે રહી શકતા નથી. સેવા કરી ગામમાં જવું પડે છે.

મોરબી જવા માટે વિરમગામથી વાંકાનેર જંકશન ઉતરી ગાડી બદલાય છે, તેમાં બેસી જવાય છે. બેઠક સ્ટેશનથી ૨ માઇલ દુર છે. મોરબી સ્ટેશનથી ટ્રામમાં બેસી ગામમાં જવાય છે, ત્યાંથી બેઠક નજીક છે. ભાવિક વૈષ્ણવોએ આ બી બેઠકોનાં દર્શનનો લાભ લેવા ચુકવું નહિ.

## વાર્તા ૭૩ મી. વૈષ્ણવ ૭૩ મા.

# सदुपांडे तथा माणिकचंद पांडे सनाढय ब्राह्मण तथा सदुपांडेनी स्त्री भवानी अने बेटी नरो आन्योरमां रहेतां तेमनी वार्ता.

જ્યારે શ્રી મહાપ્રભુજી પૃથ્વી પરિક્રમા કરતા કરતા ઝાડખંડમાં પધાર્યા ત્યારે શ્રી નાથજીએ ત્યાં દરશન દઇને આજ્ઞા કરી કે તમે મારી સેવા પ્રગટ કરો. હું વ્રજમાં શ્રી ગોવર્ધન પર્વત ઉપર (૧) દેવદમન, (૨) નાગદમન, (૩) ઇંદ્રિદમન, એ ત્રણ નામથી પ્રસિદ્ધ થયો છું. મુખ્ય નામ દેવદમન છે. આ સાંભળીને શ્રી મહાપ્રભુજી તરતજ ઝાડખંડથી વ્રજમાં પધાર્યા. પોતાની સાથે દામોદરદાસ હરસાની, કૃષ્ણદાસ મેઘન, રામદાસજી, માધવદાસ વગેરે વૈષ્ણવો સાથે હતા. શ્રી મહાપ્રભુજી આ સેવકોની સાથે આન્યોર ગામમાં આવ્યા, સંધ્યા સમે સદુપાંડેના ઘરની આગળ એક ચોતરો હતો તેના ઉપર શ્રી મહાપ્રભુજી બીરાજ્યા. સદુપાંડેએ આવીને પુછ્યું, સ્વામી, કંઇ જમશો? પોતે કહ્યું, અમે તો કંઇ જમવાના નથી. કૃષ્ણદાસ મેઘને કહ્યું એતો પોતાના સેવક ન હોય તેમની પાસેથી કંઇ લેતા નથી. એટલામાં શ્રી નાથજીએ શ્રી ગોવર્દ્ધન ઉપરથી "नरो" કહીને બુમ પાડી. "अरी नरो मेरो दुध लाउ" સદુપાંડેની બેટી નરોએ કહ્યું મહારાજ, આજે તો અમારે ત્યાં પરોણા આવ્યા છે. શ્રી નાથજીએ કહ્યું પરોણા આવ્યા છે તો બહુ સારૂં થયું, પણ મારૂં તો દુધ લાવ! નરોએ કહ્યું "વારી લાલ" લાવી, એમ કહી નરો કટોરો ભરીને દુધ લઇ જઇને, શ્રી નાથજીને પીવડાવીને પાછાં આવ્યાં. શ્રી મહાપ્રભુજીએ દામોદરદાસને પુછ્યું દમલા! અહીંઆં શબ્દ થયો તે તેં કંઇ સાંભળ્યો? તેણે કહ્યું, મહારાજ સાંભળ્યો તો ખરો. પોતે કહ્યું, આ શબ્દ અને ઝાડખંડમાં થએલો શબ્દ એકજ મળતો આવે છે. તેથી એમ સમજાય છે કે આપ અહીંઆંજ પ્રકટ થયા છે. તેથી સવારે શ્રી ગિરિરાજ ઉપર ચાલીશું. એટલામાં નરો દુધ પાઇને ઉપરથી નીચે આવ્યાં. તેને પોતે પૂછ્યું, તું ક્યાં ગઇ હતી? તેણે કહ્યું, મહારાજ હું પર્વત ઉપર દેવદમનને દુધ પાવા ગઇ હતી. ત્યારે પોતે કહ્યું કટોરામાં કંઇ બચ્યું છે? તેણે કહ્યું રંચક છે તો ખરૂં, પોતે કહ્યું જો હોય તો અમને આપ. એટલે નરોએ કહ્યું રાજ ઘેર

દુધ બહુ છે. અમારે એ દુધની ઇચ્છા નથી એવું શ્રી મહાપ્રભુજીએ કહ્યું. સદુપાંડેને શ્રી મહાપ્રભુજીના સ્વરૂપની ખબર પડી આવતાં વિનંતી કરી, મહારાજ કૃપા કરીને અમને નામ આપો. પોતે સદુપાંડે, માણિકચંદપાંડે, ભવાની, નરો, એ સઘળાને માથે હાથ ફેરવી, સઘળાઓને સ્નાન કરાવી નામ આપ્યું. ત્યાર પછી શ્રી નાથજીનું પ્રસાદી દુધ જે કટોરામાં બચ્યું હતું તે લીધું. ત્યારથી તેમના ઘરનું દુધ, દહીં, સઘળું પોતે અંગીકાર કર્યું. (પ્રસાદી પણ પોતાના સેવક થયા પછીજ લીધું.) પછી પોતે સદુપાંડેને પૂછયું. અહીંઆં દેવદમન કેવીં રીતે પ્રગટ થયા તે સઘળો પ્રકાર કહી બતાવો ! સદુપાંડેએ કહ્યું, મહારાજ, અમારા ગામમાં એક ગોવાળ હતો, તે ગામની સઘળી ગાયોને ચરાવતો હતો. તે ગાયોમાં એક બ્રાહ્મણની મોટી ગાય ચરવા જતી હતી, ચરીને પાછી આવે ત્યારે બ્રાહ્મણ દુધ દો'વા બેસે પણ માત્ર થોડુંજ દુધ દેતી, અને સવારના વખતમાં પણ થોડું દુધ દેતી. બ્રાહ્મણે મનમાં વિચાર કર્યો! મારી ગાય આટલી મોટી અને રંચક દુધ કેમ દે છે ? વખતે ગોવાળ દોહી લેતો હશે ? તેથી બીજે દીવસે ગોવાળને પૂછયું, ભૈયા મારી ગાય દુધ દેતી નથી તેનુ કારણ શું ? તું તો દોહી લેતો નથીને ? ગોવાળે કહ્યું, હું તમારી ગાયો દોતો નથી પણ હવેથી હું બરાબર તપાસ કરી લાવીશ. પછી બીજે દીવસે ગોવાળ ગાય ચરાવા લઇ ગયો ત્યારે તેના ઉપર બરાબર નજર રાખવા લાગ્યો. ચરતાં ચરતાં તે ગાય પર્વત ઉપર ચઢી. ગોવાળની નજર પડવાથી તે પણ તેની પાછળ પાછળ પર્વત ઉપર ચઢયો. તે ગાય ઉપર જઇને એક સ્થળ આગળ પોતાની મેળે સ્વતઃ ઉભી ઉભી દુધ સ્રવા લાગી. એ પ્રમાણે ત્યાં આગળ સઘળું દુધ સ્રવીને (રેડીને) પર્વત ઉપરથી નીચે ગાયોમાં ઉતરી આવી. તે સ્થળ આગળ તે ગોવાળે જઇને જોયું તો ત્યાં એક મોટી શીલા માલુમ પડી, તેમાં એક છેદ છે. તે છેદમાં તે ગાય સઘળું દુધ સ્રવી (રેડી) આવી. આ પ્રમાણે જોઇને ગોવાળ પર્વત ઉપરથી નીચે ઉતરી આવ્યો. ફરીથી સાંજના વખતે પણ તે ગાય પર્વત ઉપર ચઢી, ગોવાળ ફરીથી પણ પર્વત ઉપર ચઢયો. દુરથી જોયું તો સવારની માફક તે ગાય તેજ સ્થલ આગળ ઊભી ઊભી સ્રવે છે. સઘળું દુધ રેડીને તે ગાય બધી ગાયોના ટોળામાં નીચે ઉતરી આવી. ગોવાળ પણ પાછો ઊતર્યો. સાંજે ગોવાળ જ્યારે ઘેર ગયો ત્યારે તે બ્રાહ્મણને કહ્યું

ભાઇ બે વખત તારી ગાયે પર્વત ઉપર જઇને દુધ સ્રવ્યું છે. ત્યાં એક મોટી શિલા છે તેમાં એક છેદ છે. ત્યાં બધું દુધ રેડીને આવે છે. આ પ્રકાર તે બ્રાહ્મણે અમો સઘળાને જણાવ્યો, આથી ગામના આગેવાન લોકો એકત્ર થયા, અને વિચાર કર્યો, આ કયો ચમત્કાર હશે? એક વૃદ્ધ માણસ હતો તેણે કહ્યું ભાઇ, મેં એવું સાંભળ્યું છે કે જ્યાં ધન હોય ત્યાં ગાય સ્વતઃ દુધ સ્રવે છે. પછી અમો બધા તે ગોવાળને સાથે લઇને પર્વત ઉપર ચઢયા. ગોવાળે અમોને શિલા દેખાડી, અમે સઘળાએ મળીને તે શિલા ઉપાડી, ને નીચે એક સાત વરસનો છોકરો ઉભો છે. શિલામાં જે છેદ હતો તે તેના મુખ ઉપર હતો. તેમાંથી જે દુધ અંદર જતું તે, તે પીતો હતો, આ પ્રકાર જોઇને અમે તેને દેવતા જાણીને પર્વત ઉપર એક છાણાનું ( ઘાસનું ) છાપરૂં બનાવી દીધું તેમાં બેસાડયા. અમોએ જ્યારે નામ પૂછયું ત્યારે પોતાનું નામ દેવદમન જણાવ્યું. ત્યાર પછી અમો દુધ, દહીં, માખણ જે ભોગ ધરીએ છીએ તે તે આરોગે છે, અને વ્રજવાસીઓના બાળકોમાં ખેલે છે, આ પ્રમાણે અહીંઆં શ્રીનાથજીનું પ્રાકટ્ય થયું છે. સદુપાંડેના મુખથી આ હકીકત સાંભળીને શ્રી આચાર્યજી મહાપ્રભુજી બીજે દિવસે પ્રાતઃકાલ નિત્ય વિધી કરીને તુરત શ્રી ગિરિરાજ ઉપર જઇ આપ *શ્રીનાથજીનાં દર્શન કરી મળ્યા. આપતો પૂર્ણપુરુષોત્તમ છે. આપ લીલા કરે છે અને આપ પૂછે છે. સદુપાંડે, માણેકચંદ, ભવાની, નરો શ્રી મહાપ્રભુજીનાં એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં કે જેમની પાસેથી શ્રી નાથજી માગી માગીને લેતા.

❀ પ્રસંગ ૨ જો ❀ એક સમે શ્રી નાથજી દુધ પીવા માટે સદુપાંડેને ઘેર સોનાનો કટોરો લઇને પધાર્યા. પોતે નરોને કહ્યું. મારા માટે દુધ લાવો નરો તે કટોરામાં દુધ રેડતાં જાય અને શ્રી નાથજી આરોગતા જાય. તે દિવસે દુધ પીને આપ પધાર્યા, અને કટોરો ત્યાંજ મુકી દીધો. સવારે

* પરમ ભગવદીય ગોપાળદાસે આ લીલાનું વર્ણન કરતાં વલ્લભાખ્યાનમાં ગાયું છે કે:—

ગિરિરાજને આશ્વાસ દીધો ધરી કોમલ ચર્ણ,
હરખે તે સામા આવીયા શ્રી ગોવર્દ્ધન ઉદ્ધરણ.

( શ્રી વલ્લભાખ્યાન ૨–૨૫ )

આ વખતે શ્રી નાથજી શ્રી મહાપ્રભુજીની સાંમા પધાર્યા છે ને ઉભય સ્વરૂપ પરસ્પર ભેટીને જાણે ઘણા દિવસનો વિરહ–તાપ શાન્ત કરતા હોય એમ જણાવ્યું છે.

મંગલા આરતીના સમયે ભીતરીઓ મંદીરમાં જુએ તો સોનાનો કટોરો જડયો નહિ. એટલામાં નરો કટોરો લઇને આવી અને કહ્યું આ કટોરો લ્યો. “रात्रीकुं लरिका हमारे यहां भुल आयो हे.” આ સાંભળીને બીજા બધા ઘણાજ પ્રસન્ન થયા. પછી નરો પોતાને ઘેર આવી. તે શ્રી નાથજીનાં એવાં કૃપાપાત્ર હતાં.

❀ प्रसंग ३ जो ❀ એક સમયે શ્રી નાથજીએ શ્રી મહાપ્રભુજીને કહ્યું મારા માટે એક ગાય મંગાવો. પોતે દામોદરદાસને કહ્યું કે શ્રી ઠાકોરજીએ ગાયના માટે આજ્ઞા કરી છે, માટે આ મારા હાથે સુવર્ણનો છલ્લો (વીંટી) છે, તેને વેચીને જે રૂપીઆ આવે તેની એક સુંદર ગાય લઈ આવો. એમ કહીને આપે તે છલ્લો પોતાના શ્રી હસ્તથી કહાડીને આપીદીધો. તે લઇને દામોદરદાસે સદુપાંડેને ઘેર આવીને કહ્યું કે શ્રી મહાપ્રભુજીએ એક ગાય મુલ્ય આપીને મંગાવી છે તે સારી જોઇને અપાવો. તેમણે કહ્યું શ્રી મહાપ્રભુજીને ગાયનું શું કામ છે? દામોદરદાસે કહ્યું શ્રી નાથજીએ આજ્ઞા કરી છે તેથી પોતે મંગાવી છે. સદુપાંડેએ કહ્યું મારે ત્યાં જે બધી ગાયો છે તે આપનીજ છે માટે જે જોઇએ તે લ્યો. દામોદરદાસે કહ્યું શ્રી મહાપ્રભુજીની એવી આજ્ઞા છે કે આ છલ્લો વેચીને ગાય લઈ આવો, પછી તેમણે દામોદરદાસ પાસેથી છલ્લો લઇને તે વેચી બે ગાય લઈ આવ્યા. બે ગાય જોઇને શ્રી મહાપ્રભુજી ઘણાજ પ્રસન્ન થયા અને તે બન્ને ગાય શ્રી નાથજીને સમર્પી. સદુપાંડેએ પણ પોતાને ઘેરથી દસ ગાય શ્રી નાથજીને ભેટ કરી શ્રી નાથજીએ શ્રી મહાપ્રભુજીને ગાય માટે આજ્ઞા કરી છે એવી સઘળા વૈષ્ણવોને ખબર પડતાં તેમણે ગાયો મોકલી આપી. એમ કરતાં સોએક ગાયો એકઠી થઇ, ત્યારે શ્રીમહાપ્રભુજીએ જાણ્યું કે *શ્રી નાથજીને

* શ્રી નાથજીને ગાયો ઉપર ઘણો સ્નેહ છે તેથીજ ભગવદીએ ગાયું છે કેઃ—

આગે ગાય પાછે ગાય ઇત ગાય ઉત ગાય;
ગોવિંદાકો ગાયનમેં, રહેવોહી ભાવે;
ગાયનકે સંગ ધાવે, ગાયનમેં સચુ પાવે,
ગાયનકી ખુરરજ, અંગ લપટાવેરી. ૧
ગાયન સોં વ્રજ છાયો, વૈકુંઠ વસરાયો,
ગાયનકે હેત ગિરિ, કર લે ઉઠાયો;
છીતસ્વામી ગિરિધર શ્રી વિઠ્ઠલેશ વપુ,
ગોપાળકો ભેખ ધરે, ગાયનમેં આવે. ૨

ગાય ઘણીજ પ્રિય છે, ત્યારથી પોતે શ્રીનાથજીનું નામ ગોપાળ પ્રગટ કર્યું. પછીથી શ્રી ગુસાંઇજીએ ગોપાલ નામથી "ગોપાલપુર" ગામ વસાવ્યું. સુરદાસજીએ પણ તે નામને અનુસરીને દિનતાનું પદ પ્રથમ કરીને ગાઈ સંભળાવ્યું. "अब हौं नाच्यो बहोत गोपाल" આ પદ સંભળાવ્યું. સદુપાંડે, માણિકચંદ, ભવાની, નરો, શ્રી મહાપ્રભુજીનાં કૃપાપાત્ર ભગવદિય હતાં. તેમની વાર્ત્તા અનિર્વચનીય છે, તે કેટલીક લખીએ. ॥ વૈ.૭૩॥

વાર્ત્તા ૭૪ મી. વૈષ્ણવ ૭૪ મા.

## नरहरदास संन्यासीनी वार्त्ता.



આ નરહરદાસ પાસેથી એક વેણા કોઠારી નામ પામીને વૈષ્ણવ થયા હતા. એક વખતે શ્રી મહાપ્રભુજી શ્રી દ્વારિકાં પધારતા હતા ત્યારે નરહરદાસ સંન્યાસી અને વેણા કોઠારી આપની સાથે હતા. કોઈ એક સમયે આપ નરહરદાસ ઉપર બહુજ પ્રસન્ન થયા, ત્યારે તેમણે આપને વિનંતી કરી મહારાજ મારા ઉપર કૃપા કરો તો હું એક પ્રાર્થના કરૂં. પોતે હસિને આજ્ઞા કરી કે—શી પ્રાર્થના કરવાની છે? તેમણે કહ્યું મહારાજ! આ વેણા કોઠારીને શરણે લ્યો. પોતે તેને શરણે લઈ નામ નિવેદન કરાવ્યું. પછી વેણા કોઠારી બહુ ઉત્તમ ભગવદીય થયા. નરહરદાસ સંન્યાસી શ્રી મહાપ્રભુજીના પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૭૪ મા ॥

(સાર) વૈષ્ણવ-ભગવદીયના સંગ વગર પ્રભુની પ્રાપ્તિ, માર્ગનું રહસ્ય, સમજાતું નથી. માર્ગનું રહસ્ય નહિ સમજવામાં, પ્રભુની અપ્રાપ્તિમાં, અને અન્ય રસ્તે જવામાં, ભગવદીયનો સંગ હોતો નથી એજ મુખ્ય છે. વૈષ્ણવો ભૂતળ ઉપર ઘણા બીરાજમાન છે, તેમાંથી પોતાને જે ઉત્તમ ભગવદીય-( શ્રી મહાપ્રભુજીના આશ્રિત )ના ઉપર શ્રદ્ધા બેસે તે ભગવદીયનો અવશ્ય સત્સંગ કરવો; અને તેમના ઉપર તે પ્રભુના દાસ છે માટે આપણા કરતાં મોટા છે એમ જાણી ઘણોજ ભાવ રાખવો. વૈષ્ણવો ઘણા દયાળુ હોય છે. વેણા કોઠારી પાસે રહેતા હતા તો તેમના ઉપર દયા કરી શ્રી મહાપ્રભુજીને પ્રાર્થના કરી શરણે લેવડાવ્યા. તેજ પ્રમાણે આપણે પણ શરણે આવ્યા છીએ, છતાં માર્ગમાં પ્રવૃત્તિ નથી, પણ ભગવદીયનો સંગ હોય તો જરૂરથી પ્રાર્થના કરીને પણ આપણા ઉપર શ્રીઠાકોરજીની દયાનો વરસાદ વરસાવરાવે, ભગવદીયોને જીવનું હિત કરવું તે સિવાય બીજી પ્રાર્થના પ્રભુ પ્રત્યે કરવાની હોતી નથી.

## વાર્ત્તા ૭૫ મી. વૈષ્ણવ ૭૫ મા.

# ગોપાલદાસ જટાધારી શ્રીનાથજીના ખવાસની વાર્ત્તા.

આ ગોપાળદાસ શ્રીનાથજીની ખવાસી બહુજ ભક્તિભાવથી ઘણીજ સારી રીતે કરતા. તેથી શ્રીનાથજી સાનુભાવ જણાવતા. જ્યારે ગરમીના દિવસોમાં ભોગ આવતો ત્યારે ગોપાળદાસ આંખો મીંચીને ઊભા ઊભા પંખો કરતા, અને રાત્રીએ શ્રીનાથજી જગમોહનમાં પોઢતા ત્યારે પણ ગોપાળદાસ ચાર પ્રહર ઊભા રહી આંખો મીંચી પંખો કરતા. તે વખતે શ્રી ઠાકોરજીનાં અને શ્રી સ્વામિનીજીનાં વચન સાંભળતા. કોઇ વખતે શ્રીનાથજી આજ્ઞા કરતા કે ગોપાળદાસ, આંખો ખોલ, તારો પડદો શેનો ? ગોપાળદાસ કહેતા કે મહારાજ, મને શ્રી આચાર્યજી મહાપ્રભુજીની આજ્ઞા નથી. તેથી હું આંખો શી રીતે ખોલું. કોઇ વખતે વિનોદથી શ્રીનાથજી આપના શ્રી હસ્તથી તેમના મુખમાં પ્રસાદ મૂકતા. એવી કૃપા કરતા. આ પ્રમાણે કરતાં કેટલાક દીવસ વીત્યા પછી ગોપાળદાસે શ્રી મહાપ્રભુજીને હાથ જોડી વિનંતી કરી કે મહારાજ મને પૃથ્વી પરિક્રમા કરવાની ઇચ્છા છે. આપ આજ્ઞા આપો તો મારો મનોરથ સિદ્ધ થાય. પોતે કહ્યું, અવશ્ય કરો. પછી ગોપાળદાસ આજ્ઞા માગીને વિદાય થઇ પૃથ્વી પરિક્રમા કરવા ચાલ્યા. બીજા વૈષ્ણવોએ શ્રી મહાપ્રભુજીને પૂછ્યું. મહારાજ, શ્રીનાથજી અને આપના એવા કૃપાપાત્ર સેવકને, શ્રીની ટહેલ છોડીને પૃથ્વી પરિક્રમા કરવાનું મન શા માટે થયું ? પોત્તે શ્રીમુખથી કહ્યું. ગોપાળદાસ પૃથ્વી પરિક્રમા કરવા ગયો છે પણ જઇ શકશે નહિ. બે ચાર મજલ દૂર જશે એટલે વિરહ થશે, અને તે વિરહથી તેની દેહ છૂટશે. સઘળા વૈષ્ણવોએ શ્રી મહાપ્રભુજીને ફરીથી વિનંતી કરી મહારાજ, એમની દેહ એ પ્રમાણે શાથી પડશે ? પોતે કહ્યું. જેણે શ્રી ઠાકોરજીનો મહત્ અપરાધ કર્યો હોય તેમની દેહ એ પ્રમાણે પડે. આ ગોપાળદાસથી એક મહત્ અપરાધ થયો હતો તેને લીધે તેમની એવી ગતિ થશે. બધા વૈષ્ણવોએ પૂછ્યું મહારાજ એવો કયો મોટો અપરાધ પડયો હતો ? પોતે કહ્યું. ગોપાળદાસ પહેલાં શ્રી નાથજીના બાગની રખવારી કરતા હતા. શ્રી ઠાકોરજીનો સેવક એક બ્રાહ્મણનો છોકરો રાત્રીએ બાગમાં પેસી ફુલ ચોરી લઇ જતો હતો. એક દિવસે ગોપાળદાસે તેને દેખ્યો. એટલે તે છોકરો ત્યાંથી નાસી ગયો. તે પોતાના

ઘરમાં શ્રી ઠાકોરજી બીરાજતા હતા ત્યાં સંતાઇ ગયો. ગોપાળદાસે ભગવન્ મંદીરની મર્યાદા ન રાખતાં અંદર જઇને મૂક્કીથી માર્યો. શ્રી ઠાકોરજીની કાંની રાખી નહિ. આ મહત્ અપરાધને લીધે તેમને શ્રી ઠાકોરજીની ટહેલ છોડીને પૃથ્વી પરિક્રમા કરવાની ઇચ્છા થઇ. પછી ગોપાળદાસ ચાર પાંચ મજલ ગયા એટલે તેમને વિરહ થયો. તે વિરહથી તેમની દેહ છૂટી, આ વાત એક વૈષ્ણવે આવી શ્રી મહાપ્રભુજીને કહી. ત્યારે પોતે શ્રીમુખથી બોલ્યા. ગોપાળદાસની પરલોકમાં કોઇ પણ પ્રકારની હાની થઇ નથી. એતો શ્રીનાથજીના ચરણારવિંદની પાસે પહોચ્યા. પણ તેમણે ભગવદ્ મર્યાદા તોડી. તેથી તે અપરાધને લીધે તેમને અંત સમયે શ્રીનાથજીનો અને મારો વિયોગ થયો. શ્રી ઠાકોરજીની કાંન તોડવાથી ગોપાળદાસની એ પ્રમાણે ગતિ થઇ. તેથી ભગવદ્ અપરાધ તે અપરાધ, અને ભગવદીયનો અપરાધ તે મહદ્ અપરાધ જાણવો. આ પ્રસંગે અંબરિષ રાજાનું દૃષ્ટાંત આપીને તે વૈષ્ણવોનું સમાધાન કર્યું. ગોપાળદાસ શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા, તેમની વાર્ત્તા અનિર્વચનીય છે. ॥ વૈ. ૭૫॥

(સાર) તે છોકરો પ્રભુને શરણે ગયો છતાં ગોપાળદાસ જેવા વૈષ્ણવ પ્રભુને શરણે ગયેલા જીવને શિક્ષા કરે એમાં પ્રભુનો અને પ્રભુને શરણે ગયેલા વૈષ્ણવનો અપરાધ પડે એ નિર્વિવાદ છે. ભગવત્ સેવા એજ પ્રાધાન્ય વસ્તુ છે, અને તે સિવાય બીજે જ્યાં બુદ્ધિ થાય તે અપરાધને લીધેજ સમજવી. ભગવત્ સેવા આગળ પૃથ્વી પરિક્રમા એ ઘણુંજ હલકું બતાવ્યું છે. પ્રભુ પોતાના ભક્તના અપરાધ ગણતા નથી એ પણ તેમની અત્યંત શુભ ગતિ આપીનેજ બતાવ્યું છે. બીજા જીવોને બતાવવા માટે આવા અપરાધની ગણના કરી એમ જણાવ્યું, અને તે અપરાધ અહીંઆંજ નિવારણ કરી દીધો.

## વાર્ત્તા ૭૬ મી. વૈષ્ણવ ૭૬ મા.

# કૃષ્ણદાસ બ્રાહ્મણની વાર્ત્તા.

આ કૃષ્ણદાસ મહાન્ ભગવદીય હતા પણ રંક (અકંચન) બહુજ હતા. એક સમયે શ્રી મહાપ્રભુજીના સેવક પાસેના જુદા જુદા ગામના પચીસેક વૈષ્ણવો પરસ્પર મળીને સાથે, અડેલ શ્રી મહાપ્રભુજીનાં દર્શન કરવા ચાલ્યા. જે ગામમાં કૃષ્ણદાસ રહેતા હતા તે ગામમાં આવ્યા. અને કૃષ્ણદાસને ઘેર આવીને ઊતર્યા. તે વખતે કૃષ્ણદાસ તો કંઇક કામને લીધે

૨-૩ ગાઉ દુરના ગામમાં ગયા હતા. તેમનાં સ્ત્રી ઘેર હતાં. તેમણે સઘળા વૈષ્ણવોને સાષ્ટાંગ દંડવત્ કરી, શ્રી કૃષ્ણ સ્મરણ કરી, બહુજ આદર સન્માનથી તેમને ઘરમાં બેસાડયા. ઘરમાં જઈ વિચાર કરવા લાગ્યાં કે હવે શું કરવું. ઘરમાં આટલા બધાને પ્રસાદ લેવડાવાનું ઠેકાણું નથી. પછી તેમને ખબર પડી કે એક વિષયી વાણીઓ મને દરરોજ ટોકયા કરે છે, અને કહે છે કે તું મને મળુ તો હું તને કહીશ તે આપીશ. માટે આજે તેની દુકાને જઇ આશા આપી સીધુ સામગ્રી લઇ કામ તો ચલાવું. પછી શ્રી ઠાકોરજી લાજ રાખવાવાળા સમર્થ છે. તેથી હાલ તો તેને એ પ્રમાણે કહીશ કે હું કાલે મળીશ, પણ મને સીધુ સામગ્રી જોઇએ છીએ તે આપો. એ પ્રમાણે વિચાર કરીને તે સ્ત્રી તે વાણીઆની દુકાને ગયાં. વાણીઆએ તેમને ટોકયાં. સ્ત્રીએ આવતી કાલે મળવાનું કહી સીધુ સામગ્રી આપવાને કહ્યું. કોલ કરી આપો તો માનવામાં આવે એવો વાણીઆ તરફથી જવાબ મળતાં સ્ત્રીએ વચન આપ્યું. પછી જેટલું સીધું સામગ્રી જોઈતી હતી તે વાણીઆએ જોખી આપ્યું. સ્ત્રીએ પોતાને ઘેર આવી રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગ સરાવી શ્રી ઠાકોરજીને અનોસર કરી આવેલા સઘળા વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવ્યો. સાંજરે કૃષ્ણદાસ આવ્યા, સઘળા વૈષ્ણવને જય શ્રી કૃષ્ણ કરી ઘરની અંદર ગયા. તેમણે પોતાની સ્ત્રીને કહ્યું શી રીત છે? વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવ્યો કે કેમ? સ્ત્રીએ કહ્યું વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવ્યો છે. કૃષ્ણદાસે કહ્યું સીધુ સામગ્રી કયાંથી લાવ્યાં? જે પ્રકારથી સીધું સામગ્રી લાવ્યાં હતાં તે બધો પ્રકાર કહી સંભળાવ્યો. આ સાંભળીને કૃષ્ણદાસ ઘણાજ પ્રસન્નથયા અને કહ્યું ઘણી સારી યુક્તિ કરી સમય સાચવ્યો. પછી સ્ત્રી પુરૂષ બન્નેએ દરરોજ જે મહાપ્રસાદ લેતાં હતાં તેજ ઠંડો મહાપ્રસાદ પોતાના ઘરનો લીધો. પછી સઘળા વૈષ્ણવોની પાસે આવીને બેઠા. સઘળી રાત્રી ભગવદ્ વાર્ત્તા કરતાં વીતી ગઈ. સવાર થયું એટલે સઘળા વૈષ્ણવો કૃષ્ણદાસથી વિદાય થઇને ચાલ્યા. થોડેક દુર તેમને પહોચાડવા ગયા. પછી ઘેર આવી સ્નાન કરી શ્રી ઠાકોરજીની સેવા કરી વ્યાવૃત્તિને માટે ગયા. સ્ત્રીએ રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગ સરાવી શ્રી ઠાકોરજીને અનોસર કરી મહાપ્રસાદ ઢાંકી રાખ્યો. જ્યારે કૃષ્ણદાસ સાંજરે ઘેર આવ્યા ત્યારે ઠંડો મહાપ્રસાદ બન્ને સ્ત્રી પુરૂષોએ લીધો. ત્યાર પછી રાત્રીએ

જ્યારે અંધારૂ થયું ત્યારે કૃષ્ણદાસે પોતાની સ્ત્રીને કહ્યું, જે વાણીઆને ગઈ કાલે કોલ આપ્યો છે તે વાણીઓ રાહ જોતો હશે. તેથી તેનો કોલ પૂરો કરવો જોઇએ. સ્ત્રી ઉદાસ થઇને શ્રી ઠાકોરજીનું સ્મરણ કરી પોતાનું વચન સત્ય કરવાને તૈયાર થઈ. શ્રી ઠાકોરજીને વિનંતી કરી કે મહારાજ મારી લજ્જા અને ધર્મ રાખજો. મારે ઘેરથી વૈષ્ણવ પાછા ન જાય તેટલાજ માટે હું વચનથી બંધાઈ છું. તેની લજ્જા આપને છે. એમ કહી વસ્ત્ર પહેરી પોતાના પતિને સાથે લઇ ચાલી. વરસાદનો દિવસ હતો અને વરસાદ વરસ્યો હતો તેથી રસ્તામાં કીચડ બહુ થયો હતો. કૃષ્ણદાસે કહ્યું. તારા પગ કચરાવાળા થશે તો વાણીઓ અનાદર કરશે જેથી તું મારી કાંધ ( ખભા ) ઉપર બેસ. તે સ્ત્રીએ નિરૂપાયથી ભગવત્ સ્મરણ કરી પોતાના પતિની વાત કબૂલ કરી. કૃષ્ણદાસે સ્ત્રીને પોતાની કાંધ ઉપર બેસાડી વાણીઆની દુકાન આગળ ઉતારી. સ્ત્રીએ વાણીઆને બૂમ પાડી કહ્યું કમાડ ઉઘાડો ! હું મારૂં વચન સત્ય કરવા આવી છું. વાણીઆએ શબ્દ ઓળખ્યો, અને એકદમ કમાડ ખોલી ત્વરાથી અંદર બોલાવી લીધી, પગ ધોવાને માટે પાણી લઇને આવ્યો અને કહ્યું પગ ધો, સ્ત્રીએ વાણીઆને કહ્યું મારા પગ કીચથી ખરડાએલા નથી, વાણીઆએ કહ્યું માર્ગમાં કીચતો બહુ થયો છે અને તારા પગ કોરા કયાંથી? સ્ત્રીએ કહ્યું પૂછીને શું કરશો? વાણીઆએ કહ્યું મારે જાણવાની ઇચ્છા છે માટે કહે. સ્ત્રીએ કહ્યું, મારૂં વચન સત્ય રાખવાને મારો પતી મને ખભા ઉપર બેસાડીને લાવ્યા છે. આ સાંભળીને વાણીઓ ઘણોજ આશ્ચર્ય પામ્યો. તેણે સ્ત્રીને સઘળો વૃત્તાન્ત પૂછયો. સ્ત્રીએ જે પ્રકાર થયો હતો તે બધો વિસ્તાર પૂર્વક કહી સંભળાવ્યો. આ સાંભળીને વાણીઆને જ્ઞાન ઉત્પન્ન થયું. અને પોતાના જન્મને ધિક્કારવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે જેમનો ધર્મ સાચો છે એવા તમારા જન્મને ધન્ય છે, વાણીઆએ તે સ્ત્રીને બે હાથ જોડી દંડવત્ કરી કહ્યું તું મારી બહેન છું. તેથી મારો અપરાધ ક્ષમા કરી મારા ઉપર કૃપા કરો. પછી તે વાણીઆએ તે સ્ત્રીને નવાં કપડાં પહેરાવી ઘેર પહોંચાડવા ગયો, તેમના પતી કૃષ્ણદાસને વિનતી કરી, મહારાજ હું મહા અધર્મી અપરાધી છું, તેથી તમે બન્ને જણ મારો અપરાધ ક્ષમા કરો, મારી તો એ બહેન છે અને તમે મારા પુજ્ય છો. પછી કૃષ્ણ-

દાસના ઉપદેશથી તે વાણીઓ શ્રી મહાપ્રભુજીનો સેવક થયો. તેનું નામ શ્રી મહાપ્રભુજીએ "જ્ઞાનચંદ" પાડયું. કૃષ્ણદાસના સંગથી આ વાણીઓ મહાન્ ભગવદીય થયો, તેથી સંગ કરવો તો ભગવદીયનો કરવો. તે વાણીઓ હંમેશાં કૃષ્ણદાસ તરફ પૂજ્ય બુદ્ધિ રાખતો અને તેમની સ્ત્રીની સાથે બહેનનો સંબંધ રાખતો. આ કૃષ્ણદાસ શ્રી મહાપ્રભુજીના એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા કે જેમનું સત્ય, તેમની સ્ત્રીનું વચન, અને પાતિવ્રત્ય શ્રી ઠાકોરજીએ રાખ્યું. તેમનીવાર્ત્તા કેટલીકલખીએ. ॥ વૈ.૭૬॥

(સાર) વૈષ્ણવો પોતાને ઘેર આવ્યા અને ભુખ્યા રાખવા એ ધર્મનો ભંગ થાય તેમ છે. તપાસ કરતાં બીજી કોઇ દ્વારાએ સીધું સામગ્રી ન મળી તો છેવટે એક દિવસ માટે પોતાનો દેહ વેચીને પણ ધર્મ રાખ્યો. વૈષ્ણવોને પ્રસન્ન કરવા એ પુષ્ટિ ધર્મિ સ્વરૂપ છે અને આ પ્રમાણે પાતિવ્રત્ય ગુમાવવું એ મર્યાદા ધર્મ છે. પુષ્ટિ ધર્મ સાચવવામાં મર્યાદાનો ઉલ્લંઘન કવચિત્ કરવામાં આવે તો કોઇ જાતનો બાધ આવતો નથી.

(૨) અધર્મથી જે દ્રવ્ય સીધુ સામગ્રી લાવ્યાં હતાં તેમાંથી રંચક પણ પોતાના ઉપયોગ માટે લીધું નહોતું. વૈષ્ણવો માટે જેટલાની જરૂર હતી તેટલુંજ લાવ્યાં હતાં, અને તે દિવસે તે બન્ને સ્ત્રી પુરૂષે પોતાના ઘરનોજ મહાપ્રસાદ લીધો હતો. તે સામગ્રીને હાથ અડકાડયા પછી તે હાથ ધોઇનેજ બીજે વસ્તુને અડકાડતાં. આ ઉપરથી નીતિનું જે ઉલ્લંઘન કરવાને વચન આપ્યું હતું તે પોતા માટે નહિ પણ પોતાના પ્રાણવલ્લભ પ્રભુના ભક્તો માટેજ. આથી તે દોષ તેમને કોઇ પણ પ્રકારે બાધ કરે તેમ નહોતો. આ દોષ બાધ કરે તેમ નહોતો છતાં પ્રભુ પોતાના જનનું લૌકિક કેવી રીતે રક્ષણ કરે છે તે તેમનું પાતિવ્રત્ય સચવાવીને જણાવ્યું છે. તે વાણીઆનું હિત થવાનું હોવાથીજ. આ બધો પ્રસંગ થયો હોય એમ જણાય છે. આવા વિષયી જનોનું પણ શ્રી વલ્લભ પ્રભુ હિત કરે છે, એ તેમની કૃપાની પરિસીમા કેટલી વર્ણવીએ ?

સ્ત્રી પણ એવાં મહાનુભાવી ભગવદીય કે ઘેર આવેલા વૈષ્ણવોનું પતિની ગેરહાજરીમાં પણ આવી રીતે છેવટે પોતાનો દેહ વેચીને પણ યથાયોગ્ય સન્માન કર્યું.

આવાં મહાનુભાવી સ્ત્રી પુરૂષ બન્નેના ગુણ ગાઇએ તો જરૂરથી તેમના દ્વારા શ્રી મહાપ્રભુજી કૃપા કરેજ.

આ કૃષ્ણદાસના સંબંધમાં "ભાવસિન્ધુ" માં એવી વાર્તા છે કે તે ગામમાં તેમના શિવાય બીજા કોઇ પણ વૈષ્ણવ નહોતા. તે ઘણા ગરીબ અવસ્થામાં હોઇ માત્ર અરધો શેર ચુન (લોટ) અને થોડી દાળ એટલુંજ ફક્ત શ્રી ઠાકોરજીને ભોગ ધરતા અને સેનભોગમાં થોડી દાળ છોંકીને ધરતા, તે પ્રભુ પૂર્ણ પ્રેમથી અંગીકાર કરતા. નિષ્કંચન હોવાથી ઘણા વૈભવથી લાડ લડાવવાનું નહિ પણ અંદરથી પ્રભુ પ્રત્યેનો પૂર્ણ સ્નેહ હતો; પોતાનો આવો ધર્મ છે તે કોઇને પણ જણાવતા નહિ. આ ગામમાં એક વાણીયો શુદ્ધ દૈવી જીવ પણ ભગવદ્ ભક્તના

સંગના અભાવે લૈકિકાશક્તિ વાળો અનાજનો વહેપારી રહેતો હતો. શ્રી મહાપ્રભુજી પોતાના જીવને છોડતા નથી તેથી તે વાણીયાના અંતઃકરણમાં પ્રેરણા કરાવી આ કૃષ્ણદાસની સ્રી પ્રત્યે લૈકિક દૃષ્ટિથી જોવા લાગ્યો. પ્રભુએ આ સ્રીદ્વારા વાર્તામાં જણાવ્યા પ્રમાણે તેની બુદ્ધિ ફેરવી, સ્વરૂપ વિસ્મૃતી થઇ હતી પણ ભગવદીયના સંગથી પોતાના મુળ સ્વરૂપનું જ્ઞાન થયું, આખરે ઘણા સારા વૈષ્ણવ થયા કૃષ્ણદાસે તેમનું નામ "જ્ઞાનચંદ" રાખ્યું.

એક વખત આ કૃષ્ણદાસને ઘેર વૈષ્ણવો આવ્યા તેમનું તેમની સ્રીએ યથાયોગ્ય સન્માન કરી બેસાડયા. મંદિરમાં જઇ વિચાર કરેછે કે શું કરવું ! મનમાં બહુ ખેદ થયો કે અમારો જન્મ વૃથા ગયો. શ્રી મહાપ્રભુજીના સેવક આવ્યા, (વૈષ્ણવદ્વારા પ્રભુ પધારે છે) કૃપા વિચારી હમારે ઘેર પધાર્યા. પણ મારાથી તો મુઠી ચણા (રીતસર ખાવા પીવાનું સન્માન) થી પણ તેમનો સત્કાર થતો નથી ! વળી મારા પતિ આવશે તો તેમને કેવુંય દુઃખ થશે ! એવી રીતે અનેક પ્રકારથી વિચાર કરે ને રડે. આ વખતે તેમનું દુઃખ લખવામાં આવે એવું ન હતું એમ કરતાં વિચાર થઇ આવ્યો (સ્વતઃ પ્રેરણા થઇ) કે જે વાણીઓ મને હમેશાં ટોકયા કરે છે તેને જઇને મળું, મારી દેહ વેચીને પણ સામાન લાવું. એવા વિચારથી ઘેરથી નીકળી તે વાણીયાની દુકાને ગયાં. તેણે ઘણું સન્માન કર્યું. અનેક ચીજો લાવી આગળ મુકી પણ તેમાંથી આ બાઇએ તો ફકત પોતાના ઉપયોગ જેટલીજ લીધી ને ઘેર આવી સામગ્રી કરી પોતાના ઘરની સામગ્રી અને આ સામગ્રી એકમેક નહિ કરતાં અલગ રાખી, કારણ કે તે અધર્મથી આણેલી હતી માટે સામગ્રી સિદ્ધ કરી શ્રી ઠાકોરજીને ભોગ ધર્યો તે પણ જુદો જુદો ધર્યો. અરસપરસ ભેગી થાય તેમ નહિ. એટલામાં કૃષ્ણદાસ બહારથી આવ્યા. વૈષ્ણવોને "જે શ્રી કૃષ્ણ" કરી આનંદથી પરસ્પર છાતી લગાવી મળ્યા. કૃષ્ણદાસ વૈષ્ણવોને જોઇ રોમાંચ આનંદમય થઇ ગયા એટલામાં ઘરમાં જતાં યાદ આવ્યું કે આવેલા વૈષ્ણવોનું સમાધાન શી રીતે કરીશું ! આવતાંજ ઘરમાં પડી ગયા ને મહાન્ ચીંતા કરવા લાગ્યા. સ્રીએ જોયું તેથી તે ઉઠી પતિ પાસે આવી કહેવા લાગી કે ચિંતા કરશો નહિ. વૈષ્ણવના સમાધાનનો સઘળો પ્રબંધ થઇ ગયો છે. પુછ્યું કે શી રીતે કર્યું છે? સ્રીએ બધું કહી દીધું કે આવી રીતે સામગ્રી આણી છે. અત્યારે તો ભગવદ્ ઇચ્છાથી કામ ચાલ્યું, વળી આગળ જોઇએ શીએ શું થાય છે, ભગવદ્ ઇચ્છાથી થશે તે ખરૂં. એમ કહી ધીરજ આપી

કહ્યું ઉઠો સ્નાન કરો, વૈષ્ણવને પણ સ્નાન કરાવો. કૃષ્ણદાસ શ્રી મહાપ્રભુજીનું સ્મરણ કરી ઊઠયા, પોતે સ્નાન કર્યું. વૈષ્ણવને સ્નાન કરાવ્યુ. તિલક, મુદ્રા ધારણ કરી બેસાડયા. વિનતી કરી આજ મારાં મહત્ ભાગ્ય છે કે શ્રી મહાપ્રભુજીના સેવકનાં દર્શન થયાં. કોણ જાણે તમે શું ફળ આપવા પધાર્યા હશો! એમ કહી મંદિરમાં જઇ ભોગ સરાવી, આરતિ કરી, વધાઈ માની, તે વખતે શ્રીઠાકોરજીનાં દર્શન પણ આનંદયુક્ત થયાં. શ્રી ઠાકોરજીને પોઢાડી પોતનાં કરી વૈષ્ણવોને વાણીઆના ઘરની સામગ્રીનો મહાપ્રસાદ ધર્યો, પોતે ઘરની સામગ્રીનો મહાપ્રસાદ લીધો. ભોજન કરી બેઠા. પછી વૈષ્ણવોએ કૃષ્ણદાસ પાસે વિદાય થવાની આજ્ઞા માગી તેમણે રહેવા આગ્રહ કર્યો પણ તે રહ્યા નહિ તેથી કૃષ્ણદાસ તેમને વળાવવા માટે થોડે દુર સુધી ગયા એવામાં વરસાદ ચઢી આવ્યો તેથી વૈષ્ણવોએ કહ્યું ભાઇજી! તમે ઘેર જાઓ વરસાદ ચઢયો છે તેથી આપણે હેરાન થઈશું. એવી રીતે સમજાવી વિદાય કર્યા. કૃષ્ણદાસ ઘેર આવ્યા કે ઘણોજ વરસાદ પડયો એવામાં તેમને યાદ આવ્યું કે વાણીઆને વચન આપ્યું છે તે સત્ય કરવું જોઇએ કારણ કે તેણે તો આપણો ધર્મ રાખ્યો છે. માટે જેવી તેણે ઉત્તમ સામગ્રી આપી છે તેવાંજ તમે પણ તેનું વચન પાળો (પતિવૃતા સ્ત્રી પતિનીઆજ્ઞા સિવાય, પતિના કહ્યા સિવાય શી રીતે જઈ શકે) તેથી તે તૈયાર થયાં. રસ્તામાં ઘણો કાદવ તેથી પતિ તેમને ખભા ઉપર બેસાડી વાણીયાની દુકાને લેઈ ગયા. સ્ત્રી આવી છે જાણી વાણીઓ હરખાતો હરખાતો દીવો ને પગ ધોવા પાણી લેઇ જઇ કમાડ ઉઘાડયું. પ્રભુએ સ્ત્રીની લજ્જા રાખી પગ ધોવાની મીશદ્વારા વાણીઆને જ્ઞાન થયું કે ધન્ય છે! પોતાના ગુરૂભાઈ આવ્યા તેના સમાધાન ખાતર આ બાઈએ તથા તેના પતિએ આમ કર્યું છે. (દૈવી જીવનાં લક્ષણ અહીં જણાય છે. જો વાણીઓ વિષયી હોત તો આવી શંકા ઉઠાવતજ નહિ. તેમ સ્ત્રી જો વિષયી હોત તો સાચી હકીકત કહેત પણ નહિ, પરંતુ પ્રભુ કૃપા ને થવાકાળ વસ્તુ, તેમ જ સ્ત્રીના દ્વારા આ વાણીઆનું શુભ થવાનું તેથી, તેમજ આ માર્ગમાં દૈવી જીવો સ્વતઃ શરણે આવે છે તે સાબિત કરવાના ભાવથી આ માનુષ્ય નાટય રચ્યું છે.) તો મ્હનેજ ધિક્કાર છે કે મેં આવી દોષબુદ્ધિ કરી! વાણીઓ હાથ જોડી પગે પડયો મારી ભુલ થઇ છે અપરાધ ક્ષમા કરો. ઘણી વિનતી કરી તેથી સ્ત્રીએ કહ્યું મારો પતિ ઘેર છે તેમને કહો તો તમારૂં કાર્ય થશે. વાણીઆએ કહ્યું તમારા પતિ જેવી રીતે ખભા ઉપર બેસાડી લાવ્યા છે તેવીજ રીતે તમે પણ મારા ખભા ઉપર બેસીને ચાલો. સ્ત્રીએ ઘણું કહ્યું પણ માન્યું નહિ. વાણીઓ ખભા

ઉપર બેસાડી કૃષ્ણદાસને ઘેર ગયો. કૃષ્ણદાસ સ્રીને જોઈને ખીજવા લાગ્યો કે તમે પાછાં કેમ આવ્યાં ? વાણીઓ પગે લાગ્યો. બહુજ વિનતી કરી રડવા લાગ્યો કે હું રોમ રોમ અપરાધી છું ક્ષમા કરો. કૃષ્ણદાસને દયા આવી. વિચાર્યું કે પ્રભુએ આનું કાર્ય સિદ્ધ કરવાનું વિચાર્યું છે તેથી કહ્યું અત્યારે તો રાત્રિ બહુ ગઇ છે ઘેર જાઓ સવારે આવજો. તેથી તેને મહા વિરહ થયો કે મારો અપરાધ ક્ષમા કરી મને શરણે રાખે તો ઠીક જેમ તેમ કરી ઘેરતો ગયો. રાત્રે નિંદ્રા આવે નહિ, એમ કરતાં સવાર થતાંજ તે વાણીઓ કૃષ્ણદાસને ઘેર જઇ બુહારી ( સાવરણીથી પુંજો કાઢવાનું ) કરવા લાગ્યો. કૃષ્ણદાસે ઘરમાં બોલાવી શ્રી ઠાકોરજીનાં મંગળાનાં દર્શન કરાવ્યાં. દર્શન કરી વાણીઓ કૃતાર્થ થયો તેણે વિનતી કરી મને શરણે લ્યો. કૃષ્ણદાસે કહ્યું મારા ને તમારા સ્વામીતો શ્રી મહાપ્રભુજી એકજ છે માટે તે પધારશે ત્યારે તમે શરણે જજો. એવું સમાધાન કરી ઘેર મોકલ્યો આ વાણીઓ હમેશાં રાત્રે આવે ને વિનતી કરે કૃષ્ણદાસ ધિરજ આપે. પ્રભુ તમારા મનોરથ પુર્ણ કરશે (શ્રી મહાપ્રભુજી "भक्त मनोर्थ पूरकाय नमः" છે) ભક્તની આર્તિ સહન કરી શકતા નથી તેથી શ્રી મહાપ્રભુજી અડેલથી દ્વારકાં જતાં આ ગામમાં પધાર્યા. કૃષ્ણદાસને વધાઇ મળી કે તરત વાણીઆને કહ્યું ચાલો શ્રી મહાપ્રભુજી પધાર્યા છે. આથી વાણીયો રોમાંચ પુલકિત થઇ ગયો આનંદનો પાર ના રહ્યો. તે ૧૦–૨૦ બીજા માણસોને લેઇ, યથાશક્તિ ભેટ વગેરે લેઈ સામો ગયો. બીજાઓ પણ ભેટ લેઇને સાથે ગયા ( ખાલી હાથે ન જવું જોઇએ માટે ) કૃષ્ણદાસ અને વાણીઓ ભેટ ધરી દંડવત્ કરી પગે લાગ્યો બહુજ દિનતાયુક્ત વારંવાર વિનતી કરે. કૃષ્ણદાસની વિનતીથી શ્રી મહાપ્રભુજીએ તેને નામ નિવેદન કરાવ્યું. બીજા પણ દૈવીજીવો કૃષ્ણદાસ દ્વારા શરણે આવ્યા. તે વાણીઆનું નામ શ્રી મહાપ્રભુજીએ "જ્ઞાનચંદ" રાખ્યું, શ્રી મહાપ્રભુજીને ગાતા બજાવતા ગામમાં પધરાવી લાવ્યા. દર્શન કરી વાણીઓ કૃતાર્થ થયો તે વખતે તેણે એક દોહરો કહ્યો.

હીન દિન સાધન રહિત, પાયો પદ નિર્વાણ;
શ્રી વલ્લભ કે વાજીકે, બાજત ગયે નિશાન.

જ્યાં સુધી આ ગામમાં શ્રી મહાપ્રભુજી બિરાજ્યા ત્યાં સુધી સઘળું ખર્ચ આ વાણીઆએ આપ્યું. કેટલીક ભેટ ધરી. ત્યાંથી શ્રી મહાપ્રભુજી દ્વારિકાં પધાર્યા કૃષ્ણદાસ તથા વાણીઓ એક મજલ સુધી પહોચાડવા ગયા. પછી શ્રી મહાપ્રભુજીની આજ્ઞાથી ઘેર પાછા આવ્યા. પછી રાત્રે હમેશાં વાણીઓ કૃષ્ણદાસને ત્યાં જાય

ભગવદ્ વાર્તા કરે એમ કરતાં તે ઉત્તમ ભગવદીય થઇ ગયો. માટે સંગ કરવો તો ઉત્તમ ભગવદીય વૈષ્ણવ હોય, પૂર્ણ હોય તેનો સંગ કરવો જેથી પૂર્ણ કરે. આ કૃષ્ણદાસની સ્ત્રી દ્વારા ગામના ઘણા દૈવીજીવો પણ શરણે આવ્યા. માટે સારા વૈષ્ણવના સંગનું ફળ એવું છે. આ કૃષ્ણદાસ, તેમની સ્ત્રી, વાણીઆ, (જ્ઞાનચંદ) શ્રી મહાપ્રભુજીના સેવક કૃપાપાત્ર ભગવદીય હતા તેમની વાર્તા અનિર્વચનીય છે. (વધુ વિગત માટે જુઓ "ભાવસિન્ધુ" પા. ૧૬૬)



વાર્ત્તા ૭૭ મી. વૈષ્ણવ ૭૭ મા.

## संतदास चोपडा क्षत्री आगराना रहवाशीनी वार्त्ता.

આ સંતદાસ પહેલાં ઘણાજ શ્રીમંત હતા. લાખો રૂપીઆનો વેપાર કરતા હતા. સઘળું દ્રવ્ય વેપારમાં ખોઇ નાંખ્યું. જ્યારે ચોવીસ ટકાની પૂંજી રહી ત્યારે સેઉીના બજારમાં કોડી વેચવા લાગ્યા. જ્યાં સુધી અઢી પૈસા કમાતા ત્યાં સુધી બજારમા કોડી વેચવા બેસતા, એક એક પૈસાની કોડીઓની ઢગલીઓ કરી રાખતા, ઘરાક આવે તે એક પૈસો મુકી જાય અને કોડીની ઢગલી ઉપાડી લે. ઘરાકની સાથે કંઇ પણ બોલવું પડતું નહિ. પોતે તો બેઠા બેઠા પુસ્તક વાંચ્યા કરતા હતા, માર્ગમાં કોઇની સાથે બોલતા પણ નહિ, કેવળ ભગવદ્ રસમાં છકયા રહેતા. કોઈ ભગવદ્ ભક્ત આવે તો તેની સાથે ભગવદ્ વાર્ત્તા કરતા, તે વિના અન્યની સાથે સંભાષણ પણ કરતા નહિ. અઢી પૈસા કમાતા તેમાંથી નિર્વાહ કરતા. એક ટકો રસોઇમાં લગાવતા, અધેલાના ચણા લાવી મુકતા તે રાતે ભગવદ્ વાર્ત્તામાં જે વૈષ્ણવો આવીને બેસતા તેમને ઉઠતી વખતે ચણાનો મહાપ્રસાદ વહેંચી દેતા. તે લઇને સઘળા વૈષ્ણવો ઉઠતા. સંતદાસ આ પ્રમાણે પોતાનો નિર્વાહ ચલાવતા, આ પ્રમાણે કરતાં કેટલાક દિવસ વીત્યા. ગોડ દેશમાં તેમના મિત્ર નારાયણદાસ કરીને હતા તેમણે જાણ્યું કે સંતદાસને ખર્ચનો ઘણોજ સંકોચ પડે છે. તેથી તેમણે પત્ર લખીને સંતદાસને એક સો મહોરની હુંડી મોકલી. કાસદ હુંડી લઇને આવ્યો, તેણે સંતદાસને નમન કરી પત્ર આપ્યો, સંતદાસે પત્ર લીધો કાગળ વાંચ્યો તેમાંથી હુંડી નીકળી, તે અડેલ શ્રી ગુસાંઇજીને ત્યાં મોકલી આપી, અને કાસદને એક

ટકો આપ્યો, અને કાસદની સાથે પત્રનો જવાબ લખી આપ્યો. તેમાં નારાયણદાસને લખ્યું કે તમોએ કૃપા કરી એક સો મહોરની હુંડી મોકલી તે પહોચી છે, અમોએ પ્રેમપૂર્વક લઇને શ્રી ગુસાંઇજીને ત્યાં મોકલી આપી છે. હું તો અહીંઆં શ્રી ઠાકોરજીની કૃપાથી ઘણાજ આનંદમાં છું, તેથી તમે ચિંતા કરશો નહિ. આનંદમાં રહેશો પણ તમારી પ્રભુતાથી અમારે એક દિવસની રસોઇમાં હાની થઇ કારણ કે તે દીવસની કમાઇ કાસદને આપી છે. આ પ્રમાણે પત્રનો જવાબ લઇને કાસદ ત્યાંથી રવાને થયો. હુંડી જ્યારે અડેલ પહોંચી ત્યારે ભંડારીએ લાવીને શ્રી ગુસાંઇજીને દેખાડી, અને કહ્યું કે આ એક સો મહોરની હુંડી સંતદાસજી ઉપર તેમના મિત્ર ગોડદેશવાળા નારાયણદાસે મોકલી હતી, તે હુંડી તેમણે અહીં ભેટ કરીને મોકલી છે. શ્રી ગુસાંઇજીએ કહ્યું સંતદાસ તો શ્રી મહાપ્રભુજીના પરમ કૃપાપાત્ર ભગવદીય છે. તે અન્ય ઉપાર્જીત વૈષ્ણવનું દ્રવ્ય શા માટે રાખે?

(સાર) જુઓ સંતદાસજીએ આવેલા સો મહોરની કેવી ઉત્તમ વ્યવસ્થા કરી. કૃપાપાત્ર વૈષ્ણવો બીજા વૈષ્ણવોના ઉપર આજીવિકા ચલાવતા નથી. અયોગ્યથી લાવેલા (અધર્મથી પેદા કરેલા) રૂપીઆ ખર્ચી મોટા મનોરથો કરવાથી પ્રભુ પ્રસન્ન થતા નથી, પણ પોતાની જાત મહેનતથી અગર પોતાનું જે દ્રવ્ય હોય તેનો વિનિયોગ કરવાથી પ્રભુ ઘણા જ પ્રસન્ન થાય છે. સો મહોરનો પોતાનામાં ઉપયોગ કરવાનો નહોતો પણ પ્રભુમાંજ કરવાનો હતો છતાં શ્રી ગુસાંઇજીને ત્યાં મોકલી આપી પોતાનો ધર્મ રાખ્યો. કારણ પ્રભુ જે વૈષ્ણવને માથે બીરાજે છે, તેનાજ દ્રવ્યની સામગ્રીની અભિલાષા રાખે છે. આ ઉપરથી પ્રભુ પધરાવી બીજા વૈષ્ણવોના ઘરની સામગ્રી લઇ આજીવિકા ચલાવવી એ ઉચિત નથી.

❋ પ્રસંગ ૨ જો ❋ કેટલાક દીવસ પછી શ્રી ગુસાંઇજીએ શ્રી ગોકુલ વાસ કર્યો. સંતદાસ આગ્રેથી ઉત્સવનાં દર્શન કરવા શ્રી ગોકુળ શ્રી ગુસાંઇજીની પાસે આવતા અને શ્રી ગુસાંઇજી જ્યારે આગ્રે પધારતા ત્યારે સંતદાસને ત્યાં વગર બોલાવ્યે પધારતા, સંતદાસજીને શ્રી મહાપ્રભુજીના અનન્ય કૃપાપાત્ર ભગવદીય જાણીને તેમના ઉપર આપ એવી કૃપા કરતા. કેટલાક દીવસ પછી સંતદાસનું શરીર અશક્ત થયું, ત્યારે શ્રી ગોકુલથી તેમણે ચાંપાભાઈ વૈષ્ણવને બોલાવ્યા. ચાંપાભાઇ શ્રી ગુસાંઇજીની આજ્ઞા માગી આગ્રે આવ્યા. સંતદાસે તેમને કહ્યું, આ ઘર તમારૂં છે. (શ્રી ગુસાંઇજીનું છે) ઇચ્છા હોય તો થોડા દિવસ સ્રીને રહેવા દેજો, નહિતો વેચીને રૂપીઆ લઇ જજો. એમ કહી ઘરનું ખતપત્ર ચાપાભાઇને સોપી દીધું. તે લઇને ચાંપાભાઇ શ્રી ગોકુલ આવ્યા, શ્રી ગુસાંઇજીને સઘળા

સમાચાર કહ્યા. સંતદાસજી ઘણાજ અશક્ત થયા ત્યારે વૈષ્ણવોએ આવી કહ્યું, તમે કહો તો રેણુકાસ્થળ અથવા મથુરાં જ્યાં આપની મરજી હોય ત્યાં લઇ જઇએ. સંતદાસજીએ કહ્યું, મથુરાં અગર રેણુકા શું કૃતાર્થ કરવાનાં છે? વૈષ્ણવોએ કહ્યું, શ્રી ગોકુલ લઇ જઇએ! સંતદાસજીએ કહ્યું શ્રી ગોકુલ જઇને "રાખ ઉડાવવું" મને તો અહીંઆં શ્રી મહાપ્રભુજીની કાનીથી શ્રી ઠાકોરજી કૃતાર્થ કરશે. એમ કહી કોઈ ઠેકાણે ગયા નહિ. આગ્રામાંજ દેહ છોડી, વૈષ્ણવોએ અગ્નિસંસ્કાર વગેરે કૃત્ય ત્યાંજ કર્યું. આ વાત વૈષ્ણવે જઇને શ્રી ગુસાંઇજીને કહી, ત્યારે પોતે કહ્યું, આ સંતદાસ લક્ષાધિપતિથી ગરીબ થયા તોપણ તેમની વૃત્તિમાં લેશ માત્ર પણ ફેર પડયો નહિ, એવું થવું મહા દુર્લભ છે. એતો મહાન્ ભગવદીય હતા. એ પ્રમાણે શ્રી મુખથી પોતે સરાહના કરી. સંતદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૭૭ મા ॥

(સાર) પોતાનો દેહ જ્યારે અશક્ત થયો ત્યારે ઘરની વ્યવસ્થા પોતાના હાથે કરી શ્રી ગુસાંઇજીને ત્યાં ખતપત્ર લખી મોકલી આપ્યું, ઉત્તમ ભગવદીયો દૈવી દ્રવ્યનો વિનિયોગ પોતાના હાથેજ કરે છે.

દેહ છોડતી વખતેજ શ્રી ગોકુલમાં વાસ કરી ત્યાં આ સ્થુલ દેહને પડતો મૂકી તેની રાખ ઉડાવવી એ ઉચિત લાગ્યું નહિ. જેમના ઉપર પ્રભુની કૃપા થએલી હોય છે તેમને સઘળું સ્થળ શ્રી ગોકુળજ છે, ગમે ત્યાં દેહ પડો તોપણ એક સરખીજ ગતિ થાય છે.

આ સંતદાસના સંબંધમાં "ભાવસિન્ધુ"માં એવી વાર્તા છે કેઃ—તેમના પિતા મર્યાદામાર્ગી સંત, વૈરાગીની બહુ સેવા કરતા, તેમને ત્યાં જ્યારથી આ સંતદાસનો જન્મ થયો ત્યારથી સમ્પત્તિ (દ્રવ્ય) વધતી ગઈ. પણ સંતદાસ તો જન્મથીજ વૈરાગ્ય દશામાં રહેતા. તેમના પિતાએ સંતદાસનું લગ્ન કર્યું તેમાં ઘણાજ પૈસા ખર્ચ કર્યા. પછી તેમના પિતા હરિ શરણ થયા. એટલે સંતદાસજી ઘેર નીકળી ચારે ધામની યાત્રા કરી ફરતા ફરતા શ્રી મથુરાંજીમાં આવ્યા, ત્યાંથી શ્રી ગોકુળ ગયા, ત્યાં તેમને શ્રી મહાપ્રભુજીનાં સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમનાં દર્શન થયાં તેથી તેમની શ્રી મહાપ્રભુજી ઉપર આશક્તિ ચોંટી અને શરણે આવ્યા. (વૈષ્ણવ થયા) પછી તેમણે શ્રી મહાપ્રભુજીને વિનંતી કરી કે મહારાજ! હવે મારે શું કરવું? કારણ મારી પાસે દ્રવ્ય બહુજ છે, લૌકિક ગુમાસ્તા, વગેરે પણ ઘણા છે. માટે તે દ્રવ્ય આપ કંઈ અંગીકાર કરો, ને તેનો પ્રભુમાં વિનયોગ થાય તેવું કંઈ બતાવો, અને મારૂં મન પ્રભુમાં ચાટે (સ્થિત થાય) તેવું બતાવો. પોતે પ્રસન્ન-

લાથી આજ્ઞા કરી કે ચિંતા કરશો નહિ. તમારૂં મન થોડા દિવસમાં નિરોધવાળું થશે, અને તમારી ઇચ્છા પૂર્ણ થશે. પછી તે શ્રી ઠાકોરજીને પધરાવીને પોતાને ગામ આગ્રા આવ્યા અને શ્રી ઠાકોરજીની સેવા પ્રસન્ન ચિત્તથી કરવા લાગ્યા. પછી થોડા દિવસમાં શ્રી મહાપ્રભુજી આગ્રા પધાર્યા છે એમ વધાઇ મળવાથી તે પોતાના નોકર, ગુમાસ્તા વગેરેને સાથે લેઇ શ્રી મહાપ્રભુજીને પધરાવવા સામા ગયા. અને પોતાને ઘેર પધરાવી લાવ્યા. કેટલાક દિવસ ત્યાંજ મુકામ કર્યો. સંતદાસ તથા તેમનાં સ્ત્રી એ મળીને શ્રી મહાપ્રભુજીની ઘણાજ ભક્તિ ભાવથી, અનેક પ્રકારે લાડ લડાવી, તન, મન અને ધનથી પ્રિતીપૂર્વક સેવા કરી. તેમજ શ્રી મહાપ્રભુજીએ પણ પોતાના શ્રીમુખનાં વચનામૃત દ્વારા સંતદાસને રસરૂપ કરી દીધા, અને સ્વમાર્ગનો સઘળો સિદ્ધાન્ત તેમના હૃદયમાં સ્થાપન કર્યો. સંતદાસજીએ પોતાની પાસે જે દ્રવ્ય હતું તેમાંથી ફક્ત પોતાના ઉદર નિર્વાહ જેટલુંજ રાખી બીજું શ્રી મહાપ્રભુજીને ભેટ કરી દીધું. થોડા દિવસમાં શ્રી મહાપ્રભુજી અડેલ બિરાજ્યા. સંતદાસજીએ ગુમાસ્તા વગેરેને રજા આપી પોતે શાન્ત ચિત્તથી શ્રી ઠાકોરજીની સેવા કરવા લાગ્યા.

હવે પોતે વિચાર કર્યો કે *આ દ્રવ્યથી ગુરૂ સેવા તો થઇ ( શ્રી મહાપ્રભુજીએ અંગીકાર કર્યું ) પણ હવે બીજી બે સેવા હરિ-(પ્રભુ) અને વૈષ્ણવ-( ભગવદીય )ની બાકી રહી માટે તે કંઇક થાય તો સારૂં, અને તેમ થાય તોજ આ દ્રવ્ય મેળવ્યું તેની સફળતા ગણાય. એવા વિચારથી પોતાની પાસે જે દ્રવ્ય રાખ્યું હતું તેમાંથી પોતે મોટા ઉત્સવો માન્યા, ઉત્તમ પ્રકારની સામગ્રી કરી, પ્રભુને અંગીકાર કરાવી; વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવ્યો. રાત્રે પણ ભગવદ્ વાર્તા કરે વૈષ્ણવો આવે તેમનું મહાપ્રસાદથી યથાશક્તિ સન્માન કરે ( વૈષ્ણવોને વહેંચી આપે ) આવી રીતે પોતે વૈષ્ણવોની ટહેલ

---

* મહાનુભાવી ભગવદીય દયારામભાઇના શબ્દોમાં કહીએ તો પોતાની પાસે જે દ્રવ્ય હોય તેનો યથાશક્તિ સુવિનિયોગ કરવો. જુઓ તે કહે છે કેઃ—

હરિ ગુરૂ વૈષ્ણવ સરખા લેખો, ભિન્ન ભાવ હૃદયે ન૧ દેખો;
દાસપણું ત્રણેનું ગ્રહએ તો, તન મન ધન વિવેકશુંજી.

આ સંતદાસજીએ ઉપરના વાક્યોને અનુસરીને હરિ, ગુરૂ, અને વૈષ્ણવની સેવા તન, મન અને ધનથી રૂડી રીતે કરી હતી.

વૈષ્ણવોએ આ આખું ધોળ અવશ્ય મનન કરવા જેવું છે. જીજ્ઞાસુએ "વિવિધ ધોળ પદ સંગ્રહ ભાગ ૧ લો" પાનું ૨૦૯ જોવું.

(સેવા) કરી. એમ કરતાં બધું દ્રવ્ય ઘટી ગયું ત્યારે વિચાર્યું કે બહુ સારૂં થયું "जहांकी वस्तु जहां पहोंचो." પછી જ્યારે ૨૪ ટકાની પુંજી રહી ત્યારે વાર્તામાં જણાવ્યા પ્રમાણે તેનાથી પોતે નિર્વાહ કરતા રાત્રે ભગવદ્ વાર્તા કરતા ગામના વૈષ્ણવો વાર્તા સાંભળવા આવતા તેમને ચણાનો મહાપ્રસાદ આપતા.

એક વખત એક શેઠ તેમનો મહિમા સાંભળી પોતે સંતદાસને ઘેર વાર્તા સાંભળવા આવ્યો. તે શેઠ પોતાને ઘેર હમેશાં વૈષ્ણવોને મહાપ્રસાદમાં લાડુ કરીને વહેંચતા. પણ આ સંતદાસને ઘેર તો તેમને ચણાનો પ્રસાદ મળ્યો તેથી તેને મનમાં અભિમાન થયું કે સંતદાસ આવા ભારે મહાન્ ભગવદીય હોવા છતાં આવો મહાપ્રસાદ આપ્યો! કહી પોતે મહાપ્રસાદની અવજ્ઞા કરી નીચે નાંખી દીધો ને ઘેર ચાલ્યા ગયા. આ ચણાનો મહાપ્રસાદ "પદ્મનાભદાસના છોલા માફક શ્રી પ્રભુ પૂર્ણ પ્રીતીથી અંગીકાર કરતા તેથી તે અલૌકિક સ્વાદવાળો હતો" તે વખતે વાર્તા સાંભળવા માટે શ્રી મહાદેવજી આવતા તે વીણવા લાગ્યા. બધા વૈષ્ણવોએ કહ્યું કે આ કોણ મહાપ્રસાદ વીણી લે છે? એમ કહી તેમને (મહાદેવજીને) પકડયા એટલે કહ્યું કે હું મહાદેવજી છું; હમેશાં તમારે ત્યાં ભગવદ્ વાર્તા સાંભળવા આવું છું અને આજે મને શેઠજીની કૃપાથી (તેમણે મહાપ્રસાદ ફેંકી દીધો તેથી) આ મહાપ્રસાદ મળ્યો છે. સંતદાસનો મહીમા એવો ભારે હતો કે શ્રી મહાદેવજી પણ વાર્તા સાંભળવા આવતા.

એક વખત ચાચા હરિવંશજી આગ્રા આવ્યા. સવારના વખતે તે આગ્રા પહોચ્યા ત્યાં રસ્તામાંજ રૂપચંદનંદા વૈષ્ણવ મળ્યા તે ઘણો આગ્રહ કરી ચાચાજીને પોતાને ઘેર પધરાવી ગયા, નહિ તો તે સંતદાસજીને ઘેરજ ઉતરતા. આ વાત સંતદાસે જાણી પોતે ઘણો કલેશ કરવા લાગ્યા કે ચાચાજી મારે ઘેર આવતા પણ કોણ જાણે શું અપરાધ થયો હશે કે તે આ વખતે આવ્યા નહિ. તેમ સ્ત્રીને પણ પૂછ્યું કે તમે કંઇ તેમને કહ્યું તો નથી? આ સાંભળી સ્ત્રીને પણ કલેશ થયો. હશે! ભગવદ્ ઇચ્છા માની શ્રી ઠાકોરજીની સેવાથી પહોચી બહાર આવ્યા ચાચાજીની રાહ જોવા લાગ્યા. પછી તો તે બજારમાં ગયા (મહાપ્રસાદ લીધો નહિ) સ્ત્રીને કહ્યું ચાચાજી આવે તો મને બોલાવવા આવજો, નહિ તો મહાપ્રસાદ ઢાંકી રાખજો. હવે ચાચાજી તો આવ્યા નહિ. ઉત્થાપનના સમયે સંતદાસજી ઘેર આવ્યા પુછ્યું તો ચાચાજી આવ્યા નથી. પછી ઉત્થાપનથી શયનપર્યંતની સઘળી સેવા પહોચી શ્રી ઠાકોરજી પોઢાડયા. પોતે રાત્રે પણ પ્રસાદ લીધો નહિ. ચીંતા કરવા

લાગ્યા કે કોણ જાણે આ વખતે ચાચાજીએ હમારી શું વિચારી છે ! કે આ વખતે મારે ઘેર પધાર્યા નહિ. એમ વિચાર કર્યા કરે, રાત્રે તો ઉંઘ્યા પણ નહિ. આખી રાત્રિ વિરહમાંજ વ્યતીત થઈ. હવે રાત્રે ચાચાજી રૂપચંદનંદાને ત્યાં સુતા છે, ત્યાં શ્રી ગુસાંઈજીએ જણાવ્યું કે તમે આ શું અનુચિત કર્યું? સંતદાસને શ્રમ કરાવ્યો! તેમણે તમારી આવવાની રાહ જોતાં હજુ સુધી પણ પ્રસાદ લીધો નથી.

સંતદાસજી સરખા શ્રી મહાપ્રભુજીના સેવક કે જેમના નામ સ્મરણથી જીવ કૃતાર્થ થાય તેમને આટલો બધો શ્રમ અને ક્લેશ ! ! આ આજ્ઞા થતાંજ ચાચાજી ત્યાંથી રાત્રેજ ચાલ્યા, રૂપચંદનંદાને કહ્યું હું સંતદાસજીને ઘેર જઉં છું. તેમણે કહ્યું આટલી મોડી રાત્રે ક્યાં જશો ! સવારે જજો. ચાચાજી કહે સવાર ક્યારેય થશે ! માટે હું તો હમણાંજ જઉં છું. રૂપચંદનંદા પણ કૃપાપાત્ર વૈષ્ણવ હતા તે જાણી ગયા કે કંઇક કારણ છે. ચાચાજી સંતદાસજીને ત્યાં ગયા. રાત્રે બારણું ઉઘડાવ્યું સંતદાસને ભગવદ્ સ્મરણ કરી હૃદય સાથે લગાવી બહુજ વિનતી કરી કે આપને શ્રમ થયો તે મારી મોટી ભુલ થઇ છે, માટે મારો અપરાધ ક્ષમા કરો. અને હું ભુખ્યો છું માટે કંઇ મહાપ્રસાદ આપો. સંતદાસજીએ કહ્યું મહાપ્રસાદ તો સવારનો વાસી છે. પણ હમણાં સ્રીને ન્હવડાવું છું. ચાચાજીએ ના કહ્યું મને તો અત્યારેજ છે તેજ ( વાસી ) મહાપ્રસાદ આપો. પછી રાત્રે સ્નાન કરી ત્રણે જણે મહાપ્રસાદ લીધો. પરસ્પર ઘણો આનંદ થયો. પછી ભગવદ્ વાર્તા કરવા બેઠા તે સવાર થઇ ગઇ, બપોર થયા, રાજભોગનો સમય થયો, તે વખતે સ્રી આવી વિનતી કરે છે પણ આતો ભગવદ્ રસમાં મગ્ન હતા તેથી કંઈ સુદ્ધિ રહી નહિ. શ્રી સેવાથી પહોચ્યાં. એમ કરતાં સાંજ થઇ ત્યારે સચેત થયા. સ્રીને પુછ્યું શું સમય છે? તે કહે શયનભોગ આવ્યા છે. ત્યારે કહ્યું રાજભોગથી પહોચ્યાં તે તો અમને ખબર પડી નહી! સ્રીએ કહ્યું તે વખતે તમે બીજી ઠેકાણે હતા (ભગવદ્ રસમાં રસાવિષ્ટ થયા હતા—લીલા સ્થળમાં હતા. ) પછી તેમણે સ્નાન કરી મહાપ્રસાદ લીધો. આ વાત રૂપચંદનંદાએ જાણી એટલે તે આવ્યા તેમણે સંતદાસજીને વિનંતી કરી કે ચાચાજી આપને ત્યાં ના આવ્યા તે અપરાધ મારો છે ક્ષમા કરો. મેંજ આપને આટલો પરિશ્રમ કરાવ્યો. ચાચાજીનો દોષ નથી. ( જો કે ચાચાજી તેમજ રૂપચંદનંદા પણ કૃપાપાત્ર સેવક હતા, છતાં પણ શ્રી મહાપ્રભુજીના સેવકની કાની રાખતા. ) આવો સંતદાસનો ભક્તિભાવનો પ્રભાવ અનિર્વચનીય હતો. શ્રી ગુસાંઇજીની આજ્ઞા લેઇને શ્રી ગોકુળનાથજી પણ સંતદાસજીને દર્શન આપવા ૩–૪ વખત તેમને ઘેર આગ્રા પધાર્યા હતા.

સંતદાસજીને ઘેર બેઠાં પણ વ્રજલીલાનો અનુભવ થતો તેમજ શ્રી મહાપ્રભુજી અને શ્રી ગુસાંઇજીના સ્વરૂપનો પણ અનુભવ થતો. આ સંતદાસજી ઘણો વખત ભુતળ ઉપર બિરાજ્યા ( ઘણા વૃદ્ધ થયા ત્યાં સુધી ) એમ કરતાં તેમની દેહ અશક્ત થઇ ત્યારે વૈષ્ણવોએ કહ્યું કે આપની આજ્ઞા હોય તો આપને શ્રી ગોકુળ લેઇ જઇએ. સંતદાસજીએ કહ્યું કે શ્રી ગોકુળની કંઇ સેવા તો મારાથી થઇ નથી! અને હવે આ વખતે શ્રી ગોકુળમાં જઇને શું રાખ ઉડાવું !!! આ વખતે કોઇ વૈષ્ણવ તો પંચાધ્યાયીનો પાઠ કરતા, કોઈ અષ્ટાક્ષરનો જપ કરતા, તે વખતે સંતદાસે કહ્યું કે એક વખત હું શ્રી ગોકુળ ગયો, ત્યાં આપનો ( શ્રી ગુસાંઇજીનો ) જન્મ દિવસ હતો, સઘળા વૈષ્ણવો કેશર સ્નાન કરાવતા હતા, વધાઇ મંગળ થઇ રહ્યો હતો તે વખતે મેં જઇને સાષ્ટાંગ દંડવત્ કર્યાં; પોતે હસીને આજ્ઞા કરી કે " संतदासजी आए " મેં વિનતી કરી રાજ ! હમણાં આવ્યો છું. એટલું કહેતામાં સંતદાસજી લીલામાં પ્રાપ્ત થયા. (શ્રી ગોકુળમાં શ્રી ગુસાંઈજીના ચરણારવિંદમાં પહોચ્યા. ) આવી સંતદાસની વાર્તા અનિવચનીય છે. કેટલીક લખીએ. ( જુઓ " ભાવસિન્ધુ " ).

---

## વાર્ત્તા ૭૮ મી. વૈષ્ણવ ૭૮ મા.

# सुंदरदास श्री जगन्नाथजी पासेना गाममां रहेता तेमनी वार्त्ता.

---

આ સુંદરદાસજી શ્રી જગન્નાથ રાયજીથી દસ ગાઉ દુર એક ગામમાં રહેતા. તે ગામમાં કૃષ્ણ ચૈતન્યનો સેવક માધવદાસ કરીને પણ રહેતો હતો. તેમને અને સુંદરદાસને પરસ્પર ઘણોજ સ્નેહ હતો, બન્ને જણ જ્યારે એક જગાએ બેસતા ત્યારે સુંદરદાસ શ્રી મહાપ્રભુજીની સરાહના કરે. માધવદાસ કહેતા કે મારે તો જે કંઇ છે તે કૃષ્ણચૈતન્ય છે. એક વખતે શ્રી મહાપ્રભુજી પધાર્યા હતા ત્યારે સુંદરદાસે પોતાને ઘેર પધરાવ્યા. તેમના આગ્રહથી શ્રી મહાપ્રભુજીએ તેમને ત્યાં રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો, જ્યારે ભોગ સરાવ્યો ત્યારે માધવદાસે પોતાના મિત્ર સુંદરદાસને કહ્યું કે તારા ગુરૂના હાથનું શ્રી ઠાકોરજી આરોગતા નથી અને હું જે કંઇ શ્રી ઠાકોરજીને આરોગાવું છું તેમાંથી એક ગ્રાસ પણ થાળમાં રહેતો નથી, શ્રી ઠાકોરજી બધું આરોગી જાય છે. આ વાત સુંદ-

રદાસે શ્રી મહાપ્રભુજીને જણાવી. શ્રી મહાપ્રભુજીએ માધવદાસને બોલાવીને પૂછ્યું, ત્યારે માધવદાસે જે વૃત્તાંત હતો તે સઘળો જણાવી દીધો. પોતે કહ્યું કાલે હું ત્હારે ત્યાં શ્રી ઠાકોરજીનાં દરશન કરવા આવીશ. અમારા દેખતાં શ્રી ઠાકોરજી આરોગશે તો હું સાચું માનીશ. બીજે દીવસે શ્રી મહાપ્રભુજી માધવદાસને ઘેર પધાર્યા. શ્રી ઠાકોરજીનાં દરશન કરી કહ્યું હવે શ્રી ઠાકોરજીના આગળ થાળ લાવીને ધરો. માધવદાસ થાળ લઇને આવ્યો, તે થાળ શ્રી ઠાકોરજીના આગળ ધરી કમાડ બંધ કરી મંદિરમાંથી બહાર આવ્યો. શ્રી મહાપ્રભુજી મંદિરના બારણા આગળ બેઠા. ત્યાં એક પ્રેત દરરોજ આવી શ્રી ઠાકોરજીના આગળથી બધો ભોગ ખાઇ જતો, તે પ્રેત તે દિવસે આવ્યો, શ્રી મહાપ્રભુજીને દ્વાર આગળ બિરાજેલા જોઇને ખીસીઆણો પડી ગયો, અને આપને વિનંતી કરવા લાગ્યો કે, મહારાજ આજે હું ભુખે મરી જઇશ, પોતે તેને કહ્યું, અત્યાર સુધી તેં ખાધુ તેતો ખાધુ, પણ હવે ખાવા પામીશ નહિ, તેથી અહીંઆંથી જા. તેથી તે પ્રેત ત્યાંથી પાછો ગયો, પછી જ્યારે માધવદાસ ભોગ સરાવા ગયા ત્યારે થાળ મહાપ્રસાદથી ભરેલો જ્યાં ને ત્યાં ધરેલો છે, તેણે શ્રી આચાર્યજીને કહ્યું, તમારા આવવાથી મારા શ્રી ઠાકોરજી આરોગ્યા નહિ, અને ભુખ્યા રહ્યા. એવાં સામાન્ય વચન બહુ કહ્યાં પણ પોતે કંઇ બોલ્યાનહિ અને પોતાના સ્થાન ઉપર પધાર્યા. પછી રાત્રીએ જ્યારે માધવદાસ સુઇ ગયો ત્યારે શ્રી ઠાકોરજીએ પધારીને પોતાના અનુચરના હાથે તેને ખાટલા ઉપરથી ઊંધો નાંખીને બહુજ મરાવ્યો, તેણે તેમને કહ્યું તમે મને મારો છો શા માટે? શ્રી ઠાકોરજીએ કહ્યું તેં શ્રી મહાપ્રભુજીને સામાન્ય વચન શા માટે કહ્યાં? હું તારે ત્યાં ભોગ કયારે આરોગતો હતો? તું જે ભોગ ધરતો હતો તે એક પ્રેત આવીને ખાઇ જતો હતો, આજે શ્રી મહાપ્રભુજી પધાર્યા હતા તેથી તે ખાઇ શકયો નહિ. એતો મારૂં સર્વસ્વ છે, માધવદાસે વિનંતી કરી હું ભુલ્યો, સવાર થશે એટલે શ્રી મહાપ્રભુજીની પાસે જઇ, મારો અપરાધ ક્ષમા કરાવરાવીશ. હું એવું જાણતો નહોતો. એટલે તે અનુચરોએ તેને છોડયો. પછી પ્રાતઃકાલ થયું કે તરતજ માધવદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીની પાસે આવ્યો. સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી વિનતી કરી મહારાજ, મારો અપરાધ ક્ષમા કરો. હું આપનું સ્વરૂપ ઓળખી શકયો નહિ. પણ શ્રી ઠાકોરજીએ કૃપા કરી જણાવ્યું. નહિ તો હું અપરા-

ધીજ રહેત. શ્રી મહાપ્રભુજી પરમ દયાળુ છે, તેથી પ્રસન્ન થઇને પોતે કહ્યું, તારો શો અપરાધ છે ? હું તારા ઉપર પ્રસન્ન છું. માધવદાસે વિનતી કરી મહારાજ, મને શરણે લ્યો. પોતે કહ્યું "તું કૃષ્ણ ચૈતન્યનો શિષ્ય છું તે અમારોજ છું. તો પણ માધવદાસે માન્યું નહિ અને ઘણોજ આગ્રહ કર્યો કે મહારાજ ! મારા ઉપર કૃપા કરી મારે ઘેર પધારો. પછી પોતે માધવદાસના ઉપર પ્રસન્ન થઇને નામ સંભળાવી નિવેદન કરાવરાવ્યું. ત્યાર પછી તેમને ઘેર પધારી તેમના શ્રી ઠાકોરજીને પંચામૃત સ્નાન કરાવી શૃંગાર કરી સિંઘાસન પાટ બેસાડ્યા. પછી શ્રી મહાપ્રભુજીએ પાક કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પ્યો. સમયાનુસાર ભોગ સરાવી શ્રીને અનોસર કરી પછી પોતે ભોજન કર્યું. પછી માધવદાસને કહ્યું, જેટલા વૈષ્ણવ આ ગામમાં હોય તેટલા વૈષ્ણવોને બોલાવી લાવો, તેણે કહ્યું. મહારાજ, પાંચ સાત વૈષ્ણવને બોલાવી લાવું ? પોતે કહ્યું પાંચ, સાત શું ? જેટલા વૈષ્ણવ તારા મનમાં આવે તેટલા વૈષ્ણવને બોલાવી લાવ. તેણે કહ્યું મહારાજ, પ્રસાદ તો થોડો છે અને વૈષ્ણવો બહુ છે, તે કેમ થશે ? પોતે કહ્યું એ વાતમાં તા'રે શું ? ભગવત્ પ્રસાદ તો અખૂટ છે. કોઈ વખતે ખૂટયો નથી તેથી તારે જેટલા વૈષ્ણવને બોલાવી લાવવા હોય તેટલાને બોલાવી લાવ. માધવદાસ ગામમાં જઇ જેટલા વૈષ્ણવ હતા તે બધાને બોલાવી લાવ્યા. તેમને બેસાડીને બહુ સારી રીતે મહાપ્રસાદ લેવડાવ્યો. જ્યાં સુધી વૈષ્ણવોએ મહાપ્રસાદ લીધો ત્યાં સુધી થાળ ભરેલો ને ભરેલો રહ્યો. જ્યારે વૈષ્ણવો પ્રસાદ લઇને ગયા ત્યારે ઘરના વૈષ્ણવો ( માણસો ) જેટલો મહાપ્રસાદ તે થાળમાં રહ્યો. ઘરના વૈષ્ણવોએ અને સુંદરદાસે બહુજ મહાપ્રસાદ ધરાઇને લીધો. ત્યાર પછી થાળમાંથી મહાપ્રસાદ ઓછો થયો. શ્રી મહાપ્રભુજીએ માધવદાસને કહ્યું વૈષ્ણવને વિશ્વાસ મુખ્ય છે. તે રાખવો જોઇએ. એ પ્રમાણે શ્રી મહાપ્રભુજીએ માધવદાસનો અંગીકાર કર્યો. સુંદરદાસના સંગથી માધવદાસ ભલા વૈષ્ણવ થયા, તેથી સંગ કરવો તો એવા વૈષ્ણવોનો કરવો. સુંદરદાસ શ્રી મહાપ્રભુજીના કૃપાપાત્ર ભગવદીય હતા. ॥ વૈષ્ણવ ૭૮ મા ॥

( સાર )—(૧) શ્રી ઠાકોરજીને ધરેલી સામગ્રી યથાસ્થિત એમની એમજ રહે છે. એમાંથી કંઇ ઓછી થતી નથી. પોતાના આરોગવાથી અલૌકિક સ્વાદ આવે છે અને અખૂટ થાય છે.

( ૨ ) શ્રી મહાપ્રભુજીને સામાન્ય વચન કહ્યાં તો શ્રી ઠાકોરજીએ જાતે પધારીને અનુ-

ચર પાસે માર મરાવરાવ્યો, કારણ કે તેના ઉપર કૃપા કરવી હતી. શ્રી મહાપ્રભુજી અને શ્રીનાથજી પોતે એક સ્વરૂપ છે તે માધવદાસને પોતે શ્રીમુખથી કહ્યું.

(૩) કૃષ્ણચૈતન્યનો સેવક તે પોતાનોજ છે એવું કહેવા છતાં, શુદ્ધ પુષ્ટિમાર્ગીય જીવ હોવાથી શ્રી મહાપ્રભુજી પ્રાસેથી આગ્રહ કરીને પણ નામ નિવેદન કરાવરાવ્યું, શ્રી મહાપ્રભુજીએ કૃપા કરીને આપ્યું, અને પહેલેજ દીવસે શ્રી ઠાકોરજીને પંચામૃત સ્નાન કરાવી, અર્થાત્ પુષ્ટ કરી શ્રી ઠાકોરજીને શૃંગાર કરી ભોગ ધરી સેવા રીતિ દેખાડી.

(૪) મહાપ્રસાદ અખૂટ છે તે ગામના બધા વૈષ્ણવોને લેવડાવી સિદ્ધ કરી બતાવ્યું. હાલ પણ મહાનુભાવી ભગવદીયોને ત્યાં આ ક્રમ જોવામાં આવે છે. થોડા મહાપ્રસાદમાં અનેક વૈષ્ણવો પ્રસાદ લે છે.

(૫) સુંદરદાસ જેવા શ્રી મહાપ્રભુજીના કૃપાપાત્ર ભગવદીયના સંગથી માધવદાસ ઊત્તમ વૈષ્ણવ થયા. માટે ખાસ કરીને શ્રી મહાપ્રભુજીના આશ્રિત ભગવદીયોનો સંગ કરવો.

---

### વાર્ત્તા ૭૯ મી. વૈષ્ણવ ૭૯ મા.

## માવજી પટેલ તથા તેમનાં સ્ત્રી વિરજોની વાર્ત્તા.

માવજી પટેલ તથા તેમનાં સ્ત્રી વર્ષમાં બે વખત શ્રી ગોકુલ આવતાં. શ્રી ગુસાંઇજીનાં દર્શન કરી શ્રી ગિરિરાજ શ્રીનાથજીનાં દર્શન કરવા જતાં. શ્રી ગુસાંઇજી તેમના ઉપર ઘણાજ પ્રસન્ન રહેતા. જ્યારે તેમને કૃષ્ણભટ્ટનો સંગ થયો ત્યારે વીરજોએ કૃષ્ણભટ્ટને કહ્યું તમે હમારે માથે સેવા પધરાવો તો સારૂં. કૃષ્ણભટ્ટે શ્રી ગુસાંઇજીને વિનતી કરી તેમને માથે સેવા પધરાવી આપી. શ્રી ગુસાંઇજીએ શ્રી ઠાકોરજીને પોતાના શ્રી હસ્તથી સિંઘાસન પાટ ઉપર પધરાવ્યા. માવજી પટેલ તથા તેમની સ્ત્રી સ્નેહ પૂર્વક સેવા કરવા લાગ્યાં. જે સામગ્રી શ્રી ઠાકોરજીને સમર્પતા તે શ્રી ઠાકોરજી પ્રેમ પૂર્વક આરોગતા. શ્રી મહાપ્રભુજીનો ઊત્સવ આવતો ત્યારે બહુ સારી રીતે ઉત્સવ કરતા. શ્રી મહાપ્રભુજીના સેવકો ૧૦-૨૦ ગાઉ સુધીમાં રહેતા તેમને આમંત્રણ કરીને સારી રીતે મહાપ્રસાદ લેવડાવતા. કૃષ્ણભટ્ટ વગેરે સધળા વૈષ્ણવો ઉપર ઘણોજ પ્રેમ રાખતા. તેથી સધળા વૈષ્ણવો તેમના ઉપર પ્રસન્ન રહેતા.

(સાર) શ્રી ઠાકોરજી, શ્રી મહાપ્રભુજી, શ્રી ગુસાંઇજી અને વૈષ્ણવો ઉપર પરિપૂર્ણ પ્રેમ રાખતા, અને એ ચારે એકજ સ્વરૂપના કૃપાપાત્ર [illegible] શ્રી મહાપ્રભુજીનો સારી રીતે ઉત્સવ કરી દશ વીસ ગાઉના વૈષ્ણવોને આમંત્રણ કરી તેડાવતા [illegible] આનંદ, ભાવપૂર્વક

છે. તેમણે તો શ્રી ઠાકોરજીની સેવા, શ્રી મહાપ્રભુજીનો ઉત્સવ આવે ત્યારે સારી રીતે ઉત્સવ ઊજવીને શ્રી મહાપ્રભુજીની સેવા, શ્રી ગુસાંઇજીનાં બે વખત શ્રી ગોકુલ જઇ દર્શન કરીને શ્રી ગુસાંઇજીની સેવા, અને વૈષ્ણવોને ઘેર પધરાવી મહાપ્રસાદ લેવડાવી વૈષ્ણવોની સેવા એમ ચારે સ્વરૂપની પ્રેમપૂર્વક સેવાજ કરી છે.

❀ પ્રસંગ ૨ જો ❀ એક સમયે ઉત્સવના દીવસે સઘળા વૈષ્ણવો મહાપ્રસાદ લેવા બેઠા હતા, ત્યારે વીરજો તે વૈષ્ણવોને અનસખડી મહાપ્રસાદ પરોસતાં હતાં. તે વખતે વીરજોએ કૃષ્ણભટ્ટને વિનતી કરી. મારો એવો મનોરથ છે કે વૈષ્ણવ મંડળી પ્રસાદ લેવા બેઠી હોય અને હું મારા હાથથી સખડી મહાપ્રસાદ પરોસું ! આ સાંભળી કૃષ્ણભટ્ટે કહ્યું આતો ભક્તિ ભાવથી થાય, પણ આ દ્રવ્ય સાધ્ય છે. વીરજોએ પૂછ્યું મહારાજ, દ્રવ્ય સાધ્ય છે તેનો અર્થ મને સમજાવીને કહો. કૃષ્ણભટ્ટે કહ્યું આ વૈષ્ણવ મંડળી લઇને શ્રી ગોકુલ શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા જઇએ. ત્યાં શ્રી ગુસાંઇજીની આજ્ઞા થાય તેમ કરીએ, ત્યારે સખડી મહાપ્રસાદ લેવાય. તેથી આ વાત દ્રવ્ય સાધ્ય છે. કારણ માર્ગમાં ઘણું ખર્ચ થાય. વીરજોએ પોતાના પતિ માવજી પટેલને કહ્યું મારો આ મનોરથ છે તે તમારે પૂર્ણ કરવો જોઇએ. પટેલે કહ્યું મારી પાસે બે લાખ રૂપીઆ છે. એટલાથી કાર્ય થાય તો સુખેથી કરો. કૃષ્ણભટ્ટે કહ્યું એટલાથી તો કામ જરૂરથી થશે. આપણે શ્રી ગુસાંઇજીની પાસે ચાલીએ. જેવી રીતે પોતે આજ્ઞા કરે તેમ વર્ત્તીએ. માવજી પટેલે જવાની બધી તૈયારી કરી પાસે જેટલું દ્રવ્ય હતું તે સઘળું લઇને ઉજ્જેનથી ચાલ્યા. માર્ગમાંથી કૃષ્ણભટ્ટે સઘળા વૈષ્ણવોને સાથે લીધા અને શ્રી ગોકુલ આવ્યા. શ્રી ગુસાંઇજીનાં દર્શન કરી વિનતી કરી મહારાજ! વીરજોને એવો મનોરથ છે કે પોતાના હાથથી વૈષ્ણવોને સખડી મહાપ્રસાદ લેવડાવવો. તેથી માર્ગમાં ઘણું ખર્ચ કરીને આપની પાસે આવ્યા છીએ. શ્રી ગુસાંઇજીએ કહ્યું આ મનોરથ તો પુરુષોત્તમ ક્ષેત્ર ( જગન્નાથપુરી ) વિના પૂર્ણ ન થાય. તેથી આપની વિદાયગીરી લઇ વીરજો સઘળી વૈષ્ણવ મંડળી લઇને શ્રી જગન્નાથરાયજીનાં દર્શન કરવા ચાલ્યાં, ત્યાં પહોચ્યા એટલે સઘળાઓએ શ્રી જગન્નાથરાયજીનાં દર્શન કર્યાં. પછી તેમનો મનોરથ હોવાથી જુદા જુદા પ્રકારની સામગ્રી કરાવી શ્રી જગન્નાથરાયજીને ભોગ સમર્પ્યો, પછી તે મહાપ્રસાદ સખડી અનસખડી વિરજોએ પોતાના હાથથી સઘળા વૈષ્ણવોને પરોસીને લેવડા-

વ્યો. પછી કેટલાક દિવસ સુધી ત્યાં રહ્યાં. વિરજો પોતાનો મનોરથ પૂર્ણ કરી, સઘળી વૈષ્ણવ મંડળીને લઈ પાછાં ફરીથી શ્રી ગોકુળ આવ્યાં. શ્રી ગુસાંઇજીનાં દર્શન કરી દંડવત્ કર્યાં. જગદીશમાં જે પ્રકાર કર્યો તે સઘળો આપના આગળ કહી બતાવ્યો. પછી જે દ્રવ્ય બચ્યું હતું તે સઘળું આપના આગળ ભેટ કરી દીધું. આ પ્રમાણે વિરજોનો ભાવ જોઇને શ્રીગુસાંઇજી તેમના ઉપર ઘણાજ પ્રસન્ન થયા. પછી સઘળા વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવ્યો. પછી વિરજો તથા સઘળા વૈષ્ણવો શ્રી ગુસાંઇજીની સાથે શ્રી ગોવર્ધન આવ્યાં. ત્યાં શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. પછી સઘળા વૈષ્ણવો તથા વિરજો શ્રીનાથજીથી તથા શ્રી ગુસાંઇજીથી વિદાય થઇને સૌ પોતપોતાને દેશ ગયાં. વિરજો ૧ વર્ષમાં બે વખત શ્રી ગોકુલ આવતાં, ત્યારે એક ગાડુ ભરીને ઘી અને એક ગાડુ ભરીને ગોળ લાવતાં અને એક મહિના સુધી રહેતાં, તેમાં પંદર દીવસ શ્રી ગોકુલમાં તથા પંદર દિવસ શ્રી ગિરિરાજ ( શ્રીનાથદ્વાર )માં રહેતાં, સામગ્રી કરીને જે ભોગ ધરતાં તે સરાવીને ઢાંકી રાખતાં. જ્યારે શ્રીનાથજીની ગાયોના ગ્વાલ ખીરકમાં આવતા ત્યારે સઘળાઓને મહાપ્રસાદ, ( ખાંડ, ભાત, ઘી ચોપડીને ) ત્યાં જઇને લેવડાવતાં. પછી પાછાં ફરતાં ત્યારે સઘળા સેવકોને બેસાડીને પહેરામણી (ધોતી ઉપરણા વગેરે આપતાં) પહેરાવતાં. શ્રી ગુસાંઇજી તેમના ઉપર ઘણાજ પ્રસન્ન રહેતા, શ્રીનાથજીના ભીતરીઆ અને સઘળા સેવકો પણ વિરજોના ઉપર ઘણાજ પ્રસન્ન રહેતા. વિરજો એવાં પરમ ભગવદીય હતાં. પદ્મારાવળ અને કૃષ્ણ ભટ્ટના સંગથી સ્ત્રી પુરૂષ બન્ને ભલાં ભગવદીય થયાં. તેથી સંગ કરવો તો તાદશીય વૈષ્ણવનો કરવો. માવજી પટેલ તથા વિરજો શ્રી મહાપ્રભુજીનાં એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં. ॥ વૈષ્ણવ ૭૯ મા. ॥

(સાર) વિરજો એવાં કૃપાપાત્ર ભગવદીય હતાં કે જેમના હાથથી સખડી મહાપ્રસાદ લેવામાં કોઈ પણ સ્થળે (ભક્તિભાવથી) બાધ આવે તેમ નહોતું. છતાં પણ વર્ણાશ્રમ ધર્મ રાખવા, દેહની મર્યાદ પાળવા, આ મનોરથ પુરૂષોત્તમક્ષેત્રમાં કરવામાં આવ્યો, અને તે પણ શ્રી ગુસાંઇજીની આજ્ઞા પ્રમાણે. વિરજોના ભાવનું કંઈક દિગ્દર્શન શ્રી મહાપ્રભુજીની કૃપાથી વૈષ્ણવોને થાય તો જરૂર ભવસિંધુ તરી જઇ શ્રી ઠાકોરજીની લીલારૂપી રસ સિંધુમાં મગ્ન થવાય.

## વાર્ત્તા ૮૦ મી. વૈષ્ણવ ૮૦ મા.

# ગોપાળદાસ નરોડાના ક્ષત્રીયની વાર્ત્તા.

આ ગોપાળદાસને શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા આપી હતી કે તમારી પાસે જે નામ મંત્ર લેવા આવે તેને આપજો, તેથી ગોપાળદાસ સઘળાઓને નામ મંત્ર આપતા. ( સંભળાવતા ). એક વખતે શ્રી મહાપ્રભુજી નરોડામાં આ ગોપાળદાસને ઘેર પધાર્યા, ત્યારે તે ઉદર નિર્વાહ અર્થે બહાર ગયા હતા, તેથી ઘેર નહોતા; પણ તેમના બેટા ઘેર હતા. શ્રી મહાપ્રભુજીએ છોકરાને પૂછયું, ત્હારા બાપ કયાં ગયા છે? છોકરાએ કહ્યું શ્રી ઠાકોરજીના કામકાજ અર્થે કંઇ ગયા હશે! આ સાંભળીને પોતાનું ચિત્ત અતિ અપ્રસન્ન થયું, અને મનમાં વિચાર કર્યો કે ગોપાળદાસનો બેટો એવું બોલે છે. તેથી અહીંઆં રહેવું ઉચિત નથી, પણ ગોપાળદાસને આવવા દેવો અને તે કેવો જવાબ આપે છે! ત્યાર પછી જે યોગ્ય હશે તે કરીશું એમ વિચાર કર્યો. ત્યાર પછી ગોપાળદાસ આવ્યા. પોતાને જોઇનેજ ઘણા પ્રસન્ન ચિત્તે દંડવત્ પ્રણામ કર્યાં, પોતે પૂછયું, ગોપાળદાસ ! કયાં ગયા હતા ? તેમણે કહ્યું મહારાજ, પેટ લાગ્યું છે તેથી વ્યાવૃત્તિને અર્થે ગયો હતો. આ સાંભળીને શ્રી મહાપ્રભુજી ઘણાજ પ્રસન્ન થયા અને કહ્યું, "વ્યાવૃત્તિમાં શ્રી ઠાકોરજીનું નામ ન લેવું એ વૈષ્ણવનાં લક્ષણ છે."

( સાર ) (૧) દોષ ત્રણ પ્રકારના હોય છે, મનનો, વાણીનો અને કર્મનો. ગોપાળદાસના બેટાએ વાણીનો દોષ કર્યો તો પણ શ્રી મહાપ્રભુજી ઘણાજ અપ્રસન્ન થયા. માટે શ્રી મહાપ્રભુજીને પ્રસન્ન કરવા માટે મુખરતા દોષમાંથી મુક્ત થઇ કાયિક, વાચિક અને માનસિક દોષમાંથી મુકત થવું. બોલવાનો અપરાધ કેટલું બધું ઉગ્ર સ્વરૂપ પકડે છે, તે માર્ગની અત્યુત્તમતા બતાવી આપે છે.

(૨) વ્યાવૃત્તિમાં શ્રી ઠાકોરજીનું નામ કદી પણ લેવું નહિ. દાખલા તરીકે સેવાનું કાર્ય કરતા હોય છતાં પણ પોતાના પેટના અર્થેજ છે. એમ જણાવવાથી. શ્રી ઠાકોરજી ઘણા જ પ્રસન્ન થાય છે, અનહદ સેવા કરતાં છતાં "પેટભર ખાયો, અને નિંદભર સોયો," એ મહાનુભાવી ભગવદીયનાં વાકયોનું સંસ્મરણ કરવું.

❀ પ્રસંગ ૨ જો. ❀ એકવાર ગોપાળદાસજી શ્રીનાથજીનાં દર્શન કરવા માટે આવ્યાં હતા. સાથે સેવક હતો. ત્યાં તાવ ચઢી આવવાથી, બે ચાર દીવસના લાંઘા થયા હતા. રાત્રે તૃષા લાગી તેથી સેવકની પાસે

જળ માગ્યું. સેવક ઊંઘી ગએલો હોવાથી સાંભળી શકયો નહિ. તેથી શ્રીનાથજી પોતે જલની ઝારી લઇને તેમની પાસે પધાર્યા અને ગોપાળદાસને જળ પાયુ અને ઝારી ત્યાંજ ધરી દીધી.

(સાર.) શ્રી ઠાકોરજીનું હૃદય અતિ કોમળ છે. તેથી ભક્તનું દુઃખ સહન કરી શક્યા નહિ. આ ઉપરથી ભક્ત જન લૌકિક દુઃખ ધારણ કરે તો પ્રભુ તે દુઃખ સહન કરી શકતા નથી અને તે દુઃખમાંથી મુક્ત કરવા પ્રભુને પરિશ્રમ પડે છે માટે ભક્તજને લૌકિક દુઃખને તો ધારણ કરવુંજ નહિ. ગોપાળદાસે પરિશ્રમ આપ્યો નહોતો, પણ સ્વ ઇચ્છાથીજ ભક્તનું દુઃખ દૂર કરવા માટે પધાર્યા હતા. છતાં ગોપાળદાસના મનમાં જાણવામાં આવ્યું ત્યારે તે ઘણા પસ્તાવો કરવા લાગ્યા.

❀ પ્રસંગ ૩ જો ❀ એક સમે ગોપાળદાસને અત્યંત વિરહ થયો, ત્યારે તેમણે ચોખરા કરીને ગાયા. તે ચોખરા.

( શિખંડી શ્યામ ઘન સખી કંઠ મનોહર હાર;
ધન્ય તે દિન જેનો દેખીશું નયણે નંદકુમાર ॥

આવા આવા અનેક ચોખરા કરીને ગાયા છે.

❀ પ્રસંગ ૪ થો ❀ એક સમે શ્રી ગુસાંઇજી આપ નરોડા પધાર્યા. ત્યારે ગામ બહાર મુકામ કર્યો હતો. જ્યારે ગોપાળદાસ ઉત્થાપનના વખતે શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા ગયા ત્યારે ૨-૪ વૈષ્ણવો બેઠા હતા. તેમણે ગોપાળદાસને કહ્યું અમને શ્રી ગુસાંઇજી પાસેથી નામ અપાવો. ગોપાળદાસે કહ્યું હું નામ આપું છું. તેથી ઘેર જઇને તમને નામ આપીશ. પણ તે વૈષ્ણવોનું મન શ્રી ગુસાંઇજી પાસેથી નામ લેવાનું હતું, તેથી ત્રણ વખત વિનતી કરી કહ્યું અમને શ્રી ગુસાંઇજી પાસેથી નામ નિવેદન અપાવરાવો. ત્રણે વખત ગોપાળદાસે કહ્યું તમને ઘેર જઇને નામ મંત્ર આપીશ. આ વાર્ત્તા શ્રી ગુસાંઇજી એ સાંભળી એટલે તે વૈષ્ણવોને પૂછ્યું તમે શું કહો છો ? તે વૈષ્ણવોએ વિનતી કરી મહારાજ, અમે નામ નિવેદન માટે કહીએ છીએ. તેથી પોતે નામ નિવેદન કરાવ્યું. પછી ગોપાળદાસ તરફ અપ્રસન્ન ચિત્તથી બોલ્યા કે, ગોપાળદાસ તમારો અંગીકાર શ્રી મહાપ્રભુજીએ કર્યો છે તે તો દૃઢ થયો છે. પણ જેમણે તમારી પાસેથી નામ મંત્ર લીધો છે તે અમારા કોઇ વખતે થવાના નથી. ત્યાર પછી જેમને ગોપાળદાસે નામ મંત્ર આપ્યો હતો. તેમને શ્રી ગુસાંઇજીએ ફરીથી નામ નિવેદન કરાવરાવ્યું. તેથી તે કૃતાર્થ થયા અને જે કોઇ ગોપાળદાસના સેવક રહી ગયા તે પંક્તિથી જુદા પડયા, તેમને શ્રી ગુસાંઇજી

આપ *ગંગોજ કહેતા. ગોપાળદાસે અભિમાનથી સ્વામીપણું સ્વીકાર્યું તેથી તે જીવોનું કાર્ય બગડયું. પણ ગોપાળદાસ શ્રી મહાપ્રભુજીના કૃપાપાત્ર ભગવદીય હતા. જેમની સાથે શ્રીનાથજી સાનુભાવ જણાવતા હતા. પણ સ્વામીપણું લેવાથી કેટલાક જીવોનું તેમનાથી અકલ્યાણ થયું. તેથી ભગવદીયે સદા દીનતામાંજ રહેવું. ॥ વૈષ્ણવ ૮૦ મા. ॥

(સાર) શ્રી ગુસાંઇજી પ્રત્યક્ષ બીરાજતા હોવા છતાં ગોપાળદાસે નામ આપવાનું સૂચવ્યું એજ સ્વામીત્વપણું બતાવે છે. તેઓ એમ સમજ્યા કે નામમંત્ર એકનો એક છે, માટે પોતાનું તેમાં શું કામ છે? એમ ગણી શ્રી ગુસાંઇજીની અધિકતા સ્વીકારી નહિ. એજ તેમનો મહાન્ અપરાધ હતો.

દીનતાનો નાશ, એજ આ માર્ગમાંથી સ્ખલિત થવાને મુખ્ય સાધન છે. દીનતા એજ ભગવદીયનાં લક્ષણ છે. ભગવદીયો નામ આપી શકે નહિ. પણ શ્રી મહાપ્રભુજીની આજ્ઞાથીજ તેઓ આપી શકતા હતા. આ અભિમાનથી તેમના સેવકોનું અહિત થયું. આ સેવકો ગંગોજ કહેવાયા. તેમજ શ્રી વલ્લભ કુળના ગોસ્વામી આચાર્યો બીરાજતા હોવા છતાં ભગવદીયો પાસેથી નામ નિવેદન કરાવે તો તેમનો શ્રી મહાપ્રભુજી, કદી અંગીકાર કરતા નથી. અને ગંગોજની માફકજ રહે છે. હાલમાં નામ નિવેદનની આજ્ઞા કોઇ ભગવદીયને આપવામાં આવતી નથી. શ્રી ગુસાંઇજીના બાળકો પોતેજ આપે છે.

---

અહીં સુધી વાર્તા ૮૦ થાય છે. જ્યારે બીજાં વાર્તાઓનાં પુસ્તકોમાં ૮૭ થાય છે. તેમાં ૮૪ વૈષ્ણવ, અને ૩ કુટુંબની વાર્તા મળી ૮૭ ગણે છે, અને આ પછીની ૪ વાર્તા સુરદાસ, કૃષ્ણદાસ, પરમાનંદદાસ, કુંભનદાસની છે તે જુદી ગણે છે. અને તે અષ્ટસખા (શ્રી મહાપ્રભુજીના ૪ અને શ્રી ગુસાંઇજીના ૪ એમ ગણે છે) છે એમ ગણે છે. અને તેથી આ પછીની ૪ વાર્તાઓ જુદી પાડે છે. આ સંબંધમાં વિશેષ હકીકત પ્રસ્તાવનામાં આવશે ત્યાં જોવું.

જુનાગઢસ્થ ગોસ્વામી શ્રી વ્રજવલ્લભલાલજી (મગનલાલજી) મહારાજે આ અષ્ટસખાનો દોહરો બનાવ્યો છે તે દોહરો.

કૃષ્ણજુ કુંભનદાસ હે, સૂર હિ પરમાનંદ;<br>
નંદ ચતુર્ભુજદાસજુ, છીતસ્વામી ગોવિંદ.

આ પૈકી ૪ શ્રી મહાપ્રભુજીના સેવક હતા તેમની વાર્તા.

---

* ગંગોજ=ગંગા નદીના પ્રવાહમાંથી છુટ્ટ પડી એક ખાડામાં ભરાઇ રહેલું જળ, આ જળ પવિત્ર ગણાતું નથી. જેમ પાત્ર અશુદ્ધ હોય અને જળ શુદ્ધ હોય છતાં તે અશુદ્ધજ ગણાય છે, તેમ આ ગંગોજ ગંગાજળ જેવું પવિત્ર ગણાતું નથી.

## વાર્ત્તા ૮૧ મી. વૈષ્ણવ ૮૧ મા.

# સૂરદાસજી ગૌઘાટ ઉપર રહેતા હતા તેમની વાર્ત્તા.

એક સમે શ્રી આચાર્યજી મહાપ્રભુજી અડેલથી વ્રજમાં પધારતા હતા. કેટલાક દિવસમાં આગ્રેથી મથુરાં જતાં વચમાં ગૌઘાટ આવે છે ત્યાં આગળ મુકામ કર્યો. તે વખતે પોતાની સાથે સેવકનો સમાજ બહુ હતો. આ સેવકો પણ પોતપોતાના શ્રી ઠાકોરજી માટે રસોઇ કરવા લાગ્યા, આ ગૌઘાટ ઉપર એક અંધ સૂરદાસજી કરીને મહાભગવદીય રહેતા હતા. તે બીજાઓને પણ સેવક કરતા તેથી સૂરસ્વામી કહેવાતા. તે મહાન્ ભગવદ્ ભક્ત અને કવી હતા. બહુજ સુંદર ભજનનાં પદ ગાતા. શ્રી આચાર્યજી મહાપ્રભુજીને ગૌઘાટ ઉપર ઊતરેલા જોઇને સૂરદાસજીના સેવકોએ શ્રી મહાપ્રભુજીના સેવકોને પૂછ્યું તમે કોણ છો? તેમણે નામ બતાવ્યું એટલે સેવકોએ સૂરદાસજીને જઇ કહ્યું કે જેમણે દક્ષિણમાં દિગ્વિજય કરી સઘળા પંડિતોને જીત્યા છે, માયાવાદનું ખંડન કરી ભક્તિમાર્ગનું સ્થાપન કર્યું છે, તે શ્રી આચાર્યજી મહાપ્રભુજી અહીંઆં પધાર્યા છે. સૂરદાસજીએ પોતાના સેવકોને કહ્યું કે તમે ત્યાં આગળ દુર જઇને બેસો અને શ્રી મહાપ્રભુજી ભોજન કરીને બીરાજે ત્યારે ખબર કરજો. હું તેમનાં દર્શન કરવા આવીશ. એટલે સૂરદાસજીનો એક સેવક ગૌઘાટ ઉપર થોડેક દુર આવીને બેસી રહ્યો. શ્રી મહાપ્રભુજીએ સામગ્રી સિદ્ધ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પી સમયાનુસાર ભોગ સરાવી ભોજન કરી, બીડી આરોગી ગાદી ઉપર આવી બીરાજ્યા, તેટલાજ વખતમાં સઘળા સેવકો પણ પહોચીને પોતાની પાસે સૌ સૌને ઠેકાણે જઇ બેઠા. સૂરદાસનો સેવક આવીને બેઠો હતો, તેણે શ્રી મહાપ્રભુજીને બીરાજેલા જોઇને સૂરદાસજીને કહ્યું સ્વામીજી, શ્રી મહાપ્રભુજી પહોચીને ગાદી ઉપર બીરાજ્યા છે. આ સાંભળીને, સૂરદાસજી પોતાની સાથે એક સેવકને લઇને શ્રી આચાર્યજીનાં દર્શન કરવા આવ્યા. આવીને દંડવત્ કર્યાં. તેમને જોઇને શ્રી મહાપ્રભુજી ઘણાજ પ્રસન્ન થયા. આદર સત્કાર આપી બેસાડયા. પછી પોતે કહ્યું સૂરદાસજી પ્રસન્ન છો? તેમણે કહ્યું આજે મારાં મહાભાગ્ય છે કે આપનાં દર્શન થયાં. પોતે કહ્યું સૂરદાસજી, કંઇક ભગવદ્ યશનું વર્ણન કરો.

સૂરદાસજીએ કહ્યું જેવી આજ્ઞા. એમ કહી તે વખતે સૂરદાસજીએ આપના આગળ એક પદ ગાયું તે પદ.

( પદ ૧ લું. રાગ ધનાશ્રી. )

હોં હરિ સબ પતિતનકો નાયક;
કો કરી શકે બરાબરી મેરી, ઇતને માનકો લાયક. ૧
જો તુમ અજામેલસોં કીની, સોપાંતી લીખી પાઉં;
હોઈ વિશ્વાસ ભલો જિય અપનેં, ઓર પતિત બુલાઉં. ૨
સિમિટ જહાં તહાં તેં સબ કોઉ, આઈજુરે ઇકઠોર;
અબકે ઇતનેં આનિ મિલાઉં, બેર દુસરી ઓર. ૩
હોડા હોડી મન હુલ્લાસ કરી, કરે પાપ ભરી પેટ;
સબહિન લે પાયન તરપરિ હોં, યહી હમારી ભેટ. ૪
એસી કિતનીક બનાઉં પ્રાણ પતિ, સુમિરન હે ભયો આડો;
અબકી બેર નિબેર લેહુ પ્રભુ, સૂર પતિતકો ટાંડો. ૫

( પદ ૨ જું. રાગ ધનાશ્રી. )

પ્રભુ હું સબ પતિતનકો ટીકો;
ઓર પતિત સબ ધોસ ચારિકે, હું તો જન્મતહીકો. ૧
બધિક અજામિલ ગણિકા તારી, ઓર પૂતના હીકો;
મોહિ છાંડી તુમ ઓર ઉદ્ધારે, મિટે શૂલ કેસે જીકો. ૨
કોઉ ન સમર્થ શુદ્ધ કરનકો, ખેંચી કહત હોં લીકો;
મરિયત લાજ સૂર પતિતનમેં, કહત સબનમેં નીકો. ૩

આ બે પદ સૂરદાસજીએ શ્રી આચાર્યજીના આગળ ગાયાં, તે સાંભળીને પોતે કહ્યું સૂરદાસજી કંઇ ભગવદ્ લીલા વર્ણન કરો. તેમણે કહ્યું મહારાજ! હું તો કંઇ સમજતો નથી. પોતે કહ્યું, શ્રી યમુનાજીમાં સ્નાન કરી આવો, અમે તમને સમજાવીશું, એટલે સૂરદાસજી શ્રી યમુનાજીને તીરે આવી, સ્નાન કરી, અપરસમાંજ પાછા આવી આપની આગળ ઊભા રહ્યા. પોતે કહ્યું સૂરદાસજી આગળ આવી બેસો, એટલે સૂરદાસજી આગળ આવી બેઠા. પ્રથમ તો પોતે નામ મંત્ર આપ્યો, પછી સમર્પણ કરાવ્યું. પછી શ્રી ભાગવત્ દશમસ્કંધની અનુક્રમણિકા તેમને કહી સંભળાવી. પ્રથમ નામમંત્ર સંભળાવ્યો તેથી સૂરદાસજીના સઘળા દોષ દુર થયા,

અને શ્રી ભાગવત્ દશમસ્કંધની અનુક્રમણિકાના શ્રવણથી દાસ્યપર્યંતની સાતભક્તિ તેમને સિદ્ધ થઈ, અને નિવેદન કરાવ્યું તેથી શ્રીનાથજીએ તેમનો અંગીકાર કર્યો અને સખ્ય, આત્મનિવેદન બેભક્તિ પ્રાપ્ત થઈ. તેથી સૂરદાસજીને તુરત નવધાભક્તિ સિદ્ધ થઇ ગઇ; અને દશમની અનુક્રમણિકા પોતે કહી તેથી પ્રેમલક્ષણા ભક્તિ યુક્ત સંપૂર્ણ ભગવદ્ લીલા સૂરદાસજીના હૃદયમાં ઉપસ્થિત થઇ. તેથી તેમણે ભગવદ્ લીલાનું વર્ણન કર્યું. તે વખતે પહેલાં શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ દશમની સુબોધિનીજીના મંગલાચરણની કારિકાનો પ્રથમ શ્લોક કહ્યો.

॥ શ્લોક ॥ नमामि हृदये शेषे लीलाक्षीराब्धिशायिनम् ।
लक्ष्मीसहस्रलीलाभिः सेव्यमानं कलानिधिम् ॥

આ મંગલાચરણને અનુસાર સૂરદાસજીએ તે વખતે શ્રી આચાર્યજી મહાપ્રભુજીની સન્નિધાન એક નવું પદ કરીને ગાયું તે પદ.

( પદ ૩ જું. રાગ બિલાવલ. )

ચકઇરી ચલિ ચરન સરોવર, જ્યાં ન પ્રેમ વિયોગ;
તહાં ભ્રમનિશા હોત નહીં કબહુ, વે સાયર સુખ જોગ. ૧
તનકસે હંસ મીન સબ મુનિજન, નખરવિ પ્રભા પ્રકાશ;
પ્રફુલ્લિત કમલ નિમેષ ન શશિ અરૂ, ગુંજત નિગમ સુવાસ. ૨
જિંહિ સર સુભગ મુક્તિ મુક્તાફલ, સુકૃત વિમલ જલ પીજે;
સો સર છાંડી કુબુદ્ધિ વિહંગમ, યહાં કહા રહિ કીજે. ૩
તહાં શ્રી સહસ્ર સહિત નિત ક્રીડત, શોભિત સૂરજદાસ;
અબ ન સુહાય વિષય રસ છિલ્લર વા સમુદ્રકી આસ. ૪

આ પદ દશમના મંગલાચરણની કારિકાને અનુસાર સૂરદાસજીએ કર્યું. જેવી રીતે મંગલાચરણની કારિકામાં કહ્યું છે કે ( લક્ષ્મી સહસ્ર લીલાભિઃ ॥ સેવ્યમાનં કલાનિધિં ) તેવી રીતે સૂરદાસજીએ આ પદમાં ( તહાં શ્રી સહસ્ર સહિત નિત ક્રીડત શોભિત સૂરજદાસ ) જ્યારે સૂરદાસજીએ આ પ્રમાણે પદ કરીને ગાયું ત્યારે સંપૂર્ણ સુબોધિનીજી સૂરદાસજીને સ્ફુરી છે એમ જાણવામાં આવ્યું. આથી શ્રી મહાપ્રભુજી ઘણાજ પ્રસન્ન થયા, અને જાણ્યું કે હવે એમને લીલાનો અભ્યાસ થયો. પછી સૂરદાસજીએ નંદમહોત્સવનું વર્ણન કર્યું.

(પદ ૪ થું રાગ દેવગંધાર).

વ્રજભયો મહરિકેં પૂત જબ યહ બાત સુની,
સુની આનંદે સબ લોગ ગોકુલ ગણિત ગુની.

આ પદ સંપૂર્ણ કરીને શ્રી મહાપ્રભુજીને ગાઈ સંભળાવ્યું, આ સાંભળીને પોતે બહુજ પ્રસન્ન થયા, અને શ્રીમુખથી કહ્યું, શ્રી કૃષ્ણ જન્મ વખતે, માનો કે સૂરદાસજી પાસેજ હતા. (અર્થાત્ જેવું હતું તેવું ગાયું છે) પછી સૂરદાસજીએ જેટલા સેવક કર્યા હતા તે બધાને શ્રી મહાપ્રભુજી પાસે નામ અપાવરાવ્યું. પછી સૂરદાસજીએ બહુ પદ કર્યા, તેમાં સંપૂર્ણ ભગવદ્ લીલાનુંજ વર્ણન કર્યું. પછી શ્રી મહાપ્રભુજીએ સૂરદાસજીને પુરુષોત્તમ સહસ્ત્ર નામ કહ્યાં, એટલે સૂરદાસજીને સઘળા ભાગવત્‌ની સ્ફુર્ત્તિ થઇ. પછી એમણે જે પદ કર્યા તે શ્રી *ભાગવત્‌ના અર્થને અનુસાર પ્રથમ સ્કંધથી તે દ્વાદશ સ્કંધ પર્યંત પદ કર્યા. આ સૂરદાસજી શ્રી મહાપ્રભુજીની કૃપાથી ઘણા મહાનુભાવી ભગવદીય થયા. શ્રી મહાપ્રભુજી ગૌઘાટ ઉપર બે ત્રણ દીવસ રહ્યા. ત્યાંથી વ્રજમાં પધાર્યા. સૂરદાસજી પણ તેમની સાથે વ્રજમાં ગયા.

❀ પ્રસંગ ૨ જો. ❀ શ્રી મહાપ્રભુજી વ્રજમાં પધાર્યા. તેમાં પ્રથમ શ્રી ગોકુલ આવ્યા, સૂરદાસજી પણ સાથે ગોકુલ આવ્યા. પોતે સૂરદાસને કહ્યું "સૂરદાસજી શ્રી ગોકુલનાં દર્શન કરો. સૂરદાસજીએ શ્રી ગોકુલને દંડવત્ કર્યા, અને દંડવત્ કરતાં માત્રમાંજ શ્રી ગોકુલની સમસ્ત બાળલીલા હૃદયમાં સ્ફુરી. શ્રી મહાપ્રભુજીએ પ્રથમ ભાગવત્ સંભળાવીને સકળ ભગવદ્ લીલા તેમના હૃદયમાં સ્થાપી હતી, અને શ્રી ગોકુલનાં દર્શન કરાવવાથી બાળલીલાની સ્ફુર્તિ થઇ. તેથી સૂરદાસજીએ વિચાર્યું કે શ્રી ગોકુળની કંઇક બાળલીલા વર્ણન કરીને શ્રી મહાપ્રભુજીને સંભળાવું. તેમણે મનમાં વિચાર કર્યો કે બાળલીલાના સ્વરૂપમાં શ્રી નવનિત પ્રિયાજીના સ્વરૂપ ઉપર આપને ઘણીજ આશક્તિ છે, તેથી શ્રી નવનિત પ્રિયાજીનું પદ કરીને સંભળાવું. કારણ કે જન્મ લીલાનું પદ તો પ્રથમ કરીને સંભળાવ્યું છે. શ્રી ગોકુલની બાળલીલાનું શ્રી નવનિત પ્રિયાજીનું પદ તેજ વખતે નવું કરીને સૂરદાસજીએ આપને સંભળાવ્યું.

* આ સૂરદાસજીએ શ્રીમદ્ ભાગવતના પ્રથમ સ્કંધથી આરંભી દ્વાદશ સ્કંધ પર્યંતનાં અનુક્રમે પદ કર્યાં છે તેનો "સુરસાગર" નામનો ગ્રન્થ છે ને તે અમારે ત્યાં મળે છે.

( પદ ૫ મું. રાગ બિલાવલ ).

શોભિત કર નવનીત લીયે;
ઘુટુરૂન ચલત રેણુ તન મંડિત, મુખ દધિ લેપ કિયે. ૧
ચારૂ કપોલ લોલ લોચન છબિ, ગોરોચનકો તિલક દિયે;
લર લટકન માનોં મત્ત મધુપગણુ, માદક મધુર પિયે. ૨
કઠુલા કંઠ વજ્ર કેહરિ નખ, રાજતહે સખી રૂચિર હિયે;
ધન્ય સૂર એકો પલ યહ સુખ, કહા ભયો શત કલ્પ જીયે. ૩

આ પદ સૂરદાસજીએ ગાઇ સંભળાવ્યું ત્યારે શ્રી મહાપ્રભુજી ઘણા જ પ્રસન્ન થયા. ત્યાર પછી સૂરદાસજીએ અનેક બાળલીલાનાં પદ ગાઈ સંભળાવ્યાં. પોતે વિચાર્યું શ્રીનાથજીને ત્યાં સઘળી સેવાનું મંડન થયું છે પણ કીર્ત્તન સેવાનું મંડન થયું નથી. તે સેવા સૂરદાસજીને આપીએ. પછી શ્રી મહાપ્રભુજી સૂરદાસજીને સાથે લઇને શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરવા શ્રી ગિરિરાજ પધાર્યા. શ્રીનાથદ્વાર પહોચ્યા ત્યારે પોતે સ્નાન કરી મંદિરમાં પધાર્યા. અને સૂરદાસજીને કહ્યું શ્રીનાથજીનાં દર્શન કરો, એટલે મંદિરમાં જઈ શ્રીનાથજીનાં દર્શન કર્યાં. શ્રીનાથજીની સન્નિધાન શ્રી મહાપ્રભુજીએ સૂરદાસજીને કહ્યું સૂરદાસ, કંઇક શ્રીનાથજીને સંભળાવો. તેમણે પ્રથમ તો વિજ્ઞપ્તિનું પદ કરીને ગાયું.

( પદ ૬ ઠું. રાગ ધનાશ્રી. )

અબ હોં નાચ્યો બહોત ગોપાલ,
કામ ક્રોધકો પહરિ ચોલના, કંઠ વિષયકી માલ. ૧
મહા મોહકે નૂપુર બાજત, નિંદા શબ્દ રસાલ;
ભ્રમ ભોંય મન ભયો પખાવજ, ઉડુપ હંસ ગતિ ચાલ. ૨
તૃષ્ણા નાદ કરત ઘટ ભીતર, નાના વિધિકે તાલ;
માયાકો કટિ ફેંટા બાંધ્યો, લોભ તિલક દીયો ભાલ. ૩
કોટિક કલા કાછિ દિખરાઇ, જલ થલ સુધિ નહીં કાલ;
સૂરદાસકી સબૈ અવિદ્યા, દૂર કરહુ નંદલાલ. ૪

આ પદ સાંભળીને શ્રી મહાપ્રભુજીએ કહ્યું સૂરદાસજી હવે તો તમારામાં કંઇ અવિદ્યા રહી નથી. તમારી અવિદ્યા તો પ્રભુએ પ્રથમથી દૂર

કરી છે, તેથી ભગવદ્ યશનું વર્ણન કરો તેથી સૂરદાસજીએ મહાત્મ્ય અને લીલા એવું મિશ્રિત પદ કરીને સંભળાવ્યું તે પદ.

પદ ૭ મું. રાગ ગોડી.

કોન સુકૃત ઇન વ્રજવાસીનકો, વદત વિરંચી શિવ શેષ;
શ્રી હરિ જીનકે હેત પ્રગટે માનુષ વેષ. ધ્રું૦
જ્યોતિરૂપ જગધામ જગત્ ગુરૂ, જગત પિતા જગદીશ;
યોગ યજ્ઞ જપ તપ વ્રત દુર્લભ, સો ગ્રહ શ્રી ગોકુલ ઈશ. ૧
જાકે ઉદર લોકત્રય જલ થલ, પંચ તત્વ ચોખાન;
બાલક વ્હે ઝુલત વ્રજ પલના, યશુમતિ ભવન નિધાન. ૨
એક એક રોમ વિરાટ્ કોટિસમ, અનંત કોટિ બ્રહ્માંડ;
તાહિ ઉછંગ લીયે માત યશોદા, અપને નિજ ભુજ દંડ. ૩
રવિ શશિ કોટિકલા ભવલોચન, ત્રિવિધ તિમિર ભાજી જાત;
અંજન દેત હેત સુતકે ચક્ષુ, લેકર કાજર માત. ૪
ક્ષિતિ મિતિ ત્રિપદ કરી કરૂણામય, બલીછલિ દીયો હે પતાર;
દેહરી ઉલ્લંઘી શકત નહીં સો પ્રભુ, ખેલત નંદજુકે દ્વાર. ૫
અનુદિન શ્રવત સુધારસ પંચમ, ચિંતામણિ શ્રી ધેનુ;
સો તજી યશુમતિકો પયપીવત ભક્તનકો સુખ દેનુ. ૬
વેદ વેદાંત ઉપનિષદ ષટરસ, અર્પત ભુગતેં નાહિં;
સો હરિ ગ્વાલ બાલ મંડલમેં, હસિ હસિ જુઠન ખાહિ. ૭
કમલા નાયક વૈકુંઠ દાયક, દુઃખ સુખ જીનકે હાથ;
કાંધે કમરી લકુટ નગ્ન પદ, વિહરત વન વચ્છ સાથ. ૮
કરણ હરણ પ્રભુ દાતા ભુક્તા વિશ્વંભર જગ જાનિ;
તાહિ લગાઈ માખણકી ચોરી, બાંધ્યો નંદજુકી રાનિ. ૯
બકી બકાસુર શકટ તૃણાવર્ત અઘ ધેનુક વ્રષભાષ;
કંસ કેંશીકો યહ ગતિ દીની રાખે ચરણકી પાસ. ૧૦
ભક્ત વત્સલ હરિ પતિત ઉદ્ધારણ રહે સકલ ભરિપૂર;
મારગ રોકિ પર્યો હરિ દ્વારે પતિત શિરોમણી સૂર. ૧૧

આ પદ ગાઇ સંભળાવ્યું. આ સાંભળીને શ્રી મહાપ્રભુજી આપ ગદ્‌ગદ્ કંઠ થઈ બહુજ પ્રસન્ન થયા. જેવી રીતે માર્ગનો પ્રકાશ કર્યો તેવી

રીતે તેને અનુસરીને સૂરદાસજીએ પદ કર્યું. શ્રી મહાપ્રભુજીના માર્ગનું આ સ્વરૂપ છે. માહાત્મ્ય જ્ઞાનપૂર્વક શ્રી ઠાકોરજી સાથે સુદૃઢ સર્વથી અધિક સ્નેહ કરવો, અને સ્નેહની આગળ ભગવાનનું માહાત્મ્ય રહેતું નથી, તેથી ભગવાન વારંવાર પોતાના ભક્તને પોતાનું માહાત્મ્ય દેખાડે છે. તેમાં વ્રજ ભક્તો સ્નેહની પરાકાષ્ટા છે. નામ પ્રકરણમાં પૂતના, શકટ, તૃણાવર્ત, ગર્ગાચાર્ય, યમલાર્જુન, બક, ધેનુક, કાલી, દાવાનલ, ગોવર્દ્ધન, વરુણ-લોક, વૈકુંઠ દર્શન, વગેરે લીલાઓ કરી ભગવાને પોતાનું માહાત્મ્ય દેખાડ્યું, પણ એ વ્રજભકતોનો સ્નેહ પરમકાષ્ટાપન્ન છે. તેથી તે વખતે તો માહાત્મ્ય રહેતું, પણ પછીથી વિસ્મૃતિ થઇ જતું. માહાત્મ્યનું વિસ્મૃતિ થવું એ પ્રભુને સોહાતુ નહિ. કારણ કે કેવળ સ્નેહ તો લૌકિકમાં પોતાના પતિ, પુત્રાદિક વિષે હોય છે. માહાત્મ્ય વિના અતિક્રમ કરવાથી અપરાધ થાય જેવી રીતે માતૃચરણે ભગવાનને બાંધ્યા. ભગવાન તો એક કાર્યમાં અનેક લીલાઓ કરે છે. તેથી ભગવાનને માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સ્નેહ બહુજ પ્રિય છે. એવો ભક્તિમાર્ગનો સિદ્ધાંત છે. તે સૂરદાસજીએ આ પદમાં વર્ણન કર્યો; તેથી શ્રી મહાપ્રભુજી ઘણાજ પ્રસન્ન થયા. પછી સૂરદાસજીએ સહસ્ત્રા વધી પદ કરીને શ્રીનાથજીને સંભળાવ્યાં આ સૂરદાસજી એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા.

(સાર) મહાનુભાવી ભગવદીય સૂરદાસજીનું કરેલું ૭ મું પદ "કોન સુકૃત ઇન વ્રજવાસીનકો વદત વિરંચી શિવશેષ," અતિશય મનન કરવા યોગ્ય છે. જે વૈષ્ણવોને ઘેર શ્રી ઠાકોરજી બીરાજતા હોય તે વૈષ્ણવોએ હમેશાં પોતાને ત્યાં આજ પ્રભુ બીરાજે છે એવી સતત્ ભાવના રાખવી. આ પ્રમાણે માંહાત્મ્ય જ્ઞાન થવાથી પ્રભુ તરફ અત્યંત સ્નેહ થશે, અને જે મહાન્ સેવા સુખ, રસ, તેની પ્રાપ્તિ થશે. તે ઉપરાંત મંદીરમાં દર્શન કરવા જનાર વૈષ્ણવોએ શ્રી ઠાકોરજીનાં દર્શન કરતી વખતે આ પદની ભાવનાનુંજ મનન કરવું. જેથી તે પ્રભુને છોડી અન્ય કોઇ, સ્થળે જવાનું–ભટકવાનું મન થશેજ નહિ.

❀ પ્રસંગ ૨ જો. ❀ એક સમે સૂરદાસજી માર્ગમાં જતા હતા. તે વખતે સોગટાં બાજી રમાતી હતી, અને તેના રમનારા તેમાં એવા તો લીન થઇ ગયા હતા કે, કોઇ આવતું જતું તેની પણ ખબર પડતી નહિ. આ જોઇને સૂરદાસજીને ઘણો ખેદ થયો, અને પોતાની સાથે ભગવદીયો હતા, તેમને કહ્યું, "જુઓ, આ પોતાનો જન્મ કેવો વૃથા ગુમાવે છે. ભગવાને કૃપા કરી એવી ઉત્તમ મનુષ્ય દેહ પોતાની સેવા ભજનને માટે આપી, તે દેહનો ઉપયોગ તેમણે ચોપાટ ખેલવામાં લગાડ્યો છે, એમાં નથી લોકની સિદ્ધિ,

અને નથી પરલોકની સિદ્ધિ. એથી આ લોકમાં અપયશ અને પરલોકમાં ભગવાનથી બહિર્મુખતા, તેથી શ્રી ઠાકોરજીએ જેમને મનુષ્ય દેહ આપી છે, તેમણે તો ચોપાટ નીચે પ્રમાણે સૂરદાસજીએ ગાઇ બતાવેલા પદ પ્રમાણે ખેલવી.

પદ ૮ મું. રાગ કેદારો.

મન તું સમજ, શોચ, વિચાર;
ભક્તિ વિના ભગવંત દુર્લભ, કહ નિગમ પોકાર. ૧
સાધુ સંગત ડાર પાસા, ફેરિ રસના સાર;
દાવ અબકે પર્યો પૂરો, ઉતરી પેહેલી પાર. ૨
છાંડ સત્રહ સૂન અઢારે, પંચહીકો માર;
દૂરિ તેં તજી તીનિકાને, ચમક ચોંક વિચાર. ૩
કામ ક્રોધ મદ લોભ ભૂલ્યો, ઠગ્યો ઠગિની નાર;
સૂર હરિકે પદ ભજન વિના, ચાલ્યો દોઉકર ઝાર. ૪

આ પદમાં સૂરદાસજીએ પોતાની સાથેના ભગવદીયોને જણાવ્યું કે મન સમજ, શોચ, વિચાર; આ ત્રણે પ્રકાર ચોપાટમાં જોઇએ. સમજવું એટલે સારૂ, ખોટું, સમજવું તે. સમજ ન હોય તો આ કરવું તે સારૂં, અને આ ન કરવું તે ખોટું, એ શી રીતે સમજણ પડે. શોચ એટલે ચિંત્તા ભગવાનની પ્રાપ્તિની ચિંત્તા ન હોય તો સંસાર ઉપર વૈરાગ્ય કેવી રીતે થાય! વિચાર; જીવને વિચારજ ન હોય તો વિદ્યા, અવિદ્યા કેવી રીતે સમજણ પડે. આ ત્રણે પ્રકાર હોય તો ભગવદીય થાય. તેથી ભગવદીયને ત્રણે વસ્તુ, સમજ, શોચ અને વિચાર જોઇએ. ચોપાટ ખેલવામાં પણ ત્રણે વસ્તુ જોઇએ. સમજ એટલે ગણતાં ના આવડે તો રમાય શી રીતે? શોચ એટલે આગળથી વિચાર, મારો આટલો દાવ પડે તો આ સોગટી ફેરવું? વિચાર એટલે તન્મયતા. આ ત્રણે પ્રકાર હોય તો ચોપાટ ખેલાય. છાંડ સત્રહ સૂન અઢારે પંચહીકો માર=એટલે વેદવ્યાસનાં અઢાર પૂરાણ બનાવેલાં છે તેમાં પહેલાં સત્તર પૂરાણ સાંભળવાં છોડી દે, અને અઢારમું પૂરાણ “શ્રીમદ્ ભાગવત્ જેના ગુણ ગાવાથી વ્યાસજીને અતિ શાન્તિ મળી,” તેજ સાંભળ, અને તેનુંજ મનન કર. પંચહીકો માર એટલે પાંચ દોષને દુર કર; બીજા અર્થ તો સમજાય તેવા છે, તો પણ ભગવદીયના સંગથી તેમાં રહેલો ગુહ્યાર્થ ઘણોજ રસમય માલૂમ પડશે.

❀ પ્રસંગ ૪ થો. ❀ સૂરદાસજીએ સહસ્ત્રાવધિ પદ કરેલાં હોવાથી શ્રી મહાપ્રભુજી સૂરદાસજીને સૂરસાગર કહેતા હતા. એક વખત કોઈ બીજાના મોઢેથી સૂરદાસજીનાં બનાવેલાં પદ દેશાધિપતિએ સાંભળ્યાં. આ સાંભળવાથી મનમાં એવો વિચાર કર્યો કે કોઇ રીતિથી સૂરદાસજી મળે તો સારૂં. ભગવદ્ ઇચ્છાથી એક સમે રદાસજી મળ્યા. દેશાધિપતિએ કહ્યું સુરદાસજી, મેં સાંભળ્યું છે કે તમે પદ ઘણાં સુંદર કર્યાં છે. માટે કંઇક યશ ગાઓ. સૂરદાસજીએ દેશાધિપતિની આગળ પદ ગાયું. તે પદ.

*પદ ૯ સુ. રાગ બિલાવલ.

મનારે તું કર માધવસોં પ્રીતિ;<br>
કામ ક્રોધ મદ લોભ માયા તું છાંડી સકલ વિપરીત. ૧

આ પદ સૂરદાસજીએ દેશાધિપતિના આગળ ગાયું. આ પદનું અહર્નિશ ધ્યાન રહે, તો ભગવદ્ અનુગ્રહની સદા સ્ફુર્તિ રહે; સંસારથી સદા વૈરાગ્ય રહે, દુઃસંગનો સદા ભય રહે. ભગવદીયના સંગની સદા ઇચ્છા રહે. શ્રી ઠાકોરજીના ચરણારવિંદ ઉપર સદા સ્નેહ રહે, દેહાદિ ઉપર આશક્તિ ન હોય, આવું પદ સૂરદાસજીએ દેશાધિપતિના આગળ ગાઇ સંભળાવ્યું. આ સાંભળીને દેશાધિપતિ ઘણોજ પ્રસન્ન થયો અને કહ્યું કે મને પરમેશ્વરે રાજ્ય આપ્યું છે; તેથી સઘળા ગુણી લોક મારા યશ ગાય છે. તમે પણ ઘણા ગુણી છો તેથી મારા કંઇક યશ ગાઓ, એટલે સૂરદાસજીએ નીચે પ્રમાણેનું પદ ગાયું.

પદ ૧૦ મું—રાગ કેદારો.

નાહિન રહ્યો મનમેં ઠોર;<br>
નંદનંદન એકછિન કેસે આનીએ ઊર ઓર. ૧<br>
ચલત ચિતવત ઘોસ જાગત સ્વપ્ન સોવત રાત;<br>
હૃદય તેં યહ મદન મૂરતિ છિનુ ન ઇત ઉત જાત. ૨<br>
કહત કથા અનેક ઊધો લોક લોભ દીખાય;<br>
કહા કરૌં ચિત પ્રેમ પૂરણ ઘટ ન સિંધુ સમાય. ૩

* આ સરપંચાસીનું પદ ખાસ તરફથી પ્રકટ થએલા વિવિધ [illegible] [illegible] સ્થાપેલું છે ત્યાં જોવું.

શ્યામ ગાત્ર સરોજ આનન લલિત ગતિ મૃદુહાસ;
સૂર એસેં દરસકોં યહ મરત લોચન પ્યાસ. ૪

દેશાધિપતિ અકબરે આ પદ સાંભળી મનમાં વિચાર કર્યો, એ મારા યશ શા માટે ગાય! જો એમને કોઈ વાતની લાલચ હોય તો એ મારા યશ ગાય. એતો પરમેશ્વરનીજ સ્તુતિ કરે છે. આ પદની સમાપ્તિમાં સૂરદાસજીએ ગાયું (સૂર એસે દરશકોં યહ મરત લોચન પ્યાસ). આ વિષયમાં દેશાધિપતિએ તેમને પૂછયું સૂરદાસજી, તમારાં લોચનથી તો દેખવામાં આવતું નથી અને પ્રભુનાં દર્શન કરવાને તે કેવી રીતે તલપી રહ્યાં છે? અને વગર દેખે ઉપમા ઉપમેય આપો છો. તે કેવી રીતે આપો છો? સૂરદાસજી કંઇ પણ બોલ્યા નહિ. પણ દેશાધિપતિ મનમાં વિચાર કરી બોલ્યા, એમનાં લોચન પરમેશ્વરની પાસે છે. ત્યાં દેખે છે. તેથી આ વર્ણન કર્યું છે. પછી દેશાધિપતિએ સૂરદાસજીના સમાધાનની ઇચ્છા કરી ત્યારે બીરબલે કહ્યું, રાજાજીએ તો કાંઇ નહિ લે. એતો ભગવાનનાજ દાસ છે. તેથી એમને તો કોઇ વાતની ઇચ્છા નથી. આ સાંભળીને સૂરદાસજીએ કહ્યું "અમે આપના રાજ્યમાં ભગવાનની બંદગી (પ્રાર્થના, ભજન, સેવા) સુખેથી કરીએ છીએ. અમારા પ્રભુને, તેમ અમને આપના તરફથી કોઇ પણ જાતનો ઉપદ્રવ ન થાય એટલુંજ વિદાયગીરીમાં માગું છું. રાજાએ કહ્યું "આપને તથા આપના દેવને મારા રાજ્યમાં કંઇ પણ જાતનો ઉપદ્રવ કરવામાં આવશે નહિ." આ સાંભળીને સુરદાસજી દેશાધિપતિથી વિદાય થઇને શ્રીનાથદ્વાર આવ્યા.

❋ પ્રસંગ ૫ મો ❋ સૂરદાસજીએ શ્રીનાથ દ્વાર આવીને બહુજ દિવસ સુધી શ્રીનાથજીની સેવા કરી. વચમાં વચમાં શ્રીગોકુલમાં શ્રી ગુસાંઇજીની પાસે શ્રી નવનિત પ્રિયાજીનાં દર્શન કરવા આવતા. એક સમે સૂરદાસજી શ્રી નવનિત પ્રિયાજીનાં દર્શન કરવા શ્રી ગોકુલ આવ્યા. ત્યાં અનેક બાળ લીલાનાં પદ શ્રીનવનિત પ્રિયાજીને સંભળાવ્યાં. આ સાંભળીને શ્રી ગુસાંઇજી સૂરદાસજી ઉપર ઘણાજ પ્રસન્ન થયા. શ્રી ગુસાંઇજીએ એક પાલનું સંસ્કૃતમાં કર્યું હતું તે સૂરદાસજીને શીખવાડયું. આ પલનું તે વખતે શ્રી નવનિત પ્રિયાજી પાલને ઝુલતા હતા તેમને ગાઇ સંભળાવ્યું.

### પદ ૧૧ મું. રાગ રામકલી. તાલ ચર્ચરી.

*પ્રેંખપર્યંક શયનં, ચિરવિરહ તાપ હરમતિ રુચિરમીક્ષણં પ્રકટય પ્રેમાયનં. ધ્રુ.

આ પદ ગાયું. પછી તે ભાવને અનુસરીને સૂરદાસજીએ બહુજ પદ કરીને શ્રી નવનિત પ્રિયાજીને સંભળાવ્યાં. એ સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા. તેમાંનું પદ.

### પદ ૧૨ મું. રાગ બિલાવલ.

બાલ વિનોદ આંગનમેકી ડોલની;
મણિમય સુભગ ભૂમિ નંદાલય, બલિબલિ ગઈ તોતરી બોલની.
કઠુલા કંઠ રૂચિર કેહરિ નખ, વજ્રમાલ બહુ લઈ અમે લની
વદન સરોજ તિલક ગોરોચન, લરલટકની મધુપ ગણ લોલની. ૨
લોન્યો કર પરસત આનનપર, કછુક ખાત કછુ લગ્યો કપોલની;
કહે જન સૂર કહા બની આવે, ધન્ય નંદજી બની જગ તોલની. ૩

### પદ ૧૩ મું. રાગ બિલાવલ.

ગોપાલ દુરે હે માખન ખાત;
દેખી સખી શોભાજુ બઢી અતિ, શ્યામ મનોહર ગાત. ૧
ઉઠી અવલોકી ઓટ ઠાડી વ્હે, જીહિં વિધિ નહિ લખા લેત;
ચકૃત નેન ચહું દિશ ચિતવત્, ઓર સબનકોં દેત. ૨
સુંદર કરે આનન સમીપ હરિ, રાજત યહી આકાર;
જનુ જલરૂહ તજી વેર વિધિસોં, લીયે મિલત ઉપહાર. ૩
ગિરિ ગિરિ પરત વદન તેં ઉપર, દ્વે દધિ સુતકે બીંદુ;
માન હું સરસ સુધા કન વરખત, પ્રિયજન આગમ ઈંદુ. ૪
બાલવિનોદ વિલોકી સુર પ્રભુ, થકિત ભઇ વ્રજનારી;
સ્ફુરત ન વચન વરજીવેકોં, મન, રહી વિચાર વિચારી. ૫

### પદ ૧૪ મું. રાગ જેતશ્રી.

કહાંલગ બરનોં સુંદરતાઇ;
ખેલત કુંવર કનક આંગનમેં, નેન નિરખ સુખ પાઇ. ૧

---

* આ પદ અમારા તરફથી પ્રકટ થયેલ વિવિધ ધોળ તથા પદસંગ્રહ ભાગ ૧ લામાં આપેલું છે ત્યાં જોવું. તેમજ અમારા તરફથી નીકળતી "શ્રી ભક્તિગ્રન્થમાળા" માં "શ્રીકૃષ્ણસ્તોત્ર રત્નાકર" નામના પુસ્તકમાં આ પદની ટીકા પણ આપી છે. તે [illegible] કરીને જોવી.

કુલહ લસત શ્યામ સુંદરકે, બહુ વિધિ રંગનિ બનાઇ;
માનહું નવઘન ઉપર રાજત, મઘવા ધનુષ ચઢાઈ. ૨
સ્વેત પીત અરૂ લસત લાલ મણિ, લટકની ભાલ રૂલાઈ;
માનહું અસુર દેવ ગુરૂસોં મીલ, ભૂમિજ સોં સમુદાઇ. ૩
અતિ સુદેશ મૃદુ ચિહુર હરત મન, મોહન સુખ વીગરાઇ;
માનહું મંજુલ ખંજન ઉપર, અલિ આવલિ ફીરી આઇ. ૪
દુધ દંત છબિ કહી ન જાતી, કછુ અલ્પ તલ્પ ઝલકાઇ;
કિલકત હસત દુરત પ્રગટિત માનોં, વિધુમેં વિદ્યુલતાઇ. ૫
ખંડિત વચન દેત પૂરણ સુખ, અદ્ભુત યહ ઉપમાઇ;
ધુદ્ધરૂન ચલત ઉઠત પ્રમુદિત મન, સૂરદાસ બલિજાઇ. ૬

પદ ૧૫ મું-રાગ રામકલી.

દેખ્યો સખી એક અદ્ભુત રૂપ;
એક અંબુજ મધ્ય દેખીયત, વીસ દધિ સુત જુપ. ૧
એક અવલી દોય જલચર, ઉભય અર્ક અનૂપ;
પંચવારિજ ઢીંગહી દેખીયત, કહોં કહા સ્વરૂપ. ૨
શિશુ ગતિમેં ભઇ શોભા, કરો કોઉ વિચારી;
સૂર શ્રી ગોપાલકી છબી, રાખો યહ ઉરધારી. ૩

આ તથા બીજાં પણ ઘણાં પદ સૂરદાસજીએ આપને સંભળાવ્યાં. તે સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા. પછી ત્યાંથી સૂરદાસજી શ્રી ગુસાંઇજીની સાથે શ્રી ગિરિરાજમાં શ્રીનાથદ્વારા આવ્યા.

❋ પ્રસંગ ૬ ઠ્ઠો. ❋ આ રીતે શ્રીનાથજીની સેવા સુરદાસજીએ બહુજ દીવસ સુધી કરી. આ મહાન્ ભગવદીય સૂરદાસજીએ જાણ્યું કે, ભગવાનની ઇચ્છા હવે મને બોલાવવાની છે એમ જાણીને, જ્યાં પ્રભુ નિત્ય ફ્લાત્મક રાસલીલા કરે છે. એવું સ્થળ જે પરાસોલી તે ઠેકાણે આવ્યા. શ્રીનાથજીની ધ્વજા સામે મુખ કરીને સાષ્ટાંગ દંડવત્ કરીને સૂઇ ગયા. પણ અંતઃકરણમાં એવું હતું કે, શ્રી આચાર્યજી મહાપ્રભુજી અને શ્રી ગુસાંઇજીએ મહાન્ અનુગ્રહ કરીને દર્શન આપ્યાં છે, અને વળી આગળ આપશે, પણ આ દેહ તો થાકી છે તેથી આ દેહથી આ વખતે એકવાર આપનાં દર્શન થાય તો પરમ ભાગ્ય છે. એમ જાણું. તે તો કૃપાસિંધુ છે.

ભક્તના મનોરથ પૂર્ણ કરનાર છે. એમ વિચારી શ્રીગુસાંઇજીના સ્વરૂપનું ચિંતવન કરતાં કરતાં સૂરદાસજી સુઇ ગયા. અહીંઆં શ્રી ગુસાંઇજી એક ક્ષણવાર પણ તેમને ભુલતા નહોતા. જ્યારે આપ શ્રીનાથજીના શણગાર કરતા, ત્યારે સૂરદાસજી નિત્ય મણિકોઠામાં ઊભા ઊભા કીર્તન કરતા. તે વખતે પોતે શ્રીનાથજીના શણગાર કરતા હતા અને શ્રીનાથજીના શણગાર કરતાં સૂરદાસજીને કીર્તન કરતાં ન દેખ્યા. તેથી પોતે પૂછ્યું આજ સૂરદાસજી જોવામાં આવતા નથી તેનું કારણ શું ? એક સેવકે કહ્યું મહારાજ સૂરદાસજીને પરાસોલીની પેલે પાર ઊતરતા મેં દીઠા હતા. પોતે જાણ્યું કે ભગવદ્ ઇચ્છાથી એમનો અવસાન સમય છે. તેથી પરાસોલી ગયા છે. તેથી પોતે શ્રીમુખથી કહ્યું "આજે પુષ્ટિમાર્ગનું ઝહાઝ (વહાણ) જાય છે." જેને જે કંઇ લેવું હોય તે લેઈ લ્યો. ભગવદ્ ઇચ્છાથી તેમનો દેહ રહેશે તો અમે પણ રાજભોગ આરતિ પછી ત્યાં આવીશું. એમ કહીને આપ સેવામાં પધાર્યા. ત્યાંથી સેવક મોકલી વારંવાર સૂરદાસજીની ખબર મંગાવ્યા કરે. ત્યાંથી જે આવે તે એમ કહે કે સૂરદાસજી અચેત છે. કંઇ બોલતા નથી. એમ કરતાં શ્રીનાથજીની રાજભોગ આરતિનો સમય થયો, એટલે આરતિ કરી, શ્રીનાથજીને અનોસર કરી, આપ શ્રી ગિરિરાજથી ઊતર્યા. ત્યાંથી પરાસોલી પધાર્યા. અંદરના સેવકો રામદાસજી વગેરે, બહારના સેવકો કૃષ્ણદાસજી, કુંભનદાસજી વગેરે શ્રી ગુસાંઇજીના સેવક ગોવિંદ સ્વામી, ચતુર્ભુજદાસ વગેરે આપની સાથે પરાસોલી આવ્યા. આવતાંજ પોતે પૂછ્યું સૂરદાસજી કેમ છે ? સૂરદાસજીએ શ્રી ગુસાંઇજીને દંડવત્ કરી કહ્યું બાબા આવ્યા ! હું તો આપની વાટજ જોતો હતો. એમ કહીને સૂરદાસજીએ એક પદ કહ્યું.

પદ ૧૬ મું-રાગ કેદારો.

દેખો દેખો હરિજુકો એક સ્વભાવ;
અતિ ગંભીર ઉદાર ઉદધિ પ્રભુ જાણી શિરોમણી રાય. ૧
રાઇ જીતની સેવાકો ફલ માનત મેરૂ સમાન;
સમજી દાસ અપરાધ સિંધુ સમ બુંદ ન એકો જાન. ૨
વદન પ્રસન્ન કમલ પદ સન્મુખ દેખતહીં હે એસે;
વિમુખ ભયે કૃપા યા મુખકી, જબ દેખો તબ તેસે. ૩

ભક્ત વિરહ કાતર કરૂણામય, ડોલત પાછે લાગે;
સૂરદાસ એસે પ્રભુકો કિત દીજેં પીઠ અભાગે. ૪

આ સાંભળીને શ્રી ગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા અને કહ્યું આવી દીનતા પ્રભુ પોતાના સેવકોને આપે છે, આવી દીનતાને પાત્ર પણ એ સૂરદાસજીજ છે. આ વખતે શ્રી ગુસાંઇજીની પાસે સઘળા સેવકો ઊભા હતા. ચતુર્ભુજદાસ પણ ઊભા હતા, તેમણે કહ્યું સૂરદાસજીએ બહુજ ભગવદ્ યશ વર્ણન કર્યો, અને સહસ્રાવધિ પદ કર્યાં; પણ શ્રી મહાપ્રભુજીનો યશ વર્ણન કર્યો નહિ. એ સાંભળી સૂરદાસજી બોલ્યા. મેં તો સઘળાં પદ શ્રી મહાપ્રભુજીનાંજ ગુણ ગાનારાં કર્યાં છે. જુદા દેખતો હોઉં તો જુદાં જુદાં પદ કરૂં. મારે તો બન્ને એકજ સ્વરૂપ છે. પરંતુ તમારા માટે કહું છું તે સાંભળો. આ પ્રમાણે કહી સૂરદાસજીએ પદ ગાયું.

પદ ૧૭ મું–રાગ બિહાગ.

*ભરોંસો દૃઢ ઇન ચરણન કેરો;
શ્રી વલ્લભ નખ ચંદ્ર છટા બિન, સબ જગમાંજુ અંધેરો. ૧
સાધન ઔર નહી યા કલિમાં જાસોં હોય નિવેરો;
સૂર કહા કહે દ્વિવિધ આંધરો, બીના મુલકો ચેરો. ૨

* આ પદના અર્થની ભાવના "પુષ્ટિભક્તિ સુધા" માસિકના વર્ષ ૧૦ અંક ૧ લામાં લખે છે–જ્યાં જ્યાં ભગવદ્ વાર્તા થાય છે ત્યાં વાર્તાની સમાપ્તિમાં આ પદ ગવાય છે. પણ તેનો યથાર્થ ભાવ કેટલાક નહિ જાણતા હોવાથી ઉક્ત માસિકના તંત્રીશ્રીઓએ પરિશ્રમ લીધો છે તે સ્તુત્ય છે.

પ્રસંગ એમ છે સુરદાસજીના * આસુરવ્યામોહ સમયે કોઈ ભગવદીએ તેમને પ્રશ્ન કર્યો કે–આપે શ્રી કૃષ્ણ ભગવાનનાં લક્ષાબ્ધિ પદ રચ્યાં છે, પરંતુ મહાપ્રભુજી અને શ્રી ગુસાંઇજીનું એક પણ પદ રચ્યું નથી એનું શું કારણ છે? આ પ્રશ્નના ઉત્તરમાં સુરદાસજીએ તરતજ તે વખતે ત્યાં આગળ બિરાજતા શ્રી ગુસાંઇજીના ચરણકમલ ઉપર પોતાનો જમણો હાથ રાખીને આ કીતન ગાયું છે. તેનો ભાવ એવો છે કે–

* ભગવદ ભક્તો પ્રભુની લીલા મધ્ય પાતીના જીવો છે, તેથી તે પ્રભુવત્ નિત્ય બિરાજમાન છે. પણ તેમનો નિત્ય દેહ તો માત્ર આસુરલોકના વ્યામોહ અર્થેજ છે તેથી તેમનો (ભક્તોનો) પણ આસુર વ્યામોહ કહેવાય છે.

**આ પદ કહ્યા પછી સૂરદાસજીને મુર્ચ્છા આવી. શ્રી ગુસાંઇજીએ પૂછયું સૂરદાસજી ચિત્તની વૃત્તિ હવે કયાં છે? ત્યારે સૂરદાસજીએ બીજુ પદ તે વખતે ગાયું.**

---

આ કીર્તનના ધ્રુવપદના અક્ષર ૧૩ છે. તેનો ભાવ એવો છે કે અષ્ટાક્ષરના ૮ અને પંચાક્ષરના ૫ મળીને ૧૩ અક્ષર થાય છે, અર્થાત્ આ ધ્રુવપદ તે અષ્ટાક્ષર, પંચાક્ષર સમાન છે. તેજ ફલ આ ધ્રુવપદના કીર્તનથી પણ થાય છે. ધ્રુવપદ પછીની પહેલી તુકમાં ૨૧ અક્ષરો છે. તેનો ભાવ કે–પ્રાણ ૧૦ છે, ને ઇંદ્રિયો ૧૧ છે, તેની શુદ્ધિ વિના સઘળું નકામું છે. માટે આ તુકથી તેની શુદ્ધિ થાય છે. અર્થાત્ તેની શુદ્ધિ કરવા માટે સર્વ સાધનનો ત્યાગ કરી શ્રી વલ્લભનોજ આશ્રય કરવો. ૨ જી તુકના પૂર્વાર્ધમાં નિઃસાધનતાનો ઉપદેશ છે. તેમાં ૧૮ અક્ષર છે. તેનો ભાવ–શ્રીમદ્ ભાગવતના ૧૮ હજાર શ્લોક છે, અને શ્રીમદ્ ભગવદ્ગીતાના અઢાર અધ્યાય છે, માટે આ તુકના નિત્ય સ્મરણથી ગીતા અને ભાગવતના પાઠ સમાન ફળ પ્રાપ્ત થાય છે. અર્થાત્ આ તુકનો એક એક અક્ષર તે ભાગવતના હજાર શ્લોક અને ગીતાના એક અધ્યાય બરાબર છે.

૨ જી તુકના અંતિમચરણમાં ૧૯ અક્ષર છે તેનો ભાવ–

દશમસ્કંધ શ્રીસુબોધિનીજીમાં જણાવ્યા પ્રમાણે ૮ શ્રીકૃષ્ણ સ્વરૂપ, ૯ શ્રી મહાપ્રભુજી, ૧૦ શ્રી ગોપીનાથજી, ૧૧ શ્રી ગુસાંઇજી, ૧૨ શ્રી પુરુષોત્તમજી, ૧૩થી ૧૯ શ્રી ગુસાંઇજીના સાત લાલજી મળી ૧૯ થાય છે. તો આ તુકના સંસ્મરણથી ઉપરોક્ત રાસલીલા મધ્યપાતિ અષ્ટસ્વરૂપ શ્રીકૃષ્ણ અને શ્રી મહાપ્રભુજીથી આરંભી સાત બાળકો સુધીની ભાવના હૃદયમાં ઉત્પન્ન થાય છે. અર્થાત્ આ તુકના સ્મરણથી તેમના સ્વરૂપનું જ્ઞાન થાય છે.

આ આખા પદમાં ચાર ચરણ છે તેનો ભાવ–કે ચાર વેદ અથવા ચાર યુથની ભાવના છે. તેમજ બે તુક છે તેથી વેદના બે કર્મજ્ઞાનાત્મક કાંડ અથવા તો સંયોગ વિપ્રયોગાત્મક દ્વિદલની ભાવના છે.

આ પ્રમાણે આ આખા પદની ભાવના હૃદયમાં ધારણ કરી મહાપ્રસાદ લેઇ વાર્તાના સ્થાનમાંથી પોતાને ઘેર જવું. રસ્તામાં જતાં પણ આ પદની ભાવનાનો વારંવાર વિચાર કરવો.

( પુષ્ટિભક્તિ સુધા. માસિક વર્ષ ૭. અંક ૧ લો. )

પદ ૧૮ મું. રાગ બિહાગ.

ખંજન નૈન રૂપ રસ માતે;
બલિ બલિહોં કુંવરિ રાધિકા, સુવન જાસોં રતિ માની,
વે ચતુર તુમ ચતુર શિરોમણી, પ્રીતિ કરી કેસે રહે છાની. ૧
જે જુ ધરત તન કનક પીત પટ, સો તો સબ તેરી ગતિ ઠાની;
તે પુનિ શ્યામ સહજ વે શોભા, અમર મિષ અપને ઉર આની. ૨
પુલકિત અંગ અબહી હ્વે આયો, નિરખિ દેખ નિજ દેહ સયાની;
સૂર સુજાન સખીકે બૂજત પ્રેમ પ્રકાશ ભયો વિહસાની. ૩

આ પદ કહેતાંજ સૂરદાસજીનું ચિત્ત શ્રી ઠાકોરજીના સ્વરૂપમાં નિમગ્ન થયું. લાવણ્યનો સમુદ્ર એવું શ્રી ઠાકોરજીનું શ્રીમુખ તેમાં કરૂણારસથી ભરેલાં નેત્ર દેખ્યાં. શ્રી ગુસાંઇજીએ પૂછયું સૂરદાસજી, નેત્રની વૃત્તિ કયાં છે ? તે સમે સૂરદાસજીએ પદ કરીને ગાયું.

રાગ ૧૯ મું. રાગ બિહાગ.

ખંજન નેંન રૂપ રસ માતે;
અતિસે ચારૂ ચપલ અનિયારે, પલક પિંજરા ન સમાતે. ૧
ચલી ચલી જાત નિકટ શ્રવણનકે ઉલટિ ફીરત તાટંક ફંદાતે;
સૂરદાસ અંજન ગુણ અટકે નાતર અબ ઉડી જાતે. ૨

એટલું કહી સૂરદાસજીએ આ શરીરનો ત્યાગ કરી ભગવદ્ લીલામાં પ્રવેશ કર્યો. પછી શ્રી ગુસાંઇજી સઘળા સેવકોને લઇને શ્રી ગોવર્ધન આવ્યા. અને તે વૈષ્ણવોએ સૂરદાસજીના દેહનો સંસ્કાર કર્યો. સૂરદાસજી શ્રી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર ભગવદીય હતા, કે જેમને આપ શ્રી આચાર્યજી તથા શ્રી ગુસાંઇજી સૂર ( સૂર્ય ) કહીને બોલાવતા. બીજા મહા કવીઓએ પણ જેમની એવી પ્રશંશા કરી છે.

( તે દોહરો. )

સૂર સૂર તુલસી શશી, ઉડુગણ કેશવદાસ;
અબકે કવિ ખદ્યોત સમ, જહાં તહાં કરત પ્રકાશ. ૧

શ્રી ગુસાંઇજી તેમના ઉપર સદા પ્રસન્ન રહેતા. તેમની વાર્ત્તા અનિર્વચનીય છે. તે કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૮૧ મા ॥ સખા ૧ લા ॥

## વાર્તા ૮૨ મી. વૈષ્ણવ ૮૨ મા (સખા ૨ જા.)

## ( परमानंददास कनोजिया ब्राह्मणनी वार्त्ता. )

આ પરમાનંદદાસજી પરમ ભગવદીય લીલા મધ્ય વર્તિ, શ્રી ઠાકોરજીના પરમ સખા છે. જેવી રીતે શ્રી નાથજીની આજ્ઞાથી શ્રી આચાર્યજી મહાપ્રભુજી દૈવી જીવોના ઉદ્ધારાર્થ ભૂતલ ઉપર પ્રગટ થયા. તેવીજ રીતે શ્રીઠાકોરજીનો સઘળો પરિકર પણ ભૂતળ ઉપર પ્રગટ થયો. અને આપ શ્રી ગોવર્ધનનાથજી શ્રી ગોવર્ધન પર્વતમાં પ્રગટ થયા. અને અનેક દેશાતરમાં દૈવી જીવો પ્રગટ થયા. ગોપાલદાસે વલ્લભાખ્યાનમાં ગાયું છે કે (અનેક જીવને કૃપા કરવા દેશાંતર પ્રવેશ) તેથી આ પરમાનંદદાસજીનો જન્મ ભગવદ્ ઇચ્છાથી કનોજમાં કનોજીઆ બ્રાહ્મણને ઘેર થયો. આ પરમાનંદદાસજી ઘણા યોગ્ય હતા, મહા કવિ હતા. અને ભગવદ્ કૃપાને પાત્ર હતા તેથી આપ સ્વામી કહેવાતા. અને બીજાને સેવક કરતા. કીર્તન બહુજ સુંદર બનાવીને ગાતા. તેથી તેમની સાથે સમાજ હમેશાં બહુ રહેતો, પરમાનંદદાસજી ભગવદ્ ઇચ્છાથી એક સમયે કનોજથી પ્રયાગ આવ્યા. જ્યાં મુકામ કરેલો ત્યાં આગળ કીર્તન બહુજ સુંદર ગાતા તેથી ઘણા લોકો ત્યાં કીર્તન સાંભળવાને આવતા. તે લોકો અડેલમાં આવી વાતો કહેતા કે પરમાનંદ સ્વામી પ્રયાગમાં આવ્યા છે તે ઘણાં સુંદર કીર્તન ગાય છે. શ્રી મહાપ્રભુજીનો સેવક જલઘરિયા ક્ષત્રી કપૂરને રાગ ઉપર અત્યંત આસકિત હોવાથી પ્રયાગમાં જઇ પરમાનંદદાસજીનાં કીર્તન સાંભળવાની ઘણી ઉત્કંઠા થઇ પણ સેવામાંથી અવકાશ નહિ મળવાથી પ્રયાગ જઈ શકતા નહિ. એક દિવસે એક વૈષ્ણવ પ્રયાગથી અડેલ આવ્યા. તેમણે કહ્યું આજે એકાદશી છે તેથી જ્યાં પરમાનંદદાસ ઊતર્યા છે ત્યાં જાગરણ થવાનું છે. આ સાંભળી જલઘરિયાએ વિચાર કર્યો કે આજે પરમાનંદ સ્વામીનાં કીર્તન સાંભળવાનો વખત છે. તેથી આ ક્ષત્રીકપૂર સેવાથી પહોચીને રાત્રે તેને ઘેર આવ્યો. મનમાં વિચાર્યુ

આ વખતે નાવ તો મળશે નહિ તેથી શું કરવું ? પણ તે તરવામાં બહુજ નિપુણ હોવાથી તરીને પેલે પાર જવાનો નિશ્ચય કરી તેને ઘેરથી નીકળ્યો. શ્રી યમુનાજીના તીરે આવી સઘળાં કપડાં ઉતારી પરદની પહેરી

વસ્ત્ર સઘળાં માથે બાંધીને તરીને પાર આવી સઘળાં કપડાં પહેરીને પ્રયાગમાં આવ્યા. પછી જે ઠેકાણે પરમાનંદ સ્વામી ઉતર્યા હતા ત્યાં પૂછતા પૂછતા આવ્યા. તે પહેલાં તેમને પરમાનંદ સ્વામી સાથે કંઇ મેળાપ નહોતો. તેથી જ્યાં સઘળા લોકો બેઠા હતા ત્યાં જઇને બેઠા. પણ આ ક્ષત્રીકપૂર શ્રી મહાપ્રભુજીના સેવકના નામથી પ્રસિદ્ધ હતા. તેથી જે ઘણા ખરા લોક જાણતા હતા તેમણે આદરસન્માન કરીને બેસાડયા. ત્યાર પછી પરમાનંદ સ્વામીના કીર્તનનો આરંભ થયો. તેમણે શ્રી ઠાકોરજીના વિરહનાં કીર્તન ગાયાં કારણ કે તે લીલા મધ્યવર્તિ શ્રી ઠાકોરજીના પરમ સખા છે. ત્યાંથી તે વિછુર્યા પડયા છે. તેમને હજુ સુધી શ્રી ઠાકોરજીનાં દર્શન થયાં નથી. શ્રી મહા પ્રભુજીના માર્ગનો એ સિદ્ધાન્ત છે કે જો કોઇ ભગવદીયનો સંગ હોય તો શ્રી ઠાકોરજી કૃપા કરે તેટલા માટે શ્રી મહાપ્રભુજીએ પરમાનંદ સ્વામીના ઉપર અનુગ્રહ કરવા કૃપાપાત્ર ભગવદીય ક્ષત્રીકપૂરના અંતઃકરણમ પ્રેરણા કરીને ત્યાં મોકલ્યા હતા. તેમના સેવક એવા હતા કે જેમને અહર્નિશ શ્રી ઠાકોરજી એક ક્ષણવાર પણ છોડતા નથી. સૂરદાસજીએ ગાયુ છે કે ( ભક્તિ વિરહ કાતર કરૂણામય ડોલત પાછે લાગે ) જગન્નાથ જોશીની વાર્ત્તામાં લખ્યું છે કે જ્યારે રજપુતે તરવાર કાઢી ત્યારે શ્રી ઠાકોરજીએ તેનો હાથ પકડયો. પરમાનંદ સ્વામીએ વિરહનું પદ ગાયું તે પદ.

પદ ૧ લું. રાગ બિહાગરો.

વ્રજકે વિરહી લોગ બિચારે;  
બિના ગોપાલ ઠગેસે ઠાડે, અતિ દુર્બલ તન હારે. ૧  
માત યશોદા પંથ નિહારે, નિરખત સાંજ સવારે;  
જો કોઇ કાન્હ કાન્હ કહી બોલે, અખિયન વહત પનારે. ૨  
ઇહ મથુરા કાજરકી રેખા, જે નીકસે તે કારે;  
પરમાનંદ સ્વામી વિનુ એસે, જેસે ચંદ વિનુ તારે. ૩

પદ ૨ જું. રાગ બિહાગરો.

ગોકુલ સબ ગોપાલ ઉપાસી;  
જો ગાહક સાધનકે ઉધો, સો સબ બસત ઇશ પુર કાશી ૧  
યદ્યપિ હરિ હમ તજી અનાથ કરી, અબ છાંડત કયાં રતિકે પ્યાસી;  
અપની શીતલતા નહિ છાંડત, યદ્યપિ વિધુ રાહુ હે ગાસી. ૨  
કિહિ અપરાધ જોગ લીખી પઠયો, પ્રેમ ભજનતેં કરત ઉદાસી;  
પરમાનંદ એસી કો વિરહની, માગે મુક્તિ છાંડી ગુણ રાસી. ૩

પદ ૩ જું. રાગ કાનરો.

કૌન રસિકહે ઇન બાતનકો;
નંદનંદન બિનુ કાસોં કહીએ, સુનરી સખી મેરે દુઃખ યા તનકો. ૧
વે યમુના પુલિન મનોહર, કહાં વે ચંદ શરદ રાતિનકો;
કહાં વે મંદ સુગંધ અનિલરસ કહાં વે ષટપદ્ જલ જાતિનકો. ૨
કહાં વે સેજ પોઢિવો બનકો, ફુલ બિછોના મૃદુ પાતનકો;
કહાં વે દરસ પરસ પરમાનંદ, કમલ નયની કમલ ગાતનકો. ૩

પદ ૪ થું. રાગ સોરઠ.

માઇરી કો મીલવે નંદકીશોરે;
એકવાર કો નેન દીખાવે મેરે મનકે ચોરે. ૧
જાગત જામ ગિનત નહી ખૂટત કયાં પાઉંગી ભોરેઃ
સુનરી સખી અબ કેસેં જીજે, સુની તમચર ખગરોરે. ૨
જો યહ પ્રીતિ સત્ય અંતર ગતિ જીની કાહુ બની હોરે;
પરમાનંદ પ્રભુ આનિ મિલહીંગે સખી શીષ જીન ફેરે. ૩

ઇત્યાદિક વિરહનાં પદ પરમાનંદ સ્વામીએ આખી રાત ગાયાં; ત્યાં શ્રી નવનીતપ્રિયાજી પરમાનંદદાસ ઉપર અનુગ્રહ કરવાને ગુપ્ત પધાર્યા હતા તેમણે પણ ક્ષત્રીકપૂરની ગોદમાં બેસીને આખી રાત્રી કીર્તન સાંભળ્યાં. જ્યારે ચાર ઘડી રાત્રી બાકી રહી ત્યારે જે ભાવિકજનો જાગરણમાં આવ્યા હતા તે સઘળા ઉઠીને સૌ સૌને ઘેર ગયા. શ્રી ઠાકોરજી પણ પધાર્યા જલધરીયા ક્ષત્રીકપૂર પણ જે અનુગ્રહ કરવા માટે આટલે દુર ચાલીને આવ્યા હતા તે કીર્તન સાંભળીને ઘણા પ્રસન્ન થયા હતા તેમણે ઉઠીને પરમાનંદ સ્વામીને કહ્યું જેવી મેં તમારી કીર્તી સાંભળી હતી ના કરતાં આજે અધિક જોઇ. તમારા ઉપર ભગવદ્ અનુગ્રહ પૂર્ણ છે. એમ કહી ક્ષત્રીકપૂર તેમને શ્રીકૃષ્ણ સ્મરણ કરીને ચાલ્યા. શ્રી યમુનાજીને તીરે આવી વિચાર કર્યો કે નાવની વાટ જોઇશ તો મોડું થશે અને સેવા છૂટશે અને શ્રી મહાપ્રભુજી જાણશે તો ખીજશે. તેથી જેવી રીતે તરીને આવ્યો હતો તેવી રીતે તરીને જઇશ. એમ વિચાર કરી પહેલાંની માફક શ્રી યમુનાજીમાં તરીને આ પાર આવી સ્નાન કરી સેવામાં દાખલ થઇ ગયા. ત્યાર પછી પ્રયાગમાં પરમાનંદ સ્વામી રાત્રીના શ્રમિત થયેલા

હોવાથી એકાએક આંખ મીચાઈ ગઇ. અને નીંદ આવી. નીંદમાં સ્વપ્નું આવ્યું તેમાં જેવી રીતે જાગરણમાં શ્રી આચાર્યજીના સેવક ક્ષત્રીકપૂર બેઠા હતા તેવી રીતે તેમને બેઠેલા દેખ્યા અને તેમની ગોદમાં શ્રી નવનીત પ્રિયાજીને પણ બેઠેલા દર્શન થયાં તે વખતે સ્વપ્નામાં શ્રી નવનીત પ્રિયાજીએ તેમને કહ્યું " आज मेंनें तेरे कीर्तन सुने " આટલું શ્રીમુખથી કહેતાં માત્રમાંજ તેમની આંખ ઉઘડી ગઇ. શ્રી ઠાકોરજીના શ્રી મુખનું સૌન્દર્ય કોટિ કંદર્પ લાવણ્ય સ્વપ્નામાં જોયું તેવુંજ હૃદયમાં ધારણ કર્યું, અને મનમાં ચટપટી લાગી કે આ દર્શન ફરીથી થશે? તેમણે મનમાં વિચાર કર્યો કે આ દર્શન તો ક્ષત્રીકપૂર વિના નહિ થાય. તેથી તેમની પાસે જઇએ. જો તે મળે તો કાર્ય સિદ્ધ થાય. એમ વિચારીને પરમાનંદદાસ તત્કાલ પ્રયાગથી ઉઠીને અડેલ ચાલ્યા. શ્રી યમુનાજીના તીર ઉપર આવી ઉભા રહ્યા. પ્રાતઃકાલનો સમય થયો હતો. નાવ પ્રથમજ ચાલતી હતી તેમાં બેસીને પાર ઉતર્યા. આગળ જઇને જોયું તો શ્રી આચાર્યજી મહાપ્રભુજી સ્નાન કરી સંધ્યા વંદન કરતા હતા. પરમાનંદ સ્વામીને સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણચંદ્રનાં જેવી રીતે શ્રી ગુસાંઇજીએ વલ્લભાષ્ટકમાં લખ્યું છે ( वस्तुतः कृष्ण एव ) તેવાં દર્શન થયાં. દેખતાંજ પરમાનંદ સ્વામીના મનમાં આવ્યું કે જેમને સાથે આવા શ્રી મહાપ્રભુ બીરાજે છે તેવા ( ક્ષત્રીકપૂર ) ની ગોદમાં શ્રી ઠાકોરજી શા માટે ન બીરાજે? પણ પરમાનંદ સ્વામીના મનમાં એમ આવ્યું કે ક્ષત્રીકપૂર મળે તો સારૂં. કારણ કે જેમના દર્શનથી શ્રી મહાપ્રભુજીનાં દર્શન થયાં. ત્યાર પછી આપની પાસે આવી દંડવત્ કર્યા. શ્રી મહાપ્રભુજીએ શ્રીમુખથી તેમને કહ્યું પરમાનંદદાસજી તમે આવ્યા? હવે કંઈ ભગવદ્યશ વર્ણન કરો ત્યારે તેમણે વિરહનું પદ ગાયું. તે પદ.

પદ ૫ મું. રાગ સારંગ.

કૌન બેર ભઈ ચલેરી ગોપાલ;<br>
હોં નનસાર ગઈહી ન્યોંતે વાર વારબૂઝત વ્રજ લાલ. ૧<br>
તેરે તનકો રૂપ કહા ગયો ભામિનિ અરૂ મુખકમલ સુકાય રહ્યો;<br>
સબ સૌભાગ્ય ગયો હરિકે સંગ હૃદો સુકોમલ વિરહ દહ્યો. ૨<br>
કો બોલે કો નેન ઉઘારે કો પ્રતિ ઉત્તર દેહિ વિકલમન;<br>
સર્વસ્વ અક્રુર ચૂરાયો પરમાનંદ સ્વામી જીવન ધન. ૩

પદ ૬ ઠું. રાગ સારંગ.

જીયકી સાધન જીયહી રહીરી;
બહુરી ગોપાલ દેખન ન પાયે, વિલપતિ કુંજ અહીરી. ૧
એક દીન સાંજ સમે યહ મારગ, બેચન જાત દહીરી;
પ્રીતિકે લીયેં દાન મિષ મોહન મેરી બાંહ ગહીરી. ૩
વિનુ દેખે ઘરી જાત કલ્પ સમ વિરહ અનલ દહીરી;
પરમાનંદ સ્વામી વિનુ દર્શને નેંનન નદી બહીરી. ૩

પદ ૭ મું. રાગ સારંગ.

યહ બાતેં કમલ દલ નેંનકી;
વારંવાર સુધિ આવત સજની, વહ દુરી દેંની સેનકી. ૧
વહ લીલા વહ રાસ શરદકો ગોરજ રંજીત આવની;
અરૂ વહ ઊંચી ટેર મનોહર મિસકરી મોહી સુનાવની. ૨
વે બાતેં સાલત ઉર અંતર કો પર પીરહી પાવે;
પરમાનંદ કહ્યો ન પરે કછૂ હીયો સુરૂંધ્યો આવે. ૩

પદ ૮ મું. રાગ સારંગ.

સુધ કરત કમલ દલ નેનકી;
ભરી ભરી લેત નીર અતિ આતુર રતિ વૃંદાવન ચેંનકી. ૧
દે દે ગાઢે આલિંગન મીલતિ કુંજલતા દ્રુમ એનકી;
વે બતિયાં કેસેં કે વિસરત બાંહ ઉસીસે સેનકી. ૨
બસી નિકુંજમાં રાસ ખેલાયે વ્યથા ગવાંઇ મેંનકી;
પરમાનંદ પ્રભુ સો કયાં જીવે જે પોંખી મૃદુ બેનકી. ૩

આ પ્રમાણે પરમાનંદ સ્વામીએ વિરહનાં પદ ગાયાં. આ સાંભળીને શ્રી આચાર્યજીએ કહ્યું પરમાનંદદાસજી, બાળલીલાનું કંઇક વર્ણન કરો તેમણે વિનતી કરી મહારાજ હું તો કંઇ સમજતો નથી. શ્રી મહાપ્રભુજીએ કહ્યું જાઓ સ્નાન કરી આવો. અમે સમજાવીશું. તેમણે આપને પૂછ્યું આપનો સેવક જલઘરીઆ ક્ષત્રીકપૂર કયાં છે? પોતે કહ્યું એ તો કંઇ સેવા ટહેલમાં હશે. પછી પરમાનંદ સ્વામી શ્રીયમુનાજી સ્નાન કરવા માટે ચાલ્યા. આગળ ગયા એટલામાં શ્રીયમુના જળની ગાગર લઇને ક્ષત્રીકપૂર આવતા હતા. તે સામે મળ્યા. તેમને જોઇને પરમાનંદ સ્વામી

ઘણાજ પ્રસન્ન થયા. અને બે હાથ જોડી નમસ્કાર કર્યા. અને કહ્યું રાત્રે જાગરણમાં આપ કૃપા કરીને પધાર્યા હતા તે વખતે શ્રી ઠાકોરજીએ આપની ગોદમાં બેસી મારાં કીર્તન સાંભળ્યાં હતાં તે આપની કૃપાથી શ્રી ઠાકોરજીએ મને કહ્યું કે શ્રી આચાર્યજીના સેવક જલધરીઆ ક્ષત્રીકપૂરની ગોદમાં બેસીને તારાં કીર્તન સાંભળ્યાં છે. આપના અનુગ્રહથી મારૂં ભાગ્ય સિદ્ધ થયું છે તેથી હું આપનાં દર્શન કરવા સવારમાંથી ઉઠીને આવ્યો છું. આવતાંજ તમારી કૃપાથી શ્રી મહાપ્રભુજીનાં દર્શન થયાં. તે સાક્ષાત્ પૂર્ણ પુરુષોત્તમ શ્રી કૃષ્ણચંદ્ર શ્રી ગોવર્ધન ધરનાં દર્શન થયાં. આટલી વાત સાંભળતાંજ જલધરીઆ ક્ષત્રીકપૂરે કહ્યું આ પ્રમાણે કહેશો નહિ. શ્રી આચાર્યજી મહાપ્રભુજી આ વાત સાંભળશે તો ખીજશે. કે સેવા છોડીને કયાં ગયો હતો ? તેથી આ વાત કહેશો નહિ. આટલું સાંભળીને પરમાનંદ સ્વામી બહુજ આશ્ચર્ય પામ્યા. શ્રી ઠાકોરજીનો આટલો અનુગ્રહ હોવા છતાં પોતાનું સ્વરૂપ છુપાવે છે, તેથી તેમને ધન્ય છે. પછી પરમાનંદ સ્વામી સ્નાન કરવા ગયા. અને જલધારીઆ ક્ષત્રીકપૂર જળની ગાગર લઇને મંદીરમાં ગયા. પછી પરમાનંદ સ્વામી શ્રી યમુનાજીમાં સ્નાન કરીને તત્કાલ આવી શ્રી મહાપ્રભુજીને સાષ્ટાંગ દંડવત્ કરી હાથ જોડી આપના આગળ ઊભા રહ્યા. પોતે કહ્યું પરમાનંદદાસ આગળ આવીને બેસો ત્યારે તે શ્રી આચાર્યજીના આગળ આવી બેઠા. પોતે કૃપા કરી નામ સંભળાવ્યું, પછી મંદીરમાં પધારી શ્રી નવનીત પ્રિયાજીની સન્નિધાન પરમાનંદદાસને બ્રહ્મ સંબંધ કરાવ્યું. પછી અનુગ્રહ કરી શ્રી ભાગવત્‌ની અનુક્રમણિકા સંભળાવી. પ્રથમ આપે પરમાનંદ સ્વામીને શ્રીમુખથી કહ્યું હતુ કે, કંઇક ભગવદ્ યશ વર્ણન કરો ત્યારે તેમણે વિરહનાં પદ ગાયાં; આપે શ્રીમુખથી કહ્યું કે કંઇક બાળલીલા ગાઓ. ત્યારે તેમણે કહ્યું રાજ હુંતો કંઈ સમજતો નથી. જ્યારે સમજતા નહોતા ત્યારે વિરહનાં પદ કેવી રીતે ગાયાં ? તેનું સમાધાન એ છે કે તે શ્રી ઠાકોરજીથી વિછુર્યા છે. તેથી વિરહના દુઃખની તેમને સ્ફુર્તિ રહી હતી, અને સંયોગના સુખનું વિસ્મરણ થયું હતું. કારણ કે સઘળી લીલા વિશિષ્ટ પૂર્ણ પુરુષોત્તમ તો શ્રી મહાપ્રભુજીને ઘેર બીરાજે છે. પછી જ્યારે શ્રી મહાપ્રભુજીએ પરમાનંદદાસને શ્રી નવનીત પ્રિયાજીનાં દર્શન કરાવ્યાં, ત્યારે

સઘળી લીલાની સ્ફુર્તિ થઇ. શ્રી મહાપ્રભુજીએ અનુક્રમણિકા સંભળાવી તેનું કારણ એ છે કે આપનું નામ શ્રી भागवत पीयूष समुद्र मथन क्षमः છે. આપે શ્રીમદ્ ભાગવત્‌ના અમૃતરૂપી સમુદ્રનું મથન કર્યું છે. તેમાંથી રત્ન જે દશમ સ્કંધ તે અનુક્રમણિકા દ્વારા પરમાનંદદાસના હૃદયમાં ધારણ કર્યો. જેવી રીતે આપે સૂરદાસના હૃદયમાં ધારણ કર્યો હતો. તેથી અષ્ટ સખાની વાણી કાવ્યની બરાબર છે તેમાં આ સૂરદાસજી તથા પરમાનંદદાસજી બન્ને તો સાગર થયા. કારણ કે એ બન્નેના હૃદયમાં શ્રી મહાપ્રભુજીએ શ્રી ભાગવતરૂપી અમૃતનો સમુદ્ર ધારણ કરાવ્યો. તેથી તેમના કાવ્યને સઘળાઓ સૂરસાગર તથા પરમાનંદ સાગર કહે છે. પરમાનંદદાસને શ્રી મહાપ્રભુજીએ શ્રીમુખથી કહ્યું તમે બાળલીલાનું વર્ણન કરો. એટલે તેમણે તત્કાલ બાળલીલાનું પદ કરી શ્રી નવનીત પ્રિયાજીની સંન્નિધાન ગાયું. તે પદ.

પદ ૯ મું. રાગ આસાવરી.

માઇરી કમલ નયન શ્યામસુંદર ઝુલત હે પલના;
બાલલીલા ગાવતી સબ ગોકુલકી લલના. ૧
અરૂણ તરૂણ ચરણકમળ, નખ મણિ શશી જ્યોતિ;
કુંચિત કચ ભંવરા કૃતિ લર લટકત ગજ મોતી. ૨
અંગૂઠા ગહી કમલપાણિ મેલત મુખ માંહી;
અપનો પ્રતિબિંબ દેખી પુનિ પુનિ મુસિકાઇ. ૩
યશુમતિ કે [illegible]ણ્ય પુંજ નિરખી નિરખી લાલેં.
પરમા[illegible]વામી ગોપાલ સુત સ્નેહ પાલે. ૪

પદ ૧૦ મું. રાગ બિલાવલ.

યશોદા તેરે ભાગ્યકી કછુ કહી ન જાય;
જો મૂરતિ બ્રહ્માદિક દુર્લભ સો પ્રગટે હેં આય. ૧
શિવ નારદ સનકાદિ મહામુની મિલવે કરત ઉપાય;
તે નંદલાલ ધૂરિ ધૂસર વપુ રહત ગોદ લપટાય. ૨
રતન જડિત પોઢાય પાલનેં વદન દેખી મુસિકાય;
ઝુલો મેરે લાલ જાઉં બલિહારી પરમાનંદ યશ ગાય. ૩

પદ ૧૧ મું. રાગ બિલાવલ.

મણીમય આંગન નંદકે ખેલત દોઉ ભૈયા;
ગૌર શ્યામ જોડી બની બલી કુંવર કન્હૈયા. ૧
નુપુર કંકણ કિંકણી રૂનુ ઝુનુ રૂનુ ઝુનુ બાજે;
મોહી રહી વ્રજસુંદરી માનસા સુત લાજે. ૨
સંગ સંગ રોહિણી હિત કારણ મૈયા;
ચુટકી દે દે નચાવહી સુત જાની કન્હૈયા. ૩
નીલ પીત પટ ઓઢની દેખત મોહી ભાવે;
બાલલીલા વિનોદસોં પરમાનંદ ગાવે. ૪

પદ ૧૨ મું. રાગ બિલાવલ.

હરિકો વિમલ યશ ગાવત ગોપાંગના;
મણિમય આંગન નંદરાયકે બાલ ગોપાલ તહાં કરે રિંગના. ૧
ગિરિ ગિરિ પરત ધુટરૂન ટેકત, જાનુ પાણિ મેરો છગનકો મગના;
ધૂસર ધૂરિ ઉઠાય ગોદ લે માત યશોદા કે પ્રેમકો ભજના. ૨
ત્રિપદ ભૂમિ નાપી તબ ન આલસ ભયો,
અબજુ કઠિન ભયો દેહરી ઉલંઘના;
પરમાનંદ પ્રભુ ભક્તવત્સલ હરિ રૂચિર હાર ઓર કંઠ સોહે વઘના.૩

જ્યારે બાલલીલાનાં પદ પરમાનંદદાસજીએ ગાય ત્યારે શ્રી મહાપ્રભુજી સાંભળીને ઘણાજ પ્રસન્ન થયા. પછી પરમાનંદદાસજી અડેલમાં શ્રી મહાપ્રભુજીની પાસે રહ્યા. તેમને કીર્તનની સેવા સોંપી. આ પરમાનંદદાસ નિત્ય નવાં પદ કરી કરીને શ્રી નવનીત પ્રિયાજીને સંભળાવતા. જ્યારે શ્રી ઠાકોરજીને અનોસર કરે ત્યારે શ્રી મહાપ્રભુજીના આગળ કીર્તન કરે. પછી શ્રી મહાપ્રભુજી આપ કથા કહેતા તે નિત્ય સાંભળતા. જે પ્રસંગ કથામાં સાંભળતા તે પ્રસંગને અનુસરીને નિત્ય કીર્તન કરી શ્રી ઠાકોરજીને સંભળાવતા. એક દિવસે તેમણે શ્રી ઠાકોરજીના ચરણારવિંદનું માહાત્મ્ય સાંભળ્યું. તેનું કીર્તન કરીને શ્રી મહાપ્રભુજીને સંભળાવ્યું. આ પદ *પરમાનંદ સાગરની શરૂઆતમાં લખ્યું છે. તે પદ.

* આ પરમાનંદદાસજીએ કરેલાં પદનો મહાન્ સંગ્રહનું "પરમાનંદ સાગર" નામનું એક પુસ્તક છે, એમ કહેવાય છે, પણ તે ક્યાં છે? કોના પાસે છે? વગેરે માહીતી કોઇ જાણતા હોય, તે કૃપા કરી અમને જણાવવા નમ્ર વિનંતી છે.

પદ ૧૩ મું. રાગ કાન્હરો.

ચરણકમલ વંદો જગદીશ, જે પદ ગોધનકે સંગ ધાયે;
જે પદ કમલ ધૂરિ લપટાનેં, કર ગહિ ગોપીન ઉર લાયે. ૧
જે પદ કમલ યુધિષ્ઠિર પૂજત, રાજસૂયજ્ઞમાં ચલી આયે;
જે પદ કમલ પિતામહ ભીષ્મ, ભારતમેં દેખનપાયે. ૨
જે પદ કમલ શંભુ ચતુરાનન હૃદે કમલમેં અંતર રાખે;
જે પદ કમલ રમા ઉર ભૂષણુ, વેદ પારંગત મુની ભાખે. ૩
જે પદ કમલ લોકત્રયી પાવન, બલીરાજાકે પીઠિ ધરે;
સો પદ કમલ દાસ પરમાનંદ, ગાવત પ્રેમ પીયુષ ભરે. ૪

આ પદ ગાઇને તેમણે શ્રી આચાર્યજીના સ્વરૂપ તથા પ્રાર્થનાનું એક પદ ગાયું તે પદ.

પદ ૧૪ મું-રાગ કાન્હરો.

યહ માગોં ગોપીજન વલ્લભ.
મનુષ્ય જન્મ ઓર હરિ સેવા, વ્રજ વસવો દીજે મોહી સુલ્લભ. ૧
શ્રીવલ્લભ કુલકો હોં ચેરો, વૈષ્ણવજનકો દાસ કહાઊં;
શ્રીયમુના જલ નિત પ્રતિ ન્હાઊં, મન વચ કર્મ કૃષ્ણુ ગુણુ ગાઊં. ૨
શ્રીમદ્ ભાગવત શ્રવણુ સુનો નિત, ઇન તજી ચિત કહું અનત ન લાઊં;
પરમાનંદદાસ યહ માગત, નિત નિરખો કબહું ન અઘાઊં. ૩

આ પદ સાંભળીને શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ મનમાં જાણ્યું કે પરમાનંદદાસે આ પદથી વ્રજના દર્શનની પ્રાર્થના કરી તેથી વ્રજમાં અવશ્ય જવું એવો વિચાર કર્યો.

❋ પ્રસંગ ૨ જો ❋ શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પરમાનંદદાસના મનની સ્થિતિ જાણીને વ્રજમાં પધારવાની તયારી કરી. દામોદરદાસ હરસાની, કૃષ્ણુદાસમેઘન, પરમાનંદદાસ, અને જે અડવાઈ તથા રસોઇની સામગ્રી સાથે લઇને ચાલતા હતા તે યાદવેન્દ્રદાસ તથા બીજા વૈષ્ણુવોને સાથે લઇને શ્રી મહાપ્રભુજી વ્રજમાં પધારવા નીકળ્યા. આવતાં માર્ગમાં પરમાનંદદાસનું ગામ કનોજ આવ્યું. પરમાનંદદાસે વિનંતી કરી મહારાજ મારે ઘેર પધારો. આપના અનુગ્રહથી મારૂં ભાગ્ય તો ફળ્યું છે. હવે મારૂં ઘર પણુ પાવન કરો. આથી શ્રીમહાપ્રભુજી, કૃપાનિધાન ભકતમનો-

રથ પૂરક કૃપા કરીને તેમને ત્યાં પધાર્યા. ત્યાં પરમાનંદદાસે તેમની સેવા બહુ સારી રીતે કરી. પછી શ્રી મહાપ્રભુજીએ રસોઈ કરી શ્રી ઠાકોરજીને ભોગ સમર્પી, ભોગ સરાવી, ભોજન કરી ગાદી ઉપર બીરાજ્યા. પોતે પરમાનંદદાસને કંઈક ભગવદ્યશ ગાવાનું કહ્યું. પરમાનંદદાસે વિચાર્યું કે આ સમયે શ્રી મહાપ્રભુજીનું મન શ્રી ગોવર્દ્ધનનાથજી પાસે વ્રજમાં છે. તેથી વિરહનું પદ એવું ગાઉં કે જેમાં એક ક્ષણ પણ કલ્પ સમાન જાય એ પ્રમાણે વિચારીને નીચેનું પદ ગાયું. તે પદ.

પદ ૧૫ મું. રાગ સોરઠ

હરિ તેરી લીલાકી સુધી આવે;
કમલનયન મનમોહન મૂરતિ, મન મન ચિત્ર બનાવે. ૧
એકવાર જાહી મીલત મયા કરી, સો કેસે વિસરાવે;
મુખ મુસકાની બંક અવલોકની, ચાલ મનોહર ભાવે.
કબહુક નિબિડ તિમિર આલિંગન, કબહુક પિક સુર ગાવે;
કબહુક સંભ્રમ ક્વાસિ ક્વાસિ [illegible]હીન ઉઠી ધાવે. ૩
કબહુક નેન મૂંદિ અંતર ગતિ મણીમાલા પ[illegible]રાવે
પરમાનંદ પ્રભુ શ્યામ ધ્યાન કરી, એસે [illegible] ગમાવે ૪

આ પદની આપની આગળ ગા[illegible]તે[illegible]તજ આપને મૂર્છા [illegible]વી જે લીલાનું પદ હતું તે લીલામાં નિમગ્ન થયા, દેહાનુસંધન પણ ન રહ્યું. પોતાને ત્રણ દીવસ સુધી મૂર્છા રહી. દામોદરદાસ વગેરે સઘળા સેવકો પોતાનાં દર્શન કરી એમને એમ પાસેના પાસે બેસી રહ્યા. ચોથા દીવસના પ્રાતઃકાલમાં સાવધાન થયા. ત્યારે પાસેના સઘળા વૈષ્ણવો ઘણાજ પ્રસન્ન થયા. પરમાનંદદાસજી મનમાં બીન્યા કે એવું પદ ફરીથી ગાઉં નહિ. ત્યાર પછી સૂધાં (આનંદિત) પદ કરીને ગાયાં. તે પદ.

પદ ૧૬ મું. રાગ બિલાવલ.

માઇરી હોં આનંદે ગુણ ગાઊં;
[illegible]કુલકી ચિંતામણી માધો, જોઈ માગોં સોઇ પાઊં. ૧
જબ તેં કમલનયન વ્રજ આયે, સકલ સંપદા બાઢી;
નંદરાયકે દ્વારે દેખો, અષ્ટ મહા સિદ્ધિ ઠાડી. ૨

ફુલે ફલે સકલ વૃંદાવન, કામધેનુ દુહિ લીજે ॥
માગે મેઘ ઈંદ્ર વરસાવે, કૃષ્ણ કૃપાતેં જીજે ॥ ૩ ॥
કહતી યશોદા સખીઅન આગે, હરિ ઉત્કર્ષ જણાવે ॥
પરમાનંદદાસકો ઠાકોર, મુરલી મનોહર ભાવે ॥ ૪ ॥

આ પદ ગાયું ત્યાર પછી સાંજરે એક બીજું પદ ગાયું તે પદ.

પદ ૧૭ મું. રાગ ગોડી.

વિમલ યશ વૃંદાવનકે ચંદ્રકો ॥
કહા પ્રકાશ સોમ સૂરજકો જો મેરે ગોવિંદકો ॥ ૧ ॥
કહતી યશોદા સખીઅન આગેં વૈભવ આનંદ કંદકો ॥
ખેલત ફીરત ગોપ બાલક સંગ ઠાકોર પરમાનંદકો ॥ ૨ ॥

પછી પરમાનંદદાસજીએ ફરી એક દીવસે ગાયેલું પદ.

પદ ૧૮ મું. રાગ સારંગ.

ચલીરી નંદગામ જાય વસીએ ॥
ખરીકેં ખેલત વ્રજચંદ્રસોં હસીએ ॥ ૧ ॥
બસત બહેંન સબે સુખ માઇ ॥
કઠિન યહ હેં જો દૂર કન્હાઈ ॥ ૨ ॥
માખન ચોરત દૂરિ દૂરિ દેખો ॥
સજની જન્મ સફલ કરી લેખો ॥ ૩ ॥
જલચર લોચન છીનુ છીનુ પ્યાસ ॥
કઠીન પ્રીતિ પરમાનંદદાસ ॥ ૪ ॥

આ પદમાં પરમાનંદદાસજીએ ગાયું કે "ચલીરી નંદગામ જઇ વ-સીએ" આ સાંભળી શ્રી મહાપ્રભુજી વ્રજમાં ઘણીજ ત્વરાથી પધાર્યા.

❋ પ્રસંગ ૨ જો. ❋ પછી આપ શ્રી મહાપ્રભુજી કનોજથી વ્રજમાં પધાર્યા. સઘળા વૈષ્ણવો સાથે હતા. પરમાનંદદાસજી પણ સાથે હતા. પ્રથમ આપ શ્રી આચાર્યજી શ્રી ગોકુળ પધાર્યા. શ્રી ગોકુળ આવતાંજ શ્રી યમુનાજીમાં સ્નાન કરી તીરના ઉપર (કાંઠે) છોકરની નીચે જ્યાં આપની બેઠક છે, જ્યાં રાત્રીએ વિશ્રામ અને રસોઇ કરવાનું ઠેકાણું છે, જ્યાં આપનું ઘર હતું, અને જ્યારે શ્રી ગોકુળ પધારતા, ત્યારે ત્યાંજ ઉ-તરતા. તેજ જગા જે ભીતરની બેઠક કહેવાય છે ત્યાં આપ બીરાજ્યા

પછી સઘળા વૈષ્ણવોએ શ્રી યમુનાજીમાં સ્નાન કર્યું. પરમાનંદદાસજીએ સ્નાન કરી શ્રી મહાપ્રભુજીના આગળ શ્રી યમુનાજીના યશ વર્ણન કર્યા, તે પદ.

( પદ ૧૯ મું. રાગ રામકલિ ).

શ્રી યમુનાજી યહ પ્રસાદ હોં પાઉં.
તુમારે નિકટ રહું નિશવાસર, રામકૃષ્ણ ગુણ ગાઉં. ૧
મજ્જન કરોં વમલ પા વન જલ, ચિંતા કલહ વહાઉં;
તુમારી કૃપા ભાનુકી તનયા, હરિ પદ પ્રીતિ બઢાઉં. ૨
વિનતી કરોં યહ વર માગોં, અધમ સંગ વિસરાઉં;
પરમાનંદ ચારી ફલદાતા, મદન ગોપાલ લડાઉં, ૩

( પદ ૨૦ મું. રાગ રામકલી.)

શ્રી યમુનાજી દીન જાની મોહી દીજે;
નંદકો લાલ સદા વર માગોં, સબ ગોપીનકી દાસી કીજે. ૧
તુમ હો પરમ કૃપાલ દયાનિધિ, સંત જનન સૂખકારી;
તીહારે વશ વર્તત રાધાવર, તટ ક્રીડત ગિરિધારી. ૨
વ્રજનારી સબ ખેલત હરિસંગ, અદ્‌ભુત રાસ વિલાસી;
તીહારે પુલિન મધ્ય કુંજ દ્રુમ, કમલ પુહુપ હે વાસી. ૩
શ્રમ જળ સહિત ન્હાત સબ સુંદરી, જળક્રીડા સૂખકારી;
માનહું તારા મધ્ય ચંદ્ર બીરાજત, ભરી ભરી છીરકત વારી.૪
રાનીજુકે પાય પરોં નિત, ગ્રહકો કાજ સબ કીજે;
પરમાનંદદાસ દાસી વ્હે રસ નેનન ભરી ભરી પીજે. ૫

એવાં પદ આપની આગળ પરમાનંદદાસે શ્રીયમુનાજીના તીર ઉપર ગાયાં. તે ઉપરાંત શ્રી મહાપ્રભુજીએ કૃપા કરી પરમાનંદદાસને બાળલીલા વિશિષ્ટ શ્રી ગોકુળનાં દરશન કરાવ્યાં. પરમાનંદદાસને એવાં દર્શન થયાં કે વ્રજભક્તો શ્રી યમુના જળ ભરી ભરીને લઇ જાય છે. શ્રી ઠાકોરજી માર્ગમાં ખેલે છે, એ પ્રમાણેનાં દર્શન થયાં, તેવુંજ પદ કરીને પરમાનંદદાસે શ્રી મહાપ્રભુજીના આગળ ગાયું તે પદ.

( પદ ૨૧ મું. રાગ બિલાવલ. )

યમુના જલ ઘટ ભર
માર્ગમાં ખેલત મીલે ઘનશ્યામ મુરારી. ૧

નેનન સોં નેના મીલે મન રહ્યો લોભાઈ;
મોહન મુરતિ જીય બસી, પગ ધર્યો ન જાઇ. ૨
તબકી પ્રીતિ પ્રગટ ભઇ, યહ પહલી ભેટ;
પરમાનંદ એસે મીલેં જેસેં ગુડ ચેંટ. ૩

(પદ ૨૨ મું. રાગ બિલાવલ.)

નેક લાલ ટેકહુ મેરી બહીયાં;
ઓઘટ ઘાટ ચઢયો નહી જાઈ, રપટતિ હોં કાલિંદી મહીઆં. ૧
સુંદર શ્યામ કમલ દલ લોચન, દેખી સ્વરૂપ ગ્વાલીન અરૂઝાની;
ઉપજી પ્રીતિ કામ અંતરગતિ, તબ નાગર નાગરી પહચાની. ૨
હસી વ્રજનાથ ગહ્યો કર પલ્લવ, જેસેં ગગરી ગિરન ન પાવે;
પરમાનંદ ગ્વાલિની સયાની, કમલ નયન તન પરસ્યો ભાવે. ૩

એવાં પદ ગાયાં. ત્યાર પછી પરમાનંદદાસે બાળ લીલાનાં બહુજ પદ કર્યા અને શ્રી ગોકુળનું સ્વરૂપ જેમાં આવે એવાં પદકર્યા.તેમાંનાં પદ.

પદ ૨૩ મું. રાગ કાનરો.

ગાવત ગોપી મધુર મૃદુ બાની,
જાકે ભવન બસત ત્રિભુવન પતિ, રાજા નંદ યશોદા રાની. ૧
ગાવત વેદ ભારતી ગાવત. ગાવત નારદાદિ મુની જ્ઞાની;
ગાવત ગણ ગંધર્વ કાલશિવ, ગોકુળનાથ મહાત્મ્ય જાની. ૨
ગાવત ચતુરાનન જગનાયક, ગાવત શેષ સહસ્ત્ર મુખ રાસ;
મનવચ કર્મ પ્રીતિ પદ અંબુજ અબ ગાવત પરમાનંદદાસ. ૩

(પદ ૨૪ મું. રાગ કાનરો.)

યશુમતિ ગ્રહ આવત ગોપીજન;
વાસરતાપ નિવારણ કારણ, વારવાર કમલ મુખ નિરખત. ૧
ચાહત પકરી દેહરી ઉલંઘન, કિલકત કિલકત હુલસત મનહીં મન;
રાઈ લોંન ઊતારિ દુહુંકર, વારિ ફેરિ ડારત તન મન ધન. ૨
લેત ઉઠાય ચોંપત હીયો ભરી, પ્રેમ વિવસ લાગે દ્રગ ઢરકન;
ચલી લે પલના પોઢાવનકોં અલકસાય પોઢે સુંદર ઘન. ૩
દેત અસીસ સકલ ગોપીજન, ચિરંજીયો જોલોં જલ ગંગ યમુન;
પરમાનંદદાસકો ઠાકુર, ભક્તવત્સલ ભક્તન મનરંજન. ૪

પદ ૨૫ મું. રાગ હમીર.

ગિરિધર સબે અંગકો બાંકો;
બાંકી ચાલ ચલત ગોકુલમેં, છેલ છબીલો કહાંકો. ૧
બાંકે ચરણકમલ ગતિ બાંકી, બાંકો હિરદો તાકો;
પરમાનંદદાસકો ઠાકુર, કિયો ખોર વ્રજ સાંકો. ૨

પદ ૨૬ મું. રાગ હમીર.

ચિતે ચિતે ચિત ચોર્યોરિ, માઇ વાકે લોચન નીકે;
વહ મૂરતિ ખેલન નેનનમેં, લાલ ભાવતે જીકે. ૧
એકવાર મુસકાય ચલે જબ હૃદે ગડે ગુન નીકે;
પરમાનંદ પ્રભુ આની મીલાઓ પ્રૌઢ વર્ષ એતીકે. ૨

આવાં પદ પરમાનંદદાસે શ્રી આચાર્યજી મહાપ્રભુજીની આગળ શ્રી યમુના કીનારે બહુજ ગાયાં. પછી શ્રી ગોકુલનાં દર્શન કરવાથી શ્રીગોકુળ ઉપર આશક્તિ બહુજ થઇ ત્યારે એક એવું પદ ગાયું કે જેમાં શ્રી આચાર્યજી અને શ્રી ઠાકોરજીની પ્રાર્થના કરી કે મને શ્રી ગોકુળમાં આપના ચરણારવિંદમાં રાખો. જેથી સર્વ લીલા વિશિષ્ઠ નિત્ય પ્રભુનાં અને શ્રી યમુનાજીનાં દર્શન કરૂં તે પદ.

પદ ૨૭ મું. રાગ કાન્હરો.

યહ માગોં યશોદાનંદન;
ચરણકમલ મેરો મન મધુકર, યા છબી નેનેન પાઉં દર્શન. ૧
ચરણકમલકી સેવા દીજે, દોઉ તન રાજત વિધુલતા ધન;
નંદનંદન વૃષભાનુ નંદિની, મેરે સર્વસ્વ પ્રાણજીવન ધન. ૨
વ્રજ વસવો યમુના જલ અચવો, શ્રીવલ્લભકો દાસ ઇહેપન;
મહાપ્રસાદ પાઉં હરિગુણ ગાઉં, પરમાનંદદાસ દાસી જન. ૩

પદ ૨૮ મું. રાગ કાન્હરો.

જબલગ યમુના ગાય ગોવર્ધન, જબલગ ગોકુલ ગામ ગુસાંઇ;
જબલગ શ્રીભાગવત્ કથારસ, તબલગ ભૂતલ કલિયુગ નાંહી. ૧
જબલગ રસ સેવક સેવા રસ, નંદનંદસોં પ્રીતિ લખાઇ;
પરમાનંદ તાસોં હરિ ક્રીડત, શ્રી વલ્લભ ચરણ રેનુ જિન પાઇ. ૨

એવાં એવાં અનેક પદ પરમાનંદદાસે ગાયાં. ત્યાર પછી આપ શ્રી આચાર્યજી મહાપ્રભુજી કેટલાક દિવસ સુધી શ્રી ગોકુળ બીરાજ્યા. પછી

સઘળા વૈષ્ણવનો સમાજ તથા પરમાનંદદાસને સાથે લઇને પોતે શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરવા શ્રી ગિરિરાજ પધાર્યા.

❋ પ્રસંગ ૪ થો. ❋ શ્રી આચાર્યજી શ્રી ગોકુળથી નીકળ્યા તે ઉત્થાપન સમયે શ્રી ગોવર્ધન આવી પહોંચ્યા. ત્યાં તુરત સ્નાન કરીને પર્વત ઉપર શ્રી ગોવર્ધનનાથજીના મંદીરમાં પધાર્યા. આપની સાથે પરમાનંદદાસ પણ પર્વત ઉપર શ્રી ગોવર્ધનનાથજીના મંદીરમાં આવ્યા. આવતાંજ શ્રીનાથજીને સાષ્ટાંગ દંડવત કરી દર્શન કર્યાં. શ્રી ગોવર્ધનધરનું શ્રીમુખ દેખીને તેમનાં નેત્ર ત્યાંને ત્યાંજ સ્થિર થઇ ગયાં. તે જોઇને શ્રી મહાપ્રભુજીએ શ્રીમુખથી કહ્યું પરમાનંદદાસ ભગવદ્ લીલાનું ગાન કરો. તેમણે મનમાં વિચાર્યું હું શું ગાન કરૂં પછી એવું પદ ગાયું કે જેમાં અવતાર લીલા, બાળ લીલા, નિકુંજ લીલા, ચરણારવિંદની વંદના, ભગવત્ સ્વરૂપનું વર્ણન, તથા શ્રી ઠાકોરજીનું માહાત્મ્ય આવે એવું પદ ગાયું તે પદ.

પદ ૨૯ મું. રાગ માલવગોડી.

મોહન નંદરાય કુમાર;
પ્રગટ બ્રહ્મ નિકુંજ નાયક ભક્ત હિત અવતાર. ૧
પ્રથમ ચરણ સરોજ વંદુ શ્યામ ઘન ગોપાલ;
મકર કુંડલ ગંડ મંડિત ચારૂ નેન વિશાલ. ૨
બલિરામ સહિત વિનોદ લીલા શેષ શંકર હેત;
દાસ પરમાનંદ પ્રભુ હરિ નિગમ બોલે નેત. ૩
આ પદ ગાયા પછી આશક્તિનું બીજું પદ ગાયું તે પદ.

પદ ૩૦ મું. રાગ પૂરવી.

મેરો માઇ માધવસોં મન માન્યો;
અપનો તન ઔર કમલનયનકો એક મેક કરી સાન્યો. ૧
લોક વેદકી કાની ત્યજીમેં ન્યોતિ આપનેં આન્યો;
એક ગોવિંદ ચરણકે કારણ વેર સબનસોં ઠાન્યો. ૨
અબ કયાં ભિન્ન હોય મેરી સજની દૂધ મીલ્યો જેસેં પાન્યો;
પરમાનંદ મીલિહોં ગિરિધરસોં પહલીહે પહિચાન્યો. ૩

એવાં પદ એમણે શ્રી નાથજીના આગળ બહુજ ગાયાં. પછી શ્રી આચાર્યજી મહાપ્રભુજી સેન આરતી ઉતારી શ્રી નાથજીને પોઢાવી આપ નીચે પધાર્યા. પરમાનંદદાસ પણ નીચે આવ્યા અને પોતે જે સ્થળ બતાવ્યું હતું ત્યાં આવીને બેઠા. શ્રીજીના ભીતરીઆ રામદાસજીએ શ્રીનાથજીનો પ્રસાદ અને પ્રસાદી દૂધ મોકલ્યું. તે દૂધ લેવા લાગ્યા ત્યારે ઊનું લાગ્યું. એટલે દૂધ ઠંડુ થયા પછી લીધું. ત્યાર પછી જ્યારે પરમાનંદદાસજીને રામદાસજી મળ્યા ત્યારે રામદાસજીએ પરમાનંદદાસને પૂછ્યું કે, તમને પ્રસાદ તથા પ્રસાદી દૂધ મળ્યું. તેમણે કહ્યું હા મળ્યું તો ખરું પણ દૂધ બહુજ ઊનું હતું. એવું ઊનુ દૂધ શ્રી નાથજી કેવી રીતે આરોગે? તેથી દૂધ તો સુહાતો ધરવું જોઇએ. રામદાસજીએ કહ્યું બહુ સારૂ. આપ ભગવદીય છો. જેવી આજ્ઞા કરશો તે પ્રમાણે કરીશ. પછી સવારે સઘળા સેવક સ્નાન કરીને શ્રીનાથજીની સેવામાં તત્પર થયા. શ્રી આચાર્યજી પણ સ્નાન કરિને શ્રી ગિરિરાજ ઉપર પધારી શ્રી ગોવર્ધનનાથજીને જગાવ્યા. તે વખતે પરમાનંદદાસજીએ ઉપરજઇને શ્રી ઠાકુરજીને જગાવાનાં પદ ગાયાં તે પદ.

પદ ૩૧ મું. રાગ બિભાસ.

જાગો ગોપાલ લાલ દેખોં મુખ તેરો;
પાછેં ગ્રહકાજ કરોં નિત્યનિયમ મેરો. ૧
વિગત નિશા અરૂણ દિશા ઉદિત ભયો ભાન;
ગુંજત અલિ પંકજ વન, જાગહુ ભગવાન. ૨
દ્વાર ઠાઢે બંદીજન, કરતહેં પુકાર;
વંશ પ્રસંગ ગાવત હરિલીલા અવતાર. ૩
પરમાનંદ સ્વામી દયાળુ જગત મંગલરૂપ;
વેદ પુરાણ પઢત જ્ઞાન મહિમા અનૂપ. ૪

પદ ૩૨ મું. રાગ રામકલી.

ગ્વાલિન પીછવારે વ્હે બોલ સુનાયો;
કમલનેન પ્રભુ કરત કલેઉ, કોરન મુખલોં આયો. ૧
એક ગૈયા બન વ્યાય રહીહે વછરા વહીં બસાયો;
મુરલી ન લઈ લકુટિયા ન લીની, અરબરાય કોઉ સખા ન બુલાયો. ૨

ચક્તભઈ નંદજુકી રાણી, સત્યયેહે કીયોં સપનો પાયો;
ફુલે અંગ ન સમાત રસિકવર ત્રિભુવનપતિ શિરછત્ર જો છાયો. ૩
જાય બેઠે એકાંત સઘન વન વિવિધ ભાંત કીયો મન ભાયો;
પરમાનંદ સયાની ગ્વાલિન ઉલટી અંક ગિરિધર પીય પાયો. ૪

આ પદ પરમાનંદદાસજીએ ગાયું, ત્યાર પછી શ્રી ગોવર્ધનનાથજીનાં મંગળાનાં દર્શન કર્યાં, ત્યારે પરમાનંદદાસજીએ શ્રી ગોવર્ધનનાથજીને વિનતી કરી મહારાજ આપ તાતો દૂધ શા માટે આરોગો છો ? શ્રીનાથજીએ હસીને કહ્યું અમને જેવું સમર્પે છે તેવું અમે આરોગીએ છીએ. પછી પરમાનંદદાસ કીર્તનની સેવા કરવા લાગ્યા. નિત્ય સમે સમે નવાં નવાં પદ કરીને શ્રી ગોવર્ધનનાથજીને સંભળાવે. એક દીવસ કોઇ દેશનો રાજા સહકુટુંબ વ્રજયાત્રા માટે આવ્યો હતો. તે શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરવા માટે ગિરિરાજ આવ્યો. રાજાએ આવી શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. પોતાના મુકામે આવી પોતાની રાણીને કહ્યું શ્રી ગોવર્ધનનાથજી ઠાકુર બહુજ સુંદર છે. તું જઇને દર્શન કરી આવ. રાણીએ કહ્યું જેવી અમારી રીતિ છે તે પ્રમાણે દર્શન થાય તો કરૂં ! રાજાએ કહ્યું શ્રી ઠાકુરજીનાં દર્શનમાં પડદો શેનો ? પણ રાણીએ કહ્યું માન્યું નહિ. રાજાએ આવી શ્રી મહાપ્રભુજીને વિનતી કરી કૃપાનાથ ! હું રાણીને દર્શન માટે બહુ કહુ છું પણ તે માનીતી નથી. આપ કૃપા કરીને જનાનાની રીતિથી દર્શન કરાવો તો તે કરે. શ્રી મહાપ્રભુજીએ કહ્યું હા હા. તેને બોલાવો. પ્રથમ એકાંતમાં તેને દર્શન કરાવીશું, પછી સઘળા લોકો દર્શન કરશે. એટલે રાજાએ પોતાની રાણીને બોલાવીને પડદાથી શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરાવ્યાં. સઘળા લોકો દૂર ખસી ગયા. એટલામાં શ્રીઠાકુરજીએ સિંહદ્વારનાં કમાડ ખોલી દીધાં. ભીડ એટલી બધી થઇ ગઇ કે માણસો રાણીના ઉપર પડયાં જેથી પડદો નીકળી ગયો અને રાણી બહુજ લજ્જિત થઇ. રાજાએ રાણીને કહ્યું. મેં પહેલેથીજ કહ્યું હતું કે શ્રી ઠાકુરજીના મંદિરમાં પડદો કેવો. આ વ્રજના ઠાકુરજી છે, તે કોઇનો પડદો રાખતા નથી. તે વખતે પરમાનંદદાસજીએ એક પદ ગાયું.

કોન યહ ખેલવેકી બાની;
મદન ગે [illegible] રાખત નાહિન કાની. ૧

જ્યારે આ તુક પરમાનંદદાસજીએ ગાઇ, ત્યારે શ્રી મહાપ્રભુજીએ કહ્યું પરમાનંદદાસજી "ભલી યહ ખેલવેકી બાની" એમ કહો, એટલે પરમાનંદદાસજીએ એ તુક ફેરવીને ગાઈ.

પદ ૩૨ મું. રાગ દેવગંધાર.

ભલી યહ ખેલવેકી બાની;
મદનગોપાલ લાલ કાહુકી રાખત નાહિન કાની. ૧
અપને હાથ લેં દેત વનચરનકો, દૂધ ભાત ઘૃત સાની;
જો બરજો તો આંખી દીખાવે, પરઘર કૂદિ નિદાનિ. ૨
સુનીરી યશોદા કર્તવ્ય સુતકે, યહ લે માટ મથાની;
ફોરી ઢોરી દધિ ડારી અજીરમેં, કોંન સહે નિત્ય હાની. ૩
ઠાડી હસત નંદજુકી રાણી, ફૂલિ કમલ મુખ પાની;
પરમાનંદદાસ જાનતહેં, બોલી બૂઝિ ઘોં આનિ. ૪

આ પદ પરમાનંદદાસજીએ ગાયું. પછી તો નિત્યલીલાનાં અનેક પદ ગાયાં.

એક દિવસ સઘળા ભગવદીયો, રામદાસજી, કૃષ્ણદાસજી, સૂરદાસજી, કુંભનદાસજી અને સઘળા વૈષ્ણવો મળીને જ્યાં પરમાનંદદાસજી રહેતા હતા ત્યાં આવ્યા. સઘળા ભગવદીયોને પોતાને ઘેર પધારેલા જોઇને પરમાનંદદાસજી ઘણાજ પ્રસન્ન થયા. અને મહાભાગ્ય માન્યું કે આજ મારે ઘેર ભગવદીય પધાર્યા છે. કારણ કે શ્રી ઠાકુરજી ભગવદીયોના હૃદયમાં સદા બીરાજમાન રહે છે. ભગવદીયની કૃપા હોય તો શ્રી ઠાકુરજી અનુગ્રહ કરે. અને શ્રી આચાર્યજી મહાપ્રભુજીના માર્ગનો એ સિદ્ધાંત છે કે ભગવદીયની કૃપા વિના શ્રી ઠાકુરજી અનુગ્રહ ન કરે. જેવી રીતે એકાદશીના જાગરણમાં શ્રી નવનીતપ્રિયાજી પધારીને ક્ષત્રીકપૂરની ગોદમાં બેઠા. એટલે જ્યારે ક્ષત્રીકપૂરનો અનુગ્રહ થયો ત્યાર પછી શ્રી નવનિત પ્રિયાજીએ અનુગ્રહ કર્યો. આવા કૃપાપાત્ર ભગવદીયો પધાર્યા તેથી ન્યોછાવર કરવી જોઇએ. પણ મારી પાસે એવું કંઇ નથી કે જેથી તેમની ન્યોછાવર કરૂં. આ વિચારીને પરમાનંદદાસજીએ તે ઉદ્દેશનું પદ કરીને તેમને સંભળાવ્યું.

પદ ૩૪ મું. રાગ બિહાગરો.

આયે મેરે નંદ નંદનકે પ્યારે;
માલા તિલક મનોહર બાનોં, ત્રિભુવનકે ઉજીઆરે. ૧

પ્રેમ સહિત વસત ઉર મોહન, નેકહું ટરત ન ટારે;
હૃદે કમલકે મધ્ય બિરાજત, શ્રી વ્રજરાજ દુલારે. ૨
કહા જાનું કો પુન્ય પ્રગટ ભયો, મેરે ઘરજુ પધારે;
પરમાનંદ કરી ન્યોછાવર, વારિ વારિ હોં વારે. ૩

આ પદ કરી ભગવદીયને મળીને પોતે પોતાની જાતને તેમના ઉપર ન્યોછાવર કરી. પછી કંઈક ભગવદ્યશ સાંભળીને તે ભગવદીયો વિદાય થયા. એવી રીતિથી ઘણા દિવસ સુધી સેવા કરીને શ્રીનાથજીને ઘણાજ પ્રસન્ન કર્યા હતા. આ પરમાનંદદાસજી શ્રી આચાર્યજી મહાપ્રભુજીના એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા તેથી તેમની વાર્ત્તાનો પાર નથી ॥ વૈષ્ણવ ૮૨ મા ॥ સખા ૨ જા ॥

વાર્ત્તા ૮૩ મી. વૈષ્ણવ ૮૩ મા. (સખા ૩ જા.)

# કુંભનદાસજી ગોરવાની વાર્ત્તા.

આ કુંભનદાસજી શ્રી ગોવર્ધનની પાસે યમુનાવતા ગામમાં રહેતા હતા. સારસ્વત કલ્પમાં શ્રી યમુનાજીનો પ્રવાહ તે ગામની નિકટ વહેતો હતો. તેથી તે ગામનું નામ યમુનાવતા હતું. તે ગામમાં કુંભનદાસજી રહેતા હતા. અને ચંદ્રસરોવર ઉપરના પરાસોલી ગામમાં તેમની જમીન હતી. ત્યાં ખેતી કરતા, તેથી પરાસોલીમાં હમેશાં બેસી રહેતા. કુંભનદાસજી શ્રી ગોવર્ધનનાથજીના પરમ કૃપાપાત્ર સખા હતા. પણ તે વખતે શ્રી ગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય થયું નહોતું, અને શ્રી આચાર્યજી મહાપ્રભુજી વ્રજમાં પણ પધાર્યા નહોતા. જ્યારે શ્રી ગોવર્ધનનાથજીએ પ્રગટ થઈ શ્રી આચાર્યજી મહાપ્રભુજીને બોલાવ્યા ત્યારે કુંભનદાસજી ભગવદીય તરીકે પ્રસિદ્ધ થયા. શ્રી ગોવર્ધનનાથજીએ શ્રી મહાપ્રભુજીને પૃથ્વી પરિક્રમા કરતાં ઝાડખંડમાં આજ્ઞા કરી કે—અમે શ્રી ગોવર્ધન પર્વતમાં પ્રગટ થયા છીએ, તમે આવી અમોને પધરાવો, અને અમારી સેવાનો પ્રકાર પ્રગટ કરો. શ્રી મહાપ્રભુજી પરિક્રમા અધૂરી મૂકીને તત્કાલ વ્રજમાં પધાર્યા. તે વખતે દામોદરદાસ હરસાની, કૃષ્ણદાસ મેઘન, ગોવિંદ દુબે, જગન્નાથ જોશી,

સિકંદરપુરવાળા રામદાસ એ પાંચ સેવકો સાથે હતા. શ્રી ગોવર્ધનની તળેટીમાં સાધૂપાંડેના ચોતરા ઉપર બીરાજ્યા. (ત્યાર પછી સાધૂપાંડેના કુટુંબ સહિત શરણે આવવાનું, અને શ્રી ગોવર્ધનનાથજીના પ્રાકટયનો સઘળો પ્રકાર સાધૂપાંડેની વાર્ત્તામાં લખ્યો છે.) તે વખતે રામદાસ ચોહાણ પૂછરીમાં રહેતા. તે શ્રી આચાર્યજીના સેવક થયા તેમને શ્રી ગોવર્ધનનાથજીની સેવા સોંપી. વ્રજવાસી ઘણા સેવકો થયા તેમાં કુંભનદાસજી પણ સઘળા કુટુંબ સહિત શરણે આવ્યા.

શ્રી મહાપ્રભુજીએ શ્રી ગોવર્ધન પર્વત ઉપર નાનું મંદિર સિદ્ધ કરાવી શ્રી ગોવર્ધનનાથજીને પધરાવ્યા. રામદાસ ચોહાણને સેવાની આજ્ઞા કરી. સઘળા વ્રજવાસીઓ શ્રીનાથજીને દૂધ, દહીં, માખણ વગેરે બહુજ ભોગ ધરવા લાગ્યા. રામદાસજીને ભગવદ્ ઇચ્છાથી જે કંઇ પ્રાપ્ત થતું તે શ્રી ગોવર્ધનનાથજીને ભોગ સમર્પીને પ્રસાદ લેતા. જે વ્રજવાસીઓ સેવક થયા હતા તેમને શ્રી મહાપ્રભુજીએ આજ્ઞા કરી કે આ શ્રી ઠાકુરજી અમારૂં સર્વસ્વ છે. તેથી તેમની સઘળી વાતથી કાળજી કરજો અને સેવામાં તત્પર રહેજો.

કુંભનદાસજી તથા સઘળા સેવકોને આજ્ઞા કરીકે તમે દેવદમનનું વિના પ્રસાદી લેશો નહિ. આ પ્રમાણે આજ્ઞા કરીને ઝાડખંડમાં જ્યાંથી પરિક્રમા અધૂરી રાખી હતી ત્યાં પૂરી કરવાને આપ પાછા પધાર્યા. કુંભનદાસજી શ્રી મહાપ્રભુજીની આજ્ઞાથી નિત્ય યમુનાવતાથી શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરવાને શ્રી ગોવર્ધન આવતા. કુંભનદાસજી કીર્તન બહુ સુંદર ગાતા. તેમનો કંઠ પણ બહુ સુંદર હતો. જ્યારે શ્રી મહાપ્રભુજીએ કુંભનદાસજીને નામ મંત્ર આપી બ્રહ્મસંબંધ કરાવ્યો, ત્યારે તેમને સઘળી લીલાની સ્ફુતિ થઇ હતી તેથી કુંભનદાસજી નિત્ય નવાં પદ કરી શ્રી ગોવર્ધનનાથજીને સંભળાવતા. પછી જ્યારે શ્રી ગોવર્ધનનાથજી પરાસોલીમાં કુંભનદાસજીની પાસે પધારે ત્યારે ત્યાં ક્રીડા કરે; કુંભનદાસજીની સાથે ખેલે, વાર્તા કરે, એવી ઘણી કૃપા કુંભનદાસજીના ઉપર પોતે કરે. તે વખતે રામદાસ ચોહાણ શ્રી ગોવર્ધનનાથજીની સેવા કરતા. એક સમયે મ્લેચ્છનો એક ઉપદ્રવ થયો ત્યારે સાધૂપાંડે, માણેકચંદપાંડે, રામદાસ ચોહાણ, કુંભનદાસ અને સઘળા શ્રી મહાપ્રભુજીના સેવક વ્રજવાસીઓએ વિચાર કર્યો કે આ મ્લેચ્છ આવ્યો છે, તે ધર્મનો અને ભગવત્ સ્વરૂપનો

ઘણો દ્વેષી છે, તેથી શું કરવું ? સઘળાઓએ કહ્યું શું કરવું ? એમાં શું પૂછવું. શ્રી ગોવર્ધનનાથજીને પૂછો કે આપે મનમાં શું વિચાર્યું છે. આપ આજ્ઞા કરે તે પ્રમાણે કરીએ. બધાએ મળી શ્રી ગોવર્ધનનાથજીને પૂછયું મહારાજ હવે શું કરીએ ! જેમ આપ આજ્ઞા કરો તેમ કરીએ. પોતે કહ્યું આપણે ટોડના ઘનામાં ચાલીશું. એટલે એક સેવકે એક મોટી ભેંસ હતી તે મંગાવી. તેના ઉપર બીરાજીને ટોડના ઘનામાં પધાર્યા. સઘળા સેવકો સાથે આવ્યા હતા. એક બાજુએથી રામદાસ ચોહાણે પકડયા અને બીજી બાજુથી કુંભનદાસે પકડયા હતા. તે ઘનામાં જઇને કાંટામાં બેઠા તેથી સઘળાનાં વસ્ત્ર ફાટયાં અને શરીરમાં પણ કાંટા વાગ્યા, તેથી બહુ દુઃખ પામ્યા. તે ઘનાની અંદર એક તળાવ હતું. ત્યાં રૂખન ( ઝાડ ) નો એક ચોક હતો. ત્યાં મોટા વૃક્ષની નીચે શ્રી ગોવર્ધનનાથજી બીરાજ્યા. રામદાસજીએ કંઇક સામગ્રી ભોગમાં ધરી. અને કરવો જળનો ભરીને આગળ ધર્યો. સાથેના વૈષ્ણવો ભોગ ધરીને બેઠા, ત્યારે શ્રી ગોવર્ધનનાથજીએ કુંભનદાસજીને કંઇક ગાવાનું કહ્યું. આ વખતે કુંભનદાસજી મનમાં અકળાઇ ગયેલા હતા તેથી નીચેનું એક પદ ગાયું.

પદ ૧ લું. રાગ સારંગ.

ભાવતહે તોહી ટોડકો ઘનો;
કાંટા લાગે ગોખરૂ બૂડે ફાટયો જાત યહ તનો. ૧
સિંઘે કહા લોંકડીકો ડર, યહ બાનિક કહા બન્યો;
કુંભનદાસ તુમ ગોવર્ધનધર, યહ કોન રાંડ ઢેઢનીકો જન્યો. ૨

આ પદ જ્યારે કુંભનદાસજીએ ગાયું ત્યારે શ્રી ગોવર્ધનનાથજી સાંભળીને હસી પડયા. એટલામાં શ્રી ગોવર્ધનથી સમાચાર આવ્યા કે મ્લેચ્છની આવેલી ફોજ પાછી ગઈ છે. એટલે શ્રી ગોવર્ધનનાથજી ત્યાંથી શ્રી ગોવર્ધન પર્વત ઉપર પોતાના મંદીરમાં પધાર્યા.

❋ પ્રસંગ ૨ જો. ❋ શ્રી ગોવર્ધનનાથજી પર્વત ઉપર પોતાના મંદીરમાં બીરાજ્યા ત્યારે વ્રજના લોકોને ઘણો હર્ષ થયો. ને દેવદમનને ધન્ય છે કે જેમના પ્રતાપથી આવું સંકટ દુર થયું. કંઈ જાણવામાં પણ આવ્યું નહિ. કુંભનદાસજીએ પ્રસન્ન થઇને શ્રી ગોવર્ધનનાથજીની આગળ માહાત્મ્યનું પદ ગાયું તે પદ.

પદ ૨ જું. રાગ શ્રીરાગ. તાલ ચરચરી.

જયતિ જયતિ શ્રી હરિદાસ વર્ય ધરણે;
વારિ વૃષ્ટિ નિવારિ ઘોષ આરતિ ટારી, દેવપતિ અભિમાન ભંગ કરણે. ૧
જયતિ પટ પીત દામિન રૂચિર વર મૃદુલ અંગ, સાંવલ સજલ જલદ વરણે;
કરધર વેણુ અધરગાન કલરવ સુશબ્દ સહજ, વ્રજ યુવતીજન ચિત્ત હરણે. ૨
જયતિ વૃંદાવિપિન ભૂમિ ડોલન અખિલ લોક વંદન અંબુજ રૂહસિ ચરણે;
તરણિ તનયા તીર વિહાર નંદગોપ કુમાર, તનય કુંભનદાસ તુવસી શરણે. ૩

પદ ૩ જું રાગ શ્રીરાગ.

કૃષ્ણ તરણિ તનયા તીર રાસમંડલ રચ્યો, અધરકર મધુર સુર વેણુ વાજે;
યુવતી જન યુથ સંગ નિર્તત અનેક અંગ, નિરખી અભિમાન તજી કામ લાજે. ૧
શ્યામ તન પીત કૌશેય શુભપદ નખન, ચંદ્રિકા સકલ ભુવ તિમિર ભાજે;
લલિત અવતંસ ભૂવ ધનુષ લોચન ચપલ, ચિતવની માનોં મદન બાન સાજે. ૨
મુખર મંજીર કટિ કીંકની કુણિત રવ, વચન ગંભીર જનુ મેઘ ગાજે;
દાસ કુંભન નાથ હરિદાસ વર્ય ધરણ, નખ શિખ સ્વરૂપ અદ્ભુત વિરાજે. ૩

એવાં બહુ પદ ગાયાં પછી નિત્ય નવાં નવાં પદ કરીને કુંભનદાસજી શ્રીનાથજીને સંભળાવે. એવાં તેમણે અનેક પદ કર્યાં. તે જગતમાં પણ પ્રસિદ્ધ થયાં. ઘણા લોકો તેમનાં પદ ગાવા લાગ્યા. એક કલામતિએ કોઇની પાસેથી કુંભનદાસજીનું બનાવેલું પદ સાંભળ્યું. તેને પ્રિય લાગવાથી તે પદ કંઠાગ્રે કર્યું. ફત્તેપુર સીક્રીમાં દેશાધિપતિનો મુકામ હતો ત્યાં જઇને દેશાધિપતિની આગળ કુંભનદાસજીનું બનાવેલું પદ ગાયું, આ પદ સાંભળીને હાકેમનું ચિત્ત તે પદમાંજ સ્થિર થઈ ગયું. તેણે માથું ધૂણાવીને કહ્યું એવા પણ મહા પુરૂષ થઇ ગયા છે કે જેમને એવા ભગવાનનાં દર્શન થતાં હતાં. કલામતે વિનંતી કરી કે મહારાજાધિરાજ, હજુ તો તે હયાતજ છે. આ સાંભળીને દેશાધિપતિ ઘણો પ્રસન્ન થયો. અને કલામતને પૂછયું તે કયાં છે ? તેણે કહ્યું ગોવર્ધન પર્વતની પાસે યમુનાવતા ગામમાં રહે છે. દેશાધિપતિએ કહ્યું તેમને અહીંઆં બોલાવો. હું તેમને મળીશ. પછી દેશાધિપતિએ પોતાના પ્રધાનને કહીને માણસો અને સ્વારી કુંભનદાસજીને બોલાવા માટે મોકલી. સ્વારી યમુનાવતામાં આવી પણ કુંભનદાસજી ઘરમાં હતા નહિ. પરાસેલીમાં તેમના ખેતરમાં બેઠા હતા. તેથી તેમના

ઘરના માણસોએ આવી કુંભનદાસજીને બતાવ્યા. દેશાધિપતિના માણસોએ આવી કુંભનદાસજીને કહ્યું "તમને દેશાધિપતિએ બોલાવ્યા છે તેમણે કહ્યું ભૈયા હું ચાકર નથી, કામદાર નથી, મારૂં દેશાધિપતિને શું કામ પડ્યું છે. તે દુતોએ કહ્યું બાબા સાહેબ, હું તો કામમાં કંઇ સમજતો નથી. અમને તો દેશાધિપતિનો હુકમ છે. કે કુંભનદાસજીને અહીંઆં બોલાવો. તેથી આ પાલખી છે, ઘોડા છે, જેના ઉપર આપની બેસવાની ઇચ્છા હોય તેના ઉપર બેસીને ચાલો. અમે આવ્યા છીએ તેતો આપને લઇનેજ જવાના છીએ. કુંભનદાસજીએ મનમાં વિચાર્યું કે ત્યાં ગયા વિના ચાલે તેમ નથી, તેથી તત્કાલ જોડા પહેરીને ચાલ્યા. જે માણસો લેવા આવ્યા હતા તે માણસોએ કહ્યું બાબા સાહેબ સ્વારી ઉપર બેસીને ચાલો. તેમણે કહ્યું ભયા હું તો સ્વારી ઉપર કોઈ વખત બેઠો નથી. પોતે ચાલતા ગયા. ફત્તેપુર સીકરી જ્યાં દેશાધિપતિનો મુકામ હતો ત્યાં આવી પહોંચ્યા માણસોએ જઈ ખબર કરાવીકે કુંભનદાસજી આવ્યા છે. દેશાધિપતિએ કુંભનદાસને ભીતર પોતાની પાસે બોલાવ્યા. જ્યારે હાકિમની પાસે જઇ પહોંચ્યા ત્યારે તેણે કહ્યું કુંભનદાસજી આવો, એટલે તે આગળ જઇને ઉભા રહ્યા. હાકિમે બેસવાનું કહ્યું એટલે તે બેઠા. તે જગા એવી હતી કે જડાવની રાવટી તેમાં મોતીની ઝુલ લટકી રહી છે. આવી સુશોભિત જગામાં બેસવા છતાં કુંભનદાસજીના મનમાં બહુ દુઃખ લાગ્યું. આથી તો અમારા વ્રજનાં (સનકેરૂખ) સૂકાં ઝાડ સારાં કે જ્યાં શ્રી ગોવર્ધનનાથજી પોતે ખેલે છે. એટલામાં તે દેશાધિપતિ બોલ્યો કુંભનદાસજી, અમે સાંભળ્યું છે કે તમે બહુ સુંદર પદ કર્યા છે. તમારા ઉપર કન્હૈયાની મોટી મહેરબાનિ છે. અહીંઆં મેં તમને બોલાવ્યા છે તે કંઇક સાંભળવા માટે બોલાવ્યા છે. માટે કોઈ પદ આ વખતે અમને પણ સંભળાવો. કુંભનદાસજી પોતાના મનમાંઅકળાઇ ગયા હતા તેથી વિચાર્યું.અહીંઆં શું ગાઊં! મારી વાણીના ભોકતા તો શ્રી ગોવર્ધનધર છે. પણ કંઇ ગાયા વિના તે છોડનાર નથી. તેથી એવું ગાઊં કે તે ગુસ્સે થઇને ફરીથી મારૂં નામ પણ દે નહિ. તેથી કંઇક કઠોર વચન કહું તેનાથી એને ખોટું લાગશે તો એ મને શું કરશે ? તે વખતે કુંભનદાસજીના મનમાં એ આવ્યું કે (જાકો મન મોહન સંગ કરો એ કો કૈસે ખીસે નહી શિરતેં જો જગ વૈર પરે) એ વિચારીને એક નવું પદ કરીને તેના આગળ ગાયું.

પદ ૪ થું. રાગ સારંગ.

ભક્તનકો કહા સીકરી કામ;
આવત જાવત પન્હૈયા તૂટી, વિસર ગયો હરિ નામ. ૧
જાકો મુખ દેખે દુઃખ લાગત, તાકો કરનો પર્યો પ્રણામ;
કુંભનદાસ લાલ ગિરિધર વિનુ, યહ સબ જુઠો ધામ. ૨

આ પદ સાંભળીને દેશાધિપતિને ગુસ્સો ચઢયો. ફરી મનમાં વિચાર્યું એમને કોઈ વાતની લાલચ હોય તો એ મારી ખુશામત કરે. એમને તો પરમેશ્વર સાથે સાચો સ્નેહ છે. પછી તે દેશાધિપતિએ કુંભનદાસને વિદાય કર્યા એટલે કુંભનદાસજી ત્યાંથી ચાલ્યા. માર્ગમાં આવતાં મનમાં અતિ કલેશ થયે કે કયારે પ્રભુનું શ્રીમુખ દેખું ! એવો વિચાર કરતાં કુંભનદા-દાસજી આવતા હતા તે વખતે ગાયું તે પદ.

પદ ૫ મું. રાગ ધનાશ્રી.

કબહોં દેખીહોં ઈન નેનનુ;
સુંદર શ્યામ મનોહર મૂરતિ, અંગ અંગ સુખ દેનનુ. ૧
વૃંદાવન વિહાર દિન દિન પ્રતિ, ગોપ વૃંદ સંગ લેનનુ;
હસિ હસિ હરખી પતૌવની પીવની, બાંટી બાંટી પય ફેનનુ. ૨
કુંભનદાસ કીતે દિન બીતે, કીયે રેનિ સુખ સેનનુ;
અબ ગિરધર બિન નિશ અરૂ વાસર, મન ન રહત કયાંહુ ચેનનુ. ૩

આ પદ કુંભનદાસજી માર્ગમાં ગાતા ગાતા આવ્યા. આવી શ્રી ગોવર્ધન-નાથજીનાં દર્શન કર્યા. બે દીવસ દર્શન થયાં નહતાં એટલામાં કુંભનદાસ-જીને બે યુગ વીતી ગયા એમ લાગ્યું. પણ શ્રીજીનાં શ્રીમુખ નીરખતાંજ સઘળુ દુઃખ વીસરી ગયા એમ જણાયું તે વખતે ગાયેલું પદ.

૬ું. રાગ ધનાશ્રી.

નેન ભરી દેખે નંદકુમાર;
તાદિનતેં સબ ભૂલી ગયો હે, વિસર્યો પતિ પરિવાર. ૧
વિષય વિષે હોં વિકલ ભઇહોં, અંગ અંગ સબ હારી;
તાતેં સૂધિ હેં સાંવરી મૂરતિ, લોચન ભરી ભરી વારિ. ૨
રૂપ રાશિ પરમિત નહિ માનો, કેસે મીલે કન્હાઇ;
કુંભનદાસ પ્રભુ ગોવર્ધનધર, મીલો બહુરી રીઆઇ.

પદ ૭ મું–રાગ સારંગ.

હિલગન કઠિન હે યા મનકી;
જાકે લીયે દેખી મેરી સજની, લાજ ગઇ સબ તનકી. ૧
ધર્મ જાઉ અરૂ હસો લોક સબ, અરૂ ગાવો કુલ ગારી;
સો કયોં રહે જાહી બીનુ દેખે, જો જાકો હીતકારી. ૨
રસ લુબ્ધક એક નિમિષ ન છાંડત, જો અધીન મૃગ ગાને;
કુંભનદાસ સનેહ પરમ યહ, ગોવર્ધન ધર જાને. ૩

એવાં બહુ પદ કુંભનદાસજીએ ગાયાં. શ્રી ઠાકુરજી બહુ પ્રસન્ન થયા કે ધન્ય છે! એમને કે જેમને મારા વિના બીજું કંઇ સુહાતુ નથી.

❋ પ્રસંગ ૨ જો. ❋ એક સમયે રાજા માનસિંઘ સઘળે ઠેકાણે દિગ્‌વિજય કરીને આગ્રે દેશાધિપતિની પાસે આવ્યા. તેમની પાસેથી જ્યારે શીખ (વિદાયગીરી) માગીને પોતાને દેશ ચાલ્યા ત્યારે મનમાં વિચાર કર્યો કે ઘણા દિવસે અહીંઆં આવ્યો છું. તેથી મથુરા, વૃંદાવન થઇને ઘેર જાઊં. એમ નિશ્ચય કરીને રાજાએ આગ્રાથી મૂકામ ઉપાડયો. પહેલાં મથુરાં આવ્યા. ત્યાં વિશ્રાંતિ ઘાટે સ્નાન કરીને શ્રીકેશવરાયજીનાં દર્શન કરીને વૃંદાવન ગયા. ત્યાંના સઘળા મહંતોએ જાણ્યું કે આજે રાજા માનસિંઘ અમારે ત્યાં દર્શન કરવા આવશે. તેથી તેમણે પોતના શ્રીઠાકુરજીને સારા સારા ભારે જરીના વાગા અને ઘણાં આભરણ પહેરાવ્યાં. પીછવાઇ, ચંદરવા જરીના બાંધ્યા, એટલામાં રાજા માનસિંઘજી દર્શન કરવા આવ્યા. એક મોટા મહંતના મંદિરમાં ગયા. અંદર જઇને શ્રી ઠાકુરજીને દંડવત્ કરી ભેટ ધરી તે વખતે ઉષ્ણકાલનો દીવસ હતો. તેથી રાજા માનસિંઘજીથી ત્યાં ઊભુ રહી શકાતું નહિ. એ પ્રમાણે ચાર પાંચ મોટાં મંદિર હતાં ત્યાં આગળ દર્શન કરીને રાજાજી વિદાય થઇને પોતાના મુકામે આવ્યા ત્યાંથી મુકામ ઉપાડયો. ત્રીજે પહોર ગોવર્ધન ગામમાં આવી પહોંચ્યા. ત્યાં માનસીગંગા ઉપર શ્રી હરદેવજીનું મંદિર છે. ત્યાં રાજાએ દર્શન કર્યાં. જેવી રીતે વૃંદાવનમાં ઠાઠ બનાવ્યો હતો તેવી રીતે અહીંઆં પણ રાજાજી આવવાના છે એમ જાણીને ઠાઠ બનાવ્યો હતો. રાજા માનસિંઘ હરદેવજીનાં દર્શન કરી ભેટ ધરી ત્યાંથી ચાલ્યા. કોઇએ કહ્યું રાજાધિરાજ શ્રી ગોવર્ધનનાથજી શ્રી ગોવર્ધન પર્વત ઉપર બીરાજે છે તે ઠાકુર બહુ

સુંદર છે. ત્યાં દર્શન કરવા આપ ચાલશો ? રાજાએ કહ્યું હા હા, અવશ્ય જઇશું. તે ઠાકુર તો આખા વ્રજના રાજા છે. માટે ત્યાં તો અવશ્ય ચાલવું. રાજાજી ત્યાંથી ગોપાલપુર આવ્યા. સેવકોને પૂછાવ્યું કે દર્શનનો શો સમય છે ? કોઇએ કહ્યું કે ઉત્થાપનનાં દર્શન થઇ ચુકયાં છે. હવે તો ભોગનાં દર્શન થશે. એ સાંભળીને રાજા માનસિંઘ શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કરવા માટે શ્રી ગિરિરાજ ઉપર ચઢયા. પણ ઉષ્ણકાલનો દીવસ, અને દુરથી ચાલતા આવેલા તેથી પરિશ્રમ થયેલો હોવાથી રાજા ઘણો વ્યાકુલ થઇ ગયેલો હતો એટલામાં ભોગનાં દર્શનનાં કમાડ ખોલ્યાં. સેવકો માનપૂર્વક રાજા માનસિંઘને ભીતર મણિકોઠામાં દર્શન કરવા લઇ ગયા. તે વખતે શ્રીજીની સેવા ઘણા વૈભવથી થતી હતી. મોટું મંદિર પણ સિદ્ધ થયેલું હતું. શ્રી ગો ર્ધનનાથજીના આગળ ગુલાબજળ છીકરવામાં આવ્યું હતું. નિજમંદિર, મણિકોઠા, તિબારી, જળમય થઈ રહ્યું હતું, રાજા માનસિંઘે ભીતર જઇને શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં. અને ગરમીથી વ્યાકુલ થઈ ગયા હતા. તે ત્યાંની શીતળતાને લીધે ઘણું સુખ લાગ્યું. અને શ્રીનાથજીનું મુખચંદ્ર દેખીને રાજાને ઘણોજ આનંદ થયો. સાક્ષાત્ શ્રીકૃષ્ણ વૃન્દાવનચંદ્ર શ્રી ગોવર્ધનનાથજી કે જેમના વિષે મેં શ્રીમદ્ ભાગવત્માં સાંભળ્યું હતું, તેમનાં પ્રત્યક્ષ દર્શન આજ મને થયાં. તેથી મારા ભાગ્યને તેમજ આજના દિવસને ધન્ય છે કે આવા પ્રભુની ઝાંખી આજે થઇ. ભોગના દર્શનનો સમય હતો તેથી આગળ બીન, મૃદંગ વાગી રહ્યું હતું. અને કુંભનદાસજી ઊભા ઊભા કીર્તન કરતા હતા. તે સાંભળીને રાજા માનસિંઘનું મન તે કીર્તનમાં લાગી રહ્યું. જેવું શ્રીનાથજીનું કોટિ કંદર્પલાવણ્ય રૂપ છે તેવુંજ કીર્તન તે વખતે કુંભનદાસજી ગાતા હતા તે પદ.

પદ ૮ મું. રાગ નટ.

રૂપ દેખી નેના પલક લગે નહીં;
ગોવર્ધન ધરકે અંગ અંગ પ્રતિ નીરખી નેન મન રહત તહીં. ૧
કહા કહોં કછુ કહત ન બની આવે, ચિત્ત ચોર્યો માગવે દંહી;
કુંભનદાસ પ્રભુકે મીલનકી સુંદર બાત સખીયનસોં કહી. ૨

પદ ૯ મું-રાગ શ્રીરાગ.

આવત મોહન મનજો હર્યો હો;
હોં અપને ગૃહ સચુસોં બેઠી નીરખી વદન અચરા વિસર્યો હો. ૧
રૂપ નિધાન રસિક નંદનંદન નીરખી નેંન ધીર જુ ન ધર્યો હો;
કુંભનદાસ પ્રભુ ગોવર્ધનધર અંગ અંગ પ્રેમ પીયૂષ ભર્યો હો. ૨

એવાં પદ કુંભનદાસજી ગાતા હતા એટલામાં ભોગનાં દર્શન થઇ ગયાં એટલે રાજા માનસિંધજી દંડવત્ કરી પોતાના મુકામે ગયા. પોતાના મુકામે જઇ ત્યાંના માણસોને શ્રી ગોવર્ધનનાથજીના દર્શનની વાર્તા કહેવા લાગ્યા અને એ કોણ હતા કે જેમણે શ્રી ઠાકુરજીના આગળ એવાં વિષ્ણુ-પદ ગાયાં કે જેનું વર્ણન મારાથી થઇ શકતુ નથી. કોઇએ કહ્યું રાજાધિ-રાજ, એ વ્રજવાસી છે. તેમનું નામ કુંભનદાસજી છે, તે મહાન્ ત્યાગી છે, દેશાધિપતિને તે મળ્યા હતા. તેમને ગામ આપવામાં આવ્યું છતાં ન લીધુ તે વિષે તમે સાંભળ્યું પણ હશે. માનસિંધ રાજાએ કહ્યું હું તેમને મળું તો સારૂં. ત્યાર પછી રાજા માનસિંધજી બીજે દીવસે સવારમાં ઊઠી સ્નાન કરી શ્રી ગિરિરાજની પરિક્રમા કરવા નીકળ્યા. પરાસોલી આવ્યા. ત્યાં કુંભનદાસજી ન્હાઇને બેઠા હતા એટલામાં શ્રીનાથજી પધાર્યા અને શ્રીમુખથી કહેવા લાગ્યા કે કુંભના हों तोसों एक बात कहतहों. એટલામાં રાજા માનસિંધ આવ્યા. કુંભનદાસજીને પ્રણામ કરીને બેઠા. શ્રીનાથજી ત્યાંથી દુર જઇને ઊભા રહ્યા. આપને એકલા કુંભનદાસજી અને કુંભનદાસજીનાં ભત્રીજી જુએ છે, તેથી કુંભનદાસજીની દૃષ્ટિ તો શ્રીનાથ-જીની તરફ ગઇ. જ્યાં શ્રીનાથજી ઊભા હતા ત્યાંજ જોયા કરે. તેમનાં ભત્રીજી બોલ્યાં બાબા, રાજા બેઠા છે તેમના તરફ જુઓ. તેમનું સન્માન કરો. કુંભનદાસજીએ કહ્યું હું શું કરૂં ! બેઠા છે તો ભલે બેસે પણ શ્રી નાથજી મારી સાથે વાત કરતા હતા તે જતા રહ્યા. હવે તે કહેશે કે નહિ કહે તેની ખબર પડતી નથી. શ્રીનાથજીએ દુરથી કહ્યું हा में वो बात कहुंगो. ત્યારે કુંભનદાસજી પ્રસન્ન થયા અને રાજા તરફ જોઇને તેમનું સન્માન કર્યું. કુંભનદાસજીએ પોતાની ભત્રીજીને કહ્યું " બહેન આરસી તો લાવ. હું તિલક કરૂં. ભત્રીજીએ કહ્યું બાબા આરસી તો પડીઓ પી ગયો. રા-જાએ છોકરીને પૂછયું અરે છોકરી પડીઓ શું પી ગયો ? છોકરી પડીએ

લઇને પાણી લેવા ગઈ તેમાં પાણી લાવી કુંભનદાસજીના આગળ ધર્યું. તેમાં જોઈ તિલક કરવા લાગ્યા. રાજા માનસિંઘે પોતાની સોનાની આરસી હતી તે તેમના આગળ ધરીને કહ્યું બાબા સાહેબ, આનાથી તિલક કરજો. કુંભનદાસજી બોલ્યા અરે ભૈયા, આને હું કયાં મૂકું ! અમારૂં છાણનું ઘર છે. એને લીધે કોઈ અમારો જીવ લઇ લે. (મારી નાખે) તેથી અમારે એ જોઇએ નહિ. ત્યારે રાજાએ એક થેલી મહોરની તેમના આગળ મૂકી તેમણે કહ્યું ભૈયા, એતો અમારા કામની નથી. અમારે ખેતી છે, તેમાં ધાન્ય પાકે છે. તેનાથી અમારો નિર્વાહ ચાલે છે. એ સિવાય અમારે બીજું કાંઈ જોઇતું નથી. રાજાએ કહ્યું આપ જે ગામમાં રહો છો તે ગામ લખી આપું. તેનું હાંસલ અમને કંઈ પણ આપશો નહિ. અને તેમાંથી જે ઉત્પન્ન થાય તે તમારે રાખવું. કુંભનદાસજીએ કહ્યું ભૈયા હું બ્રાહ્મણ નથી કે તમારી પાસેથી દક્ષિણા લઉં ! તમારે આપવું હોય તો કોઈ બ્રાહ્મણને આપો. રાજાએ ફરીથી કહ્યું આપ મને કંઇક તો આજ્ઞા કરો. તેમણે કહ્યું અમારૂં કહેવું કરશો ? રાજાએ કહ્યું આપ જે આજ્ઞા કરશો તે હું કરીશ. કુંભનદાસજીએ કહ્યું ફરીથી આપ કૃપા કરીને અમારે ત્યાં પધારશો નહિ. માનસિંઘ રાજાએ કહ્યું ધન્ય છે. સઘળી પૃથ્વીમાં ફર્યો તેમાં માયાના ભક્ત તો બહુ દીઠા. પણ શ્રી ઠાકુરજીના ભક્ત તો એક આપનેજ દીઠા. એમ કહી રાજા કુંભનદાસજીને દંડવત્ કરી ઉઠી ચાલ્યા. ત્યાર પછી શ્રીનાથજીએ આવીને કુંભનદાસજીને જે વાત કહેવાની હતી તે કહી. કુંભનદાસજી ગિરિરાજ ઉપર આવીને શ્રીનાથજીની સેવામાં તત્પર થયા.

❀ પ્રસંગ ૪ થો. ❀ એક સમયે વૃંદાવનના મહંત હરિવંશ પ્રભૃતિ કુંભનદાસજીને મળવા માટે આવ્યા. તે મહાપુરૂષ છે, શ્રી ઠાકોરજી સાક્ષાત્ તેમની સાથે વાતો કરે છે, અને તેમનાં બનાવેલાં કાવ્ય જે સાંભળ્યાં છે તે શ્રી ઠાકુરજીના સાક્ષાત્કાર વિના એવાં સુંદર ન હોઇ શકે; એમ જાણીને તે સઘળા કુંભનદાસજીને મળવા આવ્યા. તેઓ ઘણા પ્રસન્ન થયા અને કહ્યું કુંભનદાસજી, આપે શ્રી ઠાકુરજીનાં અનેક પદ બનાવ્યાં છે તે તો સાંભળ્યાં છે. પણ આપનું બનાવેલું શ્રી સ્વામિનીજીનું પદ એકે સાંભળ્યું નથી. તેથી આપ કોઇ પદ સંભળાવો. કુંભનદાસજીએ કહ્યું હા હા. સાંભળો એમ કહી શ્રી સ્વામિનીજીનું પદ ગાયું.

પદ ૧૦ મું. રાગ રામકલી. તાલચર્ચરી.

કુંવરી રાધિકે તુમ સકલ સૌભાગ્ય સીંવ, યા વદન પર કોટિશત ચંદ્ર વારો;
ખંજન કુરંગ શતકોટિ નેનન ઉપર, વારણે કરન જીયમેં વિચારો. ૧
કદલી શતકોટિ જંઘન ઉપર સિંહ શતકોટિ કટિપર ન્યોં છાવર ઉતારો;
મત્ત ગજ કોટિશત ચાલપર કૂંભ શતકોટિ ઇન કુચનપર વારિકેં ડારોં. ૨
કીર શતકોટિ નાસા ઉપર કુંદ શતકોટિ દશનનિ ઉપર કહી ન પારોં;
પકવ કંદુર બંધૂક શતકોટિ અધરની ઉપર વારિ રૂચીર ગર્વ ટારો. ૩
નાગ શતકોટિ વેણી ઉપર કપોત શતકોટિ ગ્રીવા પર વારિ દુરિ સારો;
કમલ શતકોટિ કરયુગલપર વારણે નાહિન કોઉ લોક ઉપમાજુ ધારો. ૪
દાસ કુંભન સ્વામિની સુ નખ શિખ અંગ અદ્ભુત સુઠાન કહાલગ સમારો;
લાલ ગિરિવર ધરન કહત મોહે તા હિલોં સુખ જોલોં યહરૂપ છિનુ છિનુ નિહાળો. ૫

આ પદ જ્યારે કુંભનદાસજીએ ગાયું ત્યારે તે સંત મહંત ઘણા પ્રસન્ન થયા. અને કહ્યું અમે પણ શ્રી સ્વામિનીજીનાં અનેક પદ કર્યાં છે. પણ જ્યાં ઉપમા આપી છે ત્યાં એકની આપી છે, પણ આપે તો કોટિશતની ઉપમા આપી વારિ નાંખી છે. તેથી આપતો મહા પુરૂષ છો. આપની સરાહના અમે ક્યાં સુધી કરીએ. પછી તે મહંત હરિવંશ વિગેરે કુંભનદાસજીથી વિદાય થઇને પોતાના મુકામ વૃંદાવન આવ્યા.

❀ પ્રસંગ ૬ મો. ❀ એક સમયે શ્રી ગુસાંઇજી શ્રી ગોકુલમાં પોતાના ઘેરથી શ્રી નવનિત પ્રિયાજીની આજ્ઞા લઇને દેશાટણાર્થે શ્રી દ્વારિકા પધારવા નીકળ્યા. પ્રથમ શ્રીનાથજી દ્વાર પધાર્યા. આપે શ્રીનાથજીની સેવા શૃંગાર વિગેરે સઘળી સેવા કરી. પછી ભોજન કરી ગાદી ઉપર બીરાજ્યા. સઘળા સેવકો પોતાનાં દર્શન કરવા આવ્યા. વાર્ત્તા ચાલતી હતી તેમાં કુંભનદાસજીની વાર્ત્તા ચાલી. કોઈ વૈષ્ણવે શ્રી ગુસાંઇજીને કહ્યું મહારાજ, કુંભનદાસને દ્રવ્યનો સંકોચ બહુ છે. એમના ઘરમાં પરિવાર બહુ છે. સાત તો દીકરા છે. એક તેમની વહુ છે. અને ઉપજ તો માત્ર ખેતીની છે. તેમાંથી જે ધાન્ય આવે છે. તેમાંથી નિર્વાહ કરે છે. એ વાત સાંભળીને શ્રી ગુસાંઇજીએ તે વખતે તે વાત મનમાં રાખી. ત્યાર પછી જ્યારે કુંભનદાસજી તેમની પાસે આવ્યા. ત્યારે શ્રી ગુસાંઇજીએ શ્રી મુખથી કહ્યું

કુંભનદાસ ! અમે દ્વારકા શ્રી રણછોડજીનાં દર્શન કરવા જઇએ છીએ અને વિદેશ પણ થશે, કારણ કે વૈષ્ણવોએ બહુજ આગ્રહ કરીને પત્ર લખ્યો છે. તેથી તમે જો સાથે ચાલો તો વિદેશમાં અમને ભગવદ્ વિરહનો ક્લેશ બાધા નહિ કરે. ભગવદ્ વિરહકાલ પણ બહુ સારી રીતે વ્યતીત થશે. મેં સાંભળ્યું છે કે તમારે દ્રવ્યનો સંકોચ બહુ છે. તે પણ તમારૂં કાર્ય સિદ્ધ થશે. અને તમારી સેવા પણ સિદ્ધ થશે. તેથી સર્વથા તમારે ચાલવુ જોઇએ. કુંભનદાસજીએ હાથ જોડીને કહ્યું કૃપાનાથ ! જેવી આપની આજ્ઞા. એટલામાં શ્રીનાથજીનો ઉત્થાપનનો સમય થયો. શ્રી ગુસાંઇજી સ્નાન કરી મંદિરમાં પધાર્યા. ત્યાંથી સઘળી સેવા પહોચીને શ્રીનાથજીને પોઢાવીને શ્રી ગુસાંઇજી નીચે પધાર્યા. અને કુંભનદાસજીને કહ્યું કે ઘેરથી પહોચીને કાલે વહેલા આવજો. અમે કાલે રાજભોગ આર્ત્તિ કરીને શ્રીનાથજી પાસે શીખ માગીને અપ્સરા કુંડ ઉપર જઇને રહીશું. કુંભનદાસજી શ્રી ગુસાંઇજીને દંડવત્ કરી પોતાને ઘેર યમુનાવતામાં આવ્યા. પોતાના સઘળા કુટુંબને ઘર તથા ખેતિનું કામકાજ સંભાળવાનું કહીને સવારે વહેલા પહોચીને શ્રી ગિરિરાજ ઉપર આવી શ્રી ગોવર્ધનનાથજીનાં દર્શન કર્યાં અને કીર્તન કર્યાં. શ્રી ગુસાંઇજીએ શ્રીનાથજીની સેવા શૃંગાર કરી રાજભોગની આરતિ કરીને શ્રી ગોવર્ધનનાથજી પાસેશીખ માગીને પર્વત ઉપરથી નીચે પધાર્યા. ત્યાર પછી પોતે ભોજન કર્યું. પછી સઘળા સેવકોએ મહા પ્રસાદ લીધો તે વખતે નીકળવાનું મુહુર્ત હોવાથી આપ તત્કાલ અપ્સરાકુંડ પધાર્યા. પોતાના માટે મુકામ આગળથી ગયેલો હતો. તેમાં આપ પધારીને પોઢયા. એટલામાં સઘળા સેવકો સામાન લઇને ત્યાં આવ્યા. તેમની સાથે કુંભનદાસજી પણ આવ્યા. ત્યાં બેઠા બેઠા વિચાર કરે છે. કે (પ્રાણનાથ બિછુરનકી વેદના જાનત નાહીન કોઊ) એ પ્રમાણે વિચારે છે, એટલામાં શ્રી ઠાકુરજીના ઉત્થાપનનો સમય થયો. શ્રી ગુસાંઇજી આપ ભીતર ડેરામાં જાગ્યા. કુંભનદાસજીને સેવાનો સમય થયો એટલે શ્રીનાથજીના દર્શનની સુધિ આવી (ભાન થયું) ત્યાં પૂછરીના એક ખૂણામાં ઉભા ઉભા કુંભનદાસજી કીર્તન ગાઈ રહ્યા છે,અને આંખોમાંથી જળનો પ્રવાહ વહે છે. કુંભનદાસજીએ તે વખતે ગાયું તે પદ.

પદ ૧૧ મું. રાગ સારંગ.

કેતે દિન હેજુ ગયે વિનુ દેખે;
તરૂણ કિશોર રસિક નંદ નંદન કછુક ઉઠત મુખ રેખે. ૧
વહ સૌભાગ્ય વહ કાંતિ વદનકી કોટિકચંદ્ર વિશેખેં;
વહ ચિતવનિ વહ હાસ્ય મનોહર વહ નટવર વપુ ભેખેં. ૨
શ્યામ સુંદર મીલી સંગ ખેલનકી આવત જીય અપેખેં;
કુંભનદાસ લાલ ગિરિધર વિનુ જીવન જન્મ અલેખેં. ૩

કુંભનદાસજીએ જ્યારે આ પદ ગાયું ત્યારે શ્રી ગુસાંઇજીએ ડેરાની ભીતર બેઠાં બેઠાં સાંભળ્યું. કુંભનદાસજીનો ક્લેશ આપનાથી સહન ન થઇ શકયો. તેથી આપ શ્રી ગુસાંઇજી ડેરાથી બહાર પધાર્યા. અને શ્રી મુખથી કહ્યું કુંભનદાસજી ! તમે જલદીથી પાછા જાઓ. તમારો વિદેશ થઇ ચૂકયો. જેવી તમારી અહીંઆં દશા છે, તેવી શ્રીનાથજીની ત્યાં દશા છે. જેવી રીતે શ્રી અક્કાજીએ અડેલમાં ગજ્જન ધાવનને શ્રી નવનિત પ્રિયાજી માટે પાન લેવા મોકલ્યા હતા અને ગજ્જન ધાવનને શ્રી ઠાકુરજીથી વિખુટા પડવાને લીધે જ્વર ચઢયો હતો, કારણ કે તે શ્રી ઠાકુરજીથી એક ક્ષણ માત્ર ન્યાળા રહેતા નહોતા. ગજ્જન ધાવન નિજમંદિરની ડેરી આગળ બેસતા ત્યારે શ્રી ઠાકુરજી રાજભોગ આરોગતા. થોડાક વખત પાન લેવાને મોકલ્યા એટલામાં તો ગજ્જન ધાવનને જ્વર આવ્યો અને મૂર્છા આવી. ઘરમાં શ્રી ઠાકુરજીએ ડેરી આગળ શબ્દ સાંભળ્યો નહિ તેથી પોતે રાજભોગ આરોગ્યા નહિ. આથી શ્રી અક્કાજીએ તરતજ ગજ્જનને બોલાવવા માણસ મોકલ્યો. જ્યારે ગજ્જન આવ્યા. ત્યારેજ તેમના કહેવાથી રાજભોગ આરોગ્યા. ત્યાં સુધી હાથ ખેંચીને બીરાજી રહ્યા હતા. આ સઘળો વિસ્તાર તેમની વાર્ત્તામાં છે. શ્રી મહાપ્રભુના માર્ગની મર્યાદા છે; કે જેટલો સેવકનો સ્નેહ શ્રી ઠાકુરજી ઉપર હોય તેથી સો ગણો સ્નેહ શ્રી ઠાકુરજીનો સેવક ઉપર હોય તેનો સિદ્ધાંત શ્રી ભગવાને શ્રીમુખથી અર્જુનને ગીતામાં કહ્યું છે ) ये यथा माम् प्रपद्यन्ते तां स्तथैव भजाम्यहम् ) તેથી ત્યાં પણ શ્રીનાથજી તમારો વિરહ કરે છે. અમે તમને અહીંઆંથીજ શીખ ( વિદાયગીરી ) આપીએ છીએ. કુંભનદાસજી આપને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી વિદાય થઇને આવ્યા. શ્રી ગિરિરાજ આવીને શ્રી ગોવર્ધન-

નાથજીનાં દર્શન કર્યાં. ભોગનો સમય હતો ત્યાં આવતાજ કુંભનદાસજીને ઘણો આનંદ થયો. તે વખતે તેમણે એક પદ કરીને ગાયું.

પદ ૧૨ મું. રાગ સારંગ.

જો પેં ચોપ મીલનકી હોઈ;
તો કયાં રહ્યો પરે વિનુ દેખે લાખ કરો જો કોઇ. ૧
જો પેં વિરહ પરસ્પર વ્યાપે તો કછૂ જીય બને;
લોક લાજ કુલકી મર્યાદા એકો ચિત્ત ન ગને. ૨
કુંભનદાસ પ્રભુ જાહિ તન લાગી ઓર ન કછૂ સુહાય;
ગિરિધરલાલ તોહિ બિનુ દેખે છિનુ છિનુ કલ્પ વિહાય. ૩

જ્યારે આ પદ તેમણે શ્રીનાથજીની સંન્નિધાન ગાયું ત્યારે શ્રીનાથજી સાંભળીને ઘણાજ પ્રસન્ન થયા. પોતાને પ્રસન્ન જોઇને કુંભનદાસજી પણ ઘણાજ પ્રસન્ન થયા.

❀ પ્રસંગ ૬ ટ્ઠો. ❀ એક સમે કુંભનદાસજી શ્રી ગુસાંઇજીની પાસે બેઠા હતા. પોતે હસીને કહ્યું કુંભનદાસજી આપને કેટલા દીકરા છે? તેમણે કહ્યું મહારાજ મારે દોઢ દીકરા છે. શ્રી ગુસાંઇજીએ કહ્યું કુંભનદાસ! તમારા બેટા દોઢ કોણ કોણ? તે બતાવો, ત્યારે તેમણે કહ્યું આખો બેટા ચતુર્ભુજદાસ, અને અડધા બેટા કૃષ્ણદાસ, જે શ્રીનાથજીની સેવા કરતા હતા. સાત બેટા છતાં દોઢ કેમ ગણાવ્યા? એમ કારણ પૂછતાં કુંભનદાસે વિનંતી કરી કહ્યું કે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો છે તેનો એ એ સિદ્ધાન્ત છે કે (सेवारीति प्रीति व्रजजनकी जनहित जग प्रगटाई) શ્રીઠાકોરજીની સાન્નિધ્યમાં સદા સેવા કરવી. અને જ્યારે વનમાં પધારે ત્યારે ગુણ ગાન કરવું. આ બે વસ્તુ જેનામાં હોય તે આખો કહેવાય. કેવળ ગુણગાન હોય અને સેવા ન હોય તો તે અડધો કહેવાય, અને કેવળ સેવા કરે અને ગુણગાન ન કરે તો પણ અડધો જાણવો. ચતુર્ભુજદાસ સેવા અને ગુણગાન બન્ને કરે છે માટે તે તો આખો, અને કૃષ્ણદાસ કેવળ એકલી સેવા કરે છે માટે તે અડધો. શ્રી ગુસાંઇજીએ પ્રસન્ન થઇને શ્રી મુખથી કહ્યું તમારૂં કહેવું સત્ય છે. જે ભગવદીય છે તેજ દીકરો. બહુ થયાથી શા કામના? (આ ચતુર્ભુજદાસની વાર્ત્તા વિસ્તારપૂર્વક શ્રી ગુસાંઇજીના સેવકોમાં લખેલી છે.) આ કુંભનદાસજી શ્રી

આચાર્યજી મહાપ્રભુજીના એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. તેથી તેમની વાર્તા કેટલીક લખીએ. ॥ વૈષ્ણવ ૮૩ મા ॥ સખા ૩ જા ॥

## ( કુંભનદાસજીના કુટુંબની વાર્ત્તા. )

## કૃષ્ણદાસ (કુંભનદાસજીના બેટા)ની વાર્ત્તા.

આ કૃષ્ણદાસ શ્રીનાથજીની ગાયો ચરાવનારા ગ્વાલ હતા, શ્રી ગુસાંઇજીએ તેમને ગાયોની સેવા સોંપી હતી. તે મુજબ કૃષ્ણદાસ શ્રીનાથજીની ગાયોની સેવા કરતા. સવારમાં ગાયોની ખરિક (ગૌશાળા)માંથી સઘળી સેવાથી પહોંચી ( ગાયોનું છાણ, વાસીદું, વગેરે ઉઠાવી લેઈ તે જગાએથી સઘળું સારૂ કરી ચોખ્ખું કરી દીધું ) પછી ગાયોને ચારવા લેઈ જતા. આખો દિવસ ગાયોની સેવામાંજ વ્યતિત કરતા. એક વખત ગાયો ચરાવતાં પૂછરી તરફ ( ગિરિરાજની પાછળ ગામ છે તે ) થી આવતા હતા. ત્યાંથી બધી ગાયો તો ખરિકમાં આવી ગઇ, પણ એક ગાય કે જે બહુ મોટી હતી તેનું આઉ ( ગાયના દુધ દોહવાનો ભાગ આંચળ વાળો તેને આઉ—ઓડણ—થાન કહે છે તે ) બહુ મોટું હતું, તેથી તેનાથી ઉતાવળે ચલાતું નહિ હોવાથી ધીમે ધીમે ચાલતી, તેથી તે ગાયને આવતાં અંધારૂં થઈ ગયું તેવામાં પર્વતમાંથી એક નાહાર નીકળ્યો, તે ગાયને મારવાના ઇરાદાથી ગાય ઉપર ધસ્યો. કૃષ્ણદાસે કહ્યું કે અરે અધર્મી ! આતો શ્રીનાથજીની ગાય છે ! છતાં જો તું ભુખ્યો હોઉં તો મને ખા ! પણ આ ગાયને છોડી દે. એટલામાં ગાય તો જતી રહી તે ગૌશાળામાં દાખલ થઈ ગઈ, પણ નાહારે કૃષ્ણદાસને માર્યો. હવે ખરિકમાં શ્રીનાથજી ગાયો દોહવા પધાર્યા. બીજી ગાયોને ગ્વાલ ( ગોવાળો ) દોહવા બેઠા અને આ મોટી ગાય કે જેને કૃષ્ણદાસે બચાવી—જેના બદલે પોતાના પ્રાણ આપ્યા; તે ગાયને દોહવા માટે શ્રીનાથજી પોતેજ બેઠા. તે વખતે કૃષ્ણદાસ તેનું વાછડું પકડી ઉભા હતા, આ ગાય વાછડાને ચાટતી હતી આવાં અલૌકીક લીલાનાં દરશન આ વખતે કુંભનદાસજીને થયાં. ( આથી કુંભનદાસજીને કૃષ્ણદાસનાં લીલામાં દરશન છેલ્લાંજ થયાં હતાં એમ સુચવ્યું. ) પછી શ્રીનાથજી ગાયો દોહીને શ્રી ગિરિરાજ ઉપર મંદિરમાં પધાર્યા, શ્રી ગુસાંઇજીએ

ભોગ ધર્યો, અને કુંભનદાસજી ગાયોના ખરિકમાંથી હંકોતી શીલા આગળ આવ્યા એટલામાં તો ખબર આવી કે કૃષ્ણદાસને તો નાહારે મારી નાંખ્યા છે. આવું સાંભળતાં માત્રમાં કુંભનદાસજી મૂર્ચ્છા ખાઈને પડયા, દેહાનુસંધાન પણ રહ્યું નહિ, કેટલાક વૈષ્ણવો તેમને બોલાવે પણ તે બોલે નહિ. આ સમાચાર શ્રી ગુસાંઈજી પાસે પહોચ્યા કે મહારાજ! કૃષ્ણદાસે શ્રીનાથજીની ગાયને તો નાહારથી બચાવી પણ પોતાના પ્રાણ ગયા. (નાહારે તેમને મારી નાખ્યા) તે ત્યાંજ પડ્યા છે. ત્યારે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કે ગાય કોઈ વખત છોડી ને આવે નહિ. કારણ કે અંત સમયે જે માણસ ગાયનો સંકલ્પ કરે છે. (દાન આપે છે) તો તેને ગાય ઉત્તમ લોક-વૈકુંઠ ધામ અર્થાત્ પ્રભુની પ્રાપ્તિ કરાવે છે, તો આ કૃષ્ણદાસે શ્રીનાથજીની ગાય બચાવી છે, તો તેમને ગાય શી રીતે છોડીને આવે? (કદાપિ ગાય છોડેજ નહિ.) પછી શ્રી ગુસાંઈજીએ કહ્યું કે કુંભનદાસજી ક્યાં છે? કોઈ વૈષ્ણવે કહ્યું કે મહારાજ! કુંભનદાસજી આવતા હતા એવામાં તેમને કૃષ્ણદાસને નાહારે મારી નાંખ્યા છે એવી ખબર કોઈએ કહી તેથી પુત્રના શોકમાં તે મુર્ચ્છા ખાઈને પડ્યા છે. બોલાવે છે પણ બોલતાજ નથી. મહાન્ ક્લેશમાં પડ્યા છે. દેહાનુસંધાન પણ નથી રહ્યું. ત્યારે શ્રી ગુસાંઈજીએ કહ્યું હવે ફરીથી તપાસ કરો કે કેમ છે!! તેથી ફરીથી તેમની પાસે આવી બોલાવવા લાગ્યા પણ તે બોલેજ નહિ. તેથી શ્રી ગુસાંઈજી પાસે જઈ કહ્યું મહારાજ! તે તો કંઈ બોલતાજ નથી. શ્રી ગુસાંઈજી સેનભોગનાં દરશન કરી શ્રીનાથજીને પોઢાડી આપ નીચે પધાર્યા. જુએ છે તો રસ્તામાં કુંભનદાસજી પડ્યા છે, લોકો ચારે બાજુ ઉભા છે, તેઓ આપસમાં કહે છે કે "કુંભનદાસ સરખા ભગવદીયને પણ પુત્રનો શોક કેટલો થાય છે! આ દુઃખ ને પીડાથી કોઈ બચ્યું નથી, અરે! પુત્ર તો પોતાનો આત્મા છે! તો અવશ્ય એનો શોક થાય." આવાં લોકોનાં વચનો શ્રી ગુસાંઈજીએ સાંભળ્યાં. પોતે મનમાં વિચાર કર્યો કે અહીં તો કારણ કંઈ બીજું છે, અને લોકો સમજે છે કંઈ! માટે ભગવદીયનું સ્વરૂપ લોકોને સમજાવવા અર્થે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી કેઃ—"सवारे तुम वेगो आईयो, तुमको श्रीगोवर्धननाथजीके दरशन करावेंगे, तुम मनमें खेद मति करो." શ્રી ગુસાંઈજીનાં આ વાક્યો સાંભળતાંજ કુંભનદાસ ઉઠીને બેઠા થયા.

પ્રસન્ન થઇ શ્રી ગુસાંઇજીને દંડવત્ કરીને જે કાર્ય કરવાનું હતું તે કર્યું. પછી સવાર થતાંજ કુંભનદાસજી શ્રી નાથજીનાં દરશન કરવા આવ્યા. શ્રીનાથજીને શૃંગાર કર્યા પછી શ્રી ગુસાંઇજીએ દર્શન કરવા માટે કુંભનદાસજીને બોલાવ્યા કે પ્રથમ તેમને દર્શન કરાવો. પછી બીજા વૈષ્ણવોને દરશન કરાવજો. કુંભનદાસજી સુતક હતું ત્યાં સુધી દિવસમાં એક વખત દરશન કરી *પરાસોલી ( ચંદ સરોવર આગળ ) માં જઇ બેસતા અને ત્યાં બેઠા બેઠા વિરહનાં પદ ગાયા કરતા હતા તેમાંનું પદ.

પદ ૧ લું. રાગ ધનાશ્રી.

તુમારે મિલન વિનુ દુખીત ગોપાલ,
અતિ આતુર કુલવધુ વ્રજસુંદરિ પ્યારો વિરહી બિહાલ. ૧
શીતલચંદ લગત ભયો દાહત, કિરનોંમે કમલ પગ જનુ પરલ બ્યાલ;
ચંદન કુસુમ સુહાયન ઘનસાર લગત આદી તન જ્વાલ. ૨
કુંભનદાસ પ્રભુ નવ ઘન તુમ વિન, કનકલતા માનોં સુકી ગ્રીષ્મ કાલ;
અધરામૃત બંસી સીંચી લેઉ, તુમ ગિરિ ગોવર્ધનલાલ. ૩

પદ ૨ જું. રાગ ધનાશ્રી.

અબ દિન રાત્રી પહારસેં ભયે;
તબતેં નિઘટત નાહીન જબતેં હરિ મધુપુર ગયે. ૧
યહ જાનીયત વિધાતા જુગ સમ, કીને જામ નયે;
જાગત જાગ વિહાત ન કેહું એસે બીતિ ઠયે. ૨
વ્રજવાસી અતિ પરમદીન ભયે, વ્યાકુલ સોચ લયે;
જનુ વિનુ પ્રાણ દુખિત જલ રુહગણ દારુણ હેમ હયે. ૩
કુંભનદાસ વિછુરત નંદનંદન, બહુત સંતાપ દયે;
અબ ગિરિધર બીન રહત નિરંતર લોચન નીર છયે. ૪

પદ ૩ જું. રાગ કેદારો.

ઓરનકે સમીપ વિછુરનો આયો મેરીહી હીસા.
સબ કોઉ સોવે સુખ અપને આલી મોકોં ચાહત જાય ચહુંદીશા. ૧

---

* હાલ પણ વ્રજમંડળમાં ચંદ સરોવર પાસે આ કુંભનદાસજીની બેઠક છે કે જ્યાં આગળ બેશી કુંભનદાસજીએ સુતકના દિવસો વ્યતીત કર્યા હતા તેમજ વિરહનાં પદ બનાવ્યાં હતાં. ભાવિક વૈષ્ણવોએ વ્રજ પરિક્રમા કરવા જતાં આ સ્થળનાં દર્શન કરવા ભુલવું નહિ.

ના જાનોં યહ વિધાતાકી ગતી, મેરે આંક લીખે એસો કોન રિસા;
કુંભનદાસ પ્રભુ ગિરિધર કહત,નિશદિન રહી રટતજ્યોં ચાતક ઘનત્રિસા.૨

આવાં અનેક પદ ગાઇને સુતકના દિવસો કુંભનદાસજીએ વ્યતિત કર્યા. પછી શુદ્ધ થયા પછી ભગવદ્ સેવામાં આવ્યા. આ કૃષ્ણદાસ એવા પરમકૃપા પાત્ર ભગવદીય હતા.

---

(સાર) આ કૃષ્ણદાસની વાર્તા ઉપરથી ઘણું સમજવાનું છે કે,

૧ કૃષ્ણદાસે ફક્ત શ્રીનાથજીની ગાયો માટેજ પોતાનો પ્રાણ અર્પણ કર્યો. વૈષ્ણવો ! કેટલાક જીવોતો પોતે હયાતીમાંજ ઉપકાર કરે છે. પણ આ કૃષ્ણદાસે તો મરતાં પણ વૈષ્ણવો ઉપર અનુગ્રહ કર્યો કે જેમના પ્રતાપથી સુતકી વૈષ્ણવોને હાલ પણ દરશન થાય છે.

૨ કૃષ્ણદાસે ગાયો માટે પ્રાણ ત્યાગ કર્યો ન હોત, કુંભનદાસજીને આટલો દર્શનનો વિરહ ન થયો હોત, તો હાલના સુતકી વૈષ્ણવોને દર્શનનો મોટામાં મોટો લાભ મળતજ નહિ. મહત્ પુરૂષો પોતાને માટે જે કરે છે તેમાં બીજાઓને પણ ઉપકાર કરતા જાય છે.

૩ કુંભનદાસજીને માત્ર એક ક્ષણનોજ દર્શનનો વિયોગ થયો હતો તેટલામાં તો મુર્છા આવી ગઇ, તો આપણે દિવસના દિવસો દર્શન કરવા શિવાય નકામા ગુમાવીએ છીએ તે ઠીક નથી બનતા સુધી એક વખત પણ દર્શન કરવા જવાનો નિયમ રાખવો જોઇએ એ વધારે ઇષ્ટ છે.

૪ કૃષ્ણદાસને નાહારે મારી નાંખ્યા છે. આટલું સાંભળતાં માત્રમાં કુંભનદાસને મુર્છા આવી તે કંઈ પુત્ર મરણના શોકથી આવી નથી, પણ તેથી સુતક લાગ્યું ને હવે તે સુતક નિવૃત થયા શિવાય શ્રીનાથજીનાં દરશન થશે નહિ, ને ૧૫ દિવસ શ્રીજીનાં દર્શન વગર કેવી રીતે રહી શકાશે આ મહાન્ ચિંતાથી મુર્છા આવી હતી. પરિણામે શ્રી ગુસાંઈજીએ કૃપા કરી તેમને દરશન કરાવવાનું વચન આપ્યું ત્યારે તે વિરહ મુક્ત થયા હતા ત્યારથીજ હાલ સુધી પણ સુતકીઓને દરશન થાય છે.

આ કૃષ્ણદાસજીની વાર્તા શ્રી ગુસાંઈજીના ૨૫૨ વૈષ્ણવની વાર્તામાં ૧૬૪ મી વાર્તા છે તેમાં લખે છે કે એક દિવસે શ્રી ગુસાંઇજીએ કુંભનદાસને પુછ્યું કે તમારે કેટલાક પુત્ર છે. ત્યારે તેમણે કહ્યું કે દોઢ પુત્ર છે. પોતે આજ્ઞા કરી કે દોઢ કેવી રીતે, (અર્ધો પુત્ર તે વળી હોઇ શકે !) તેની સમજણ પાડો. ત્યારે કુંભનદાસજીએ કહ્યું કે "પુષ્ટિમાર્ગમાં ભગવદ્ સેવા, અને ભગવદ્ ગુણગાન" એ બે મુખ્ય વસ્તુ છે. તો બન્ને કામ કરે તે આખો, અને એક કામ કરે તે અર્ધો કહેવાય. ચત્રભુજદાસ બે કામ કરે છે, માટે તે આખો, અને કૃષ્ણદાસ એક કામ "ફક્ત શ્રીનાથજીની ગાયોની સેવા કરે છે, તેથી તે અર્ધો પુત્ર છે. આ સાંભળી શ્રી ગુસાંઇજી પોતે હસ્યા.

ધન્ય છે ! કુંભનદાસજીને કે જેમને પુત્ર પ્રત્યે ભગવદ્‌ સેવા કરતો હોય તોજ પ્રીત રહેતી હતી. નહિ તો તેમને સાત પુત્ર હતા પણ તેમાંથી જે સેવા કરતા તેટલાજ (એટલે બે છતાં પણ દોઢ) ઉપર પ્રીતી હતી. બાકીના પાંચ પુત્રને તો તે પુત્ર છે, એટલુંજ જાણતા પણ તેમના ઉપર પ્રેમ કે આસક્તિ નહોતી.

**આ કુંભનદાસજીના બીજા બેટા "ચતુર્ભુજદાસ" કે જે શ્રી ગુસાંઇજીના ૨૫૨ વૈષ્ણવ પૈકીના ગણાયા છે. તેમની વાર્તા ૨૫૨ વૈષ્ણવની વાર્તાના પુસ્તકમાં છે. વાચક વર્ગે-જીજ્ઞાસુ જનોએ ત્યાં જોઇ લેવું.**

## વાર્તા ૮૪ મી. વૈષ્ણવ ૮૪ મા. ( સખા ૪ થા. )

# *( कृष्णदास अधिकारीनी वार्त्ता. )

**આ કૃષ્ણદાસ એક વખત શ્રીદ્વારિકા ગયા હતા. શ્રી રણછોડજીનાં દર્શન કરીને ત્યાંથી ચાલ્યા. માર્ગમાં આવતાં મીરાંબાઇનું ગામ આવ્યું.**

* આ કૃષ્ણદાસના સંબંધમાં શ્રી વલ્લભચરિત્રમાં એવી વાર્ત્તા છે કે-આ કૃષ્ણદાસ અધિકારી જ્ઞાતે કણબી ( પટેલ ) હતા. એમના પિતા ગુજરાતમાં અમદાવાદ જીલ્લામાં "ચલોતરા" ( ચલોડા તે ધોળકા તાલુકાનું ગામ હોય તેમ લાગે છે ) ગામના મુખી હતા. કૃષ્ણદાસનો જન્મ થયા પછી એમના પિતા દેશદેશાન્તરના જોશીઓ, પંડિતોને આ કૃષ્ણદાસનાં લક્ષણ પુછતા, ત્યારે તેઓ કહેતા કે આ છોકરો તમારા કામનો નહિ થાય એતો શ્રી હરિનો ભક્ત થશે, ને તે તમારા ઘરમાં પણ રહેવાનો નથી. કૃષ્ણદાસ પાંચ વર્ષના થયા ત્યારથીજ તેમનું મન ભગવદ્‌ કથા, વાર્તા તરફ દોડયું, જે દિવસે એમનાં માબાપ જવા ના દે તે દિવસે તે ખાય નહિ ને ભુખ્યાજ પડી રહે. તેથી તેમને કથામાં જતાં અટકાવતા નહિ. એમ કરતાં કૃષ્ણદાસ સંત, સાધુ, વૈરાગીની સોબત કરવા લાગ્યા. ૧૩ વર્ષની ઉમરના થયા તેવામાં તે ગામ આગળ થઇ એક વણઝારો રૂ. ૧૪૦૦૦) નો માલ વેચીને રોકડા રૂપીઆ લેઇ જતો હતો તે વાત કૃષ્ણદાસના પિતાના જાણવામાં આવી તેથી તે ગામના કોળી, વાઘરી ( ભીલ-લુટારૂઓ ) ને બોલાવી તે વણઝારાના રૂપીઆ ચોરી લેવરાવ્યા. તે પૈકી તેર હજાર રૂપીઆતો પોતે રાખ્યા ને એક હજારમાંથી લુંટનારા ચોરોને વહેંચી આપ્યા. આ વાત જ્યારે કૃષ્ણદાસે જાણી ત્યારે તેમણે એમના પિતાને ઠપકો આપ્યો કહ્યું કે આ ખોટું કામ કર્યું માટે વણઝારાને બોલાવી આ રૂપીઆ તેને પાછા આપી દ્યો તેથી તેમને ગુસ્સો લાગ્યો કૃષ્ણદાસને માર્યા અને કહ્યું કે આ વાત કોઇને પણ કહેવી નહિ. બીજે દિવસે તે વણઝારો ગામના મુખી કે જે આ કૃષ્ણદાસના પિતાજ હતા ( ચોરી કરાવનારા ) તેમના આગળ ફરિયાદ કરી, મુખીએ કહ્યું આટલા બધા જોખમ સાથે તમે શા માટે ગામ બહાર રહ્યા, ગામમાં રહ્યા હોત તો કંઇ નુકશાન થાત નહિ. એમ કરી ઠપકો દેઇ વણઝારાને કાઢી મૂક્યો. તે રોતો રોતો ગામ

તેથી મીરાંબાઇને ઘેર તે ગયા. ત્યાં હરિવંશ વ્યાસ વગેરે સ્વામી ઘણા બેઠા હતા. કોઇને આવ્યે આઠ દિવસ, કોઇને આવ્યે દસ દિવસ, અને કોઇને પંદર દિવસ થયા હતા છતાં કોઇની વિદાયગિરી થઇ નહોતી. અને કૃષ્ણદાસે આવતાંજ કહ્યું હું તો જઇશ. મીરાંબાઇએ કહ્યું બેસો તો ખરા. ત્યારે તે કેટલીક વખત બેઠા. મીરાંબાઇ કેટલીક મહોરો શ્રીનાથજીને ભેટ આપવા લાગ્યાં. તે કૃષ્ણદાસે લીધી નહિ. અને કહ્યું. તમે શ્રી આચાર્યજી મહાપ્રભુજીનાં સેવક નથી તેથી અમે તમારી ભેટ લઇશું નહિ. એમ કહીને કૃષ્ણદાસ ત્યાંથી ઉઠી ચાલતા થયા.

---

બહાર ગયો. આથી કૃષ્ણદાસને દયા આવી તે તેની પાછળ ગયા, થોડે દૂર જઇ તેને ખાનગીમાં કહ્યું કે તારી ચોરી આ મુખી કે જે મારા બાપ છે તેમણે કરાવી છે, પણ તે આ ગામના ઉપરી અધિકારી છે, તેથી અહીં તને કંઇ ન્યાય મળવાનો નથી. માટે તું બાદશાહ પાસે જઇ ફરિયાદ કર. તે ઉપરથી વણઝારાએ રાજનગર ( અમદાવાદ ) જઇ ફરિયાદ કરી. બાદશાહે કૃષ્ણદાસ અને તેમના બાપને પકડી મગાવ્યા ને આ સબંધે શું હકીકત છે તે પુછ્યું. કૃષ્ણદાસના બાપે તો નાંજ કહી પણ કૃષ્ણદાસે સાચું કહી દીધું તેથી તેના બધા રૂપીઆ વણઝારાને પાછા અપાવ્યા, અને કૃષ્ણદાસ સાચું બોલ્યા તેથી તેમને બીજી કંઇ પણ શિક્ષા કરી નહિ, પણ રાજાએ કૃષ્ણદાસ સાચા બોલા છે માટે તેમને પોતાની પાસે રહેવા કહ્યું. ત્યારે કૃષ્ણદાસ કહે કે સાચા બોલો કોઇને ગમતો નથી, માટે હું તો સાધુ થવાની ઇચ્છા રાખું છું. ( પણ ત્યાં રાજા પાસે રહ્યા નહિ ). પછી કૃષ્ણદાસ તેમના પિતા સાથે ઘેર ગયા આથી રાજાએ કૃષ્ણદાસના પિતાની મુખીપણામાંથી બદલી કરી બીજાની નીમનોક કરી તેથી કૃષ્ણદાસનો પિતા કૃષ્ણદાસ ઉપર ઘણો ગુસ્સે થયો. અને કહ્યું કે આ છોકરો એવો થયો કે મારા પૈસા અને મુખીપણું ( હાકેમગીરી–સરદારી ) બન્ને ગયું. હવે ખાશું શું ! કૃષ્ણદાસે કહ્યું કે સારૂં થયું, હવેથી તમે આવાં દુષ્કૃત્ય કરતાં બચશો ! અને જમીન ખેડી ( ખેતી કરી )ને નિર્વાહ કરી શકશો. બાપે કહ્યું જેવો તું હતો તેવો તેં મને કર્યો તું સાધુ થયો ને અમને પણ કર્યા માટે જા તારે જવું હોય ત્યાં જતો રહે. મારે તારૂં કામ નથી દેખવું અને દાઝવું નહિ, અને તારે ખર્ચ માટે જોઇએ તો કંઇ લે. કૃષ્ણદાસે કહ્યું ભગવાન્ સઘળા જગતનું પોષણ ને રક્ષણ કરે છે; તો મારૂં પણ કરશેજ. મારે કંઇ જોઇતું નથી. એમ કહી પિતાને પગે લાગી કૃષ્ણદાસ ત્યાંથી ચાલ્યા, કેટલાંક વર્ષો સાધુ મહાત્માની સોબતો કરતા, તીર્થાટન કરતા, મથુરાંમાં આવ્યા. ત્યાં દેવદમન ( શ્રીનાથજી )ના પ્રાકટયની વાત જાણી તેથી શ્રીનાથજીનાં દરશન કરવાની ઇચ્છાથી કૃષ્ણદાસ ત્યાં ગયા. શ્રી મહાપ્રભુજી ત્યાંજ બિરાજતા હતા. કૃષ્ણદાસ શરણે આવ્યા, અને પોતાની પાછલી હકીકત બધી કહી સંભળાવી. આથી શ્રી મહાપ્રભુજી પ્રસન્ન થયા અને તેમને શ્રીનાથજીના અધિકારી નીમ્યા. સેવા વગેરેનો પ્રબંધ કર્યો અને કૃષ્ણદાસને શિક્ષા આપી કે શ્રીનાથજીની સેવા સારી રીતે કરજો એમ કહી શ્રી મહાપ્રભુજી શ્રી ગોકુલ પધાર્યા. ( શ્રી વલ્લભ ચરિત્ર પા. ૩૭૧ ).

આગળ આવતાં એક વૈષ્ણવે પૂછ્યું કૃષ્ણદાસ તમે શ્રીનાથજીની ભેટ શા માટે ન લીધી? તેમણે કહ્યું ભેટની શી ખામી છે! પણ મીરાંબાઇને ત્યાં જેટલા સ્વામી બેઠા હતા તેટલા સવળાઓનાં નાક નીચાં કરવા માટે મેં ભેટની મહોરો પાછી આપી છે. આટલા બધા મહંતો કયાં એક ઠેકાણે મળવાના હતા? તેઓને પણ ખબર પડશે કે શ્રી મહાપ્રભુજીના સેવક એક કાયસ્થે અન્ય માર્ગિયની ભેટ લીધિ નહિ તો તેમના ધણીની વાત કેવી હશે? અર્થાત્ તેમના ગુરૂને કેટલો બધો ટેક હશે?

❀ પ્રસંગ ૨ જો. ❀ પ્રથમ જ્યારે શ્રીનાથજીની સેવા બંગાલી કરતા, ત્યારે શ્રી મહાપ્રભુજીએ મુકુટ કાછનીના વાગા, અને મીનાનાં આભરણ કરાવ્યાં હતાં તે દરરોજ ધરતા; અને જે ભેટ આવતી તે નિત્ય ખરચમાં જતી. અને જે કંઈ તેમ કરતાં બચે તે પોતાના ગુરૂને ત્યાં શ્રીકુંડ ઉપર પહોંચાડતા. તેથી કંઇ સંગ્રહ રહેતો નહિ. આ પ્રમાણે બનતું હોવાથી શ્રી મહાપ્રભુજીએ કૃષ્ણદાસને આજ્ઞા કરી કે તમે શ્રી ગોવર્દ્ધનમાં રહો અને શ્રીજીની સેવા ટહેલ કરો. તેમણે કહ્યું જેવી આજ્ઞા. પછી શ્રી મહાપ્રભુજીએ તેમને સઘળો અધિકાર આપ્યો. તેથી કૃષ્ણદાસ અધિકારી થયા. અને સઘળો અધિકાર કરવા લાગ્યા. એક દિવસ કૃષ્ણદાસ મથુરાં જતા હતા. રસ્તામાં અડિંગ આગળ અદ્દભુતદાસ મળ્યા. આ અદ્દભુતદાસ વિરક્ત મહાપુરૂષ હતા. હમેશાં વ્રજમાં ફરતા. તેમના ઉપર શ્રીનાથજીની એટલી બધી કૃપા હતી કે પોતાની જે ઇચ્છા હોય તે તેમને આજ્ઞા કરતા. એક દિવસ અદ્દભુતદાસને શ્રી નાથજીએ આજ્ઞા કરી કે આ બંગાળી સેવકો મને દુઃખ આપે છે. જ્યારે મને ભોગ ધરે છે ત્યારે તેમની ચોટીમાં એક નાનું દેવીનું સ્વરૂપ છે, તે મારી સામે બેસાડે છે. ભોગ સરાવે છે ત્યારે તેમની ચોટીમાં મૂકી દે છે. આ પ્રમાણે હમેશાં કરે છે. થોડું ખર્ચ કર્યા પછી બાકી રહેલી સઘળી ભેટ તેમના ગુરૂને ત્યાં પહોચાડે છે. અહીંઆં કશુ રહેવા દેતા નથી. તેથી તેમને દુર કરાવરાવો.

આવી આજ્ઞા અદ્દભુતદાસને શ્રીનાથજીની થઇ હતી. તેથી તેમણે માર્ગમાં કૃષ્ણદાસને પૂછ્યું તમે કયાં જાઓ છો? તેમણે કહ્યું હું મથુરાં જઉ છું. અદ્દભુતદાસે કહ્યું. શ્રીનાથજીને પોતાનો વૈભવ વધારવાની ઇચ્છા છે માટે તમે બંગાલીને દુર કરો. કૃષ્ણદાસે કહ્યું શ્રી ગુસાંઇજીની આજ્ઞા

લાવો અને જેમ બને તેમ જલદી બંગાલીને દુર કરો. આ સાંભળીને કૃષ્ણદાસ અડિંગથી પાછા ફર્યા અને શ્રી ગોવર્દ્ધન આવ્યા. ત્યાં બંગાલી સેવકોને કહ્યું કે મારે અડેલ કામ હોવાથી હું શ્રી ગુસાંઇજીની પાસે જઉં છું. તમે સાવધાનતાથી સેવા કરજો. હું થોડા દિવસમાં પોતાની પાસે જઇને પાછો આવીશ. શ્રીનાથજીથી વિદાય થઇને કૃષ્ણદાસ ચાલ્યા. પંદર દિવસમાં અડેલ આવી પહોચ્યા. શ્રી ગુસાંઇજીની પાસે આવી દંડવત્ કર્યા. શ્રી ગુસાંઇજીએ પૂછયું કૃષ્ણદાસ કેમ આવ્યા ? તેમણે કહ્યું મહારાજ, શ્રીનાથજીને પોતાનો વૈભવ વધારવો છે. તેમની આજ્ઞા અદ્દભુતદાસ દ્વારાએ મને થઇ છે. કે બંગાલીને તરત દુર કરો. એ બંગાળીઓ કોઇના કબજામાં નથી. જે ભેટ આવે છે તે સઘળી લઈ જાય છે, અને તેમના ગુરૂ શ્રીકુંડ ઉપર રહે છે તેમને બધી સોંપી દે છે. એટલુ સાંભળીને શ્રી ગુસાંઇજીએ પોતે કહ્યું. શ્રીમહાપ્રભુજીએ આસુર વ્યામોહ લીલા દેખાડયા પછી કેટલાક દિવસે શ્રી ગોપીનાથજીએ પૂર્વમાં પ્રથમ પરદેશ કર્યો હતો. તે પરદેશમાં એક લક્ષ રૂપીઆની ભેટ આવી હતી. પરદેશ ફરીને અડેલમાં પ્રથમ આવ્યા. તેમણે કહ્યું આ પહેલો પરદેશ છે તેથી જે કંઇ ભેટ આવી છે તે સઘળી શ્રીનાથજીની છે અને તે સઘળું શ્રીનાથજીને વિનિયોગ કરાવરાવવું જોઇએ. એ પ્રમાણે આજ્ઞા કર્યા પછી અડેલમાં દસ પંદર દિવસ રહી શ્રીનાથદ્વાર પધાર્યા. ત્યાં પોતે શ્રીનાથજીનાં દર્શન કર્યાં, અને જે લાવ્યા હતા તે સઘળું શ્રીનાથજીના આગળ ભેટ ધરી, તે પછી સઘળાં જડાવનાં આભૂષણ કરાવ્યાં. થાળ, કટોરા, ડબરા, ચમચા, ઝારી, તૃષ્ટી, વિગેરે સઘળાં સોના રૂપાનાં કરાવ્યાં હતાં. પછી આપ શ્રીનાથજીથી વિદાય થઇને પાછા અડેલ આવ્યા. ત્યાર પછી એક વર્ષની અંદર બંગાળીઓ સઘળું ઉડાવીને લઈ ગયા. અને પોતાના ગુરૂને ત્યાં આપી આવ્યા. આ સઘળી વાત શ્રી ગુસાંઇજીએ કૃષ્ણદાસને કહી. અને તમે કહો છો તેજ પ્રમાણે બંગાળી સ્વતંત્ર થઇ ગયા છે, અને મરજીમાં આવે તે પ્રમાણેજ કર્યા કરે છે. પણ શ્રી મહાપ્રભુજીના રાખેલા છે તે કેવી રીતે નીકળશે. કૃષ્ણદાસે કહ્યું મહારાજ, એક રાજા ટોડરમલ ઉપર અને એક રાજા બીરબલ ઉપર એમ બે પત્ર લખી આપો. પોતે કહ્યું ઠીક છે. ત્યાર પછી કૃષ્ણદાસ અધિકારીને કેટલોક વખત રાખી શ્રી ગુસાંઇજીએ બે પત્ર

લખી આપ્યા. આ બન્ને પત્ર લઇને શ્રી ગુસાંઇજીથી વિદાય થઇને કૃષ્ણદાસ શ્રીનાથદ્વાર ચાલ્યા. આગ્રે આવી રાજા ટોડરમલ અને બીરબલને મળીને શ્રી ગુસાંઇજીના લખેલા પત્ર આપ્યા. બન્નેએ પત્ર વાંચીને કૃષ્ણદાસને કહ્યું કહો તમારી શી આજ્ઞા છે! તમો કહો તેમ કરીએ. કૃષ્ણદાસે કહ્યું હાલમાં તો હું શ્રીનાથજીની અને શ્રી ગુસાંઇજીની આજ્ઞાથી બંગાળી સેવકોને દુર કરવા માટે શ્રીનાથદ્વાર જઉં છું. પછીથી આપનું કામ પડશે ત્યારે કહીશ. પછી કૃષ્ણદાસ રાજા ટોડરમલ અને બીરબલથી વિદાય થઇને શ્રીનાથદ્વાર ચાલ્યા. ત્યાંથી મથુરાં આવી ત્યાં ભોજન વગેરે કરીને ત્યાંથી ગિરિરાજ ચાલ્યા. માર્ગમાં ફરીથી અદ્ભુતદાસ મળ્યા તેમણે કહ્યું કૃષ્ણદાસ, શું કરી આવ્યા? કૃષ્ણદાસે સઘળી હકીકત વિસ્તારપૂર્વક કહી. અદ્ભુતદાસે કહ્યું વિલંબ શું કરવા કરો છો? કૃષ્ણદાસે કહ્યું શ્રી ગુસાંઇજીની આજ્ઞા લઇને આવ્યો છું. ત્યાં જઇને બંગાળીને તરતજ કાઢી મૂકુ છું. એટલું કહીને અધિકારીજી ત્યાંથી ચાલ્યા તે શ્રી ગોવર્દ્ધન આવ્યા. બંગાળીઓ તે વખતે રૂદ્ર કુંડ ઉપર રહેતા હતા. કૃષ્ણદાસે ત્યાં જઇને તેમનાં ઝુપડાં સળગાવી દીધાં. બંગાળીઓનાં ઝુંપડાંઓમાં આગ લાગી છે એવી બૂમ પડવાથી સઘળા બંગાળીઓ સેવા છોડીને પર્વત ઉપરથી નીચે ઉતરીને દોડ્યા. આ વખતના લાગ સાધીને કૃષ્ણદાસ અધિકારીએ પોતાના મનુષ્યો બેસાડી દીધા. બંગાળીઓએ નીચે આવીને સાંભળ્યું કે કૃષ્ણદાસજીએ ઝુંપડાંઓમાં આગ મૂકી છે. તેથી સઘળા બંગાળીઓ એકઠા થઇને ઉપર જઇને કૃષ્ણદાસને મારવાનો નિશ્ચય કર્યો કૃષ્ણદાસે બેચાર જણાઓને લાકડીથી માર્યા એટલે બધા બંગાળીઓ ત્યાંથી નાસી ગયા અને મથુરાંમાં આવી રૂપ સનાતનને સઘળી વાત કહી. બંગાળીઓ કોની પાસે જઇને ફરિયાદ કરે છે તે જોવા માટે કૃષ્ણદાસ પણ મંદિરનો બંદોબસ્ત કરીને નીકળ્યા હતા. રૂપ સનાતનની પાસે ષ્ણદાસ પણ જઇને ઊભા રહ્યા. રૂપ સનાતને કૃષ્ણદાસને ખીજીને કહ્યું અરે શૂદ્ર તું કોણ છે. આ બ્રાહ્મણોને શા માટે માર્યા. કૃષ્ણદાસે કહ્યું હું તો શૂદ્ર! છું પણ તમે અગ્નિહોત્રી નથીને? તમે પણ કાયસ્થજ છો. રૂપ સનાતને કહ્યું પાદશાહ સાંભળશે તો શો જવાબ આપશો? કૃષ્ણદાસે ક હું તો બહુ સારો જવાબ દઇશ, પણ શ્રીનાથજીનું સઘળું મંદિર લૂટાવી દીધું છે અને કા-

યસ્થ થઇને બ્રાહ્મણુની પાસે દંડવત્ કરાવો છો તેથી તમારાથી કંઈજવાબ દેવાવાનો નથી. એટલે રૂપસનાતન તો ચુપ થઈ ગયો અને બંગાળીને કહ્યું તમે જાણો ને એ જાણે. આથી સઘળા બંગાળીઓ મળીને મથુરાના હાકિમ પાસે ગયા. ત્યાંના હાકિમે કૃષ્ણદાસને બોલાવી કહ્યું કે જે થવાનું હતું તે તો થયું પણ હવે તમે બોલાવીને તેમને સેવામાં રાખો. કૃષ્ણદાસે હાકિમને કહ્યું હું તો એમને સર્વથા રાખવાનો નથી. કારણ એ અમારા ચાકર હતા. અમે એમને સેવા સોંપી હતી તે છોડીને સઘળા નીચે ઉતરીને કેમ આવ્યા? કોઇ મંદિરમાં પેસી જાત તો શું થાત? એમના ઝુંપડીઓ સળગી જાત તો હું નવી બનાવી દેત. એ સેવા સૂની છોડીને નીચે કેમ ઊતરીને આવ્યા તેથી હું તો એમને રાખીશ નહિ. તેમ કરતાં તમે જો આગ્રહ કરીને કહેતા હોય તો આ સઘળો પ્રકાર હું શ્રી ગુસાંઇજીની લખી જણાવું અને ત્યાંથી જેવી આજ્ઞા આવશે તે પ્રમાણે કરીશ. પછી હાકિમથી વિદાય થઇને કૃષ્ણદાસ શ્રીનાથદ્વાર આવ્યા. ત્યાંથી કૃષ્ણદાસે શ્રી ગુસાંઇજીને અડેલ પત્ર લખ્યો. તેમાં બંગાળીઓને દુર કર્યા બાબતના સઘળા સમાચાર વિસ્તાર પૂર્વક લખી જણાવ્યા. અને આપ પધારો તો સારૂં એમ પણ લખી જણાવ્યું. આ પત્ર પહોચ્યો કે તરતજ પોતે શ્રીનાથદ્વાર પધારવાનો વિચાર કર્યો. કેટલાક દિવસ પછી અડેલથી પધારીને શ્રીનાથદ્વાર આવી પહોચ્યા. તેમની પાસે સઘળા બંગાળીઓ આવ્યા અને કહ્યું મહારાજ, અમને શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ સેવામાં રાખ્યા હતા. અને કૃષ્ણદાસે કાઢી મૂકયા છે. શ્રી ગુસાંઇજીએ કહ્યું કે તમે સેવા છોડીને નીચે ઊતરીને આવ્યા તેથી તમારો દોષ છે. હવે તો અમે તમને શ્રીનાથજીની સેવામાં રાખીશું નહિ. બંગાળીઓ બહુજ વિનંતી કરવા લાગ્યા કે મહારાજ અમે ખાઇએ શું? તેથી પોતે દયા કરીને શ્રી નાથજીને બદલે શ્રી મદનમોહનજીની સેવા પધરાવી દીધી. અને કહ્યું હવેથી આમની સેવા કરો. અને જે કંઇ આવે તેમાંથી નિર્વાહ કરજો. આથી બંગાળીઓ *શ્રી મદનમોહનજીની સેવા કરવા લાગ્યા. અને ત્યારથી શ્રી ગોવર્દ્ધન રહેવાનું છોડી દીધું. અને ભીતરિયા ગુજરાતી રહેવા લાગ્યા. શ્રીનાથજીએ શ્રીમુખથી કહ્યું તે પ્રમાણે સઘળા સેવકોનો નેગ શ્રી ગુસાંઇ-

* આ શ્રીમદનમોહનજીના સંબંધમાં વધુ હકિકત માટે જુઓ વાર્તા ૫૮ મી.

દજીએ બાંધ્યો. અને શ્રીનાથજીની સેવા ત્યારથી પ્રણાલિકા પ્રમાણે થવા લાગી. અને અધિકાર કૃષ્ણદાસ કરવા લાગ્યા. જે પ્રકારે શ્રીનાથજીને પોતાનો વૈભવ વધારવો હતો તે પ્રમાણે વધાર્યો.

✻ પ્રસંગ ૩ જો. ✻ એક દિવસે શ્રીનાથજીએ કૃષ્ણદાસ અધિકારીને આજ્ઞા આપી કે તમે શ્યામ કુંભાર ને મૃદંગ સાથે તેડીને રાત્રે પરાસોલી આવજો. કારણ કે તે મૃદંગ ઘણીજ સુંદર વગાડે છે. કૃષ્ણદાસે કહ્યું જેવી આજ્ઞા. પછી જ્યારે શ્રીનાથજીને શયન આરતિ ઉપરાંત અનોસર થયા ત્યારે કૃષ્ણદાસ શ્યામકુંભારને ઘેર ગયા. જઈને કહ્યું કે તમને શ્રીનાથજીએ આજ્ઞા કરી છે તેથી મૃદંગ લઈને પરાસોલી ચાલો. શ્યામકુંભારે નમન કરીને કહ્યું મને પણ શ્રીનાથજીએ આજ્ઞા કરી છે તેથી ચાલો હું આવું છું. શ્યામકુંભાર અને કૃષ્ણદાસજી બન્ને પરાસોલી આવ્યા. ત્યાં શ્રીનાથજી શ્રી સ્વામિનીજી સહિત બિરાજમાન થયા છે. શ્રીનાથજીએ શ્યામકુંભારને કહ્યું તું મૃદંગ બજાવ એટલે શ્યામકુંભારે મૃદંગ બજાવી; કૃષ્ણદાસે કીર્તન કર્યા અને શ્રીનાથજી તથા શ્રી સ્વામિનિજીએ નૃત્ય કર્યું. તે વખતે કૃષ્ણદાસે ગાયું તે પદ.

પદ ૧ લું.-રાગ કેદારો.

શ્રી વૃષભાનુ નંદિની હો નાચત લાલન ગિરિધર સંગ,
લાગડાટ સુરપતીરપરાગ રંગ રાખ્યો;
ઝપતાલ મીલ્યોરાગ કેદારો સમ સુરન અવઘરવર સુઘરતાને ગાન રંગ રાખ્યો. ૧
પાઇ સુખ સુરત સિદ્ધ ભરત કામ વિવિધ રિદ્ધ,
અભિનય દલ શત સુહાગ હુલાસ રંગ રાખ્યો;
વનિતા શત યુથકો પીય: નિરખા થકિત સઘન ચંદ્ર,
બલિહારી કૃષ્ણદાસ સુઘર રંગ રાખ્યો. ૨

આ પદ કૃષ્ણદાસજીએ ગાયું. શ્રી આચાર્યજી શ્રી મહાપ્રભુજીની કૃપાથી કૃષ્ણદાસ ઉપર શ્રીનાથજી એવી કૃપા કરતા હતા.

✻ પ્રસંગ ૪ થો ✻ કૃષ્ણદાસ અધિકારીએ બહુજ કીર્તન કર્યા. એક વખત તેમને સૂરદાસજીએ કહ્યું કૃષ્ણદાસ તમે જે પદ કરો છો તેમાં મારી છાયા આવે છે તેમણે કહ્યું હવે પદ એવાં કરૂં કે જેમાં તમારી છાયા આવે નહિ. ત્યાર પછી કૃષ્ણદાસજી એકાંતમાં બેસીને એકાગ્ર ચિત્ત કરીને એક નવું

પદ બનાવવા લાગ્યા. તેની ત્રણ તુકો કરી પણ આગળ બની શકે નહિ. બે ત્રણ ઘડી વિચાર કર્યો પણ આગળ તુક બની શકી નહિ. તેમણે મનમાં કહ્યું આ તુક હમણાં આગળ ચાલતી નથી. પ્રસાદ લીધા પછી વિચાર કરીશ. જે કાગળમાં તે પદ લખતા હતા તે કાગળ, ખડીઓ અને કલમ ત્યાંનો ત્યાં મૂકી પ્રસાદ લેવા ઉઠયા. જ્યારે કૃષ્ણદાસજી પ્રસાદ લેવાને બેઠા ત્યારે શ્રીનાથજીએ આવીને પદની ત્રણ તુક વાંચીને ચોથી તુક પોતે શ્રી હસ્તથી લખી દીધી. કૃષ્ણદાસે જે પદ અધૂરૂં મુકયું હતું તે પૂરૂં કરીને શ્રીનાથજી ત્યાંથી પધાર્યા ત્યાર પછી કૃષ્ણદાસ પ્રસાદ લઇને અધૂરૂ પદ પૂરૂ કરવાને આવી બેઠા ત્યારે જુએ છે તો શ્રીનાથજી પોતાના શ્રી હસ્તથી લખીને તે પદ પૂરૂ કરીને ગયા છે. તે જોઇને તે ઘણાજ પ્રસન્ન થયા. અને મનમાં કહ્યું સૂરદાસજી આવે તો આ પદ સંભળાવું. પછી ઉત્થાપનનો સમય થયો એટલે સૂરદાસજી શ્રી નાથજીનાં દર્શન કરવા આવ્યા કૃષ્ણદાસજીએ કહ્યું સૂરદાસજી, આજે મેં એક નવું પદ બનાવ્યું છે તેમાં તમારી છાયા ધરી નથી. સૂરદાસજીએ કહ્યું તે પદ મને સંભળાવો ત્યારે જાણું. કૃષ્ણદાસજી નવું પદ બનાવેલું સૂરદાસજીના આગળ કહેવા લાગ્યા.

પદ ૨ જું.–રાગ ગોડી.

આવત બને કાન્હ ગોપ બાલક સંગ નેચુકી ખુરરેણુ છુરિત અલકાવલી;  
ભોંહ મન્મથ ચાપ વક્ર લોચન બાણ શીશ શોભિત મત્ત મયુર ચંદ્રાવલી.૧  
ઉદિત ઉડુરાજ સુંદર શિરોમણિ વદન નિરખી ફુલી નવલ યુવતી કુમુદાવલી;  
અરૂણ સકૂચિત અધરબિંબ ફલ ઉપહસત કછૂક પ્રકટિત હોત કુંદદશનાવલી.૨  
શ્રવણ કુંડલ ભાલ તિલક વેસરી નાક કંઠ કૌસ્તુભ મણિ સુભગ ત્રિવલાવલી;  
રત્નહાટક ખચિત ઉરસિ પદકનિપાંતિ બીચરાજત શુભ્ર ઝલમલક મુક્તાવલી૩

(અહીંઆંથી શ્રીનાથજીકૃત પદ છે.)

વલય કંકણ બાજુબંધ આજાનુ ભુજ મુદ્રિકા કરતલ બિરાજત નખાવલી;  
કવણિતકર મુરલિકામોહિત અખિલવિશ્વ ગોપિકાજન મનસિગ્રથિતપ્રેમાવલી૪  
કટિ ક્ષુદ્રઘંટિકા જટિત હીરામયી નાભિ અંબુજ વલિત ભૃંગ રોમાવલી;  
ધાઈ કબહુક ચલત ભક્તહિત જાની પિય ગંડ મંડલ રૂચિર શ્રમજલ કણાવલી.૫  
પીત કૌશેય પરિધાન સુંદર અંગ ચરણ નૂપુર વાદ્ય ગીત શબ્દાવલી;  
હૃદય કૃષ્ણદાસ ગિરિવરધરન લાલકી ચરણ નખ ચંદ્રિકા હરત તિમિરાવલી.૬

આ પદ કૃષ્ણદાસજીએ સૂરદાસજીના આગળ ગાયું. સૂરદાસજી ત્રણ તુક સુધી તો કંઇ બોલ્યા નહિ. ત્રણ તુક પછીનું પદ જ્યારે કહેવા લાગ્યા, ત્યારે સૂરદાસજીએ કહ્યું કૃષ્ણદાસ, મારે તમારી સાથે વાદ છે, કંઈ પ્રભુની સાથે નથી. હું પ્રભુની વાણી ઓળખું છું. કૃષ્ણદાસ ચુપ થઇ ગયા. કૃષ્ણદાસ શ્રી આચાર્યજી મહાપ્રભુજીના એવા કૃપાપાત્ર હતા કે જેમના માટે શ્રીનાથજીએ આવીને અધુરૂં પદ પૂરૂ કર્યું. સૂરદાસજી પણ એવા કૃપાપાત્ર હતા કે જેમણે શ્રી ઠાકુરજીની વાણી ઓળખી.

❀ પ્રસંગ ૧ મો. ❀ એક સમયે શ્રીનાથજીના ભંડારમાં કેટલીક સામગ્રી જોઈતી હતી. તે લેવા માટે કૃષ્ણદાસ અધિકારી ગાડાં લઇને આગ્રે આવ્યા હતા. આગ્રાના બજારમાં એક વેશ્યા નૃત્ય કરતી હતી. અને ખ્યાલ ટપ્પા ગાતી હતી. તે જોવાને લોકોની ઘણી ભીડ થઇ હતી અને સઘળા ઊભા ઊભા તમાસો જોતા હતા. લોકોની ભીડ જોઇને કૃષ્ણદાસ પણ તમાસામાં જઇને ઉભા રહ્યા. વેશ્યા કૃષ્ણદાસના આગળ નૃત્ય કરવા લાગી, અને ગાવા લાગી. વેશ્યા ઘણી સુંદર હતી તેમજ તેનું નૃત્ય અને ગાયન પણ તેવુંજ સુંદર હતું. કૃષ્ણદાસજી તેના ઉપર પ્રસન્ન થયા અને મનમાં વિચાર્યું કે આ વસ્તુ તો શ્રીનાથજીના લાયક છે. પછી વેશ્યાનું નૃત્ય ગાયન પૂરૂં થયું ત્યારે કૃષ્ણદાસજીએ તેને દસ મુદ્રા આપી. અને કહ્યું કે રાત્રિએ સમાજ સહિત તું અમારી હવેલીમાં આવજે. કૃષ્ણદાસ જઇને પોતે હવેલીમાં ઉતર્યા. જે સામગ્રી જોઇતી હતી તે સઘળી લઇને ગાડાં ભરીને તૈયાર રાખ્યાં. એક પ્રહર રાત્રિ વીતી ગઇ ત્યારે વેશ્યા સમાજ સાથે ત્યાં આવી. ત્યાં તેનું નૃત્ય અને ગાયન થયું. કૃષ્ણદાસજી તેના ઉપર ઘણા ખુશી થયા અને એકસો મુદ્રા આપી. અને તે વેશ્યાને કહ્યું કે તારૂં રૂપ, નૃત્ય અને ગાન સઘળું સારૂં છે તેથી તું અમારા શેઠની પાસે શ્રી ગિરિરાજ આવી તેમને પ્રસન્ન કરૂં તો તને કંઇક સારૂં મળશે. તેથી હું કહું તે અમારા શેઠની આગળ ગાજે. કૃષ્ણદાસે પૂર્વી રાગમાં એક પદ કરીને વેશ્યાને શીખવાડયું. બીજે દિવસે કૃષ્ણદાસ વેશ્યાને પોતાની સાથે લઇને આગ્રેથી ચાલ્યા. બીજે દીવસે શ્રીનાથદ્વાર પહોંચ્યા. સઘળી સામગ્રી ભંડારમાં ધરાવી (મૂકાવી). વેશ્યાને ઉતરવાનું સ્થળ બતાવ્યું. પછી ઉત્થાપન ભોગના દર્શન સમયે મણિકોઠામાં કીર્તનીઆ

અગર તો બીજા કોઇને કૃષ્ણદાસે જવા દીધા નહિ. કેવળ વેશ્યાને સમાજ સાથે કૃષ્ણદાસ લઇ ગયા. મંદિરમાં શ્રી ગુસાંઇજી શ્રીનાથજીને ઉભા ઉભા મોરછલ કરતા હતા. ભીતરિયા પાસે હતા. મણિકોઠામાં વેશ્યાએ જઇ શ્રીનાથજી તથા શ્રી ગુસાંઇજીને સાષ્ટાંગ પ્રણામ કરી આપના આગળ નૃત્ય કરવા લાગી. અને કૃષ્ણદાસે જે પદ શીખવાડયું હતું તે પદ ગાયું.

પદ ૩ જું. રાગ પૂર્વી.

મો મન ગિરિધર છબિ પર અટકયો;
લલિત ત્રિભંગનિ અંગ અંગનિપર ચલિ ગયો તહાં ઠઠકયો. ૧
સજલ શ્યામઘન વરણ નીલવ્હૈ ફિરિ ચિત્ત અનત ન ભટકયો.
કૃષ્ણદાસ કિયો પ્રાણ ન્યોછાવર યહ તન જગ શિર પટકયો. ૨

આ પદ વેશ્યાએ શ્રીનાથજીના આગળ નૃત્ય કરતાં ગાયું. ગાતાં ગાતાં જ્યારે પાછલી તુક આવી. ( કૃષ્ણદાસ કિયો પ્રાણન્યોછાવરિ યહ તન જગશિર પટકયો ) એટલું કહેતાં કહેતાંમાં તે વેશ્યાના પ્રાણ નીકળી ગયા. અને દિવ્ય શરીર ધારણ કરીને તે લીલામાં પ્રાપ્ત થઇ. વેશ્યાના સમાજી હતા તે સઘળા રોવા લાગ્યા. અમારો નિર્વાહ એનાથી હતો હવે અમે ખાઇશું શું ? કૃષ્ણદાસે કહ્યું તમે રોવો છો શા માટે ? નીચે ચાલો, હું તમને ખાવાનું અપાવું. તે સમાજવાળાએ વેશ્યાનું મુડદુ નીચે લાવી સંસ્કાર કર્યો. ત્યાર પછી તે સમાજીઓને કૃષ્ણદાસજીએ સો મુદ્રા આપીને વિદાય કર્યા. કૃષ્ણદાસજીએ પોતાના મનથી તે વેશ્યાને સમર્પી તેથી શ્રી નાથજીએ તેનો લીલામાં અંગિકાર કર્યો. પછી મંદિર શુદ્ધ કરાવી શ્રી ગુસાંઇજી નીચે પધાર્યા. તે વેશ્યા દૈવી જીવ હતી તેથી તેનું શરીર છોડાવી દિવ્ય શરીર કરીને શ્રી નાથજીએ લીલામાં અંગીકાર કરી. આપ શ્રી મહાપ્રભુજીની કાંનિથી તેમના સેવકની સમર્પેલી વસ્તુ શ્રીનાથજી આ પ્રમાણે અંગીકાર કરતા. ( કરે છે. )

❀ પ્રસંગ ૬ ઠ્ઠો. ❀ કૃષ્ણદાસ અધિકારીજીને એક ગંગા ક્ષત્રાણીની સાથે બહુજ સ્નેહ હતો. તે આપ શ્રી ગુસાંઇજીને ઠીક લાગતું નહિ. એક દિવસ શ્રી ગુસાંઇજી શ્રીનાથજીને રાજભોગ સમર્પતા હતા. તે વખતે તે સામગ્રી ઉપર ગંગા ક્ષત્રાણીની દૃષ્ટિ પડી. તોપણ શ્રી ગુસાંઇજીએ તે ભોગ સમર્પ્યો. પણ શ્રીનાથજી આપ રાજભોગ આરોગ્યા નહિ. આ વાત

શ્રી ગુસાંઇજીએ જાણી નહિ. પછી જ્યારે સમય થયો ત્યારે આરતિ કરી શ્રીજીને અનોસર કરી શ્રી ગુસાંઇજી આપ તો નીચે ઉતર્યા. ત્યાર પછી સઘળા સેવક ભીતરિયાએ તેને મહાપ્રસાદ જાણીને સઘળો પ્રસાદ લીધો. શ્રી ગુસાંઇજી પણ ભોજન કરીને પોઢયા. ત્યાર બાદ શ્રીનાથજીએ એક ભીતરિયાની પાસે જઇ લાત મારી જગાડ્યો. તેને કહ્યું હું ભૂખ્યો છું. તેણે કહ્યું મહારાજ આપને રાજભોગ તો શ્રી ગુસાંઇજીએ સમર્પ્યો હતો અને આપ ભૂખ્યા કેવી રીતે છો ? શ્રીનાથજીએ કહ્યું રાજભોગ ઉપર ગંગા ક્ષત્રાણીની દૃષ્ટિ પડી હતી તેથી હું રાજભોગ આરોગ્યો નથી. તે ભીતરિયો તરત ઉઠીને શ્રી ગુસાંઇજીની પાસે ગયો. તે વખતે પોતે ભોજન કરીને પોઢયા હતા. તે ભીતરિયાએ પોતાની શૈયાની પાસે જઇ શ્રી ગુસાંઇજીના ચરણ દબાવ્યા. આપ એકદમ જાગી ઉઠયા. જુએ છે તો શ્રીનાથજીનો ભીતરિયો ચરણ દાબી રહ્યો છે. પોતે તેને પૂછ્યું આ સમયે તું કેમ આવ્યો છે ? ભીતરિયાએ કહ્યું મહારાજ ! શ્રીનાથજી આજ ભુખ્યા રહ્યા છે. શ્રીનાથજીએ મને લાત મારીને સૂતાં જગાડ્યો છે. અને કહ્યું છે કે આજ હું ભુખ્યો છું. મેં વિનતી કરી મહારાજ આપને ભોગ તો શ્રી ગુસાંઇજીએ આજે સમર્પ્યો છે. પોતે કહ્યું રાજભોગમાં ગંગા ક્ષત્રાણીની દૃષ્ટિ પડી તેથી હું આરોગ્યો નથી. ભીતરિયાનાં એવાં વચન સાંભળીને તત્કાલ શ્રી ગુસાંઇજી સ્નાન કરીને ઉપર પધાર્યા. ભીતરિયા પણ સ્નાન કરીને તરત ઉપર આવ્યા. પોતે ભીતરિયાને કહ્યું ભાત અને વડી કરો કે જે તત્કાલ સિદ્ધ થાય. ભીતરિયાએ તુરત ભાત અને વડી સિદ્ધ કરી અને શ્રી ગુસાંઇજીએ શ્રીનાથજીને ભોગ સમર્પ્યો. પછી રસોઇઆ ભીતરિયા સઘળા સ્નાન કરી ઉપર આવ્યા. શ્રી ગુસાંઇજીએ આજ્ઞા કરી રાજભોગની સામગ્રી સઘળી ફરીથી સિદ્ધ કરો. મુખિયા, ભીતરિયા "જે આજ્ઞા" કરીને તરત સેવામાં ગયા. જ્યારે સઘળી સામગ્રી સિદ્ધ થઇ ત્યારે રાજભોગ–સેનભોગ બન્ને ભોગ એકી વખતે શ્રી ગુસાંઇજીએ સમર્પ્યો. સમય થયો ત્યારે ભોગ સરાવી શયન આરતિ કરી શ્રીનાથજીને પોઢાડ્યા. પછી સઘળો મહાપ્રસાદ નીચે લઇને આવ્યા. પહેલાં ભાત વડીનો ભોગ સમર્પ્યો હતો તે એક ડબરામાં ત્યાંનો ત્યાં રહી ગયો. રામદાસજી ભીતરિયાએ શ્રી ગુસાંઇજીને કહ્યું મહારાજ પ્રથમનો મહાપ્રસાદ ત્યાંનો ત્યાં રહી ગયો. શ્રી

ગુસાંઇજી પોતે પાછા ફરીને તે ડબરામાંથી મહાપ્રસાદ ઠલવાવી પાછા નીચે ઉતર્યા. તેમાંથી રંચક રંચક મહાપ્રસાદ સઘળા ભીતરિયાઓને બોલાવી વાંટી દીધો. ત્યાર પછી શ્રી ગુસાંઇજી આપ આરોગ્યા. વડી ભાતનો મહાપ્રસાદ અદ્દભુત અલૌકિક અતિ સુસ્વાદિષ્ટ થયો હતો, તેથી શ્રી ગુસાંઇજીએ પોતે બહુજ સરાહના કરી. કૃષ્ણદાસ અધિકારીજીએ પણ સરાહના કરી કે—મહારાજ, આપજ આરોગવાવાળા, અને આપજ કરવાવાળા, એટલે સામગ્રી ઉત્તમ કેમ ન થાય ? શ્રી ગુસાંઇજીએ હસીને કહ્યું આ તમારાં કરેલાં ભોગવીએ છીએ.

❋ **પ્રસંગ ૭ મો** ❋ શ્રી ગુસાંઇજીએ કૃષ્ણદાસ અધિકારીને કહ્યું આ તમારાં કરેલાં ભોગવીએ છીએ. આ વાતથી કૃષ્ણદાસજીને શ્રી ગુસાંઇજીના ઉપર ઘણું ખોટું લાગ્યું. તે દિવસથી તે શ્રી ગુસાંઇજીના ઉપર બહુજ ખુનસ કરવા લાગ્યા. એક દિવસ સેવા કરવા માટે શ્રી ગુસાંઇજી પર્વત ઉપર પધારતા હતા તે વખતે કૃષ્ણદાસે કહ્યું તમે પર્વત ઉપર ચઢશો નહિ. શ્રી ગુસાંઇજી ત્યાંથી પાછા ફર્યા. તે પરાસોલી આવી મનમાં વિચાર કર્યો. કૃષ્ણદાસ મને શું કરે એમ છે? પણ શ્રીનાથજીની ઇચ્છાજ એવી દેખાય છે તેથી શ્રીનાથજીની ઇચ્છા માનીને શ્રી ગુસાંઇજીએ કૃષ્ણદાસને કશું કહ્યું નહિ. અને પોતે *પરાસોલીમાં આવીને રહ્યા. ત્યાં ધ્વજાની સામે બેસીને આપ વિજ્ઞપ્તિ કરે. આ પહેલાં શ્રી ગુસાંઇજી ત્રણ દિવસ શ્રી ગોવર્દ્ધનમાં રહેતા અને ત્રણ દિવસ શ્રી ગોકુલમાં રહેતા. જ્યારથી કૃષ્ણદાસે દર્શનની મના કરી ત્યારથી ત્રણ દિવસ પરાસોલી અને ત્રણ દિવસ શ્રી ગોકુલ એ પ્રમાણે રહેવા લાગ્યા. જ્યારે આપ પરાસોલી પધારતા ત્યારે શ્રીનાથજીના મંદિરની એક નાની બારી કે જે પરાસોલી તરફ હતી તેની સામે બિરાજતા, ત્યાં શ્રીનાથજી તે ખિરકી (બારી) માં આવીને આપને દર્શન દેતા. શ્રીનાથજી બારીમાં જઇને શ્રી ગુસાંઇજીને દર્શન આપે છે એ વાત કૃષ્ણદાસ અધિકારીના જાણવામાં

* પરાસોલી એટલે હાલનું ચંદ્ર સરોવર. ત્યાં આગળ હાલ શ્રીગુસાંઇજીની બેઠક છે. કે જ્યાં આગળ બિરાજી પોતે વિજ્ઞપ્તી કરી હતી. આ સિવાય ચંદ્ર સરોવરમાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી, શ્રીગોકુલનાથજીની પણ બેઠકો છે. ને ત્યાં વૈષ્ણવથી ઝારી, ચરણ સ્પર્શ ભોગ ધરવાની સેવા થઇ શકે છે.

આવી એટલે મંદિરની બારી જે પરાસોલીની બાજુએ હતી તે બંધ કરાવરાવી. ત્યારથી આપ શ્રી ગુસાંઇજી પરાસોલી પધારીને ધ્વજાની સામે બેસીને શ્રીનાથજીને વિજ્ઞપ્તિ કર્યા કરે. જ્યારે જ્યારે પોતે શ્રી ગોકુલથી પરાસોલી આવે ત્યારે ત્યારે શ્રીનાથજીના ભીતરિયા રામદાસજી વગેરે સઘળા સેવક શ્રીનાથજીની રાજભોગની આરતિ થયા ઉપરાંત અનોસર કરીને શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા પરાસોલી આવતા. આપનાં દર્શન કરી, ચરણોદક લઇ પછી પોતાના મુકામે જઇ મહાપ્રસાદ લેતા. આ પણ કૃષ્ણદાસ અધિકારીને ઠીક લાગતું નહિ. પણ તે શું કરે? સેવકોની સાથે તો કંઇ ચાલે નહિ. સેવકોને જો કંઇ કહેતો તે સેવા છોડીને ચાલ્યા જાય એટલે સેવકો સાથે કંઈ બોલે નહિ. અને એ સેવકો શ્રી ગુસાંઇજીના હતા તેથી આપનાં દર્શન કર્યા વિના કેવી રીતે રહે? શ્રી ગુસાંઇજી વિજ્ઞપ્તિના જે શ્લોક કરે તે એક પત્રમાં લખીને રામદાસજી ભીતરિયાને આપતા અને કહેતા કે શ્રીનાથજીને આપજો. આ પત્ર જ્યારે શ્રીનાથજીની સેવામાં રામદાસજી જતા ત્યારે આપતા. તેનો પ્રત્યુત્તર શ્રીનાથજી લખીને રાજભોગની આરતિ ઉપરાંત રામદાસજીને આપી કહેતા કે આ પત્ર શ્રી ગુસાંઇજીને આપજો. પછી જ્યારે રામદાસજી શ્રી ગુસાંઇજીનાં દર્શન કરવા પરાસોલી આવતા ત્યારે શ્રી ગુસાંઇજીને તે પત્ર આપતા. શ્રી ગુસાંઇજી તે પત્ર વાંચીને તરત પત્રને જળમાં ઘોળી નાંખીને પી જતા. એ પ્રમાણે છ મહિના વીત્યા, પણ શ્રી ગુસાંઇજીએ કૃષ્ણદાસજીને શ્રીનાથજીના અધિકારી અને શ્રી મહાપ્રભુજીના સેવક જાણીને કંઇ કહ્યું નહિ. પણ પોતાને શ્રીનાથજીના વિરહનો ખેદ મનમાં બહુજ રહ્યા કરે. પછી એક દિવસે રાજા બીરબલ શ્રી ગોકુળ આવવા નીકળ્યા તે દિવસે શ્રી ગુસાંઇજી પોતે પરાસોલીમાં હતા. પણ તેમના મોટા પુત્ર શ્રી ગિરિધરજી ઘેર હતા. રાજા બીરબલે શ્રી ગોકુલમાં માણસ મોકલી ખબર મંગાવી ત્યારે પોરીઆએ કહ્યું આપ તો પરાસોલી બીરાજે છે. પણ શ્રી ગિરિધરજી ઘેર છે. આ સમાચાર નોકરે રાજા બિરબલને જણાવ્યા. રાજા બિરબલ શ્રી ગિરિધરજીનાં દર્શન કરવા શ્રી ગોકુલ આવ્યા. શ્રી ગિરિધરજીએ તેમનું સન્માન કર્યું. બીરબલ રાજાએ શ્રી ગુસાંઇજીના કુશળ સમાચાર પૂછયા. શ્રી ગિરિધરજીએ કહ્યું રાજાજી શ્રીજીના અધિકારી કૃષ્ણદાસ કાકાજીને દર્શન કરવા

દેતા નથી. તેથી કાકાજીને બહુજ ખેદ થાય છે. તેથી પોતે પરાસોલીમાં જઇને ધ્વજાનાં દર્શન કરે છે. બીરબલ રાજાએ શ્રી ગિરિધરજીને કહ્યું મહારાજ, હમણાંજ કૃષ્ણદાસને કઢાવું છું આપ ચિંતા કરશો નહિ. એમ કહીને બીરબલ રાજા શ્રી ગિરિધરજીથી વિદાય થઇને મથુરાં આવ્યા. ત્યાંની ફોજદારી બીરબલ રાજાની હતી. તેથી બીરબલ મથુરાં ગયા. શ્રી ગુસાંઇજી પરાસોલીથી શ્રી ગોકુલ આવ્યા. ત્યાર પછી બીરબલે મથુરાંથી પાંચસો માણસ શ્રી ગોવર્દ્ધન મોકલ્યા. અને તેમને કહ્યું તમે જઇને કૃષ્ણદાસ અધિકારીને પકડી લાવો. તે માણસો બીરબલની આજ્ઞાથી શ્રી ગોવર્દ્ધન આવી. કૃષ્ણદાસને પકડી મથુરાં લાવ્યા. બીરબલ રાજાએ કૃષ્ણદાસને બંદીખાનામાં મોકલી દીધા. શ્રી ગોકુલમાં શ્રી ગિરિધરજીને આ વાતની ખબર પડતાંજ તેમણે જઇ શ્રી ગુસાંઇજીને કહ્યું કાકાજી, કૃષ્ણદાસ અધિકારીને બીરબલ રાજાએ બંદીખાનામાં મોકલ્યા છે. આપ શ્રી ગુસાંઇજી તો પરમદયાળ છે. આ વાત સાંભળતાંજ પોતે તરત બોલી ઉઠ્યા. હાય! હાય! શ્રી મહાપ્રભુજીના સેવકને આટલું બધું કષ્ટ! પોતે શ્રી ગિરિધરજીને કહ્યું તમે બીરબલ રાજાને કહ્યું હશે? શ્રી ગિરિધરજીએ વિનંતી કરી બીરબલ રાજા અહીંઆં આવ્યા હતા. તેમણે આપના કુશળ સમાચાર પૂછ્યા. મેં તેમને સહજ કહ્યું કે કૃષ્ણદાસ અધિકારીએ કાકાજીને શ્રીનાથજીનાં દર્શન બંધ કરાવરાવ્યાં છે. તેથી આપને બહુજ ખેદ થાય છે. તેથી પોતે પરાસોલી શ્રીનાથજીની ધ્વજાનાં દર્શન કરવા પધાર્યા છે. શ્રી ગુસાંઇજીએ કહ્યું જ્યારે કૃષ્ણદાસજી પાછા આવશે ત્યારેજ હું ભોજન કરીશ. આથી શ્રી ગિરિધરજીએ તરત ઘોડો મંગાવી તેના ઉપર સ્વાર થઇ મથુરાં પધાર્યા. આવીને તરતજ બીરબલને મળ્યા અને આજ્ઞા કરી કે—શ્રી ગુસાંઇજી શ્રી ગોકુલ પધાર્યા છે અને કહે છે કે—જ્યારે કૃષ્ણદાસ કેદમાંથી છૂટીને આવશે ત્યારેજ હું ભોજન કરીશ. આથી બીરબલે કૃષ્ણદાસને બંદીખાનામાંથી બોલાવી શ્રી ગિરિધરજીને સોંપી દીધા. શ્રી ગિરિધરજી તેમને પોતાની સાથે લઇને શ્રીગોકુલ આવ્યા. શ્રી ગુસાંઇજીએ હલકારા દ્વારા સાંભળ્યું કે શ્રી ગિરિધરજી કૃષ્ણદાસને સાથે લઇને આવે છે, ત્યારે શ્રી ગુસાંઇજી તેમને લેવા માટે સામા પધાર્યા. પોતે શ્રી ઠકુરાણીઘાટે પહોચ્યા. અને આ બાજુથી શ્રી

ગિરિધર સહિત કૃષ્ણદાસજી આવ્યા. કૃષ્ણદાસજીએ શ્રી ગુસાંઇજીને દેખતાંજ સાષ્ટાંગ દંડવત્ કર્યાં. પછી ઊઠીને એક નવું પદ બનાવીને ગાયું તે પદ.

પદ ૪ થું. રાગ કાન્હરો.

શ્રી વિઠ્ઠલેશજૂકે ચરણનકી બલિ;
હમસેં પતિત ઉદ્ધારણ કારણ પરમકૃપાળ આપુન આયે ચલિ. ૧
ઉજ્વલ અરૂણ દયારંગ રંજિત, દશનખચંદ્ર વિહરત મન નિર્દલી;
શુભકર સુખકર શોભન પાવન, ભક્ત મુદિત લાલિત કર અંજુલિ. ૨
અતિશય મૃદુલ સુગંધ સુશીતલ, પરસત ત્રિવિધ તાપ ટારત અલિ;
ભજ કૃષ્ણદાસ વાર એક શિર ધરિ, તેરો કહા કરેગો રિપુ કલિ. ૩

આ પદ બનાવીને શ્રી ગુસાંઇજીના આગળ ગાયું. પછી શ્રી ગુસાંઇજી કૃષ્ણદાસજીને શ્રી યમુના સ્નાન કરાવી પોતાને ઘેર લઈ ગયા. પોતે કૃષ્ણદાસને કહ્યું ઊઠો, ભોજન કરો. કૃષ્ણદાસે કહ્યું મહારાજ, આપ ભોજન કરો. પછી હું આપની જુઠન લઇશ. શ્રી ગુસાંઇજી ભોજન કરવા પધાર્યા. તે વખતે કૃષ્ણદાસે એક નવું પદ કરીને ગાયું તે પદ.

પદ ૫ મું. રાગ કાન્હરો.

તાહીકો શિર નાઇયે જો શ્રી વલ્લભસુત પદરજ રતિ હોય;
કીજે કહા આન ઊંચે પદ, તિનસોં કહા સગાઇ મોય. ૧
સારાસાર વિચારમતો કરી, શ્રુતિ વિચ ગોધન લિયો નિચોય;
તહાં નવનીત પ્રકટ પુરૂષોત્તમ, સહજહીં ગોરસ લીયો વિલોય. ૨
જાકે મનમેં ઊંચ ભરમાહે, શ્રીવિઠ્ઠલ અરૂ શ્રીગિરિધર દોય;
તાકો સંગ વિષમ વિષ હુતેં, ભૂલહુ ચતુર કરો જિન કોય. ૩
તેજ પ્રતાપ દેખી આપને ચક્ષુ, ચરમસાર જો ભિદેન તોય;
કૃષ્ણદાસ સુરતેં અસુરભયે, અસુરતેં સુરભયે ચરનન છોય. ૪

આ પદ સાંભળીને શ્રી ગુસાંઇજી પોતે બહુજ પ્રસન્ન થયા. પછી ભોજન કરી બહાર પધાર્યા. કૃષ્ણદાસજીને અંદર મોકલ્યા. શ્રી ગિરિધરજીએ તેમને શ્રી ગુસાંઇજીની જુઠનની પાતર ધરી દીધી. કૃષ્ણદાસજી પ્રસાદ લઇ હાથ ધોઈ બહાર આવ્યા ત્યારે શ્રી ગુસાંઇજીએ તેમને બે બીડાં આપ્યાં પછી રાત્રિએ કૃષ્ણદાસજી ત્યાંજ રહ્યા. પછી જ્યારે પાછલી રાત્રિ

બે ઘડી રહી ત્યારે આપ (શ્રી ગુસાંઇજી) ઊઠયા, દેહકૃત્ય કરી સ્નાન કર્યું. ત્યાર પછી શ્રી નવનીત પ્રિયાજીને મંગળા કરી, દર્શન કરી બહાર આવ્યા. શ્રીનાથદ્વાર પધારવાની તૈયારી કરી. બે ઘોડા મંગાવ્યા. એક ઘોડા ઉપર શ્રી ગુસાંઇજી સ્વાર થયા. અને બીજા ઘોડા ઉપર કૃષ્ણદાસને બેસાડયા. પછી શ્રી ગોકુલથી ચાલ્યા. શ્રી ગિરિરાજમાં શ્રીનાથદ્વાર સવા પ્રહર દિવસ ચઢયો એટલામાં આવી પહોંચ્યા તે વખતે શ્રીનાથજીને રાજભોગ આવ્યો હતો, તેથી શ્રી ગુસાંઇજી તત્કાલ સ્નાન કરી ઉપર પધાર્યા. તેના પહેલાં પરાસોલીથી શ્રીનાથજીને વિજ્ઞપ્તિ પત્રો લખી મોકલેલા. તેનો પ્રત્યુત્તર જે આવતો તે, તેજ વખતે જલમાં ઘોળીને પી જતા. પણ છેલ્લા દિવસની વિજ્ઞપ્તિનો પ્રત્યુત્તરનો પત્ર (શ્રીનાથજીના હસ્તાક્ષરનો) શ્રી ગુસાંઇજીએ રાખ્યો હતો. તે વખતે તે પત્ર પોતે સાથે લઇને પધાર્યા હતા. શ્રીનાથજીને 'રાજભોગ આવ્યો હતો. તે સમય થયો એટલે સરાવવાને ભીતર પધાર્યા તે વખતે શ્રી ગુસાંઇજી ઘણીજ આતુરતાથી ભીતર પધાર્યા. પોતાને જોઇને શ્રીનાથજી અતિ પ્રસન્ન થયા. અને પૂછ્યું क्यों नीकेहो. પોતે કહ્યું जो आपको देखे सोइ दिन नीको. પછી પરસ્પર આપ બન્ને હસ્યા. પછી શ્રીનાથજીને અચવન કરાવી ભોગ સરાવ્યો. પછી જે પત્ર પોતાની સાથે લાવ્યા હતા તે ગોલખમાં ઝાંપીજીમાં ધર્યો. પછી રાજભોગનાં દર્શન થયાં ત્યાર પછી શ્રી ગુસાંઇજી રાજભોગની આરતિ કરી શ્રીજીને અનોસર કરી નીચે ઊતર્યા. પોતે પોતાને ઘેર રસોઇ કરી ભોગ સમર્પી ભોજન કરી આપ પોઢયા. ઉત્થાપનના સમય પહેલાં બે ઘડી ઊઠયા. જ્યારે ઉત્થાપનનો સમય થયો ત્યારે સ્નાન કરી ઉપર પધાર્યા, શંખનાદ કરાવ્યો. શ્રીનાથજીના ઉત્થાપન થયા પછી સેન આરતિ ઉપરાંત જ્યારે સઘળા દર્શન કરીને ગયા ત્યારે પોતે કૃષ્ણદાસને બોલાવી શ્રીનાથજીની સન્નિધાન કહ્યું. " કૃષ્ણદાસજી—જે અધિકાર તમે પહેલાં કરતા હતા તે ફરીથી કરો. અને શ્રી નાથજીની સેવા બહુ સારી રીતે કરજો. " કૃષ્ણદાસે તેજ વખતે શ્રીનાથજીની સંન્નિધાન એક પદ કરીને ગાયું તે પદ.

પદ ૬ ઠું. રાગ કાન્હરો.

પરમકૃપાલુ શ્રી વલ્લભનંદન કરત કૃપા નિજ હાથ દે માથેં;  
જે જન શરણ આયે અનુસરહી ગ્રહિ સોંપત શ્રી ગોવર્દ્ધનનાથે. ૧

પરમ ઉદાર ચતુર ચિંતામણિ રાખત ભવ ધારાતેં સાથે;
ભજ કૃષ્ણદાસ કાજ સબ સરહીં જો જાને શ્રી વિઠ્ઠલનાથે. ૨

આ પદ ગાઇને વિનંતી કરી કે મહારાજ મારો અપરાધ ક્ષમા કરો. શ્રી ગુસાંઇજીએ કહ્યું તમારો અપરાધ શ્રીનાથજી ક્ષમા કરશે. ત્યાર પછી કૃષ્ણદાસને વિદાય કર્યા. પછી શ્રીનાથજીને પોઢાવી શ્રી ગુસાંઇજી નીચે ઉતર્યા. આપ તો પરમ દયાળુ છે તેથી કૃષ્ણદાસની કૃતિ કંઇ મનમાં આણી નહિ. પિતૃચરણ શ્રી મહાપ્રભુજીના સેવક જાણીને તેમના ઉપર અનુગ્રહજ કર્યો ત્યાર પછી શ્રી ગુસાંઇજી ત્યાં બીજા બે દિવસ વધારે રહ્યા. ત્યારથી કૃષ્ણદાસ પછીથી પહેલાંની માફક શ્રી નાથજીનો અધિકાર કરવા લાગ્યા.

❀ પ્રસંગ ૮ મો ❀ શ્રી ગુસાંઇજીની આજ્ઞાથી કૃષ્ણદાસજી ફરીથી અધિકાર કરવા લાગ્યા. તે ઘણા વર્ષ સુધી શ્રીનાથજીના અધિકારની સેવા ઘણીજ સારી રીતે કરી. એક વૈષ્ણવ શ્રીજીનાં દર્શન કરવા આવ્યા હતા. તેમણે કૃષ્ણદાસને કહ્યું અધિકારિજી મારે અહીંઆં એક કૂવો બનાવવાની ઇચ્છા છે, પણ મારે તો દેશમાં જવાનું છે તેથી હું આપને રૂપીઆ આપું તો કેમ ? તમે કુવો કરાવશો ? કૃષ્ણદાસજીએ કહ્યું બહુ સારૂ. તે વૈષ્ણવ ત્રણસો રૂપીઆ આપીને પોતાને દેશ ગયા. કૃષ્ણદાસજીએ તે રૂપીઆમાંથી એકસો રૂપીઆ જુદા કાઢીને એક માટીના ઘડામાં ભરીને બાગમાં એક આંબાના વૃક્ષ નીચે દાટયા. એવા હેતુથી કે બસો રૂપીઆ ખર્ચાઇ જશે ત્યારે આ સો રૂપીઆ બહાર કાઢીશ. પછી સુંદર મુહુર્ત જોઇને રૂદ્રકુંડ ઉપર એક કૂવો ખોદાવ્યો. કેટલાક દિવસમાં કુવો મથાળા વિના પાકો બાંધીને તૈયાર કરાવવામાં આવ્યો. એટલામાં બસો રૂપીઆ ખર્ચાઇ ગયા. જ્યારે મથાળુ બંધાવવાનું બાકી રહ્યું ત્યારે કૃષ્ણદાસજી એક દિવસ શ્રી ગોવર્દ્ધનનાથજીનાં ઉત્થાપનનાં દર્શન કરીને કુવો જોવા ગયા. હાથમાં આસા ( લાકડીનો ટેકો ) હતો. તે આસાનો ટેકો રાખીને કુવા ઉપર ઉભા રહ્યા. અને અંદર જોવા લાગ્યા. હાથમાંથી આસા ખસીગયો તેથી કૃષ્ણદાસજી કુવામાં જઈ પડ્યા. પાસેના માણસોએ બૂમ પાડી કે કૃષ્ણદાસજી કુવામાં પડ્યા. ઘણા માણસો દોડી આવ્યા. તેમાંથી બે માણસો કુવામાં ઉતર્યા. તેમણે બહુ શોધ કરી પણ

કૃષ્ણદાસજીનું શરીર કુવામાંથી ન મળ્યું. સઘળાઓએ કહ્યું આ શો ચમત્કાર થયો. તે વખતે શ્રી ગુસાંઇજી પણ શ્રી ગિરિરાજ પધાર્યા હતા. ત્યાં આગળ આવીને તરતજ એક માણસે સમાચાર કહ્યા ત્યારે રામદાસજી ભીતરિયાએ કહ્યું ( अधो गच्छन्ति तामसाः ) તામસપ્રકૃતિના જીવો હલકી કોટિમાં જાય છે. ત્યારે શ્રી ગુસાંઇજીએ કહ્યું રામદાસજી એવું ના કહો. કૃષ્ણદાસજી કુવામાં પડ્યા અને તેમનું શરીર મળ્યું નહિ. તેનું કારણ એ છે કે કૃષ્ણદાસજીમાં જે અલૌકિક જીવ હતો તે તો શ્રીનાથજીની લીલામાં પ્રાપ્ત થયો. અને તેમનો લૌકિક જીવ અને શરીર જેમણે અમારી અવજ્ઞા કરી તે લૌકિક જીવ અને શરીર બન્નેને પોતાના ભોગ ભોગવવાનાં છે તે કેટલાક દિવસ ભોગવ્યા પછી મુક્ત થશે. ત્યાર પછી તરતજ કૃષ્ણદાસજીની પ્રેત યોની થઇને પૂછરીની પાસે એક પીપરનું ઝાડ હતું, તેના ઉપર તે રહેવા લાગ્યા શ્રી ગુસાંઇજીની અવજ્ઞાથી કૃષ્ણદાસજીના શરીરની આવી ગતિ થઇ.

(સાર.) શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના પરમ કૃપાપાત્ર સેવક, મહાનુભાવી ભગવદીયના શરીરની પણ જ્યારે શ્રી ગુસાંઇજીની અવજ્ઞાથી આ સ્થિતિ થઈ ત્યારે હાલના કહેવાતા વૈષ્ણવો શ્રી ગુસાંઇજીની અને તદ્રૂપ તેમના બાળકોની અવજ્ઞા કરે ત્યારે શી સ્થિતિ થાય ? તે આ પ્રસંગમાંથી ખાસ સમજવા જેવું છે.માટે કોઇ પણ વખતે તનથી યા તો મનથી પણ શ્રીગુસાંઇજીના બાળકોની ભુલે ચુકે કદી પણ અવજ્ઞા કરવી નહિ “ स्ववंशे स्थापिताशेष स्वमाहात्म्यं स्मयापह ” એ વાકય સ્મરણમાં રાખવું.

❀ प्रसंग ९ मो. ❀ એક સમયે શ્રીનાથજીની એક ભેંસ ખોવાઇ ગઇ હતી. તે ભેંસને ખોળવા માટે ગોપીનાથદાસ ગ્વાલ તથા બીજા ચાર પાંચ ગ્વાલ પૂછરીની પાસે ગયા. ત્યાં આગળ ભેંસ તો મળી. પણ આવતાં શ્રીનાથજીને પૂછરીની પાસે ખેલતા જોયા અને પીપરના ઝાડ ઉપર કૃષ્ણદાસ પ્રેત થઇને બેઠા છે. તેમને પણ જોયા કૃષ્ણદાસે ગોપીનાથ ગ્વાલને બોલાવીને કહ્યું ભાઈ તમે મારી વિનંતી શ્રી ગુસાંઇજીને કરજો કે “ કૃપાનાથ હું આપનો અપરાધી છું તેથી મારી આ અવસ્થા થઇ છે. જો કે હું શ્રીનાથજીની પાસે છું તો પણ મારી ગતિ થતી નથી. તેથી આપ કૃપા કરી મારો અપરાધ ક્ષમા કરો તો મારી ગતિ થાય. અને બાગમાં આંબાનું ઝાડ છે તેની

નીચે એક માટીના ઘડામાં એકસો મુદ્રા દાટી છે તે કાઢીને કુવાનું મથાળું બંધાવવાનું બાકી છે તે પૂરૂં કરાવો તો હું તે વૈષ્ણવના ઋણમાંથી છૂટું? ગોપીનાથગ્વાલે તેમને શાન્તિ આપી. પછી ગોવર્દ્ધન આવીને સઘળી વાત શ્રીગુસાંઇજીને કહી. શ્રી ગુસાંઇજીએ તે આંબાના ઝાડ નીચેથી સો રૂપીઆ કઢાવીને રૂદ્રકુંડ ઉપરના કુવાનું મથાળું બંધાવ્યું. આથી કૃષ્ણદાસ કૂવા બનાવનાર વૈષ્ણવના ઋણમાંથી છુટયા. પણ તે પ્રેત યોનીમાંથી મુક્ત થયા નહિ. કૃષ્ણદાસને પ્રેત યોનીમાં પણ શ્રીનાથજી દર્શન દેતા. તેનું કારણ એ હતું કે કૃષ્ણદાસજીએ પ્રથમ પરમ કૃપાલ શ્રી વલ્લભ નંદન તે પદની તુકમાં કહ્યું છે કે ( जे जन शरण आय अनुसरही गहि सोंपत श्री गोवर्द्धननाथे ) એજ પ્રમાણે શ્રી ગુસાંઇજીએ કૃષ્ણદાસને પાછા સોંપ્યા અને અધિકાર કરવાની આજ્ઞા કરી. તે બાંહ્ય ગ્રહ્યાની લાજ જાણીને શ્રીનાથજી તેમને દર્શન દેતા. અને દૂરથી વાતો કરતા પણ ઉદ્ધાર કરતા નહિ. કારણ કે જોગે જેનો અપરાધ કર્યો હોય તેજ ક્ષમા કરે તોજ મુક્ત થાય. તેમજ કૃષ્ણદાસની ઉત્તર ક્રિયા પણ વેદ વિહિત કર્મથી થઇ નહોતી. વેદમાં ભગવદ્ આજ્ઞા છે કે વેદ વિહિત કર્મથી ઉત્તર ક્રિયા વિના મુક્તિ મળે નહિ. ( થાય નહિ. ) તેથી પોતાનીજ આજ્ઞા પોતે શ્રીનાથજી કેવી રીતે ઉલ્લંઘન કરે. પણ શ્રીગુસાંઇજીના વચનથી શ્રીનાથજીએ કૃષ્ણદાસનો અપરાધ ક્ષમા કર્યો. જેથી પ્રેત યોનીમાં પણ દૂરથી દર્શન દઇ તેમની સાથે બોલતા. પણ સ્પર્શ કરતા નહિ. સ્પર્શ થાય તો તો ઉદ્ધારજ થાય. એક દિવસે પ્રેત કૃષ્ણદાસજીએ શ્રીનાથજીને વિનંતી કરી કે મહારાજ, આપ મને દર્શન આપો છો, મારી સાથે બોલો છો, પણ મારો ઉદ્ધાર કેમ કરતા નથી? શ્રીનાથજીએ કહ્યું હું તને દર્શન દઉં છું અને તારી સાથે બોલુ છું. તે કેવળ શ્રી ગુસાંઇજીના વચનથી, બાંહ્ય ગ્રહ્યાની લાજના માટે; નહિ તો પ્રેત યોનીમાં તને દર્શન પણ ન આપત, અને તારી સાથે બોલત પણ નહિ. તારો ઉદ્ધાર તો શ્રી ગુસાંઇજીના હાથ છે. તેં શ્રી ગુસાંઇજીનો અપરાધ કર્યો છે તેથી જો શ્રી ગુસાંઇજી કૃપા કરીને તારા ઉર્ધ્વ દેહની ક્રિયા કરાવરાવે તો તારો ઉદ્ધાર થાય. કારણ ક્રિયા કર્મ તો મુખ્ય છે તેથી તેતો અવશ્ય થવી જોઇએ. શ્રી ગુસાંઇજી પરમ દયાળુ છે કૃષ્ણદાસ બહુ દિવસથી દુઃખી થાય છે. હવે તો તેનો ઉદ્ધાર થાય તો સારૂં એમ જાણીને

શ્રી ગુસાંઈજી મથુરાં પધારી શ્રી યમુના કિનારે ધ્રુવઘાટ ઉપર આવી તિર્થોપાધ્યાય દ્વારા કૃષ્ણદાસની ઉત્તર ક્રિયા વિગેરે કર્મ કરાવી તેનો ઉદ્ધાર કર્યો. કૃષ્ણદાસજીનું દિવ્ય શરીર થઇને લીલામાં પ્રાપ્ત થયું. શ્રી ગુસાંઈજી તેમની સરાહના કરતા કે કૃષ્ણદાસજીએ ત્રણ વસ્તુ બહુ સારી કરી. તેમાં એક તો તેમણે જેવો શ્રીનાથજીનો અધિકાર કર્યો છે તેવો ફરીથી કોઇ બીજો કરશે નહિ, તેમણે જે કીર્તન કર્યા છે તે પણ અતિ અદ્ભુત બનાવ્યાં છે, ત્રીજું શ્રીમહાપ્રભુજીના સેવક થઇને જેવી સેવા તેમણે કરી તેવી સેવા પણ બીજો કોઇ કરી શકશે નહિ. કૃષ્ણદાસજી અધિકારી એવા પરમ કૃપાપાત્ર ભગવદીય હતા. જેથી હાલ પણ જે શ્રીનાથજીના અધિકારી બને છે તેમનું નામ પણ કૃષ્ણદાસ રાખવામાં આવે છે. એવી તેમની અનિર્વચનીય વાર્તા છે. તે કેટલીક લખીએ ॥ વૈષ્ણવ ૮૪. સખા ૪ થા. ॥

(સાર.) શ્રીનાથજીનો અપરાધ શ્રી ગુસાંઇજી ક્ષમા કરાવી શકયા પણ શ્રી ગુસાંઇજીનો અપરાધ શ્રીનાથજી ક્ષમા ન કરી શકયા. શ્રીઠાકુરજીનો અપરાધ ગુરૂ માફ કરાવી શકે પણ ગુરૂનો અપરાધ શ્રીઠાકુરજી માફ નથી કરી શકતા એ ચાલતી આવેલી પ્રણાલિકાને શ્રીનાથજીએ તોડી નથી.

વૈદિક કર્મો કરવાની પોતે કેટલી બધી આવશ્યક્તા બતાવી છે. કૃષ્ણદાસ જેવા મહાનુભાવી કૃપાપાત્રના દેહને પણ વૈદિક ક્રિયા ખાસ કરાવ્યા પછીજ પ્રેત યોનીમાંથી છોડાવી લીલામાં અંગિકાર કર્યો છે.

---

ઇતિશ્રી આચાર્યજી મહાપ્રભુજીના પરમ કૃપાપાત્ર ભગવદીય

## ૮૪ વૈષ્ણવની વાર્તા સમાપ્ત.

વૈષ્ણવ સંપ્રદાયનાં સઘળાં પુસ્તકો અમારે ત્યાંથી મળશે.

છપાય છે ! છપાય છે !

( શ્રી ગોકુલેશજીના ઘરના સેવકોને ખાસ વધામણી. )

( શ્રીમદ્વિઠ્ઠલનાથજીના ચતુર્થલાલજી—માળા પ્રસંગવાળા. )

# શ્રી ગોકુલેશજીનું જીવન ચરિત્ર.

આ શ્રીગોકુલેશજીએ માલા તિલકનો વિજયધ્વજ ફરકાવવા માટે જહાંગીર પાદશાહ સામે ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરી પોતાની અડગ ટેક ટકાવી રાખી હતી. તે સર્વ કોઇ વૈષ્ણવના જાણવામાં છે. હાલમાં અમોએ ૩૦૦ વર્ષનાં પ્રાચિન હસ્ત લીખીત પુસ્તકોમાંથી આ શ્રી ગોકુલેશજીનું જીવન ચરિત્ર બે ભાગમાં છપાવવું શરૂ કર્યું છે.

શ્રીગોકુલેશજીએ ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરવા જહાંગીર પાદશાહ સામે કાશ્મીરના પરદેશમાં જઇ મહાન્ પરિશ્રમ ને અત્યન્તકષ્ટ સહન કરી માળા તિલકનો વિજયધ્વજ ફરકાવ્યો હતો. જો આપણે ટુંકામાં માળા પ્રસંગ કહીએ છીએ તેનું સવિસ્તર વૃત્તાન્ત આપ્યું છે.

આ ગ્રન્થ અમોએ શ્રી ગોકુલેશ પ્રભુની સૃષ્ટિનાં ઘણાં ગામોમાં ફરી પ્રાચીન હસ્ત લીખીત પુસ્તકો મેળવી મહાન્ પરિશ્રમે તૈયાર કર્યો છે. તો આશા છે કે ગ્રાહકના લીસ્ટમાં આપનું નામ નોંધાવી આભારી કરશોજી. આ ગ્રન્થમાં શ્રી ગોકુલેશજીના બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થાના એમ ત્રણ સુશોભિત ફોટાઓ પણ આપ્યા છે. અગાઉ થનાર ગ્રાહક પાસેથી ચાર આના ઓછા લેવાશે. આ ગ્રન્થના બન્ને ભાગ ભેગા, જાડા ચીકણા કાગળમાં, સુંદર છપાઇ, મજબુત છાંટનું પાકું પુઠું, તથા ત્રણ ફોટા સાથેના થશે આટલું છતાં કીંમત ફક્ત. રૂ. ૨—૦—૦ બે રૂપીઆ. રાખી છે.

◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇◆◇

# શ્રી ગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ.

શ્રીગુસાંઇજીના ચતુર્થલાલજી આ શ્રીગોકુલેશજીએ ભૂતળ ઉપર પધારી પોતાના ૭૦ વર્ષની વૃદ્ધવયે જહાંગીર પાદશાહ સામે ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરી, માલા તિલક અને ધર્મની અડગ ટેક ટકાવી સમસ્ત પુષ્ટિમાર્ગ ઉપર મહત્ ઉપકાર કર્યો છે. તેમના નામથી ભાગ્યેજ કોઇ પણ વૈષ્ણવ અજ્ઞાત્ હશે ! અમોએ આ શ્રી ગોકુલેશજીના પ્રાગટયની વધાઇ તથા ધોળપદનો મહાન્ સંગ્રહ ૩૦૦ વર્ષનાં પ્રાચિન પુસ્તકોમાંથી સતત્ પ્રયત્ને એકત્ર કરી છપાવી બહાર પાડયો છે. આ ગ્રન્થમાં લગભગ ૭૦૦ ધોળપદનો સંગ્રહ, તેમજ તેની અંદર શ્રીગોકુલેશજી, શ્રીકન્હૈયાલાલજી, શ્રીવલ્લભલાલજીનો એમ ૩ ફોટા તથા તેમની વંશાવળી પણ આપી છે. છતાં કીંમત ફક્ત રૂ. ૧—૦—૦ એક રૂપીઓ રાખી છે.

### વૈષ્ણવોપયોગી પુસ્તકોનું સુચીપત્ર મંગાવો.

---

# શ્રી રાધાકૃષ્ણ તત્વ ( બંગાળી ઉપરથી ગુજરાતીમાં અનુવાદ. )

**પ્રસિદ્ધ કર્ત્તા. રા. બ. રણછોડદાસ વૃન્દાવનદાસ પટવારી.**

બી. એ. એલ, એલ, બી. ( દીવાન સાહેબ—ગોંડલ. )

આ પુસ્તકમાં શ્રીરાધાકૃષ્ણના યુગલ સ્વરૂપની વિમલ શોભાનું દિગ્દર્શન કરાવ્યું છે. **कृष्णस्तु भगवान् स्वयम् ॥** એ વાક્યનું સમર્થ પ્રતિપાદન કર્યું છે. વૃન્દાવનચંદ્ર શ્રી કૃષ્ણજ પૂર્ણાવતાર છે તેવું અનેક શાસ્ત્રો ને પુરાણોથી સાબિત કરી આપ્યું જ વળી આ ગ્રન્થના પાને પાને શ્રીરાધાકૃષ્ણનું નામ હોવાથી તે સમસ્ત વૈષ્ણવ વર્ગને ઘણુંજ ઉપયોગી છે. જેથી અમારી વિનંતીથી ઉક્ત પટવારીશ્રીએ વૈષ્ણવ બન્ધુઓના વાંચનના લાભની ખાતર તેની મુળ કીંમત ઘટાડી હાલ ફક્ત ૦–૧૨–૦ બાર આનાજ રાખ્યા છે.

---

# શ્રી બ્રહ્મસંબંધ કાવ્યમ્.

આ ગ્રન્થમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીએ ઉપદેશેલો "બ્રહ્મસંબંધ" મંત્ર કે જે ૮૪ અક્ષરનો છે. તેને અનુસરતા ૮૪ શ્લોકથી વર્ણન કરવામાં આવ્યું છે. તેમજ બ્રહ્મસંબંધ વિષે થતા આક્ષેપોનો સપ્રમાણ પ્રત્યુત્તર ગુરૂ શિષ્યના સંવાદ રૂપે ઘણુંજ અસરકારક રીતે આપેલો છે. તેમજ "શ્રીસિદ્ધાન્ત રહસ્ય ગ્રન્થ" તથા "સિદ્ધાન્ત રહસ્યનું ધોળ" પરાંત શ્રીમદ્વલ્લભાચાર્યજીનો સુંદર ફોટો પણ આપ્યો છે. કીં. ૦–૬–૦

---

# વૈષ્ણવોના નિત્ય નિયમના પાઠ તથા ધોળ.

આ પુસ્તકમાં શ્રીવલ્લભાખ્યાન, મુળ પુરૂષ, શ્રીયમુનાષ્ટક, ૪૦ પદ, ધોળ, ષોડશ ગ્રન્થો શ્રી સર્વોત્તમ પાઠ, ધોળ, શ્રીનવરત્ન ધોળ, શ્રીગોપીગીત વગેરે આપવામાં આવ્યું છે. આ પુસ્તક એટલું બધું ઉપયોગી નિવડ્યું છે કે તેની ૪૦૦૦ નકલો ખપી ગઈ છે છતાં કીમત માત્ર ૦–૨–૦ બે આનાજ રાખી છે.

---

# ( શ્રી ગોકુલનાથજી કૃત. ) વચનામૃત.

આ પુસ્તકમાં શ્રી ગોકુલનાથજીકૃત ૨૪ વચનામૃત તથા તેમના ૭૮ ભગવદીયનું ( અપ્રગટિત ધોળ ) તેમના કરેલા ૮૪ વૈષ્ણવની નામાવલીના શ્લોક (અપ્રગટિત) ૮૪ વૈષ્ણવનું ધોળ, ગોવર્દ્ધનવાસી, નિત્ય લીલા મોટી વગેરે આપ્યું છે. ભગવદ્વાર્તામાં વાંચવા માટે ખાસ ઉપયોગનું છે. કીં. ૦–૨–૦ બે આના.

**લલ્લુભાઇ છગનલાલ દેસાઇ.**

ચંગપોળ, ખતરીપોળ–અમદાવાદ.

## ॥ अथ श्री चोराशी वैष्णवन चोखरा ॥

### રાગ બીલાવલ.

શ્રી દામોદરદાસ હરસાની, પ્રાણપતી પદરજ રતી માની;
તન મન પ્રાણ સમર્પણ કીના, નીજ પ્રભુ સત્ય અનન્ય વ્રત લીના.
(છંદ) લીના અનન્ય વ્રત નાથ નીત્ય સંગ, અથ જગકે ત્યાગહી;
ગુઢ ભાવસોં ભજન કીને, પરાકાષ્ટ અનુરાગ હી;
જીનકી કૃપા પદ રજ પ્રતાપે, પ્રાણવલ્લભ પાઇયે;
ચોરાશી મહાભાગ્ય નીજજનકે, વિમલ ગુણ ગાઇયે. 1
ભરનો કૃષ્ણદાસ મહામેધન, આજ્ઞાકારી હે સાચે જન;
સાધારણ સુખ સેવા કીની, ઈનકો તીન વસ્તુ પ્રભુ દીની.
(છંદ) દીની જો વસ્તુ તીન તાકો, પ્રગટ અનુભવ પાયકે;
પૂર્ણ પુરુષોત્તમ પ્રમાણ્યા, પ્રથમ ગુરૂ ઘર જાયકે;
એસે દીન દીનકી કથાહી, કોન કોન સરાહીયે. ચોરાશી. ૨
સંભરવાલા દામોદરદાસ, કનોજ મધ્યે જીનકોજુ વાસ;
તીનકો પ્રથમહી પત્ર પઠાયો, માનો મહાવિરહીન પ્રાણ બચાયો;
(છંદ) બચાય લીને પ્રાણજીનકે, આપ તહાં ચલી આઈયા;
દેખી મેધન દુતીકા સંગ, નાથ દર્શન પાઈયા;
પ્રાણ તન ધન કરી સેવા, કો ન સમર્થ કહાઇયે. ચોરાશી. ૩
વિમલ કવિજન પદ્મનાભ, તા કારણ પ્રગટેજુ વલ્લભ;
તે કોટિનમેં વિરલા કહાયે, અપનો આશ્રય તાહી જતાયે;
(છંદ) જતાય આશ્રય અંતરંગે, રૂપ વર્ણન જીન કીયા;
વેહી ભક્ત અનન્ય કહીયે, સર્વાત્મા તન મન દીયા;
કહાંલો જશ કહું જાકો, રસનામેં ન સમાઇયે. ચોરાશી. ૪
તીનકી બેટી તુલસા ગાઇ, તાકો શ્રી મુખ આપ સરાહી;
નીશદીન કરત પ્રભુપર ચૈયા, જાકે કારજ સધરે સરૈયા.
(છંદ) સરીયા જો કારજ સકલ જીનકે, એક વૈષ્ણવ આઇયા;
જ્ઞાતી કારણ રહી ભુખ્યા, પ્રભુ સ્વપ્ને જતાઇયા;
પ્રાતઃ આય પ્રસાદ લીનો, દોઉ પ્રેમ બઢાઇએ. ચોરાશી. ૫

પદ્મનાભ સુત વહુ પારવતી, શ્રી હરીકી સેવા નિત્ય કરતી;
એકદીના કર સ્વેત દીખાયે, વીનય પત્ર શ્રી ગોકુલ પઠાયે.
(છંદ) પઠાયે વીનય પત્ર શ્રી ગોકુલ, વાંચ પ્રભુ કરૂણા કરી;
માનો વીરહની પત્ર દ્વારા, તાપ ત્રય તનથી હરી.
સહજ વીરહકી ટેક જાકી, સકલ દુઃખ નસાઇયે; ચોરાશી. ૬
સુત રઘુનાથ પારવતી જાયે, પઢે કાશીતેં શ્રી ગોકુલ આયે;
સમજ્યો નહી અલૌકીક બાની, પ્રભુ અંતરગતકી સબ જાની.
(છંદ) જાની જાકી ગતી અંતર, લીયે બુલાય નજીકહી;
ઉભય વિધસોં શરણ લીને, બચન અમૃત સીંચહી.
રહેત નહી સંદેહ સબ વિધ, નાના ભ્રમ મીટાઇયે; ચોરાશી. ૭
બસત અડેલ રજો ક્ષત્રાણી, તાકી અદ્દભુત કહુ એક કહાની;
કર પકવાન ધરત નિત્ય ભોગ, પ્રાણ પ્રીતમ આપ અરોગે.
(છંદ) અરોગે આપથી પ્રાણ પ્રીતમ, એક દીના શ્રાદ્ધહી;
વાહી દીન અંગીકાર કીનો, વિના સાધન સાધહી.
મનોરથ તુમ યથાસ્થિતયોં, ગુપ્ત અર્થ જતાઇયે; ચોરાશી. ૮
બસત બનારસ જન પુરુષોત્તમ, તાકી પ્રીતી પ્રાન પ્રીતમ;
મન અભીલાખ નાથ તમ પરહે, એહી નીધકી સેવા નીત્ય કરહે.
(છંદ) કરૂ સેવા એહી નીધકી, મોર પખૌવા શીર ધરે;
પાદુકા પદ પદ્મમેં, ઉપવીત ઉર માલા ધરે.
કોટી કોટીક મદનમોહન, રૂપ નીજ પધરાઇયે; ચોરાશી. ૯
સુતા રૂક્મણીકી કહું પ્રીતી, મદનમોહનજીસોં રસ રીતી;
નાના વિધીસોં પકવાન બનાયો, રૂચીકરકે મનુહાર લીવાયો.
(છંદ) લીવાવે કર મનુહાર રૂચીસોં, એહી વૃત નિત્ય નિયમહી;
નિત્ય લે પ્રસાદ વૈષ્ણવ, પુરણ જાકો પ્રેમહી.
કરી પ્રસંશા આપ શ્રી મુખ, અધીક કહા બનાઇયે; ચોરાશી. ૧૦
સુત ગોપાલ કહો જન એવા, મદનમોહનજીકી કરે બહો સેવા;
રીતુ વસંત ફાગુનકો માસ, એક દીન રહે અનતહી વાસ.
(છંદ) વાસ એક દીન રહે અનતહી, જાય કયોં પીય બીન જીયો;
ગાય લલના દેહ ત્યાગી, વીરહકો અનુભવ કીયો.
લીન રસ ઉર લાય લલના, છેલ્લી ટુંક બનાઇયે; ચોરાશી. ૧૧

રામદાસ સારસ્વત ભુદેવા, નવનીતપ્રીયાજીકી કરે સેવા;
કછુ દીન રહે દ્રવ્ય સંકોચન, કરજ ચુકાય હરી દુઃખ મોચન.
(છંદ) મોચન હરી દુઃખ રન ચુકાયો, જાકો તનમેં તાપહી;
નાથ દરસન ગયે અડેલે, કીયો ઉદ્યમ આપહી.
ધન્ય ધન્ય કહ્યો શ્રીમુખ, વેહી ધન્ય કહાઇયે; ચોરાશી. ૧૨
વરણું સારસ્વત જન ગદાધર મદનમોહનજી બિરાજત તા ઘર;
ભક્તિ મુક્તિ રહેતહે દ્વારે, કૃપા કર દેતહી તાહી ઉદ્ધારે.
(છંદ) ઉદ્ધાર દેતહેં કૃપા કરકે, દાસ માધોકો ભઈ;
પ્રાણ વલ્લભકી કૃપાતેં, દધીકે પલટે દઈ.
નીષ્કંચન નામ જાકો, વૈષ્ણવ પ્રસાદ લીવાઇયે; ચોરાશી. ૧૩
વેણીદાસ માધો દોઉ ભ્રાત, ગયે દક્ષિણ માલાકે કાજ;
લાયે ઉત્તમ મોતીન માલા, બીચ મીલે નવનીતપ્રીય લાલા.
(છંદ) લાલ શ્રી નવનીત મીલે, પરસ્પર બાતેં ભઈ;
કીજે ઇચ્છા નીજ સોહી, નાવ ડુબતતેં રહી.
ગયે અડેલે કરી બીનતી, માલા આપ ધરાઈયે; ચોરાશી. ૧૪
બસત બનારસ જન હરીવંસ, તાકી કછુ મુખ કરૂં પ્રશંસા;
ડોલ ઝુલાવનકે દીન આયે, પટનામેં પ્રભુ તાહી જતાયે.
(છંદ) જતાયે તાકું પ્રભુ પધારે, સુનત ભાજ આયે ઘરે;
દરશ કર ત્રય તાપ ટારે, વીરહ વેદના તન હરે.
રાગ રંગસોં ફાગ ખેલે, અધીક ડોલ ઝુલાઇયે; ચોરાશી. ૧૫
વરનોં ભલ્લા ગોવીંદદાસ, કછુ દીન કીયે મહાવનવાસ;
ટકા ચોવીસ સામગ્રી આવે, ભોગ ધરે વૈષ્ણવકો લીવાવે.
(છંદ) લીવાવે વૈષ્ણવ નીત્ય ઘરમે, આયો દ્રવ્ય સંકોચહી;
હરખકે સુખ માન લીનો, તાકો મન નહિ સોચહી.
કરી પુન ગિરિધરન સેવા, નીત્ય જલ ભર લાઇયે; ચોરાશી. ૧૬
બાલભાવ સેવત ક્ષત્રાણી, તીનસોં કહત અમ્મા પ્રભુ બાની,
તાકે ઘરહી પ્રભુ પધારે, ટેરા ખોલકે તાહી નીહારે.
(છંદ) નીહારે દેખત દુધ પીવે, દોઉ મન સચુપાવહી,
દેખ અમ્મા કરી બીનતી, ભલી ઉભય છબી પાવહી;
યહાં અરોગો વહાં અરોગો, ભક્ત સાધ્ય પુજાઇયે; ચોરાશી. ૧૭

બરનો ક્ષત્રી જન ગજ્જન ધાવન, તાકી કીર્તિ સબ જગ પાવન,
પ્રીય નવનીતકો લાડ લડાવે, ગજ ઘોડા કર તાપેં ધાવે.
(છંદ) ધાવેજુ તાપર ચડે ઉપર, એસો પુરન ભાવહી;
પ્રાણ વલ્લભ મહા દાની, કરે જો મન ભાવહી,
નીમેશ નાહી વીછર્યો ગજન, એસી પ્રીત લાગાઇયે; ચોરાશી. ૧૮
દાસ નારાયણ બ્રહ્મચારી, સેવ્યા ગોકુલચંદ સુખકારી,
ઘાસ ધોય નીત ગાય ખવાવે, યાતે દુધમેં રજ નહી આવે.
(છંદ) આવે નહી રજ દુધમેં તહાં, એસો પુરણ સ્નેહહી;
દ્રવ્યહો નહી નેક ચાહત, બુહારી ડારત ગેહહી,
અંતમે સુખ પ્રભુ માગ્યો, વે નીરપેક્ષ કહાઇયે; ચોરાશી. ૧૯
મહાવનમેં એક ક્ષત્રાણી, ચાર સ્વરૂપ પાયે સુખદાની;
તાપેં દ્રષ્ટ કરી નીજ નાથે, પધરાયે વૈષ્ણવકે માથે.
(છંદ) માથે જો વૈષ્ણવકે પધારે, તાકો સુંદર ગાતહી,
પ્રાણ વલ્લભકી કૃપા તેં, કીરત જગ વિખ્યાતહી;
બહોત દીનલોં કરી સેવા, ફેર તહાં પધરાઈયે; ચોરાશી. ૨૦
વરનો ક્ષત્રી કપુર જન દેવા, લલીત ત્રીભંગીકી કરે બહો સેવા;
અલ્પકાળમેં પદ પહોંચાયે, ફેર પ્રભુ મંદીરમે નહી પાયે.
(છંદ) પાયે નહી પ્રભુ મંદીર ભીતર, ભયે અંતરધ્યાનહી;
નેહ નાતો સબ સોહાતો, ચાહે ન મન સનમાનહી,
કરી કરૂણા શરણ લીને, લીલા નાહી લીખાઇયે; ચોરાશી. ૨૧
જીયાદાસ એક ક્ષત્રી કહીયે, તાકે પદ પંકજ બલ જઈયે,
લાડલી લાલ લાડ લડાયે, ચારોં જામ નીજ પદ પહોંચાયે.
(છંદ) પોહોચે ચારો જામ નીજ પદ, પ્રાણ વલ્લભ શ્રી હરી,
બે સમે સૂત દોઉ રહે, તીને મીલ સેવા કરી;
સબ જગતતેં ધરન ન્યારી, કોન રીત છુપાઇયે; ચોરાશી. ૨૨
બસ્રાત અડેલે દીનકર દાસા, તાકો સીંચત સુખકી રાસા,
એક દીના હે કાજ મીલાયે, સૂનત બનક સબ તજ આયે;
(છંદ) આયે તજકે પ્રાનપતી ઢીંગ, દેખકેં આજ્ઞા કરી,
ઉત્તમ શ્રોતા હે હમારે, લાગી ફીર અમૃત ઝરી,
બહાર અંતર કીયે આદ્રિત સકલ રસ સરસાઇયે; ચોરાશી. ૨૩

જન મુકુંદ પંડીતપર પ્રેમ, સુબોધિની સુમરણકો નિત્ય નેમ,
તાહી પ્રીય વર વલ્લભ વાની, કહા કરે કોઉ અલ્પ પુરાણી;
(છંદ) પુરાણી અલ્પ કહા કરે કોઉ, મુકુંદ સાગર જીન કીયા;
પ્રાણપતીકે પતીવૃત દૃઢ, સ્વપને નહીં મન અન્ય દીયા;
એસે સાચે ટેકવારે, સદા શિશ નવાઇયે; ચોરાશી. ૨૪
પ્રભુદાસ જલોટા કહાયે, દધીપલટે મુક્તિ દે આયે,
વર વલ્લભ પુરન ફલ પાયો, આદી વૃન્દાવન આપ દીખાયો;
(છંદ) દીખાયો આપનો ધામ આપહી, કીયો મહારસ દાનહી,
વિષ્ણુદાસ પ્રભુ શ્રી વલ્લભ, કીયો મુખ મધુપાનહી;
મીલી ઈનકી કૃપા કણીકા, તોહે જીવ જીવાઈયે; ચોરાશી. ૨૫
ભાટ સિંહનંદકે પ્રભુદાસ, પ્રભુ સેવામેં દૃઢ વિશ્વાસ,
સબ સાધન તજ હરી પદ વંધા, કીર્તિ ચોધરી સૂની કરી નીંધા.
(છંદ) નીંધા ઉનકી ચીત્ત કરન લાગ્યો, નાથકો નાહી સહ્યો,
રાતમેં જુરી દુત આયે, મારકે મુરકે ગયો;
કરન લાગ્યો સ્તુતી સબ મેં દાસ કીરત બઢાઇયે; ચોરાશી. ૨૬
પુરૂષોત્તમ જન આગ્રાવારે, તાકે ઘરહી આપ પધારે,
નાના પ્રકાર ધરે જન ભોગ, કીયે મનોરથ આપ અરોગે,
(છંદ) અરોગે આપહી સકલ સુખ દે, સજ્યા નીજ પોઢાઈયા,
બ્યાર વીંજના સૂગંધ નાના, અંગ રાગ લગાઈયા,
વા સમે સૂખ વેહી જાને કાગદમેં ન લીખાઇયે, ચોરાશી. ૨૭
ત્રીપુરદાસ કાયસ્ત જન એક, ચરણામૃતપેં જાકી ટેક;
એક દીના સબરો નીપટાયે, લરીકા તીન થેલી લે આયે,
(છંદ) આયે લરીકા દઇ થેલી, ત્રીપૂરદાસ આયે ઘરે,
ધીક ધીક યોં કહી મનકો, પ્રભુ ઇતનો શ્રમ કરે,
સીતદીન પ્રભુ ઓઢે રંગી ભક્ત પક્ષ દ્રઢાઇયે, ચોરાશી. ૨૮
પુરણમલ્લ અંબાલાકે વાસી, તાકો આજ્ઞા કરી સુખરાશી,
મંદીર મેરો વેગ બનાવે, તુરત ચલહી ગોવર્ધન આયે,
(છંદ) આયે ચલકે ગોવર્ધનકો, મંદીરકો આરંભ કિયો,
થોડે દીનમેં ભયો પુરન, ન્યોછાવર તન મન દીઓ,
પ્રસન્ન હોયકે કરી આજ્ઞા, અંગ રાગ લગાઇએ, ચોરાશી. ૨૯

યાદવ ઇંદ્રદાસ જન પરચૈયા, સર્વસ્વ છોડ વર વલ્લભ વરીયા,
સબ સામગ્રી શીરપેં નાવે, નીત્ય નીકુંજ ભોવન બનાવે.
(છંદ) બનાવે કુંજ ભોવન નીત્ય નયે, પ્રાણપતી સુખ પાવહી,
સેન સજ્યા ભોગ ભુખન, પ્રેમસોં પોઢાવહી,
નીશા પહેરો દેત દ્વારે, એસે કાલ વીતાઇએ, ચોરાશી. ૩૦
શરણ આયે એક દાસ ગોસાંઇ, તાપેં પ્રભુ સેવા પધરાઈ,
બહોત દીનાલોં સેવાકીની, વીરહ અનુભવકી આજ્ઞા દીની,
(છંદ) દીની આજ્ઞા વીરહ અનુભવ, આપ યહ સીર ધાર હે,
હરી સેવા દઈ વૈષ્ણવ, એહી મન નીરધાર હે,
કીયે અનુભવ ચરન પાયે, લીલા નાહી લીખાઈએ. ચોરાશી. ૩૧
માધો જન ભટ કારમીરી, લીખી સુબોધિની સઘ મત ધીરી,
સનમુખ હુઇ બેઠે અરૂધાવે, કબહુ ન અપની પીઠ દીખાવે.
(છંદ) દેખાવે નાહી પીઠ અપની એસો પૂરન ભાવહી,
પ્રાનવલ્લભકી કૃપાતેં મુડદો પુત્ર જીવાવહી,
સદા પીવત વચન અમૃત, અધીક રુચી ઉપજાઇએ; ચોરાશી. ૩૨
અતી ઉપકારી દાસ ગોપાલા, હરીભક્તન હિતકરી ધર્મશાલા,
રાવલ રહેતા યહ કથા સુનાઈ, અડેલમેં પ્રગટે શ્રી રણછોડરાઇ.
(છંદ) રાય શ્રી રણછોડ પ્રગટે, સુનત ઉજ્જન આઈયા,
માવજી વીરજોકો સંગ લેકે અધીક દરશન પાઇયા,
કરી કરૂણા શરણ લીને, જહાં તહાં અપને આઈહી, ચોરાશી. ૩૩
ફીર વિનતી કરી પધ્રારાવલ, મેરી જાતમેં પંડિત પાવલ,
તીનસોં જાતહોં મોહે ભીતે, કૃપા રાવરીસોં સબ જીતે,
(છંદ) જીતે સબ સો કૃપાબલતેં, મહા અનુગ્રહ પ્રભુ કીયો,
પ્રાણવલ્લભ કરી કરૂણા, અપનો ચર્ણોદક દીયો,
અવંતીકા મૃગરાજ એસે, સીયાર કીન બસાઈયે, ચોરાશી. ૩૪
વરનો પુરૂષોત્તમ જન જોષી, કલીમલ હરત કીર્તિ નિર્દોષી,
ઘરસોં ચલે ઉજ્જનકો આયે, કૃષ્ણ ભટકો ત્યાં સંગત પાયે,
(છંદ) પાયે સંગ તહાં કૃષ્ણ ભટકો, દોઉ મિલ ચલે ગેલમેં,
એસે કરતે સુદ્ધ નાહી, પહોંચે જાય અડેલમેં,
પ્રાણપતીકે દરશ પાયે, તાપ ત્રય નસાઈયે; ચોરાશી. ૩૫

જગન્નાથ જોષી સાચોરા, થાર સમર્પ્યો કીયો નિહોરા,
પહલે ભઇ સો ક્ષમા કરાઈ, ફિર સામગ્રી ભોગ લગાઈ,
(છંદ) લગાયે ભોગહી ખુલે દરશન, ગરાશીયા એક આઇયા,
માલા કાજ ખુનસ રાખી, પીછે મારન ધાઈયા,
આયકે પ્રભુ બીચ કીનો, દેખ દોષ ક્ષમાઈએ, ચોરાશી. ૩૬
જગન્નાથ નરહરકી માતા, કહી સુતનસોં શરણકી બાતા;
સુનતહી દોઉ સુત ધાયે, પુરૂષોત્તમ પુરીમેં પાયે.
(છંદ) પાયેજો પુરૂષોત્તમ પુરીમેં, ફીર દેખે ભવનમેં;
ઈતહું દેખે ઉતહું દેખે, ભયો ભ્રમણ ગવનમેં.
માત દઇ સો ભેટ લાવો, વેગ શરણે આઇયે; ચોરાશી. ૩૭
વરનો નરહર જોશી જન, લરીકા હુયે પ્રભુ માગ્યો ભોજન;
મારગ જાન દીયો મન કાચે, ઘર આઇ પુછી સબ સાચે.
(છંદ) સાચે અનુભવ સદા જીનકે, સોઇ પીય મન ભાઇયે;
કુલબાઇ:મહીધરકે ઘર, આંચ જરત બચાઈયે.
કોન કોને સાખ્ય દીજે, કૃપાતેં તીર જાઇયે; ચોરાશી. ૩૮
રાણાવ્યાસ ઉજ્વલ જનરાઇ, કાહુ દુષ્ટને ચુગલી ખાઈ;
સોંહ કરી જોશી જગન્નાથે, મુલ તપાયે પહરે નીજ માથે.
(છંદ) માંથે જો પેહેરે મુલ તાતો, સભા સબ ભય ભીતહી;
સત્યાસત્ય નીકાર ડાર્યો, પરમ ધર્મ પ્રતીતહી.
એસી નીર્મલ કીર્તિ જાકી, કાલકી ન બસાઇયે; ચોરાશી. ૩૯
રજપુતાની બરનત ચલી સતી, હરીજન દ્રષ્ટતેં ભઈ વિમલ ગતી;
તબ એ ચાહ તહાં નહી જરહી, આય જોશીકે પાયન પરહી.
(છંદ) પડી પાયન કરી બીનતી, મોહે શરણે લીજીયે;
જગતમેં મેં ભઇ નીંદક, ટેહેલ અપની દીજીયે.
એસે જન સ્વીકારકીને, કોન રીત છુપાઈયે; ચોરાશી. ૪૦
રામદાસ કહો રાજનગરકે, સાચે જન શ્રી વલ્લભ વરકે;
નામ પાયે બીનું છુઈ નહી નારી, શરણ ભયેપેં કરી અંગીકારી.
(છંદ) કરી અંગીકાર પાછે, દોઉ મીલ સેવા કરી;
પ્રભુ અનુભવ નીત્ય જતાવે, કહા કહુ સુખ ઘડી ઘડી.
એસે સાચે ટેક વારે, સદા શીશ નવાઇયે; ચોરાશી. ૪૧

ગોવંદ દુવે બસત વડાલી તાઈ પત્રી પઠઇ બનમાલી;
વાંચી પ્રભુ લીખી ધીરજ ધરીએ, તાદ્રશી સંગ સ્મરણ કરીયે.
(છંદ) કરીયે સ્મરણ તાદ્રશી સંગ, વીરહ વીયોગ નસાઇયે;
ફરી ઈચ્છા જાન ચીંતા, ત્યાગ દરશન પાઇયે.
નીજાનંદતે ભયો સબ સુખ, સકલ દુઃખ નસાઇયે; ચોરાશી. ૪૨
રાજા માધો દુવે દોઉ ભાઈ, પરદુઃખ હરન મહા વરદાઇ;
મુક દુઃખીત તાકે ઢીગ આયો, ક્ષણમેં સઘરો શાસ્ત્ર પઢાયો.
(છંદ) પઢયો ક્ષણમેં શાસ્ત્ર સઘરો, એસે કરૂણા પાવહી;
પાંગુલા ગિરિકો ઉલ્લંઘે, મુક રસના ગાવહી.
ફેર પ્રભુકે શરણ કીનો, સકલ દુઃખ નસાઈએ. ચોરાશી. ૪૩
વરનો ઉત્તમ[૧]લોક જન, તે આ જગમેં આયે ધન્ય ધન્ય,
યાતેં નહી અધીક જન એવા, તીનને કરી સેવકકી સેવા,
(છંદ) કરી સેવા સેવક જનકી, મહેતારી કહી બોલતે,
હરીજનકી કૃપાબલતેં, સદા પ્રભુ સંગ ડોલતે,
ભક્તિ મારગ સાર એહી, ભ્રત્ય ભ્રત્ય કહાઈયે; ચોરાસી. ૪૪
ફિર કહો ઉત્તમ જન[૧]લોક, સેવાતેં સુધરે દોઉ લોક,
પ્રભુ પ્રસન્ન હુઈ કહી કછુ માગો, એહ વીનતી મો મન તુમ લાગો;
(છંદ) માગો મો મન પ્રસન્નતાસોં, ફેર અનત ન જાય હી,
રાવરી એ મદન મુરત સદા હીયે બસાવહી,
કૃપા કરકેં દીયો યહવર, ટરત નાહિ ટરાઈયે; ચોરાશી. ૪૫
છકડા વાસુદેવ જન ગાવે, મહાપ્રસાદ છપ્પન શેર પાવે,
એક દીના કછુ કાજ પઠાયે, આગરે રૂપચંદનંદાકે ઘર આયે,
(છંદ) આયે રૂપચંદનંદાકે ઘર, પત્રી વાંચી લીજીએ,
સામગ્રી લીવાય દીજે, વીદાય વેગ મોહે કીજીએ,
દોઉ પ્રહરમેં ફેર આયે, કો ન સમર્થ તાઈયે. ચોરાશી. ૪૬
બાબા વેણુ કૃષ્ણદાસ ઘઘરીયા, એક પદ ગાઇ લીલામેં વરીયા,
જાદવ ખવાસ યહ મત લીની, નાથ સેવા કછુક દીન કીની,
(છંદ) કીની સેવા કછુક દીન જબ, લીલાકો સમયો ભયો,
લકડી ચુન એકઠોર કીની, દાહ અપનેપો દીયો;
દેહ અપની અનીત્ય જાની, ભક્ત શ્રમ ન કરાઇએ; ચોરાશી. ૪૭

જગ્નાનંદ થાનેશ્વર રહેતે, સરસ્વતી પર કથા નીત્ય કહેતે,
તાકે ઢીગહી પ્રભુ પધારે, શ્લોક એકહી અર્થ ચલાયે,
(છંદ) ચલાયે અર્થ શ્લોક એકહી તીન પહેર વીતાઇઓ,
દોઉ કર જોડી કરી બિનતી શરણ તુમરે આઈયો,
કૃપા કરકે શરણ લીનો રીત ભાત બતાઇએ. ચોરાશી. ૪૮
બ્રાહ્મણી અડેલ વૈષ્ણુવ બાઇ, સેવ્યા બાલકૃષ્ણ સુખદાઇ,
કરી રોટી ધરત નીત્ય ભોગ, પ્રાણ પ્રિતમ આપ અરોગે,
(છંદ) અરોગે આપહી પ્રાણ પ્રિતમ નેત્રસો દેખે નહિ,
હાથસો ઢંઢોર પાછે લકડી લે ઠંઠોરહી,
એક દિન પ્રભુ તહાં પધારે બડે ભાગ્યરી બાઇ એ. ચોરાશી. ૪૯
આનંદદાસ વિશ્વંભરદાસ ભાઈ, સદા રસ પીવત સુખદાઇ,
ભગવદ્ વાર્તા એકાંત બેઠી કરતે, બિચ બિચ પ્રભુ હુંકારી દેતે,
(છંદ) દે હુંકારી પ્રભુ તાકો મહામોદ બઢાઇયો,
બાત અપની કહિ સુની ભાગ્ય અપનો સરાઇયો,
એહી ચરચા કરો નિશદિન, ઓર કાજ બહાઇયે. ચોરાશી. ૫૦
સિહનંદમે ક્ષત્રાણી બાઇ, ચરખા કાંત સામગ્રી લાઇ,
નાના બિધ પકવાન બનાયે, હંડિયાં ભર મંદિરમે ધરાએ,
(છંદ) ધરાએ હંડિયાં મંદિર ભીતર આપુહી લે આઈયા,
મુસા બિલાઈ હે દોઉ દોડકે તહાં આઇયાં,
ઓસી આરત ભક્ત જનકો સોઇ પ્રભુ પ્રગટાઇયે. ચોરાશી. ૫૧
રામદાસ કહ્યો ધન્ય ધન્ય, વરવલ્લભ જસ ગાયો અનન્યા,
એક દીના કહું ગયે અલેખે, ટોક કરી ફીર મોઢો દેખે.
(છંદ) દેખે ન મોઢો ફેર વાકો એસી સાચે ટેકહી,
મહત્ કરૂણા જાનવે જન, સંગ હોય જાકો નેકહી,
પ્રાણપતીકે રંગ રંગીયે, સ્વપન નહી અન્ય લાઇયે ચોરાશી. ૫૨
કૃષ્ણદાસી ખવાસણ ગાઇ, માની ગોકુલનાથ જન્મ બધાઇ,
મહુરત આજકો દીન નીકો, પ્રગટે પરમ ભાવતો જીકો.
(છંદ) લાલ મેરે જીવન પ્રગટે ધન્ય ભૂતલ આઇયે
જોકે હાથ ફીરે સધરી વ્યથા દુર કરાઇયે,
પલના ઉત્સંગ લાલીત નીરખ નેન સીરાઇયે. ચોરાશી. ૫૩

બરનો સારસ્વત મીશ્ર જન બુલા, તાકે વચન સત્ય અનુકુલા,
ક્ષત્રીકો પુત્રહુ દે આયે, રીતુ ન હોય તાકે સુત જાયે
(છંદ) જાયે તાકે હરીજન સુત, એસે અતુલ્ય પ્રતાપહી,
સહેજ કરૂણા હોય જાકી, ગયે સબ સંતાપહી;
એસે પુરનપતી શીરપેં ઓર નહી મન લાઇયે. ચોરાશી. ૫૪
રામાનંદ પંડીત થાનેશ્વર વારે, તાકે ઘરહી આપ પધારે,
કહી ઘરનીસો કીંવાર લગાવે, વૈષ્ણવ આવે સો ગોબર લે જાવે;
(છંદ) લે જાવે ગોબર કહી તાતે, પ્રભુકો નહી ભાઈયા
કુચીત વચન કહ્યો તાતે, ત્યાગ તાહી કરાઈયા.
વીરહદેકે કીયો કંચન, ફીર અધીક અપુનાઇયે. ચોરાશી. ૫૫
વિષ્ણુદાસ છીપા ગુણ ગાતે, તાતે સબે પંડીતકું જીતે,
દ્વારપાલ હરિકે નીજ રહેહે, અન્ય આસુર કોઉ જાને ન પેહે;
(છંદ) જાને ન પેહે અન્ય આસુર, શાસ્ત્રસોં ઉત્તર કરે.
સીયાર બાજત જાત પાછે, સીંધ ગરજનતે ડરે.
ખરો ભરૂંસો પ્રાણપતિકો, કાહુપેં ન ડરાઇયે. ચોરાશી. ૫૬
જીવણદાસ જન દરશન ધાયે, પાક કરતમેં મેહ ચઢ આયે,
વરવલ્લભકી દીની તબ આન, બુંદ ન પરસી અતી ભય માન;
(છંદ) માન ભયયોં સબે જાની, અડેલ આતુર આઈયા,
દરસ કરકે તાપ ટારે, વિરહ વેદ નસાઇયા;
એસે એસે કીયે કૌતુક, ટરત નાહી ટરાઇયે. ચોરાશી. ૫૭
ભગવાનદાસ સીધોતરી વારે, વરવલ્લભકે કહીયે પ્યારે,
કૃપા કરી દેવનકે દેવા, ચરન પાદુકાકી દીની સેવા;
(છંદ) સેવા દીની ચરણાંબુજકી, સકલ રસ અનુભવ કરે,
મહાભાગી ગુણાતીત તે પ્રાણપતિકું તે વરે;
દેહકો ફ્લ દીયો જાકો, ધન્ય ભુતલ આઇયે. ચોરાશી. ૫૮
વરનો ભગવાનદાસ ભીતરીયા, તાપેં નાથ સેવા અનુસરીયા,
એક દીના કછુ કાજ બીગારે, શીક્ષા કર પ્રભુ ભીન્ન બેઠાયે;
(છંદ) બેઠાયકે પ્રભુ શુદ્ધ કીને, ફીર અધીક કરૂણા કરી,
દાસકું કબહુ તજે નહી, એસી ટેવ પરાપરી;
કૃપાસીંધુ નામ જાકો, કોન જસ વિસરાઇયે. ચોરાશી. ૫૯

કહો સનોડ જન અચ્યુતદાસા, માનસી ગંગાપર જીનકો વાસા,
તાકો શ્રી પ્રભુ આજ્ઞા દીની, ગિરિરાજકી પરિક્રમા તીન કીની;
(છંદ) કીની પરિક્રમા તીન તાને, તીન કૌતક દેખહી,
એસે શ્રી હરીદાસ વર્ય, બઢી પ્રીત વિશેષહી;
પ્રાણપતિ ઉત્સાહ સ્થીત ત્રીય, શ્રી ગોવર્ધન ધાઇયે; ચોરાશી. ૧૦
અચ્યુતદાસ કહો બડભાગી, વરવલ્લભસોં લગની લાગી,
જબ પ્રભુ અંતરધ્યાન લીલા કીની, સુનત સદ્ય દેહ ત્યજ દીની;
(છંદ) દીની ત્યજ દેહ વિરહ કરકે, પાસ લીલામેં ગયે,
દેહ અલૌકીક ભઈ જાકી, પ્રાણપતીકો સુખ લહે,
એસો કહીએ પુષ્ટિ મારગી, સાધન કીન ચલાઈયે. ચોરાશી. ૧૧
અચ્યુતદાસ સારસ્વત જન ગાયે, કો વર વલભ નામ બેકાયે;
છીન વીરહ જુગ શત સમ બીતે, એસી પ્રીત કહીયે અપરમિતે;
(છંદ) પ્રીત કહીયે પરમ કાષ્ટા, મીન જલ અકુલાંતહી;
પ્રાણવલ્લભ કરી કરૂણા, પલ છીન જુગ સમ જાતહી;
એક વૈષ્ણવ કીયે દરશન, કહી સંદેહ મીટાઈયે. ચોરાશી. ૧૨
નારણદાસ જન અંબાલય વાશી, હરી દરશન કરે હેત ઉપાસી;
પૃથ્વીપતીકી નોકરી કરતે, પ્રભુ દરશનકો નહી આઇ શકતે;
(છંદ) આઈ ન શકે પ્રભુ દરશન, વિરહ બહોત કરાઈયા;
એક ચાકર રાખ્યો તીનને, છીન છીન સુધ દીવાઈયા;
એસી આરત ભક્ત જનકો, સોઈ પુષ્ટિ કહાઇયે. ચોરાશી. ૧૩
નારણદાસ ભાટ મથુરાંકે ગાયે, સ્વપનેમેં પ્રભુતાહી જતાયે;
પ્રાતઃ ઉઠી વૃંદાવનકો આયે, મદનમોહનજી તહાં પ્રગટાયે;
(છંદ) પ્રગટ ભયે શ્રીમદનમોહન, ગોપીનાથ પાટ બેઠાઈયા;
બહોત દીનલોં કરી સેવા, ફેર વહાં પધરાઇયા;
શ્રી મહાપ્રભુકો જાન સેવક, એસી કરૂણા તાઇયે. ચોરાશી. ૧૪
ફીર કહો જન નારાયણદાસા, નગરઠઠા નીજ જનકો વાસા;
દેશાધીપતીકી દીવાની કરતે, વે જન કાહુસોં નહી ડરતે;
(છંદ) ડરતે નાહી કાહુ જનસોં, દોઉ વૈષ્ણવ આઇયા,
પાંચ થેલી દઈ તાને કરજોડ શીષ નમાઈયા;
[illegible]આનો છુટ આયે, ધન્ય ધન્ય કહાઈયે. ચોરાશી. ૧૫

સાસ વહુ ગોરજા સમરાઈ, સામગ્રી કર ભોગ ધરાઈ;
નીશાગ્રણ નહિ દેત દીખાઈ, મુરઝ પડી પ્રભુતાહી ઉઠાઈ;
(છંદ) ઉઠાયેકે પ્રભુ બચન સીંચે દોઉ ભુજ ઉર ભેટહી;
પાસ લે લાગે અરોગન, તાપ તન સબ મીટહી;
સાસ આયે કીયે દરશન, બહુ ભાગ્ય સીરાઈયે. ચોરાશી. ૬૬
સીહાનંદમે એક વૈષ્ણવ ક્ષત્રી, અન્ય મારગીયસેં તાસો મીત્રી;
તાકે ઘરહી પાક બનાયો, નાથ નામ લે ભોગ ધરાયો;
(છંદ) ધરાયે ભોગ નાથ નામ લે, સમયે ભોગ સરાઈયા;
પ્રસાદ લેકે દોઉ સોયે, સ્વપને બાત જતાઈયા,
ફેર પ્રભુકે શરણ આયે, ભક્તસેં ગતિ પાઇયે. ચોરાશી. ૬૭
વૈષ્ણવ અડેલ સુતાર જન રાઇ, તાકી કહા કરૂં હોં બડાઇ;
પ્રભુ દરશનકો નીત આવે, ઘરકે મનુષ્ય સંકોચ બહુ પાવે;
(છંદ) પાવે સંકોચ જાન તાકી, નાથ હી ઘર આઇયા;
પ્રાણવલ્લભ કરી કરૂણા, બાત બહોત બતાઇયે;
માત ઘલ્લંમા ટોક કીની, એસી ઉચીત નાહીંયા. ચોરાશી. ૬૮
સ્ત્રી પુરૂષ દોઉ જન ગાયે, સીહાનંદતે આગ્રેમેં આયે;
ઘર નીપટહી બહો છોટે, આંગન મેંહી દોઉ મીલ સોતે;
(છંદ) સોતે દોઉ મીલ બહાર આંગન, ચાતુર માસકે દીન આઇયા;
મેહ બરખે ભીજત સોયે, પ્રભુ ભીતર બોલાઈયા;
હમ સોયે હેં અટા ઉપર, સંકોચ મન ન કરાઇએ. ચોરાશી. ૬૯
દામોદરદાસ જન કાયસ્ત, વીરબાઇ પરમ રસમસ્ત;
કૃપા કરી કપુર પ્રભુ દેવા, પ્રસુતકામેં કરી પ્રભુ સેવા;
(છંદ) કરી સેવા પ્રસુતકામેં, કાછ દેકે નાઈયા,
ચાલીસ દીનલોં કરી સેવા, પ્રભુ પ્રસન્ન કરાઇયા;
શુદ્ધ વ્હેકે કરી ફેરી, નીકી અપરસ કરાઈયે. ચોરાશી. ૭૦
સીંહાનંદ ક્ષત્રાણી બાઇ, શ્રી લાલ સેવા પધરાઈ;
ઘરકે આંગન કાછની જબ બોલે, પ્રભુ તાહે યોં કહત ડોલે;
(છંદ) ડોલે પોકારત તાહી પ્રભુહી, મૈયા મેરી બોલાવહી;
તરેહતરેહકી શાક ભાજી, પ્રભુ ભોગ ધરાવહી;
રાતમેં પ્રભુ ભુખ લાગી, તોતરી ફીરી લાઇયે. ચોરાશી. ૭૧

ગાઉં ગુણ જન લઘુ પુરૂષોત્તમ, તાપેં કૃપા કરી પ્રભુ ઉત્તમ;
દૈન્ય લેનહીત લઘુતા પાઈ, તાકી કહા મુખ કરૂં બડાઈ;
(છંદ) કરૂં બડાઇ કહુ તાકી, પ્રાણપતિસોં હેતહી;
દીનતાતેં વરવશ, પુરણ ગુણ નીર્દોષહી;
ક્ષીમતાકો ભકતી મારગ, સોઈ પ્રભુ પ્રગટાઇયે. ચોરાશી. ૭૨
ગાઉં ગુણ જન મહા કવીરાજ, તાકે હૃદયે પ્રેમકી પાજ;
જગ જસ તજ નીજ પ્રભુ જસ ગાયો, સબ સંતમંડલી તાહી સીરાયો;
(છંદ) સીરાયો સબહી સંત મંડલ, કીયે કવીત અપાર હી;
મહા અલૌકીક પરમ સુંદર, શ્રી વલ્લભ અવતાર હી;
એસે બહોવિધ કીયે કવિતા, સુફલ રસના કહાઇયે. ચોરાશી. ૭૩
ગોપાલદાસ ચલી ગયે અડેલે, ફેલ રહી સૌરભ રસ રેલે;
માઘો માસ એકાદશી દીન, જન્મ ઉચ્છવકે કીયે દરશન;
(છંદ) કીયે દરશન જન્મ ઉચ્છવ, ગાય ગુણ આનંદમયા;
ગોપાલદાસ અનંત લીલા, પ્રગટ શ્રી વલ્લભ ભયા;
એસે ચોખરા છંદ કીને, પ્રાણપતીહી રીઝાઇયે; ચોરાશી. ૭૪
જનાર્દનદાસ ગરૂડ સ્વામી, સો કહીએ ભક્તન શીરનામી;
સોયે સ્વપ્ન ભયો સુખ રાતા, સો યે શરણ આયે મીલી પ્રાતા;
(છંદ) પ્રાતઃ ઉઠી પ્રભુ પાસ આયે, શરણ મોકો લીજીએ,
રાત આજ્ઞા આપ કીની, સોઇ સાચી કીજીએ;
કૃપા કરકે શરણ લીનો, સ્વામી પદ શોભાઇયે ચોરાશી. ૭૫
વરનોં ક્ષત્રી કન્હૈયા સાર, તાકી વાણી રસિક રસાલ;
તાકો પ્રભુ સબ ગ્રંથ પઢાયે, સો પ્રભુ હીત અડેલે આયે;
(છંદ) આયે અડેલે કીયે દરશન, નીરખ નેન સીરાઇયે,
રૂપ કોટી અનંત મોહીત, નાથ દરશન પાઇયે;
દેહકો ફલ લીયો જાકો, ધન્ય ભુતલ આઇયે. ચોરાશી. ૭૬
બરનુ ગોડીયા નરહર દાસા, મદન મોહનજી કે ઉપાસા,
નાનાવિધસોં લાડ લડાવે, ત્યોં ત્યોં પ્રભુ અનુભવ જતાવે,
(છંદ) જતાવે અનુભવ પ્રભુ તાકો, એસે કાલ વિતાઈયા,
ભજન રસમેં સદા વીલસત, શરણ જે જન આઇયા,
પાછેસેં શ્રી મદનમોહન, નાથ ઘર પધરાઇએ ચોરાશી. ૭૭

બાલકૃષ્ણ બાદરાયનદાસ ગાયે, આછે ભટ્ટપેં નામ સુનાયે;
તાકે ઘરહી પ્રભુ પધારે, સ્ત્રી પુરૂષ દોઉ શરણે આયે,
(છંદ) આયે શરણે કૃપા કીની, દ્વારિકા સંગ આઇયા;
એસી ટહેલ કરી જાને પ્રભુ પ્રસન કરાઇયા,
બાદા નામ ફીરાય તાકો, બાદરાયનદાસ ધરાઈયે. ચોરાશી. ૭૮
રામદાસ ચુહાણ જન ગાયે, નીકસ કંદરાતે બાહીર આયે,
મંદીર ઇંટનકો છોટો બનાયે, તામેં પ્રભુકો પાટ બેઠાયે,
(છંદ) બેઠાયે પાટહી મંદીર ભીતર, નાથ નામ ધરાઈયા;
બહો વિધસોં પાક કરકે, અન્ન પ્રાશન કરાઇયા;
કરી આજ્ઞા પ્રભુતાકો, પૃથ્વી પરિક્રમા ચલાઇએ. ચોરાશી. ૭૯
માણેકચંદ સહુપાંડે ભવાની, બેટી નરોકી કહુ એક કહાની;
તાકે ઘરપેં આપ પધારે, તબ પ્રભુ ગિરિપર તાહી પુકારે;
(છંદ) પૂકારે ગિરિપર પ્રભુ તાકો, દુધ મેરા લાઇયે;
દાસ જનકો કરી આજ્ઞા, પ્રાત ઉપર જાઈયે;
એહી શબ્દ ઝારખંડકો, દોઉ એક મીલાઇયે. ચોરાશી. ૮૦
નરહર સંન્યાસી જન ગાયે, વેણા કોઠારી તાકે સંગ આયે;
પ્રભુ સંગ દ્વારકાં દોઉ ધાયે, ચલત મારગમે મંદ મુસકાયે;
(છંદ) મુસકાય જાનકે કરી બીનતી, પ્રાર્થના એક કીજીયે;
વેણાકોઠારીકો મહા મંત્ર, દેકે શરણે લીજીએ;
કરો સંગત ભકત જનકી, તાતે ફલહી પાઇયે. ચોરાશી. ૮૧
ગોપાલદાસ કહો જટાધારી, નેત્ર મુંદ ઠાડે કરત વીચારી;
દેહાધ્યાસ કછુ બાધ ન કરતે, હાસ્ય વિનોદ પ્રભુ બહુ કરતે,
(છંદ) હાસ્ય વિનોદ કરે પ્રભુ બહો, શ્રી મુખહી આજ્ઞા કરી;
તેરા પડદા હોય કેસો નેત્ર, ખોલી દે પરી,
ફીર પ્રભુસોં બીનતી કીની, પૃથ્વી પરિક્રમા કરાઇયે. ચોરાશી. ૮૨
કૃષ્ણદાસ સ્ત્રી પુરૂષ દોઉ ગાયે, તાકે ઘર એક દીન ભક્ત બહુ આયે,
ઘરમેં કછુ સામગ્રી નાહી, સ્ત્રી બનીઆકે હાટન આઈ,
(છંદ) આએ હાટન કહી તાને, સોદા હમકો દીજીએ,
એક દીન તોસોં મીલુંગી, કાલ મેરા લીજીએ;
કરી સમાધાન કૃષ્ણદાસ, કાંધે ચડાઈ લે આઇયે. ચોરાશી. ૮૩

વરનો આગ્રે દાસ જન સંતા, તે રાજત માનુ પરમ જન હંસા,
ટકા અઢાઇ નીત્ય હી કમાવે, તામેં અપનો નીભાવ ચલાવે,
(છંદ) ચલાવે નીભાવ અપનો, પોથીમેં ચીત્ત લાઈએ,
ગોડદેશ નારાયણદાસને સો મહોર હુંડી પઠાઈએ,
સોઈ પ્રભુકો ફીર દીની, હંસ મુકત ચુગાઇએ. ચોરાશી. ૮૪
સુંદરદાસ એક વૈષ્ણવ ગાયે, તાકે સંગ માધોદાસ આયે,
તાકે ઘરહી પ્રભુ પધારે, નાનાવિધ કરકે ભોગ ધરાએ,
(છંદ) ધરાએ ભોગ બીરાજે દ્વારે, પ્રેત અતિ ધીધલાઈયા,
સમશ્યા વચન કહ્યો તાને, રાત્રમેં દૂત આઈયા,
ફેર પ્રભુને કૃપા કીની, સબ ગામ પ્રસાદ લીવાઈયે. ચોરાશી. ૮૫
પટેલ માવજીકો યહ નેમ, શ્રી વીરજીકો પુરન પ્રેમ;
દોઉ બીરીયાં શ્રી ગોકુલ આયે, ગુડ ઘૃત ગાડા ભર લાયે,
(છંદ) લાયે ગાડા તીનો ભરકે, ભંડારમેં હી પઠાઈયા,
કૃષ્ણભટ્ટ પ્રતી કરી બીનતી, વૈષ્ણ પ્રસાદ લીવાઈયા,
ફેર પ્રભુને કરી આજ્ઞા, પુરુષોત્તમ પુરીમેં જાઈયે. ચોરાશી. ૮૬
ગોપાલદાસ નરોડા ગાયે, સેવ્યા શ્યામસુંદર મન ભાયે,
એક દીન બહોત જ્વરહી આયો, પ્રભુ અપની ઝારીકો જલ પાયો;
(છંદ) પાયો અપનો ઝારીકો જલ, વિરહ ચોખરા ગાવહી,
શીખંડી ઘનશ્યામ સુંદર કંઠ મનોહર હારહી;
શ્યામસુંદર ભક્તવત્સલ, લાલ ગીરધર ગાઇએ. ચોરાશી. ૮૭
ભકતકમલ માર્તંડ ઉપાસા, તે જન કહીયે સુરજદાસા,
જગ હીત કારણ સુર કહાયે, લક્ષાવિધ હરી કીરતન ગાયે,
(છંદ) ગાયે લક્ષાવિધ હરી કીરતન, તામેં મધ્ય યહ સારહી,
શ્રી વલ્લભ નખ ચંદ્ર મહા અદ્દભુત, સબ જગ ઉજીયારહી,
જાકે ગાયે તરે કોટીક, વે નીશાન બજાઇયે. ચોરાશી. ૮૮
પરમાનંદ નીશ કીયો જાગરણ, કૃપા કરન આયે વલ્લભ જન,
તાકી ગોદ સૂની પ્રભુ બાની, સ્વપ્ને આજ્ઞા ભઇ સો માની,
(છંદ) માની આજ્ઞા સ્વપ્ન ભઇસો, અડેલ આતુર આઇયા;
રૂપ કોટી અનંત મોહીત, નાથ દરશન પાઇયા,
કરી કરુણા શરણ લીને, પરમાનંદ બઢાઇએ. ચોરાશી. ૮૯

કુંભનદાસ જુમનાવતા વાસી, તરૂણ કીશોરકે ઉપાસી,
પૃથ્વીપતીને તાહી બોલાયે, તાકે સાન્નીધ્ય કીરતન ગાયે;
(છંદ) ગાયે કીરતન તાકે સાન્નીધ્ય, ભકતકો કહા કામહી,
કુંભનદાસ લાલ ગીરધર બીનુ, યહ સબ જુઠો ધામહી;
માન રાજા દીએ કંચન, વેહી ત્યાગ બતાઇયે. ચોરાશી. ૯૦

વરનો કૃષ્ણદાસ અધીકારી, તાહે રાસલીલા બહો પ્યારી,
વેશ્યા હીનહી ચરન પઠાઈ, કીરતન ગાય લીલામેં આઇ;
(છંદ) લીલામે અંગીકાર કીને, ગાય ગુન અષ્ટ છાપહી,
મહાકલીકી મંદ બુદ્ધિ, બલ જાય બિષ્ણુદાસ હી;
ભકતજન પદરજ પ્રતાપે, સકલ કાજ સરાઇયે,
ચોરાશી મહાભાગ્ય નિજજનકે, વિમલ ગુણ ગાઇયે. ચોરાશી. ૯૧

## ( શ્રીગોકુલેશજીના ઘરના સેવકોને તો ખાસ વધામણી. )
### ( શ્રીમદ્વિઠ્ઠલનાથજીના ચતુર્થલાલજી માળા પ્રસંગવાળા. )

# શ્રી ગોકુલેશજીનાં ધોળ તથા પદ સંગ્રહ.

શ્રીગુસાંઇજીના ચતુર્થ લાલજી આ શ્રીગોકુલેશજીએ ભૂતળ ઉપર પધારી પોતાની ૭૦ વર્ષની વૃદ્ધવયે જહાંગીર પાદશાહ સામે ધર્મનું દ્વંદ્વ યુદ્ધ કરી, માલા, તિલક અને ધર્મની અડગ ટેક ટકાવી સમસ્ત પુષ્ટિમાર્ગ ઉપર મહત્ ઉપકાર કર્યો છે. તેમના નામથી ભાગ્યેજ કોઇ પણ વૈષ્ણવ અજ્ઞાત હશે ! અમોએ આ શ્રીગોકુલેશજી ! પ્રાગટયની વધાઇ તથા ધોળપદ ૩૦૦ વર્ષનાં પ્રાચિન પુસ્તકોમાંથી સતત્ પ્રયત્ને એકત્ર કરી નીચે પ્રમાણે પ્રકરણોથી છપાવી બહાર પડયો છે.

પ્ર. ૧ લું-જન્મોત્સવની વધાઇ. પ્ર. ૨ જું પલના, ઢાઢી, બાળલીલાનાં પદ, પ્ર. ૩ જું-પ્રાગટયનાં શોભન, રંગ રંગતું ધોળ, છઠ્ઠીની રાત્રે ગાવાનું ધોળ, પ્ર. ૪ પ્રાગટયનાં ધોળ, પ્ર ૫ મું-નિત્ય ચરિત્રનાં પદ, પ્ર. ૬ ઠું-મંગલાથી શયન પર્યંતનાં પદ, પ્ર. ૭ મું-બારમાસિક ઉત્સવનાં પદ, પ્ર. ૮ મું-વસંત, ધમાર, ડોલ, પ્ર. ૯ મું-વિવાહનાં પદ, શોભન, ધોળ, પ્ર. ૧૦ મું-માળા પ્રસંગનાં કવિત, પદ ધોળ, પ્ર. ૧૧ મું-વિનતીનાં ધોળ, પ્ર. ૧૨ મું-આશ્રયનાં પદ, પ્ર. ૧૩ મું-૭૮ ભગવદીયનું ધોળ, તથા બેઠકોની યાદી વગેરે.

ઉપર પ્રમાણે પ્રકરણો સાથેનો આ ગ્રન્થ કે જે અત્યાર સુધીમાં કોઇ પણ ઠેકાણે પ્રસિદ્ધ થયેલો નથી જેને મહાન્ પરિશ્રમે વૈષ્ણવ વર્ગની સમક્ષ મુકીએ છીએ; આશા છે કે આપ અમને યોગ્ય મદદ આપી તેના ગ્રાહક થઇ આભારી કરશો.

આ ગ્રન્થમાં લગભગ ૭૦૦ ધોળપદનો સંગ્રહ, તેમજ તેની અંદર શ્રીગોકુલેશજી, શ્રીકન્હૈયાલાલજી, શ્રીવલ્લભલાલજીનો એમ ૩ ફોટા તથા તેમની વંશાવળી પણ આપી છે. છતાં કીંમત ફકત રૂ. ૧-૦-૦ એક રૂપીઓ રાખવામાં આવી છે.